REGISTERED No B 43.

પુસ્તક ૬૦ મુ.] [અંક ૧ લો

# Gujarat School Paper.

# ગુજરાત શાળાપત્ર.



જાન્યુઆરિ સને ૧૯૨૧.

અનુક્રમણિકા.



કેળવણીખાતાના હુકમથી.

તંત્રી અને પ્રકાશક (ઓક્ટોબર ૧૯૧૪ થી)

મિ. કેખુશરૂ અરદેસર બાલા, બી. એ.,

પ્રિન્સિપલ, મે રા. ટ્રેનિંગ કોલેજ—અમદાવાદ.



શ્રી સત્યનારાયણ પ્રિ. પ્રેસમાં પટેલ મોતીલાલ કાશીદાસે છાપ્યું.
રિલિફ રોડ, હરિપતાસ સામે પાનાભાઇની વાડીમાં—અમદાવાદ.

# સૂચના.

૧. પત્ર સંબંધી લખાણ—એડિટર તરફ મોકલવું. છાપવા મોકલવાનું લખાણુ કાગળની એક બાજુએ ચોકખે અક્ષરે લખવું. છાપવા યોગ્ય લાગશે તો છપાશે, નહિ પસંદ કરેલો લેખ ટિકિટ મોકલી હશે તો પાછો માકલવામાં આવશે.

૨. લેખકને ઉત્તેજન—વિષયો લખી મોકલનારની પૈસા લેવાની ખુશી હશે તો પ્રથમથીજ ખબર આપેથી દર છાપેલે પાને યોગ્યતા પ્રમાણે રૂ. ૧) સુધી આપવામાં આવશે. ચર્ચાપત્ર માટે કંઈ આપવામાં નહિ આવે.

૩. લવાજમ—વરસ એકનો રૂ. ૧-૮-૦ ટપાલ ખર્ચ સાથે અગાઉથી. વિદ્યાર્થીઓ માટે ૦-૧૨-૦. છુટક અંકના રૂ. ૦-૨-૬; પોસ્ટેજ રૂ. ૦-૦-૬ જુદું.

૪. મનિઑર્ડર—કુપન પર ગામ કે શહેરનું ઠેકાણું સ્પષ્ટ લખવું. તેમજ ત્યાં એકથી વધારે નિશાળો હોય તો નિશાળનો નંબર તથા શાળાપત્ર ઑફિસ તરફથી અપાએલા સરનામાના લેબલ ઉપરનો નંબર લખવો.

## જાહેરખબરના ભાવ.

| મુદ્દત. | પેજ. | | |
|---|---|---|---|
| | આખું | અર્ધું | પા. |
| આખું વર્ષ. | રૂ. ૬૫ | રૂ. ૩૪ | રૂ. ૨૦ |
| ૭ માસ. | રૂ. ૩૫ | રૂ. ૧૮ | રૂ. ૧૨ |
| ત્રણ માસ. | રૂ. ૨૦ | રૂ. ૧૦ | રૂ ૭ |

છુટક છપાવવાનો દર.

દર ત્રણ લીટીએ રૂ. ૧-૨-૦ રાખ્યા છે.

આ પત્ર સાથે કોઈ પણ હેંડબીલ વહેંચવામાં આવશે નહિ.

૫. શાળાપત્રમાં આવેલી ખાનગી જાહેરખબરોમાં જણાવેલી ચોપડીઓ ખાતાએ મંજુર કરેલીજ હોય એમ હમેશ હોતું નથી, માટે દરેકને મંજુર કરેલી તરીકે ગણવી નહિ.

૬. શાળાપત્રનું વરસ જાન્યુઆરિથી ડિસેમ્બર સુધી ગણવામાં આવે છે; માટે વરસની વચમાં જે ગ્રાહક બંધ થવા માગતા હશે તેમની પાસેથી જેટલા અંકો તેમને મળ્યા હશે એટલાની છુટક અંક લેખે કિંમત લેવામાં આવશે.

તંત્રી.

## સ્થાપન ૧૯૦૪.

### " અમોને ઘણાજ પ્રદર્શનોમાંથી સોનાના ને ચાંદીના ચાંદ મળેલા છે. "

અમારા કારખાનામા સ્કૂલ્સ ને કોલેજોના શિક્ષણના માટિરીઓ, ફરનીચર, બાળકોને રમવાના રમકડાં, કલબ ને ઘરમાં રમવાની રમતોના સાધનો, બનાવવા તથા વેચવામાં આવે છે. પોલીશીંગ ને ઇલેકટ્રોપ્લેટીંગ વર્કસ દાખલ કરવાથી દરેક નમુનો ઘણોજ મજબુત ને ચિત્તાકર્ષક થાય છે. હાલમાં અમો કેપિટલ વધારી દરેક કામ સંચેથી તૈયાર કરીએ છીએ, ને ઓર્ડર આપેથી માલ તુરત રવાના કરવામાં આવે છે સ્ત્રાઉત્પેર. જેવા કેઃ—સૂર્યમાળા, ટીલ્યુરીયન, ઋતુભેદ, ચન્દ્રની ક્ષયવૃદ્ધિ, નાના મોટા પૃથ્વીના ગોળા, જોવાના, ચીતરવાના ને સપાટી દર્શક નકશા, ઝાડ, છોડ, ફળ, ફૂલના ચિત્રો, માણસના શરીરના અંતર ભાગો, મગજ, કાન, આંખ, ધડ, હૃદયના નમુનાઓ ને ચિત્રો ઝેરી સર્પો, કિન્ડરગાર્ટન, મોન્ટેસોરી, ગણિત, કસરત, કવાયત, ફળ ફૂલના નમુનાઓ, એરપંપ બેલન્સ, વેટ્સ, વગેરે લેબોરેટરીના પ્રયોગોના એપેરેટસ ને કેમીકલ્સ, વગેરે ઘણાજ વિષયોના સાધનો બનાવવામાં આવે છે. અમારા લિસ્ટમાં જે સાધનો નહિ હોય તેની પણ માગણી કરવાથી તેના પર પુરતું ધ્યાન આપવામાં આવશે. પ્રાયમરી કે હાઇસ્કૂલો ઉઘાડનારને બધો સામાન અત્રેથી મળી શકશે. અમારૂં કારખાનું અમદાવાદ પ્રાંતીજ રેલ્વેના દહેગામ સ્ટેશન પર આવેલું છે. જોવા આવનારને ઘણી સગવડ કરેલું છે. અમદાવાદથી ચાર ગાડીઓ અત્રે આવે છે ને જાય છે. રેલ્વે ભાડું ફક્ત રૂ. ૦–૪–૬ છે. પત્ર વહેવાર નીચેના સરનામે કરવો.

કાશીભાઈ છગનદાસ પટેલ એજન્ટ.<br>
શ્રી નડિઆદ. શિક્ષણ સાહિત્ય કાર્યાલય કંપની. લિમિટેડ.<br>
દહેગામ. ( અમદાવાદ પ્રાંતીજ રેલ્વે ).

# गुजरात शाळापत्र

પુસ્તક ૬૦ મું. જાન્યુઆરિ સને ૧૯૨૧ અંક ૧ લો.

## ગત વર્ષનું અવલોકન.

પ્રત્યેક વર્ષ પુરૂં થતાં નવાનો આરંભ ગત વર્ષના અવલોકનથી કરવાની આ પત્રની રૂઢિ છે. આ અવલોકન કરતાં અમને ભિન્ન ભિન્ન સ્વરૂપના વિચાર ઉપસ્થિત થાય છે. માસિક જે ઉદ્દેશથી પ્રસિદ્ધ થાય છે તે ઉદ્દેશ કેટલે અંશે ફળીભૂત કરી શક્યા છીએ તે, તેનું કદ તથા નિયમસર પ્રગટ કરવાની ફરજ વગેરે બાબતો આ અવલોકનને અંગે મુખ્ય સ્વરૂપની માની શકાય.

વિશ્વનિયંતાની અગાધ સૃષ્ટિની પ્રત્યેક વસ્તુ નિયમને વશ છે. કોઈ પણ બનાવ કે પરિણામ તે અગમ્ય શક્તિના સ્થાપેલા નિયમનું જ ફળ હોય છે. મનુષ્ય અનેક પ્રકારની ઇચ્છા પરિપૂર્ણ કરવા સંકલ્પ કરે, પણ તે પરિપૂર્ણ થવાનો આધાર ઈશ્વરેચ્છા ઉપર જ હોય છે. સંજોગોને વશ ન થવું એ મનુષ્યનું કર્તવ્ય ખરૂં જ; તેમ છતાં સંજોગો મનુષ્યની ઇચ્છા ઉપર એટલું આક્રમણ કરે છે કે કેટલીક વખત સંજોગોને વશ થઈ જવું પડે છે. અમે પણ ગત વર્ષની શરૂઆતમાં ઘણી ઉમેદો રાખેલી હતી, પરંતુ અનિવાર્ય સંજોગો, કે કારણોને પરિણામે તે ઇચ્છાઓ ફળીભૂત નજ થઈ. આ માસિક શરૂઆતમાં અન્ય સ્થળે છપાવવાની યોજના કરી, પરંતુ તેના પરિણામે વિલંબની સ્થિતિ ઉભી થઈ, અને અનિયમિતપણું પ્રાપ્ત થયું તે દૂર કરવા ઘણા પ્રયાસો કર્યા. જુને સ્થળે છાપવાનું કામ ફરી શરૂ કર્યું, પરંતુ માસિકનું અનિયમિતપણું દૂર નજ થયું. આશા છે કે નવા વર્ષમાં તે દોષમાંથી સત્વર મુક્ત થઈશું. આ માસિકનું કદ આધુનિક સમયની અનહદ તથા અસહ્ય મોંઘવારીને લીધે ઘટાડવું પડયું હતું, તેમ છતાં નુકસાન ન વેઠવું પડે એવા હેતુથી ગત વર્ષની શરૂઆતમાં ૦-૩-૦ લવાજમ વધાર્યું હતું એ સ્થિતિ આ વર્ષે પણ રાખવા તીવ્ર ઇચ્છા હતી.

પરંતુ છાપખાનાના સંચાલકોને જે મુશ્કેલી તથા અગવડો ભોગવવી પડે છે તે તથા કાગળોની અછતને લીધે જુના દરમાં વધારો કરવાની તેમને જરૂર પડી છે. તે બોજો બન્ને આડકતરી રીતે માસિકના તંત્રીનેજ હિસ્સે આવી પડે છે. ગત વર્ષની આખરે અમને માલમ પડ્યું કે તેટલાજ લવાજમથી માસિક છાપ્યા જવું એ આર્થિક દષ્ટિએ નુકસાનકારક છે. આથી સખેદ અમે લવાજમ આ વર્ષથી રૂ ૧–૮–૦ વાર્ષિક ઠરાવ્યું છે. આના બદલામાં અમે માસિક મૂળ સ્વરૂપમાં એટલે ૩૨ પાનાનું પ્રસિદ્ધ કરવાનો ઇરાદો રાખ્યો છે. આશા છે કે આ યોજના નવા વર્ષમાં અનુકૂળ નીવડશે.

ગત વર્ષમાં એક અણધારેલી પરિસ્થિતિને વશ થવાની આવશ્યકતા પ્રાપ્ત થઈ હતી વાચકવર્ગ તથા ગ્રાહકોને ઉદ્દેશીને અત્રે થોડોક ખુલાસો કરવાની રજા લઇએ છીએ. આ માસિક માત્ર સાહિત્યવિષયક નથી. તેનું ક્ષેત્ર કેળવણી એટલે કે પ્રાથમિક શાળાના શિક્ષકોને ઉપયોગી થઈ પડે એવા લેખો સાથે સંબંધ ધરાવે છે. છતાં સાહિત્યના વિષયોને આમાં સ્થાન નજ અપાય એવો અમારો આશય હેજ નહિ. આખા વર્ષમાં છાપેલા લેખો તરફ દૃષ્ટિ ફેરવનારને સહજ પ્રતીત થશે કે સાહિત્યને પણ સ્થળ આપ્યું છે. સાહિત્યપરિષદ્‌ની સમાલોચના, કેટલાક કાવ્યો તથા ગજલનું બંધારણ અને પુસ્તકોની સ્વીકાર વગેરે લેખો તેજ સ્વરૂપના છે; આ સાથે એ પણ નિવેદન કરવાનું કે આ માસિકનું કાર્યક્ષેત્ર તદ્દન ખાનગી નથી. તેને સરકારી દેખરેખનો સબંધ છે; આને લીધે કેટલીક સરકારી હકીકત અગાઉ મુજબ છાપવાની ફરજ પણ છે. આમાંની ઘણી શિક્ષકવર્ગને ઉપયોગી હોય છે તેથી તેને સ્થાન જલદી આપવું પડે છે, જેને પરિણામે કેટલાક લેખકોના લેખો તેમની ઇચ્છા મુજબ સત્વર છપાવી શકતા નથી. પ્રત્યેક વર્ષે બે સંયુક્ત અંકો નીકળે છે તેને બદલે ગત વર્ષમાં ત્રણ પ્રસિદ્ધ કરવા પડ્યા છે. આ પણ મજ્કુરનુંજ ફળ છે. પુરુષ તથા સ્ત્રીઓ માટેની ટ્રેનિંગ સંસ્થાઓના અભ્યાસક્રમમાં ફેરફાર થયો છે, ને પાઠશાળાનાં ધોરણો નવાં મંજુર થયાં છે શિક્ષક વર્ગને શિક્ષણમા સરળતા પ્રાપ્ત થાય માટે વાચનમાળાના વિદ્યાના પાઠોના પ્રયોગ જેવા સ્વકલ્પિત સાધનોથી કરી શકાય તેની લબાણ વાગી યાદી ગત વર્ષમા આપી છે. આનેજ લીધે અમારે લાચારીથી બેવડા અંકો છાપવા પડ્યા છે અમે ઇચ્છીએ છીએ કે એ બાબત વાચકવર્ગ

દરગુજર કરશે. ગ્રાહકોને એક બીજી વિનંતી એટલી છે કે અમારા સતત અને પુષ્કળ પ્રયાસ છતાં માસિક વખતસર ન મળે તો મિથ્યા પત્રવ્યવહાર ચલાવવાની ટેવ છોડી દેશે. ઉપર કહી ગયા તેવાં કારણો પરોક્ષ રીતે વિલંબ કરાવે છે: માસિકના તંત્રીની દૃષ્ટિએ વિચાર કરનારને જલદી માલમ પડશે કે આ અનિયમિતપણું એ કાર્યવાહકોના આલસ્યનું ફળ નથી. યથાશક્તિ ત્વરા કર્યાં છતાં આ સ્થિતિ દૂર નથી કરી શકાઈ એથી અમે પણ ખિન્ન છીએ.

લેખો:—ગત વત વર્ષમાં માસિકનું કદ નાનું હતું અને કેટલીક અગત્યની સરકારી જાહેરખબરને સ્થાન આપવાની જરૂર છતાં અમે વાચકવર્ગને શિક્ષણ–કેળવણીના તથા પ્રકીર્ણ વિષયોના લાભ આપવાનું કર્તવ્ય પણ બજાવ્યું છે. અનુક્રમણિકાની યાદી જોતાં જણાશે કે અગત્યના અગ્રલેખ, અનુવાદ અને પ્રાસંગિક નોંધ અમારી તરફથી લખાયાં છે, આ ઉપરાંત ગણિત, ઈતિહાસ, ભૂગોળ, વિજ્ઞાન અને અન્ય સામાન્ય વિષયોને લગતા લેખો શિક્ષકવર્ગની જાણ તથા જ્ઞાન માટે છાપ્યા છે. કેટલાક સ્ત્રીલેખોને પણ સ્થાન આપ્યું છે. કેળવણીને લગતા અગત્યના વિષયો અને ચર્ચાને પણ સ્થાન આપ્યું છે. આમ સર્વદેશી સ્વરૂપ જાળવી રાખવા પ્રયાસ જારી રાખ્યો છે; લેખકોને ગઈ સાલની શરૂઆતમાં વિનંતી કરી હતી તેમ ફરી કરવાની કે લેખો વિના કારણ લાંબા મોકલવાનો રિવાજ છોડી દેશે. શાળાપત્ર માસિકમાં લાંબા લેખો છાપવા અનુકૂળ હોતા નથી, અને નજ હોઈ શકે એ પ્રત્યેક સુજ્ઞ સમજી શકે છે.

ગત વર્ષની પરિસ્થિતિ અને સંજોગોને પરિણામે ઉપરની વીગત લખવી પડી છે.

આ માસિકની ઘણી નકલો શાળાઓ ખાતે મોકલાય છે, એથી આડકતરી રીતે શિક્ષકવર્ગજ ગ્રાહકોનો મોટો ભાગ છે માટે તેમને અમારી એટલીજ સૂચના છે કે માત્ર શંકાઓ ઉભી કરી ચર્ચાપત્રો મોકલી આપવા કરતાં જે કોઈ ઉપયોગી લખાણ નજરે પડે તેનું તત્વગ્રહણ કરી પોતે કોલેજમાં પ્રાપ્ત કરેલી કેળવણી—તેનું શાસ્ત્ર અને કળાનો સદ્‌ઉપયોગ કરશે; અને શાળાનું જીવન નીતિમય કરી પોતાના કર્તવ્યમાં ઉત્સાહનું સિંચન કરી બાળવાટિકા વિશેષ ફળદ્રુપ બનાવશે. પ્રત્યેક વર્ષ ઉત્તરોત્તર વૃદ્ધિ તથા લાભ પ્રાપ્ત કરાવે એજ પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે.

---

# નોંધ.

ગયા માસની તા. ૬-૧૨-૨૦ને રોજ મુંબઈ વિશ્વવિદ્યાલયનો એક ખાસ મેળાવડો ભરવામાં આવ્યો હતો. તે પ્રસંગે આ ઇલાકાના બે અગ્રગણ્ય, કેળવણીના ધુરંધર જ્ઞાતા અને નેતાને એલ, એલ, ડીની ડિગ્રી આપવામાં આવી હતી. તે બે સદ્‌ગૃહસ્થોના નામ સુવિદિત છે. એક એજ વિશ્વવિદ્યાલયના વાઇસ ચેન્સેલર સર ચીમનલાલ હરીલાલ સેતલવાડ છે. બીજા સર, એન. જી. ચંદાવરકર જે હાઈકોર્ટના ન્યાયાસને કેટલોક સમય બિરાજી વાનપ્રસ્થ થયા છે તે. સ. ચીમનલાલની વિશ્વવિદ્યાલયની સેવા ઘણા લાંબા સમયની છે સ. ચંદાવરકર સાહિત્યના સુરસ અભ્યાસી છે. આ ઉપરાંત એક ત્રીજા સદ્‌ગૃહસ્થના માનમાં પણ આ મેળાવડો ભરવામાં આવ્યો હતો. લોર્ડ સિંહા જેમને મહારાજાએ આપણા દેશના એક પ્રાંતના ગવર્નર પદે નીમ્યા છે તેમનું નામ પણ જાણીતું છે. આ ત્રણેને ઉપર કહેલી ડિગ્રી આપવાનું કામ આપણા ઇલાકાના નામદાર ગવર્નર સાહેબને હસ્તક થયું હતું તે આગળના મુખ્ય મુદ્દા જણે પુરુષોની આ અસામાન્ય ડિગ્રી પ્રાપ્ત કરવાના તથા તેના અધિકાર અને યોગ્યતાને લગતા હતા. કૃત નવું ખણુન આ ડિગ્રી મળી છે એવો શરૂઆતમાં ઉપોદ્‌ઘાત કરી ચાન્સેલર સાહેબે ટુંકમાં ત્રણેની હકીકત વાંચી હતી લોર્ડ સિંહાનું નામ કેટલીક જાહેર સંસ્થાઓ તથા કાર્યો સાથે જોડાયું છે, પોતે વકીલાતનો ધંધો કરતા હતા, તેમાંથી જાતીય ગૌરવતાને લીધે ઉમરાવોની સભાના સભ્યનું પદ મેળવી હિંદના એક પ્રાન્તના ગવર્નર નિમાયા છે. તેમનું નામ આ યુનિવર્સિટિના માનનીય સભ્ય તરીકે જોડાય એ ઇચ્છવા જોગ છે એમ જણાવી પછી સર નારાયણ ચંદાવરકર અને સર ચીમનલાલનો આ સંસ્થા સાથેનો સંબંધ નિરૂપ્યો હતો. લોર્ડ સિંહાએ કાર્યદક્ષતા, પ્રમાણિકપણું અને દેશભક્તિને લીધે ઉંચી પદવી પ્રાપ્ત કરી છે, સર નારાયણ જુવાન અને વૃદ્ધ વર્ગ બન્નેના ઉપદેશક છે, સર ચીમનલાલ જનસમાજ અને યુનિવર્સિટિના એકનિષ્ઠ ભક્ત છે એમ કહી ભાષણ સમાપ્ત કર્યું હતું.

તંત્રી.

કવિતા.

## વહાલાં બાલ !

લેખકઃ-શિ. મનસુખલાલ દયાળજી મહેતા પ. આ. મેઈન સ્કુલ મોડાસા.

બાલ ! તે તો બાલ ! જગમાં બાલપર સૌ વ્હાલ !
માત-તાત દાબે દિલડાંથી, ચુમ્બી ચુમ્બી ગાલ ! ૧

જગમાંનું જીવન બાલુડાં, હૈયાની હીરમાળ,
કાલુ કાલુ બોલે કેવું; મીઠાં મધુરાં બાલ ! ૨

મૃદુ મજાનુ બદન રસીલું, કોમળ કોમળ બાલ !
વેરીના હૈયામાં વાસે, તેતાં રૂડાં બાલ ! ૩

અંતરમાં ઉપાધિ કંઈ ના, સાચે સાચાં બાલ !
ધીરથી વન્દન તો દેતાં, દેવદૂત એ બાલ ! ૪

---

કાવ્ય.

## રાગ ધનાશ્રી.

લેખકઃ-લાલજી રામજી પટેલ મહેતાજી. બલોલબાળ.

માનો શિખામણ સાર, બાળ સહુ માનો શિખામણ સાર. ટેક.
દિવસ ઊગ્યા પહેલાં ઊઠી, દાતણ કરવુ ચાર. બાળ. ૧
માત પિતાને પાયે લાગી, જવું નિશાળે યાર. બાળ. ૨
પોથી પોતાની સહુ સંભાળો, વાંચી કરો વિચાર. બાળ. ૩
સત્ય વદો ને ચોરી કરો નહિ, કરો પરમારથ કામ. બાળ. ૪
માત પિતાને ગુરુની શિક્ષા, શિર ચઢાવો યાર. બાળ. ૫
સંપ કરીને સૌ બાળ ચાલો, લેશ કરો નહિ ખાર, બાળ. ૬
એવી રીતે જે બાળક કરશે, તેનું થશે કલ્યાણ. બાળ. ૭

## (૧) વિચારોની આરોગ્ય ઉપર થતી અસર.

( પંડયા. ચિમનલાલ મગનલાલ. પ. આ. કરમસદ )

વિચાર અને આરોગ્ય એમનો પરસ્પરસંબંધ ગાઢ છે. તે સંબંધી શાસ્ત્રીય માહીતી મળતાં કોઇને પણ આનંદ થયા વિના રહેશે નહિ. બીજાં શાસ્ત્રોની પેઠે માનસશાસ્ત્ર પણ એક શાસ્ત્ર છે. તે શાસ્ત્રનો અભ્યાસ હાલમાં અમેરિકા વગેરે દેશમાં થયો છે. મનની સત્તા શરીર પર કેટલી બધી ચાલે છે તે પ્રયોગદ્વારા સમજાશે.

(૧) ટેલીફોનની શોધ કરનાર પ્રોફેસર બેલ એકવાર અતિશય ઠંડા પ્રદેશમાં ગાડીમાં બેસીને પ્રવાસ કરતા હતા. આ ઠંડી એટલી સખત હતી કે તેમને પગમાંનું લોહી એકદમ ઠરી જશે એવી બીક લાગી. પરંતુ તેમણે પોતાના પગપર માનસિક વિચારની એકતા કરી, નવું લોહી પુરૂં પાડી ઠંડીનું ખરાબ પરિણામ દૂર કર્યું. તેમને એવો અનુભવ મળ્યો, કે શરીરના કોઈ પણ ભાગપર માનસિક વિચાર એકાગ્ર કરવાથી તે ભાગને નવું લોહી પૂરૂં પાડી શકાય છે; માત્ર તે ભાગપર મનની પૂર્ણ એકાગ્રતા થવી જોઈએ. મનુષ્ય જેવો વિચાર કરે છે તેવોજ તે થાય છે. એ પ્રાચીન સિદ્ધાંતને આધુનિક શાસ્ત્રીય પ્રયોગો પણ સત્ય તરીકે દર્શાવે છે.

રોગપર જીત મેળવવાને માટે જે માણસ મહેનત કરતો હોય તેની પાસે આપણે તેના રોગનું વર્ણન કરીએ, અને દરદીને જણાવીએ કે "તમારી પ્રકૃતિ દિવસે દિવસે બગડતી જાય છે," તો આપણે તે મનુષ્યના વિચારોની એકાગ્રતા બીજી શક્તિદાયક વાર્તાપર કરવાને બદલે દુઃખપર કરી તેનું દુઃખ અને રોગ વૃદ્ધિંગત કરીએ છીએ. રોગગ્રસ્ત માણસની આગળ આપણે તેના રોગવ્યતિરિક્ત કોઈ પણ વસ્તુની વાત કરીએ તો આપણે તેને ઘણી મદદ કર્યા સમાન થશે. શક્તિદાયક વિચાર એ શારીરિક શક્તિના શત્રુ છે. શરીરના કોઈ પણ ભાગપરના દુઃખપર વિચાર કરવાથી તે વિશેષ વૃદ્ધિગત થાય છે એ ઘણા માણસોના અનુભવની વાત છે.

આહ્લાદજનક તથા સંજીવક વિચારોની રોગીના મનપર જેટલી સારી અસર થાય છે તેટલી બીજી કોઇ પણ વસ્તુથી થતી નથી. માનસિક આરોગ્ય એજ શારીરિક આરોગ્યનો પાયો છે, અને માનસિક આરોગ્ય પ્રાપ્ત કરવાને માટે મનમાં સતત આનંદદાયક, શક્તિદાયક વિચાર કરવા એજ ઉત્તમ સાધન છે.

# સ્ત્રીઓ માટેની ટ્રેનિંગ ઇન્સ્ટિટ્યુશનનો સુધારેલો અભ્યાસક્રમ.

## ૧લું વર્ષ.

વિષયઃ—(૧) શિક્ષણ, તેનું શાસ્ત્ર અને કળા.

(અ) શિક્ષણના સિદ્ધાંત તથા શાળાની વ્યવસ્થાને લગતા સામાન્ય નિયમો. (૧૦૦)

(બ) પ્રાથમિક કન્યાશાળોના નીચલા વર્ગો માટેનું સામાન્ય રીતનું જરૂર જેટલું જ્ઞાન; એટલે ધોરણોનું જ્ઞાન, તથા બાળવર્ગ માટેના મુખ્ય વિષયો, તેમજ પહેલા અને બીજા ધોરણોમાં શીખવવાના વિષયોનું જ્ઞાન, તથા તે વિષયો શીખવવાની ઉત્તમ પદ્ધતિઓનું જ્ઞાન. (૧૦૦)

(ક) પરીક્ષકની રૂબરૂ (વિદ્યાર્થીએ પસંદ કરેલો) પાઠ આપવો. અને બાળવર્ગ અથવા ધોરણ ૧લાં કે બીજાનાં બાળકોને વાર્તા કહેવી. (૧૦૦)

(ડ) વિદ્યાર્થીનું આખા વર્ષનું વર્ગશિક્ષણનું કામ ધ્યાનમાં લેવામાં આવશે. (૧૦૦)

ટીપઃ—પાઠ કે વાર્તાની તૈયારી માટે શિક્ષક કોઈપણ પ્રકારની સીધી મદદ આપવી નહિ; અથવા તેને અંગે પ્રથમથી પ્રયોગ કે ચર્ચા કરવી નહિ.

(૨) ભાષાઃ—

(અ) છોકરા તથા છોકરીઓની નિશાળો માટેની પહેલી ત્રણ ગુજરાતી ચોપડીઓની, અને છોકરીઓની વાચનમાળાની પહેલી અને બીજી ચોપડીમાંની કોઈ પણ ચોપડીમાંથી સ્પષ્ટ ઉચ્ચાર સાથે અને ભાવ સમજાય તેવું વાચન.

(બ) છોકરીઓની વાચનમાળાની બીજી ચોપડીમાંથી ૧૦૦ લીટીનો, અને નવસંગ્રહાવલીમાંથી ૧૦૦ લીટીનો સ્પષ્ટ તથા ભાવદર્શક મુખપાઠ.

(ક) વાચનમાળાની પહેલી પાંચ ચોપડીઓમાંથી ગદ્ય તથા પદ્યના પાઠોની તેમજ ગરબાવલીમાંની મુખપાઠ માટેની ૧૦૦ લીટીની બરાબર સમજુતી.

(ख) પ્રાથમિક શાળામાં ચાલેલા બધા વ્યાકરણભાગનું પુનરાવર્તન.

(ग) કોપી અને કાગળ. મોટે અક્ષરે લખેલી આખી કોપી બુક; તથા આખા વર્ષનું કામ દર્શાવનારી, શિક્ષકે સુધારેલી હોય એવી નિબંધની ચોપડીઓ બતાવવી પરીક્ષકની રૂબરૂ કોઈ જાણીતા વિષય ઉપર સારો કાગળ લખવો તેમાં જોડણી, વિરામચિહ્ન, અને અક્ષર પર યોગ્ય ધ્યાન આપવું.

(૩) અંકગણિતઃ—

(अ) ધોરણ ૧ થી ૬ સુધીમાં શીખવાનું હોય તેટલા ગણિતનું પુનરાવર્તન. કાળ, કામ, વેગને લગતા તથા ચક્રવૃદ્ધ વ્યાજના સહેલા દાખલા ( ૬૦ )

(ब) બાળવર્ગ તથા ધોરણ ૧ થી ત્રણ સુધીમાં શીખવાતા ગણિતના સિદ્ધાંતો. ( ૨૦ )

(क) મુખગણિત. ( ૨૦ )

(૪) ભૂગોળઃ—

(अ) કન્યાઓ માટેની પ્રાથમિક શાળાના ધોરણ બીજાથી શરૂ કરી ધોરણ ચોથું પુરૂં થાય ત્યાસુધીનાં ધોરણો માટે નક્કી કરેલો અભ્યાસક્રમ.

(ब) બીજા, ત્રીજા અને ચોથા ધોરણમાં ચાલતી વાચનમાળામાં આપેલા ભૂગોળના પાઠો. ( ૧૦૦ )

(૫) ઇતિહાસઃ-પ્રાંતનો ઇતિહાસ: હિંદુસ્તાનનો ઇતિહાસ પ્રાચીન સમયથી શરૂ કરી મહમદગઝની સુધી પુરો. ( ૧૦૦ )

(૬) શરીરશાસ્ત્ર તથા આરોગ્યશાસ્ત્ર.

(अ) હાડપિંજર, સ્નાયુ અને ત્વચા.

(ब) કન્યાશાળા માટેનાં ધોરણ બીજાથી ૪ થું પુરૂં થાય ત્યાંસુધીનો નક્કી કરેલો આરોગ્યને લગતો અભ્યાસક્રમ.

(૭) સોયકામઃ—

(અ) સાદું—દોરો ભરવો, ઓટલું, બખીઆ દેવા, બટનનાં ગાજ કરવાં; ઉપર કહ્યા પ્રમાણે દોરા ભરવાથી, ઓટવાથી, અને બખીઆં દેવાથી પુરૂં (તૈયાર) થઈ શકે એવું સાદું કપડું (તૈયાર કરી) બતાવવું. પરીક્ષકની રૂબરૂ એવું એકાદ સાદું કપડું વેતરવું (વેનરસાના માપની પટી-ટેપ વાપરવી) અને દોરવવું. સમારકામ, જેવું કે તુણવું, થીગડું દેવું, બટન લગાડવાં અને કસો ટાંકવી. (છાપના કામનો એક નાનો નમુનો દેખાડવો.

(બ) નકશી—ગુંથીને અને બે સોયાવતી ભરીને તૈયાર કરેલો નમુનો બતાવવો. દાખલા તરીકે ઊનનો ગળપટો, કમજો, કે ઝબલું, (બધાએ નમુના એવા સાદા હોવા જોઈએ કે વિદ્યાર્થીઓ ઘેર બેગી તયાર કરી શકે) અથવા છોકરાઓના કપડાંને દીપેલા સૂતરના દેશી ભરત કામનો નમુનો બતાવવો.

ટીપઃ—આ વર્ષમાં શીવવાના સંચાનો ઉપયોગ તથા મહાવરાને ઉત્તેજન આપવું, (વિશેષ કરવો.)

(૮) સૃષ્ટિજ્ઞાન અને શાળામા બાગકામઃ—

ટ્રેનિંગ ઇન્સ્ટીટ્યૂટસ ફોર મેન માટે નક્કી કરેલો અભ્યાસક્રમ.

ટીપઃ—આ વિષય શિખવતી વખતે સ્ત્રીઓની શક્તિ અને સ્થાનિક જરૂરિઆતો ઉપર જોઈતું ધ્યાન દેવું.

(૯) ચિત્રકળા અને હસ્તકળા.

(અ) પદાર્થચિત્ર, સ્મૃતિકામ, રંગનું ચિત્રકામ અને કાળા પાટીઆ ઉપરનું ચિત્રકામ, કાળા પાટીઆ ઉપરના ચિત્રમાં પદાર્થ

સ્મૃતિ કામ અને પાઠની સમજુતીનો સમાવેશ કરવો.

ટીપ—પ્રાથમિકશાળાને માટે જે અભ્યાસક્રમ ઠરાવ્યો છે તેનો મહાવરો કરાવવા ખાસ ધ્યાન દેવુ. ( ૬૦ )

(ઘ) માટીકામ, કાગળ વાળવો, કાગળ કાપવો, કાર્ડબોર્ડ અને કાગળની મદદથી મોડેલ (નમુનો ) બનાવવો. આ બાબતોનો હસ્તકળામા સમાવેશ કરવો. ( ૪૦ )

(૧૦) શારીરિક કેળવણી —

(૧) પ્રાથમિક શાળાઓ માટેના શારીરિક કેળવણીને લગતા ઈંગ્લિશ બોર્ડ ઓવ એજ્યુકેશનનો અભ્યાસક્રમ ફેરફાર સાથે.
નોધ (૧) બીજા તથા ત્રીજા વર્ષમાં અભ્યાસક્રમમાં (અ)આજ્ઞા આપવી. (વ) સહાધ્યાયીઓને શીખવવુ (ક) વિદ્યાર્થીના વર્ગને શીખવવુ, એ બાબતોનો સમાવેશ કરવો.

(૨) દરેક વર્ષમાં રમતો શીખવવાનો મહાવરો પાડવો.

(૩) બીજા અને ત્રીજા વર્ષના વિદ્યાર્થીઓની વાર્ષિક પરીક્ષામાં આ વિષયમાં છુટી પરીક્ષા લેવામાં આવશે ( સમુદાયમાં નહિ ).

ગીતો:—કવાયત, અને ગીતો.

ઉપરના ( ગુજરાતી ) વિષયના વિભાગ ૨ (ઘ) માં સૂચવેલી કવિતાના ફકરા ગાઈ બતાવવા.

## ૨જુ વર્ષ.

વિષય:—(૧) શિક્ષણ, તેનું શાસ્ત્ર તથા કળા

(અ) બાળસ્વભાવનો અભ્યાસ, મનુષ્યોની શક્તિઓનો વિકાસ તથા વૃદ્ધિના નિયમોનો ક્રમ.

(૧) ઈન્દ્રિયો—પ્રત્યભિજ્ઞાન.

(૨) મન —અવલોકન, કલ્પના, અનુમાન, ન્યાય

(૩) લાગણીઓ–સ્નેહ–માનની વૃત્તિ ઈ૦

(૪) ઈચ્છા–ટેવનું બધારણ. (૫૦)

(ઘ) શિક્ષણના સિદ્ધાંતો અને શાળાની વ્યવસ્થાને લગતું વિશેષ વિસ્તૃત જ્ઞાન; નિશાળની વ્યવસ્થા તથા વર્ગવ્યવસ્થા ઉપર ખાસ સંબંધ ધરાવનારૂં સ્ત્રીશિક્ષકોના ધારાગ્રહનું જ્ઞાન. (૫૦)

(ક) કન્યાશાળાઓમાં પ્રાથમિક ધોરણો માટેનું સામાન્ય રીતનું જરૂર જેટલું જ્ઞાન, એટલે ધોરણોનું જ્ઞાન, અને બાળવર્ગ તથા ૧ થી ૪ ધોરણને શીખવવાના વિષયોનું જ્ઞાન, અને તે વિષયો શીખવવાની ઉત્તમ પદ્ધતિઓનું જ્ઞાન. (૧૦૦)

(ઙ) પરીક્ષકની રૂબરૂ એક પાઠ આપવો. પાઠનો વિષય અને કયા ધોરણમાં શીખવવાનો છે તે પરીક્ષક સંસ્થાના ઉપરીની સંમતિ લઈ નક્કી કરવો. પાઠ આપવાની તારીખના પુરા બે દિવસ અગાઉ તે બાબતની ખબર આપવી. (૧૦૦)

(ૠ) વિદ્યાર્થીનું આખા વર્ષનું કામ ધ્યાનમાં લેવું. (૧૦૦)

ટીપ—પાઠ કે વાર્તાની તૈયારી માટે શિક્ષકે કોઈ પણ પ્રકારની સીધી મદદ આપવી નહિ, અથવા તેને અંગે પ્રથમથી પ્રયોગ કે ચર્ચા પણ કરવા નહિ.

(૨) ભાષાઃ—

(અ) છોકરીઓ માટેની ગુજરાતી ત્રીજી ચોપડીમાંથી સ્પષ્ટ ઉચ્ચારવાળુ, સરળતાયુક્ત, અને ભાવ સમજાય તેવું વાચન.

(બ) વાચનમાળાની ત્રીજી ચોપડીમાંથી કવિતાની ૧૫૦ લીટીનો અને નવલગરબાવલીમાંથી ૧૫૦ લીટીનો સ્પષ્ટ તથા ભાવદર્શક મુખપાઠ.

(ક) છોકરીઓ માટેની ત્રીજી ચોપડીના ગદ્ય તથા પદ્યના પાઠોની, તેમજ ગરબાવલીમાંથી મુખપાઠ માટે પસંદ કરેલી ૧૫૦ લીટીની બુદ્ધિસૂચક સમજુતી.

(ડ) વ્યાકરણ—મિશ્ર તથા સંયુક્ત વાક્યોનું સહેલું પૃથક્કરણ; અને નામ, સર્વનામ, વિશેષણ, ક્રિયાપદ વગેરેનું સાદું વર્ગીકરણ.

(ઈ) નિબંધ—પરિક્ષકની રૂબરૂ કોઈ જાણીતા વિષય ઉપર એક ટુંકો વર્ણનાત્મક નિબંધ લખવો, તેમાં જોડણી, વિરામચિહ્ન, અને અક્ષરપર યોગ્ય ધ્યાન આપવું.

१२ સ્ત્રીઓ માટેની ટ્રેનિંગ સંસ્થાનો સુધારેલો અભ્યાસક્રમ.

(૩) અંકગણિતઃ—

(अ) પાછલા વર્ષના અભ્યાસનું પુનરાવર્તન. (५०)

(ब) ધોરણ ત્રણ અને ચારમાં શીખવાતા ગણિતની રીતો. મુખગણિત શીખવવાની રીતો. (३०)

(क) ઘરનું નામું. (२०)

(४) ભૂગોળ.

(अ) કન્યાઓ માટેની પ્રાથમિક શાળાઓના બીજા ધોરણથી શરૂ કરી પાંચમુ ધોરણ પુરૂં કરે ત્યાંસુધીનાં ધોરણોમાં શીખવવા માટે નક્કી કરેલો ભાગ

(ब) પાંચમા ધોરણ માટેની વાચનમાળામાં આવતા ભૂગોળના પાઠો. (१००)

(૫) ઇતિહાસઃ—હિંદુસ્તાનનો ઇતિહાસ; મહમદગઝનીથી તે હાલના સમય સુધીનો.

(૬) શરીરશાસ્ત્ર અને આરોગ્યશાસ્ત્ર.

(अ) શરીરની અંદરના મુખ્ય અવયવો: પેટ, પાચનક્રિયા, હૃદય, લોહીની નસો, મૂત્રાશય અને તેનાં કાર્ય, શ્વાસોચ્છ્વાસની ક્રિયા.

(ब) કન્યાશાળાના પ્રાથમિક ધોરણ બીજાથી તે પાંચમાં માટે નક્કી કરેલો આરોગ્યને લગતો અભ્યાસક્રમ.

૭ સીવણકામ:—

(अ) સાદું, પાછલા વર્ષના કામમાં વિશેષ નિપુણતા.

(ब) નકશી, પાછલા વર્ષના કામમાં વિશેષ નિપુણતા; વધારામાં સાડીઓ અથવા ઓઢણીઓ તરીકે ચોઢી શકાય એવા દેશી ભરતકામનો નમુનો બતાવવો. જેને ખપનું થઈ પડે એવા વિદ્યાર્થિને ખેંચેલા તારનું કામ શીખવવુ.

ટીપઃ—સીવવાના સંચાનો ઉપયોગ તથા મકારગને ઉત્તેજન આપવું.

(૮) સુશિક્ષણ અને શાળામાં બાગકામ—

ટ્રેનિંગ ઇન્સ્ટિટ્યુટસ ફોર મેન માટે નક્કી કરેલો અભ્યાસક્રમ.

ટીપઃ—આ વિષય શીખવતી વખતે સ્ત્રીઓની શક્તિ અને સ્થાનિક જરૂરિઆતો ઉપર જોઈતું ધ્યાન દેવું.

(૯) ચિત્રકામ તથા હસ્તકામઃ—

૧ લા વર્ષનો અભ્યાસક્રમ.

(૧૦) શારીરિક કેળવણીઃ—

૧ લા વર્ષનો અભ્યાસક્રમ.

(૧૧) સંગીતઃ—

પહેલા વર્ષનો અભ્યાસક્રમ.

## ૩ જું વર્ષ.

૧ શિક્ષણ-તેનું શાસ્ત્ર અને કળાઃ—

(અ) બીજા વર્ષના (અ) ભાગનું પુનરાવર્તન; બાળકોની સ્વાભાવિક ચપળતા ખાસ લાભ પ્રાપ્ત થાય તેવી રીતે કેમ ખીલવવી, વાર્તા, સ્વાભાવિક ચિત્ર, હસ્તકળા, અને રમતોદ્વારા વિશેષે કરીને આ કામ કેવી રીતે શીખવાય તે.

(બ) પ્રાથમિક કન્યાશાળાના ધોરણો માટે સામાન્ય રીતનું જરૂર જેટલું જ્ઞાન એટલે ધોરણોનું જ્ઞાનઃ બાળ વર્ગ, ધોરણ પહેલા છઠ્ઠા સુધીના વિષયોનું જ્ઞાન, અને તે શીખવવાની ઉત્તમ પદ્ધતિઓનુ જ્ઞાન. સરકારી પત્રવ્યવહાર. (૧૦૦)

(ક) પરીક્ષકની રુબરૂ પાઠ આપવો. પાઠનો વિષય અને જે ધોરણ આગળ પાઠ આપવાનો હોય તે ધોરણ પરીક્ષકે સંસ્થાના ઉપરીની સંમતિ લઇ નક્કી કરવો. પાઠ આપવાની તારીખના ચોખ્ખા બે દિવસ અગાઉ પાઠ વિષે ખબર આપવી. (૧૦૦)

(ડ) વિદ્યાર્થીનું આખા વર્ષનું કામ પણ ગણવામાં આવશે. (૧૦૦)

ટીપઃ—પાઠ તથા તૈયારી માટે સીધી મદદ કે કોઇ પણ જાતની અગાઉ તૈયારી કે ચર્ચા શિક્ષકે કરવાં નહિ.

૨. ભાષાઃ—

(અ) છોકરાઓ માટેની ગુજરાતી સાતમી ચોપડીમાંથી અગરતા અનના સુધી એટલીજ સુરેખી વાળી બીજી કોઈ ગદ્યની ચોપડીમાંથી ભાવ સમજાય એવું સ્પષ્ટ ઉચ્ચાર, મરજતાયુક્ત વાચન.

(બ) વાચનની ચોપડીમાંથી ૨૦૦ લીટી અને ગરબાવલીમાંથી ૨૦૦ મળી કુલ ૪૦૦ લીટી અથવા શિક્ષકની ઇચ્છામાં આવે તો એકલી ગરબાવલીમાંથી ૪૦૦ લીટીનો સ્પષ્ટ તથા ભાવદર્શક મુખપાઠ.

(ક) વાચનની ચોપડીના ગદ્ય તથા પદ્યના પાઠોની અને મુખપાઠ માટેની ૪૦૦ લીટીની બરાબર સમજુતી.

(ડ) વ્યાકરણઃ—વાક્યોનું પૃથક્કરણ, અને સંયોગીકરણ; સાદા પણ સંપૂર્ણ પદચ્છેદ સાથે.

(ઈ) નિબંધઃ—સ્ત્રીઓને સાધારણ રીતે ઉપયોગમાં આવે એવા વિષય પર પરીક્ષકની રૂબરૂ એક નિબંધ લખવો. તેમાં જોડણી, અક્ષર, અને વિરામચિહ્ન ઉપર ખાસ લક્ષ આપવું.

૩. અંકગણિતઃ—

(અ) પાછલા વર્ષના અભ્યાસક્રમનું પુનરાવર્તન ( ૪૦ )

(બ) ધોરણ ૫ મા તથા છઠ્ઠામાં શીખવાની ગણિતની રીતો. ( ૪૦ ).

(ક) ઘરનો હિસાબ. ( ૨૦ )

૪. ભૂગોળઃ—

(અ) કન્યાશાળા માટેના ધોરણો ૭ પુરાં સુધીનો નક્કી કરેલો અભ્યાસક્રમ.

(બ) છઠ્ઠા ધોરણની ચોપડીમાં આપેલા ભૂગોળના પાઠો (૧૦૦)

૫. ઇતિહાસઃ—

બ્રિટિશ સામ્રાજ્ય, તેની વૃદ્ધિ તથા રાજ્યપદ્ધતિઓની રૂપરેખા. ( ૧૦૦ )

૬. શરીર શાસ્ત્ર તથા આરોગ્યશાસ્ત્રઃ—

(અ) મગજ, આંખ, કાન, અને મજ્જાતંતુ.

(બ) કન્યાઓ માટેની પ્રાથમિક શાળાના ધોરણો માટે આરોગ્યને લગતો નિર્ણીત કરેલો પુરો અભ્યાસક્રમ.

૭. સીવણકામઃ—

(અ) સાદુ-પહેલા શીખવાઈ ગએલા સર્વ જાતના સીવણનો નમુનો બતાવવો. તેમાં સાંધવાના, તુણવાના, ચીણ ભરવાના નમુનાઓ પણ હોવા જોઈએ. ઘરમાં પહેરવાનું સાધારણ ઉપયોગનું જેવું કે બાળકનું ઝભલું, અથવા સ્ત્રીની ચોળી જેવું કોઈ પણ સાદું કપડું માપસર વેતરવું તથા દોરવવું

(બ) નકશી-દેશી ભરત કામમાં વિશેષ નિપુણતા. ટોપી, અથવા સાડીને દેવાના, અથવા મોળીઆ માટેના એનેરી ઝીકના અથવા બીજી દેશી કારીગરીના ભરતકામનો નમુનો; જેને ખપનું થઈ પડે એવા વિદ્યાર્થીને એચ્છેલા તારનું કામ શીખવવું.

૮. સ્ટિચ્ચાન અને શાળાનું બાગકામઃ—આગલા વર્ષોમાં કરેલા કામનું પુનરાવર્તન.

ટીપઃ—આ વિષય શીખવતી વખતે સ્ત્રીઓની શક્તિ તથા સ્થાનિક જરૂરિઆત ઉપર યોગ્ય લક્ષ દેવું.

૯. ચિત્રકામ તથા હાથકામઃ—

પહેલા વર્ષ મુજબનો અભ્યાસક્રમ.

૧૦. શારીરિક કેળવણીઃ—

પહેલા વર્ષનો અભ્યાસક્રમ.

૧૧. સંગીતઃ—

એજન.

( મ. ઉ० બા. ના એ. ઈ. સા. ના હુકમ નંબર ૧૦૬૩૦ તા. ૨૩-૧૧-૨૦ને આધારે ).

### ચોપડી પાંચમી. પાઠ ૧૨. ઉધોર છંદ.

રાગ ભૈરવી. તાલ એકતાલ માત્રા ૪. મંધ્યકાળ.

| | | | |
|---|---|---|---|
| ની સા | ધ ધ ની | સા ગ રે | ગા |
| ઽ ઽ | / / ઽ | ઽ | 8 ^ |
| પે ડું | બ હ રી | હે રૂ — | આ ળ |
| સ સ રે ની | મ રે ગ મ | રે ગ સ રે | મા |
| / | | | ઽ ^ |
| વિ ખુ ડું — | મા — ડી — | થી — આ — | કાળ |
| સ ધ | પ પ પ | ધ ની ધ પ | સા |
| ઽ ઽ | ઽ | | 8 ^ |
| ઉ ણું | ઉં રૂ ણિ | રી — ને — | શૃં ગ |
| ગ રે ની | સ રે ગ મ | રે ગ સ રે | સા |
| ઽ / | | | 8 ^ |
| મો ધ — | ના — ઢી — | ગો — ની — | સં ગ |

આ રૂપ ઉપરાંત ચોપાઈની જે રૂપ આપવામાં આવશે તે પ્રમાણે પણ ગાઈ શકાશે.

## ૧૬ નોટેશન માટે નીશાનીઓ.

ચિહ્નો ઓળખવા માટે નિશાની નીચે પ્રમાણે છે.

| | | | |
|---|---|---|---|
| શુદ્ધ સ્વરને નીશાની કંઈ નથી. | | દાખલા તરીકે | સ |
| કોમલ સ્વરને ઓળખવા માટે | / | ,, | રે |
| તીવ્ર સ્વર માટે સ્વરની પાસે ઉભું પાંખડું | / | ,, | મ |

### માત્રાઓની નિશાની.

| | | | ઉદાહરણ. |
|---|---|---|---|
| લઘુ | ૧ નથી. | ચોખ્ખો સ્વર હશે | સ |
| ગુરુ | ૨ S | | સ S |
| પ્લીગુરૂ | ૪ 8 | | સ 8 |
| દ્રુત | ॥ \ | | સ / |
| દોઢ ગુરુ | ૩ ક | | સુ |

### સપ્તક ઓળખવાની નિશાની.

| | | |
|---|---|---|
| ખરજ / | ની / | નીચા સ્વર આગળ ત્રાંસી લીટી |
| મધ્ય માટેનથી. | સ | વચલા સ્વરો માટે નથી. |
| તાર | સ (ઉપર —) | સ્વર ઉપર આડી લીટી મૂકી છે. |

### તાલની નિશાની.

| | |
|---|---|
| તાલ પાડવા માટે સ્વર નીચે લીટી આડી છે. | સ — |
| ખાલી તાલ માટે સાતડો અંક છે. | સ |
| સમ ઓળખવા માટે. | સ — |
| બે વાર ગાવા માટે | ॰ \| |
| પૂર્ણ થયુ છે તે માટે | ॰ \| ॰ \| |

કવિતાના અક્ષરોની જોડે લાઈનમાં સહેજ આડી લીટી હસે તો સાં આકાર બોલવો.

પે—એ

હું—ઉ

ભરાયો, ખેંગાર ઉપર તેણે ચઢાઈ કરી અને જુનાગઢને બાર વર્ષ સુધી ઘેરો રાખી લઢાઈ કરી. પણ જીત થઈ નહિ; છેવટે ખેંગારના ભાણેજ દેહલ અને વિહલ કરીને હતા. તેઓ ખેંગાર ઉપર કોપીને સિદ્ધરાજ પાસે ગયા. તેની સાથે મળી જઈ કિલ્લામાં તેની સેના ઘાલી દીધી. સિદ્ધરાજે ખેંગારને મારી નાખ્યો, અને રાણકદેવીને વઢવાણ લઈ ગયો, ત્યાં તે સતી થઈ, ખેંગારનો પ્રદેશ સિદ્ધરાજે પોતાના રાજ્ય સાથે જોડી દીધો હતો. અને ત્યાંનો કારભાર કરવા માટે સજ્જન નામના એક સુભટને નીમ્યો હતો એમ ગીરનાર ઉપર ઈ સ ૧૧૨૦ (સં. ૧૧૭૬) નો લેખ છે. ગુ. પ્રા. ઈ પૃ. ૧૭૨

આ બે લેખો તપાસતાં સાબીત થાય છે કે પ્રથમ રાખેંગાર સાથે લડાઈ થયા પછી યશોવર્મા જોડે લઢાઈ કરી હશે.

મનઃસુખરામ રઘુનાથજી પાઠક. મેઇન સ્કૂલ ઝાલોદ.

---

(લખનાર—વલ્લભભાઇ તુળસીભાઈ પટેલ. મહેતાજી રા ગુ. શાળા. ગંભીરા તા૦ ભાદરણ.)

આપના તરફથી પ્રગટ થતા ગુ૦ શાળાપત્રના માહે જૂન જુલાઈ ૧૯૨૦ ના અંકમાં પાને ૧૪૦ ઉપર "આંકડાઓની એક રમત" એ નામના લેખ ઉપરથી અનુભવ કરતાં નીચેની રકમોમાંથી ધારેલા અંક મળી આવતા નથી.

| (૧) ધારેલી રકમ | | (૨) ધારેલી રકમ | |
|---|---|---|---|
| क | ૪૮૫૩૨૧ | ख | ૭૫૮૧૫૩૪ |
| આંકડાનો સરવાળો બાદ–૨૩ | | આંકડાનો સરવાળો બાદ–૩૦ | |
| | ૪૮૫૨૯૮ | | ૭૫૮૧૫૦૧ |
| | × | | × |

ઉપર જણાવેલી રકમોમાંચિન્હવાળા અંકો મનમાં ધારી બાકીના અંકો બહાર પાડવામાં આવ્યા તો (क) ના બાકીના અંકોને ૯ વડે ભાગતાં બરાબર શૂન્ય આવી રહે છે. હવે કદાપિ નવો અંક ચઢાવી શૂન્ય લાવવાનો નિયમ હોય તો નવો અંક ૯ ચઢાવવો પડે એટલે ધારેલો અંક આવી રહે.

તેજ પ્રમાણે ख રકમ માટે નિયમ લાગુ કરવામાં આવે તો તેમાં પણ નવ વડે ભાગતાં બરાબર શૂન્ય આવી રહે છે, અને નવીન અંક જોડી શૂન્ય લાવવી હોય તો તેમાં પણ ૯ નો અંક જોડવો પડે, અને નવીન જોડેલો

અંક ધારેલો અંક કહેવાય. પણ (ઘ) રકમમાં ધારેલો અંક શૂન્ય છે એટલે લેખકની રીત પ્રમાણે ધારેલો અંક જડી આવતો નથી—

આ બાબત—લેખક વધારે અવલોકન કરી ધારેલો અંક ખોળી કાઢવાની સત્ય રીત બહાર પાડશે તો જ તેમનો ધારેલો હેતુ સફળ થશે એવી આશા છે તા. ૩૦—૮—૨૦

## ગુજરાત શાળાપત્ર માસિક પત્રના માહે જૂન. જુલાઈ ૧૯૨૦ના સંયુક્ત અંકમાં પ્રગટ થએલ ચર્ચાપત્રો પૈકી ન. ૫ ના ચર્ચાપત્રનો ખુલાસો.

અલ્હાબાદથી પ્રગટ થતા 'સરસ્વતી' નામના સચિત્ર હિન્દી માસિકના ઈ સ. ૧૯૧૯ના ઓક્ટોબર માસના અંકમાં પૃષ્ટ. ૧૯૧ થી ૧૯૫ સુધીનો 'मेवाड़की राजधानी उदयपूर.' એ નામનો સચિત્ર, સુન્દર અને ઉપયોગી માહીતી દેનાર એક લેખ શ્રીયુત મનોહરલાલ મિશ્રનો લખેલો પ્રગટ થયો છે તે લેખની શરૂઆતમાંજ લેખક લખે છે, કે.—

' मेदपाट अर्थात् मेवाड़की राजधानीका नाम उदयपूर है। यह राजपूतानेके दक्षिणी हिस्सेमें, समुद्रको सतहसे २०६४ फीट उपर अरवली पर्वत के पूर्वमें बसा हुआ है। " उसको श्री महाराना प्रतापसिंहजी ने अपने पिताके नाम पर संवत् ७६६० में बसाया था. । '

આ ઉપરના ઉલ્લેખથી માર્સડન્કૃત ઇતિહાસમાં ઉદેપુર–ઉદયપુરના વસાવનાર તરીકે મહારાણા પ્રતાપનું નામ સૂચન થએલ છે તે ખરૂ છે. એમ માનવને આપણને કારણ મળે છે.

હું ધારૂ છુ કે શ્રી. જાની આ ખુલાસાથી સંતોષ–સમાધાન મેળવશે.

( નડિઆદ નિવાસી માસ્તર શંકરલાલ રણછોડભાઈ પંડયા. )

( લેખક જીવણલાલ કાળીદાસ સ્કૂલ માસ્તર, ઇચ્છાપોર કન્યાશાળા તા. ઓરપાડ )

કન્યાવાચન પુસ્તક ત્રીજામાં આપેલો વીરમતીવાળો પાઠ સમયસૂચકતાનો છે. વીરમતી જેવી સ્ત્રીએ સમયસૂચકતા કઈ જગાએ કેવી રીતે વાપરી છે તેનું દીર્ઘ દર્શન કરાવવા માટેજ એ ચિત્રમાં વાઘે જગદેવના ઉપર તરાપ મારેલી બતાવી છે, અને જગદેવને અચકુ ભરતો ન હોય એમ બતાવ્યું છે. આવા ભયંકર સંકટમાં પણ વીરમતીએ કેવી " સમયસૂચકતા " વાપરીને વાઘને મારીને જગદેવ પરમારનો પ્રાણ કેવી રીતે બચાવ્યો તે બતાવવા માટેજ ચિત્ર ચોપડીમાં બતાવ્યા પ્રમાણેનું આપેલું છે.

| તારીખ | જાન્યુઆરિ. રબીઉલ આ. જમા. અવ્વ. માગશર— પોષ— | | | ફેબ્રુઆરિ. જમા. અવ્વ. જમા. આખિ. પોષ— માહ— | | | માર્ચ. જમા. આખિ. રજબ— માહ— ફાગણ— | | | આપ્રલ. રજબ— શાબાન— ફાગણ ચૈત્ર | | | મે. શાબાન— રમઝાન— ચૈત્ર— વૈશાખ— | | | રમઝાન— શવાલ— વૈશાખ— જેઠ— | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | તિથિ | વાર | તા. | તિથિ | વાર | તા. | તિથિ | વાર | તા. | તિથિ | વાર | તા. | તિથિ | વાર | તા. | તિથિ | વાર | તા. |
| ૧ | ૮ | શ. | ૨૦ | ૯ | મ. | ૨૨ | ૭ | મં. | ૨૦ | ૯ | શુ. | ૨૧ | ૯ | ર. | ૨૨ | ૧૦ | બુ. | ૨ |
| ૨ | ૯ | ર. | ૨૧ | ૧૦ | બુ. | ૨૩ | ૮ | બુ. | ૨૧ | ૯ | શ. | ૨૨ | ૧૦ | સો. | ૨૩ | ૧૧ | ગુ. | ૨ |
| ૩ | ૧૦ | સો | ૨૨ | ૧૧ | ગુ. | ૨૪ | ૯ | ગુ. | ૨૨ | ૧૦ | ર. | ૨૩ | ૧૧ | મં. | ૨૪ | ૧૨ | શુ. | ૨ |
| ૪ | ૧૧ | મં. | ૨૩ | ૧૨ | શુ. | ૨૫ | ૧૦ | શુ. | ૨૩ | ૧૧ | સો. | ૨૪ | ૧૨ | બુ. | ૨૫ | ૧૩ | શ. | ૨ |
| ૫ | ૧૨ | બુ. | ૨૪ | ૧૩ | શ. | ૨૬ | ૧૧ | શ. | ૨૪ | ૧૨ | મં. | ૨૫ | ૧૩ | ગુ. | ૨૬ | ૧૪ | ર | ૨ |
| ૬ | ૧૩ | ગુ. | ૨૫ | ૧૪ | ર. | ૨૭ | ૧૨ | ર. | ૨૫ | ૧૩ | બુ. | ૨૬ | ૧૪ | શુ. | ૨૭ | ૦) | સો. | ૨ |
| ૭ | ૧૪ | શુ. | ૨૬ | ૦)) | સો. | ૨૮ | ૧૩ | સો. | ૨૬ | ૧૪ | ગુ. | ૨૭ | ૦)) | શ. | ૨૮ | ૧ | મ. | |
| ૮ | ૧૪ | શ. | ૨૭ | ૧ | મં. | ૨૯ | ૧૪ | મં. | ૨૭ | ૦)) | શુ. | ૨૮ | ૧ | ર. | ૨૯ | ૨ | બુ. | |
| ૯ | ૦) | ર. | ૨૮ | ૧ | બુ. | ૩૦ | ૦)) | બુ. | ૨૮ | ૧ | શ. | ૨૯ | ૨ | સો. | ૩૦ | ૪ | ગુ. | |
| ૧૦ | ૧ | સો | ૨૯ | ૨ | ગુ. | ૧ | ૧ | ગુ. | ૨૯ | ૨ | ર. | ૧ | ૨ | મં. | ૧ | ૫ | શુ. | |
| ૧૧ | ૨ | મં. | ૧ | ૩ | શુ. | ૨ | ૨ | શુ. | ૩૦ | ૩ | સો. | ૨ | ૪ | બુ. | ૨ | ૬ | શ. | |
| ૧૨ | ૩ | બુ. | ૨ | ૪ | શ. | ૩ | ૩ | શ. | ૧ | ૪ | મં. | ૩ | ૫ | ગુ | ૩ | ૭ | ર. | |
| ૧૩ | ૪ | ગુ. | ૩ | ૫ | ર. | ૪ | ૪ | ર. | ૨ | ૫ | બુ. | ૪ | ૬ | શુ. | ૪ | ૮ | સો. | |
| ૧૪ | ૫ | શુ. | ૪ | ૬ | સો. | ૫ | ૫ | સો. | ૩ | ૬ | ગુ. | ૫ | ૭ | શ. | ૫ | ૯ | મં. | |
| ૧૫ | ૬ | શ. | ૫ | ૭ | મં. | ૬ | ૬ | મં. | ૪ | ૮ | શુ. | ૬ | ૮ | ર. | ૬ | ૧૦ | બુ. | |
| ૧૬ | ૭ | ર. | ૬ | ૯ | બુ. | ૭ | ૭ | બુ. | ૫ | ૯ | શ. | ૭ | ૯ | સો. | ૭ | ૧૧ | ગુ. | |
| ૧૭ | ૮ | સો. | ૭ | ૧૦ | ગુ. | ૮ | ૮ | ગુ. | ૬ | ૧૦ | ર. | ૮ | ૧૧ | મં. | ૮ | ૧૨ | શુ. | |
| ૧૮ | ૯ | મં. | ૮ | ૧૧ | શુ. | ૯ | ૯ | શુ. | ૭ | ૧૧ | સો. | ૯ | ૧૨ | બુ. | ૯ | ૧૩ | શ. | |
| ૧૯ | ૧૦ | બુ. | ૯ | ૧૨ | શ. | ૧૦ | ૧૦ | શ. | ૮ | ૧૨ | મં. | ૧૦ | ૧૩ | ગુ. | ૧૦ | ૧૪ | ર. | |
| ૨૦ | ૧૧ | ગુ. | ૧૦ | ૧૩ | ર. | ૧૧ | ૧૧ | ર. | ૯ | ૧૩ | બુ. | ૧૧ | ૧૪ | શુ. | ૧૧ | ૧૫ | સો. | |
| ૨૧ | ૧૨ | શુ. | ૧૧ | ૧૪ | સો. | ૧૨ | ૧૨ | સો. | ૧૦ | ૧૪ | ગુ. | ૧૨ | ૧૫ | શ. | ૧૨ | ૧ | મં. | |
| ૨૨ | ૧૩ | શ. | ૧૨ | [illegible] | [illegible] | ૧૩ | ૧૪ | મં. | ૧૧ | ૧૫ | શુ. | ૧૩ | ૧ | ર. | ૧૩ | ૨ | બુ. | |
| ૨૩ | ૧૪ | ર. | ૧૩ | ૧ | બુ. | ૧૪ | ૧૫ | બુ | ૧૨ | ૧ | શ. | ૧૪ | ૨ | સો. | ૧૪ | ૩ | ગુ. | |
| ૨૪ | ૧ | સો. | ૧૪ | ૨ | ગુ. | ૧૫ | ૧ | ગુ. | ૧૩ | ૨ | ર. | ૧૫ | ૩ | મં. | ૧૫ | ૪ | શુ. | |
| ૨૫ | ૨ | મં. | ૧૫ | ૩ | શુ. | ૧૬ | ૨ | શુ. | ૧૪ | ૩ | સો. | ૧૬ | ૪ | બુ. | ૧૬ | ૫ | શ. | |
| ૨૬ | ૩ | બુ. | ૧૬ | ૪ | શ. | ૧૭ | ૩ | શ. | ૧૫ | ૪ | મં. | ૧૭ | ૪ | ગુ. | ૧૭ | ૬ | ર. | |
| ૨૭ | ૪ | ગુ. | ૧૭ | ૫ | ર. | ૧૮ | ૪ | ર. | ૧૬ | ૫ | બુ. | ૧૮ | ૫ | શુ. | ૧૮ | ૭ | સો. | |
| ૨૮ | ૫ | શુ. | ૧૮ | ૬ | સો. | ૧૯ | ૫ | સો. | ૧૭ | ૬ | ગુ. | ૧૯ | ૬ | શ. | ૧૯ | ૮ | મં. | |
| ૨૯ | ૬ | શ. | ૧૯ | | | | ૬ | મં. | ૧૮ | ૭ | શુ. | ૨૦ | ૭ | ર. | ૨૦ | ૯ | બુ. | |
| ૩૦ | ૭ | ર. | ૨૦ | | | | ૭ | બુ. | ૧૯ | ૮ | શ. | ૨૧ | ૮ | સો | ૨૧ | ૧૦ | ગુ. | |
| ૩૧ | ૮ | સો. | ૨૧ | | | | ૮ | ગુ. | ૨૦ | | | | ૯ | મં. | ૨૨ | | | |

## જાહેર ખબર.

| નંબર. | પુસ્તકનું નામ | જે ભાષામાં પ્રસિદ્ધ થઈ હોય તે ભાષાનું નામ | શાને માટે મંજુર. | કિંમત. રૂ. આ. પા. |
|---|---|---|---|---|
| ૧ | મિ. કૃષ્ણપ્રસાદ મણિશંકર શાસ્ત્રી ખીજડાની પોળ, સાંકડીશેરી, અમદાવાદ "કુબનું વહાણ" | ગુજરાતી | પ્રાથમિક અને માધ્યમિક શાળાઓમાં ઇનામના પુસ્તક તરીકે. | ૩-૦-૦ |
| ૨ | મિસીસ. કનુબેન દવે. પડાળ પોળ સુરત "ગીતાંજલિ" | " | પ્રાથમિક અને માધ્યમિક શાળાઓમાં પુસ્તકાલય માટે અને હાઈસ્કૂલોમાં ઇનામ પુસ્તક તરીકે. | ૦-૮-૦ |
| ૩ | મિ. જીવણલાલ અમરશી મહેતા પીરમસા રોડ અમદાવાદ. "સુખશાંતિ વિચારણા" | " | પ્રાથમિક અને માધ્યમિક શાળાઓમાં ઇનામ તથા પુસ્તકાલયના ઉપયોગ માટે | ૧-૮-૦ |
| ૪ | મિ. સોરાબજી મંચેરજી દેસાઈ સ્ટેશનરોડ નવસારી "બેટી તું સાસરે કેમ સમાશે" | " | છોકરીઓની નિશાળોમાં ઇનામ તરીકે. | |

| | | | | |
|---|---|---|---|---|
| | મંત્રી, સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય. શાખા અમદાવાદ. | | | |
| ૫ | "આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન" | ગુજરાતી. | પ્રાથમિક અને માધ્યમિક શાળાઓમાં ઇનામના પુસ્તક તરીકે. | ૦—૪—૦ |
| | મિ. નિઝામખાન એન પઠાણ. લાલ દરવાજા, અમદાવાદ. | | | |
| ૬ | "ખુલફે રસુઉદીન" | " | પ્રાથમિક શાળાઓમાં ઇનામ અને પુસ્તકાલયના ઉપયોગ માટે. | ૦—૧૦—૦ |
| | રા. છગનલાલ. ટી. મોદી બાલ જીરોડ સુરત. | | | |
| ૭ | "ગુજરાતના ઇતિહાસની વાતો" | " | " | ૦—૪—૦ |
| | મિ મણિલાલ એન દોશી. રતનપોળ અમદાવાદ | | | |
| ૮ | "શ્રી બુદ્ધચરિત્ર" | " | પ્રાથમિક અને માધ્યમિક શાળાઓમાં ઇનામ માટે અને લાયબ્રેરીના પુસ્તક તરીકે. | ૦—૧૦—૦ |
| | મિ. જાદશંકર વિદ્યારામ પંડિત. કાવીઠા, જિલ્લે પેટલાદ. | | | |
| ૯ | ગોલંડી વંશની ગોકુરા શાખાનો ઇતિહાસ | " | પ્રાથમિક શાળાઓમાં પુસ્તકાલય માટે (નવી આવૃત્તિમાં વાંધા ભરેલી જાહેરખબર કાઢી નાખે એ શરતે) | ૨—૦—૦ |

| | | | | |
|---|---|---|---|---|
| ૧૦ | જે. એસ. કબઈયુ ઓહોફીલ્ડ એસ્કવાયર. ચીફ ન લીગના વાઇસ પ્રેસિડેન્ટ' સોરઠ પ્રાંત રાજકોટ. સી. એસ " બાલ સંગીત " | ગુજરાતી. | " | ૦—૪—૦ |
| ૧૧ | મિ. જી. એ શેખ સુપ્રિન્ટેન્ડન્ટ મહોબતખાનજી ઓર્ફનેજ જુનાગઢ. " મિરાતે આલમગીરી " | " | પ્રાથમિક અને માધ્યમિક શાળાઓમાં પુસ્તકાલય માટે. | ૩—૦—૦ |
| ૧૨ | મિ. જીવણલાલ અમરસી મહેતા. પીરમશારોડ, અમદાવાદ. " સુશિક્ષિત સ્ત્રી અથવા બાળકોનો ગૃહશિક્ષણનો આદર્શ ". | " | પ્રાથમિક શાળાઓમાં ઇનામ તથા પુસ્તકાલયના ઉપયોગ માટે, | ૧—૦—૦ બાર આના કરે એવી સરતે. |
| ૧ | મિ. ભાઇચંદ પુંજાદાસ શાહ. માસ્તર તાલુકા સ્કૂલ ડીસા. "પાલણપુર એજન્સિની સામાન્યભૂગોળ." | " | પાલણ એજન્સિમ ઇનામ માટે. | ૦—૪—૬ |

| | | | | |
|---|---|---|---|---|
| ૧૪ | " ડાક્ટર " ( ટપાલ ઓફિસ ) " મિ, મંજુલાલ. જે દવે. પડોલ પોળ સુરત. | ગુ તી. | પ્રાથમિક તથા માધ્યમિક શાળાઓમાં ઇનામ અને પુસ્તકાલયના ઉપયોગ માટે. | ૦—૬—૦ |
| ૧૫ | " વિદ્યાર્થી વાચનમાળા પુસ્તક ૩ જી ૪ થું ફૂલદાન. મિ. અંબાલાલ મોતીલાલ ઠાકોર આસિસ્ટંટ ટીચર્ અંગ્રેજી. સ્કૂલ શુકલતીર્થ | " | પ્રાથમિક શાળાઓમાં ઇનામ તરીકે. | ૦—૨—૦ |
| ૧૬ | " બાલ સંવાદ. " મિ દેવશંકર કેશવરામ ભટ્ટ જીતોડીઆ, તાલુ ... | " | પ્રાથમિક શાળાઓમાં પુસ્તકાલય માટે. | ૦—૧—૬ |

અમદાવાદ
તા. ૧૩—૧૦—૨૦ નં. ૮૮૬૦.

( સહી ) જે. એસ. ઠાકરી.
એ૦ ઇ૦ ઉત્તર ભાગ

# જાહેરખબર.

(સ્ત્રી શિક્ષકોને ઉત્તમ તક)

મુમ્બાઈ વનિતાવિશ્રામ ફીમેલ ટ્રેનિંગ કૉલેજ (પ્રાથમિક સ્ત્રી શિક્ષકોની કૉલેજ) ની પહેલી ટર્મ તા. ૧૦ મી જાન્યુઆરિ ૧૯૨૧ ના રોજથી શરૂ થશે જે બાઈઓની ઉમ્મર વર્ષ ૧૬ ની પુરી થયેલા હશે અને જેણે ગુજરાતી છઠ્ઠા ધોરણ સુધીની પરીક્ષા પસાર કરી હશે તેને પહેલા વર્ષમાં દાખલ કરવામાં આવશે જેણે છઠ્ઠા ધોરણની પરીક્ષા પસાર નહીં કરી હશે તેને પ્રાવેશિક પરીક્ષા પસાર કરવી પડશે. પ્રાવેશિક પરીક્ષા તા. ૮ મી જાન્યુઆરિ ૧૯૨૧ ના રોજ બપોરના અગીઆર વાગાથી (સ્ટા. ટા.) વનિતાવિશ્રામ હોલમાં રાખવામાં આવી છે. જે બાઈઓને કૉલેજમાં દાખલ થવુ હોય તેમણે તા ૫ મી જાન્યુઆરિ ૧૯૨૧ સુધીમા કૉલેજના પ્રિન્સિપાલ મી. એમ ડી દેસાઈ એલ. એ. જી ને અરજી કરવી. કૉલેજમાં કોઈ પણ કોમની ગુજરાતી ભાષા બોલતી બાઈઓને દાખલ કરવામા આ શે. ગુજરાતી હીંદુ બાઈઓને રહેવા તથા જમવા માટે કૉલેજમાં બોર્ડિંગ હાઉસ છે, જેનો માસિક ચાર્જ ફકત રૂ. ૧૩) છે. ગરીબ નિરાધાર હીંદુ બાઈઓને તથા વિધવાઓને સ્કોલર્રશિપ આપવામાં આવશે તથા બોર્ડિંગમાં મફત રહેવા દેવામાં આવશે

કૉલેજનો અભ્યાસક્રમ ત્રણ વર્ષનો છે અને ગયા ત્રણ વર્ષના કૉલેજના વાર્ષિક પરીક્ષાના પરીણામો નીચે મુજબ છે, જે ઉપરથી કૉલેજના કામની માહીતી મળશે.

સને ૧૯૧૭ = ૮૨ ટકા

સને ૧૯૧૮ = ૭૧ ટકા

સને ૧૯૧૯ = ૭૯ ટકા

ઉંચા પ્રકારની સ્ત્રીકેળવણી માટે સારા શિક્ષકો તરીકે લાયકી મેળવવા માટે આ ઉત્તમ કૉલેજ છે. વધુ ખુલાસા માટે રૂબરૂમા પ્રિન્સિપાલને મળો યા લખો.

શિવગૌરી ગજ્જર.

વ્યવસ્થાપક

વનિતાવિશ્રામ ફીમેલ ટ્રેનિંગ કૉલેજ.

ઠે. વનિતાવિશ્રામ બિલ્ડિંગ

મેન્ડહર્સ્ટ રોડ ગીરગામ પોષ્ટ—મુંબાઈ.

# જાહેર ખબર.

( ઉ. ભા. ના મ. એ. ઇ. સાહેબના તા. ૨૫-૧૨-૨૦ના હુકમ નંબર ૧૨૧૬૩ ઉપરથી. )

વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા: ઉત્તરભાગ.

આથી ખબર આપવામાં આવે છે કે વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા ઉત્તર ભાગના નીચે લખેલાં મધ્ય સ્થળોએ સોમવાર તા ૪થી એપ્રિલ ૧૯૨૧ ને રોજ અને તે પછીના દિવસોએ લેવામાં આવશે:—

| | |
|---|---|
| અમદાવાદ. | ભરૂચ. |
| નડિઆદ. | સુરત. |
| ગોધરા. | થાણા. |

૨. તા. ૨૪ મી જૂન ૧૯૧૫ના મુંબઇ સરકારી ગેઝેટ ભાગમાં ૧ મા ૧૬૭૧-૧૬૨૪ સુધીનાં પૃષ્ઠોમાં પ્રસિદ્ધ થએલા નિયમો પ્રમાણે, અને તા. ૨૬-૧૨-૧૮ ના મુંબઇ સરકારી ગેઝેટના ભાગ ૧ લાના પૃષ્ઠ ૨૪૧૪ મે પ્રસિદ્ધ કરેલા, તા. ૨૧-૧૨-૧૮ના સરકારી ઠરાવ નં. ૩૪૩૮ મુજબ સુધારેલા નિયમો પ્રમાણે પરીક્ષા લેવામાં આવશે. તા. ૧૦ મી સપ્ટેંબર ૧૯૧૨ ના કેળવણીખાતાના નં. ૨૩૧૨ ના સરકારી ઠરાવ પ્રમાણે જે ઉમેદવારોની ઇચ્છા હશે તેમની બધા વિષયમાં પરીક્ષા ઉર્દૂ દ્વારા લેવામાં આવશે.

૩. જે મધ્યસ્થળે ઉમેદવારની પરીક્ષા આપવાની ઇચ્છા હોય ત્યાંના પ્રેસિડન્ટને ઉમેદવારે તા. ૧-૩-૨૧ ને રોજ અથવા તે અગાઉ પોતાની અરજી મોકલી આપવી જોઈએ. તે તારીખ પછી કોઈ પણ અરજી સ્વીકારવામાં નહિ આવે.

૪. પરીક્ષાના પ્રથમ દિવસે પરીક્ષાની ફી પ્રેસિડન્ટ તરફથી ઉઘરાવવામાં આવશે.

૫. તા. ૮ મી જુલાઇ ૧૯૨૦ ના મુંબઇ સરકારી ગેઝેટ ભાગ બીજાના પૃષ્ઠ ૮૫૬ મે મુકરર કરેલી ચોપડીઓ સંબંધી ખબર છાપવામાં આવી છે.

૬. જે ઉમેદવારોએ તા. ૧ લી એપ્રીલ ૧૯૨૧ ને રોજ ૧૫ વર્ષ પુરાં કર્યાં હશે તેઓજ પરીક્ષામાં બેસવાને લાયક છે.

ઓફિસ, ઓવ ધી
એડયુ. ઇ. ઉ. ભા. અમદાવાદ.
તા. ૨૫-૧૨-૨૦

(સહી) જે એસ કાદરી
એ. ઇ. ઉ. ભાગ.

## જાહેર ખબર.

સ્કુલો, ઑફિસો, અને મિલોને લગતો દરેક જાતનો સ્ટેશનરિ સામાન; જેવો કે, દરેક જાતના કાગળો, બ્લૉટિંગપેપર, એક્સર્સાઈઝ બુકો, નોટપેપર, કવર્સ, પેન્સિલ, હોલ્ડર્સ, સ્ટીલો, શાહી. ડ્રોઇંગ બુકો, તથા ડોઇંગને લગતો દરેક જાતનો સામાન ( કલર બૉક્સ, બ્રશીઝ, રબર, કમ્પાસ બૉક્સ, ફુટપટી. ડ્રોઇંગ-ઇન્સ્ટ્રુમેન્ટ વગેરે ) છુટક તથા જથાબંધ મળશે

રબર સ્ટેમ્પ તથા છાપવાનું કામ પણ સફાઈબંધ કરવામાં આવે છે. બહાર ગામનો માલ વી. પી. થી મોકલવામાં આવે છે.

Keshavlal G. Dave

ધી અમદાવાદ સ્ટેશનરી માર્ટ.

રીચીરોડ, બાલાહનુમાન.

## કચ્છી ભાઈઓને ટેલીગ્રાફ.

કચ્છની તમામ સ્કુલો લાયબ્રેરીઓ, મેડી મકાનો, બંગલાઓનો શૃંગાર કચ્છાધિપતિઓના ફોટાઓ અને શુભ પ્રસંગે ભેટ આપવા લાયક કાર્ડો, કચ્છની તમામ અંગ્રેજી ગુજરાતી સ્કુલો અને કન્યાશાળાના માટે કચ્છના એજ્યુકેશનલ ઈન્સપેક્ટર સાહેબ રા રા. વિઠલભાઈ કેશવજી દવેના તરફથી તા ૪-૧૧-૭૦ના રોજે દરેક કચ્છીભાઈઓને ભલામણ કરવા માટે ખાસ સરક્યુલર નમ્બર ૪ બહાર પાડેલ છે કે ખુદાવિંદ મહારાજ શ્રી હજુર સાહેબના જે ફોટાઓ મી જેઠાભાઈ રતનસિંહ મોમાયા તરફથી પ્રસિદ્ધ કરવામાં આવેલ છે તે રાખવા માટે દરેક કચ્છીઓએ મંગાવી લેવા તેમજ કચ્છની તમામ સ્કુલો લાયબ્રેરીઓ કન્યાશાળાઓના માટે ખાસ મહેતાજીઓને ભલામણ કરવામાં આવેલ છે. દરેક ફોટાની સાઈઝ ૧૪-૧૦ ની છે પોસ્ટ પેકીંગ વગેરે ખર્ચ શીખે રૂ ૦॥। બાર આના છે બધું. સઘળી જાતની રાઈની ટીકડીઓ ત્યા સ્કુલને લગતી ગુજરાતી, ચોપડીઓ નીતિદર્પણ નીતિશાસ્ત્ર, નીતિવાચનમાળા નતિની શીખામણ વગેરે પુસ્તકો મળશે કીમત ઉપરાંત ખર્ચ જુદો.

લખો. શાહ જેઠાભાઇ રતનસિંહ મોમાયા બુકસેલર.

કાર્ડ કંકોત્રી, અને કચ્છાધિપતિઓનાં ફોટાઓ વેચનાર.

ઠે. માંડવી મસજીદ પુલ ઉપર-મુંબઇ નં. ૩.

## ઇનામપત્રક.

**ખેડા—**

પગી રણછોડ ભીખાભાઈ રૂ. ૫૬) સ્કૂલ જમાડી. રીસીવર સાહેબ રસિકલાલભાઈ રૂ ૫) પતાસાં. સ્વામીનારાયણ મંદિર તરફથી રૂ ૭) સાકર હ. રીસીવર સાહેબ. **સલુણ**—તા. નડિઆદ. રા ચતુરભાઈ બાપુજીભાઈ તથા ગામ લોક, રૂ. ૫) મિઠાઈ. **દેહવાણ**—તા બોરસદ ઠાકોર સાહેબ તથા સદ્‌ગૃહસ્થો રૂ. ૧૦) પેંડા. **મિત્રાલ**—તા. નડિઆદ. પોલિસ પટેલ દેસાઈભાઈ બહેચરભાઇ રૂ. ૭૫) ગામની બધી સ્કૂલો જમાડી. છોટાભાઇ વાઘજીભાઇ પીજના રૂ. ૮) ઈનામ કન્યાશાળામાં. વલ્લભભાઇ લલ્લુભાઈ ઉતરસંડાના રૂ. ૧૦) ઝવેરભાઇ શોભાભાઈ પીપળાતા રૂ. ૭ા) પ્યાલા. રૂ ૨) પ્રદર્શનમાં. રૂ. ૨) પતાસાં. **કરમસદ**—મગનભાઈ નારાયણભાઇ ૧૩૫) મિઠાઇ વહેંચી. **ઠાગટપુરા**—સુખાભાઈ જેમંગભાઈ ૧૫) જમણ કર્યું. **ખાનેકર**—છગનભાઇ મનોરભાઇ ૧૧) ઇનામ. **ભાનેર**—ગામલોક ૪૪) ઇનામ. **નવાગામ**—મણિલાલ નાથજીભાઇ ૨૦) સ્કૂલ જમાડી. **સરભાણ**—ઠાકરભાઈ નગોત્તમ, નાનાભાઇ, પ્રભુદાસ. રૂ. ૩૦) ઈનામ વહેંચ્યુ **નાપાડ**—પટેલ ઝવેરભાઇ ઇશ્વરભાઇ રૂ ૩૦) કન્યાશાળામાં પિત્તળના પ્યાલા વહેંચ્યા. **અલીંદ્રા**—ખુશાલભાઈ લલ્લુભાઈ ૨૫) સ્કૂલ જમાડી **દાવડા**—પીઝના સદ્‌ગૃહસ્થો તરફથી રૂ ૪૨) ઇનામ તથા જમણ. **સલુણ**—સદ્‌ગૃહસ્થો. રૂ. ૮) ઈનામ. **પાંડવણીઆ**—મોતીભાઈ શંકરભાઈ ૩૧) સ્કૂલ જમાડી. **પીપલગ**—ડાભોઉના. શામળભાઈ મથુરભાઇ રૂ. ૪૮) ઇનામ તથા ભેટ. **ત્રણોલ**—ફુલાભાઈ મથુરભાઇ રૂ. ૧૦) ઇનામ. **બોચાસણ**—ખોડાભાઈ ગોકળભાઇ રૂ ૧૫) પિત્તળની રકાબીઓ. **અડાસ**—સારસાના પટેલ. ચતુરભાઇ તથા ગોકળભાઇ રૂ ૮૨) વાટકીનું ઇનામ. **નારના** મહીજીભાઈ મુળજીભાઇ રૂ. ૭૦) રકાબી પ્યાલા. દેસાઇભાઇ મોતીભાઈ રૂ ૭૫) રકાબી પ્યાલા **વાગણા**—આસિ. શેઠાભાઈ નારણભાઇ રૂ.૩૩) રકાબી પ્યાલા. **કાસોદ્રા**. અમથાભાઇ રતનદાસ, પ્રભુદાસ બાપુજી રૂ.૫૫) મિઠાઈ વહેંચી. **કાવીઠા** બાબરભાઇ વજેભાઇ રૂ ૬૭) મિઠાઈ વહેંચી **દહેવાણ**—મુળજી. રેવાશંકર ભીમજી રૂ. ૧૮) ઈનામ. **ગોલેલ**—પટેલ. લલ્લુભાઈ જેસીંગભાઇ રૂ. ૧૭) મિઠાઈ. **ખાનપુર**—સદ્‌ગૃહસ્થો રૂ ૧૧) મિઠાઇ **સીંજીવાડા**—સદ્‌ગૃહસ્થો રૂ ૨૬) મિઠાઇ. **પરોળી**—ગામલોક ૫) મિઠાઈ **જતોડીઆ**—ઝવેરભાઇ પુંજાભાઈ રૂ ૫૦) સ્કૂલ જમાડી **નાયકા**—છગન-

લાલ શામળદાસ રૂ. ૩૦) સ્કૂલ જમાડી રત્નુ-સ્વામી, શિવાનંદ રૂ.૫૦) સ્કૂલ સદ્‌ગૃહસ્થો-રૂ. ૫૫) સ્કૂલ જમાડી. સદ્‌ગૃહસ્થો-રૂ. રૂ. ૧૩) મિઠાઈ. સદ્‌ગૃહસ્થો-રૂ. ૧૦૦) ગરીબ ફંડમાં.

## ભરૂચ જિલ્લો.

લીમડા ડાકોર—સ્કૂલ કમિટિ મેમ્બરો રૂ. ૫ ઇનામ વહેંચ્યાં. ઇલાવદા—ગામલોક રૂ. ૫૧) મિઠાઈ. પીલુવરા—ગામલોક રૂ. ૧૨૫) ધાયલ થએલા સિપાઇઓને. રૂ. ૪૫) જમણ કર્યું. દહેજ—ઠાકોર સાહેબ રૂ. ૧૧) મિઠાઇ. ઉવેર—ગામલોક રૂ. ૪૨) સ્કૂલ જમાડી. ઉવેર—ગામલોક રૂ. ૧૮) ઇનામ વહેંચ્યું. કારેલી—મહીજીભાઇ વાસણભાઇ રૂ. ૫૦) સ્કૂલ જમાડી ભુવા—શંકરભાઇ ભક્તિભાઇ રૂ. ૧૭) ઇનામ વહેંચ્યું. ભુવા—જીવણભાઇ મથુરભાઈ રૂ. ૭) મિઠાઇ ચાણોદ—માંડવા સવાઇલાલ મોતીલાલ રૂ ૫) ઇનામ. રહીયાદ—શીવાભાઇ માવજીભાઇ રૂ. ૧૦) ઇનામ. માતર—મયારામ આશારામ રૂ. ૯) ઇનામ. માતર—ઠાકોર સાહેબ. રૂ. ૧૪) સ્કૂલ જમાડી. ધનુરા—ગામ લોક—રૂ. ૨૩) ઇનામ-તથા મિઠાઈ. ધનુરા—મથુરભાઇ દલાભા રૂ. ૪૬) સ્કૂલ જમાડી. નાથાભાઈ ત્રીકમભાઇ રૂ. ૪૯) સ્કૂલ જમાડી. કહાનવાં—ગામ લોક રૂ.૨૦) મિઠાઇ. પીલુદરા—આગેવાનલોક રૂ. ૪૫) જમણ લખીગામ—સદ્‌ગૃહસ્થો. રૂ. ૧૦) મિઠાઈ વહેંચી.

## સુરત જીલ્લો.

ગોડસંબા—સુર્યકાન્ત વિ. મોદી રૂ ૫) મિઠાઇ. સુરતસિટિ—ચતુરસીંગ કુબેરસીંગ. ૬) મીઠાઇ વડોલી—રૂ. ૭) સાકર. દેલાડ—રૂ. ૬) પુસ્તકો. કતારગામ—રૂ. ૪૫) મીઠાઇ. કઠોલી રૂ. ૧૭) મિઠાઇ. દેલાડવા—રૂ ૭) મીઠાઇ વેસુ—રૂ. ૧૪) મીઠાઇ ભાઠા—રૂ ૧૩૬) મિઠાઇ. અમરોલી—રૂ. ૪) મિઠાઇ. કડોદ—રૂ. ૨૫) મિઠાઇ. કોસાડ—રૂ. ૮) મિઠાઇ. ખડસુપા—રૂ. ૧૦) મિઠાઇ. ખેરગામ—રૂ. ૧૦) પુસ્તકો. મગોબ—રૂ. ૬૦) મિઠાઈ. (લોકલબોર્ડ સ્કૂલ્સ તરફથી.) માંડવી—મામલતદાર રૂ ૧૫) ઘડીઆળ ટરોદ—સોરાબજી અરદેશર રૂ. ૧૦) પુસ્તકો. સીસોદરા—ભવાનભાઇ લાલભાઇ રૂ.૮) મિઠાઇ. રાનવેરીકલ્લા—ડોસા વીરા. રૂ.૨૨) ઘડીઆળ. માણેકપોર—શેઠ હોરમસજી પેસ્તનજી રૂા.૬) એક ખુરસી.

શિક્ષકો તેમજ શિષ્યવર્ગમાં પ્રિય થઇ પડેલ.

# સૃષ્ટિજ્ઞાન. (ત્રીજી આવૃત્તિ.)

ધોરણ ૧-૨-૩-૪-૫-૬ ની વાચનમાળાના ત્રીજા ભાગના વિદ્યાના પાઠોનું પ્રશ્નોત્તર રૂપે સંપૂર્ણ વિવેચન, ટ્રે. રા ટ્રે કૉ. ના શિક્ષણનો મેડલ મેળવેલા એ સિનિઅર માસ્તરો પાસે તૈયાર કરાવેલા ઘણા ઉપયોગી અને પ્રશંશાપાત્ર થયા છે જેની ખાતરી ટુંક સમયમાં ત્રીજી આવૃતિ બહાર પડી તે છે, તેમજ વ. ફા. અને પ્રાવેશિક પરીક્ષાના ઉમેદવારની ઉપરાઉપરી માગણી થવાથી અમોએ

# સૃષ્ટિજ્ઞાન ચા વિદ્યાના પાઠો.

ઉપરનાજ શિક્ષકો પાસે સરળ ભાષામાં પ્રશ્નોત્તર રૂપે તૈયાર કરાવી બહાર પાડયા છે. જેમાં સાતમી ચોપડીના વિદ્યાના પાઠોનું સંપૂર્ણ વિવેચન કરવામાં આવ્યું છે તથા પરીક્ષામાં પુછાતા સવાલોનો પણ સંગ્રહ કરવામાં આવ્યો છે, જેથી એના અભ્યાસ પછી ઉપર જણાવેલી પરીક્ષાઓમાં આ વિષયમાં નાપાસ થવાનો બીલકુલ સંભવ છેજ નહિ. વધારે પ્રશંસાની જરૂર નથી બુક મગાવી જોવાથી ખાતરી થશે. કિંમત રૂ. ૪-૬ જથ્થા બંધ લેનારને સારૂ કમિશન ધોરણવાર કિંમત નીચે મુજબ—

બાળોપયોગી પ્રશ્નોત્તર રૂપે સરળ સૃષ્ટિજ્ઞાન ધો. ૧ લું.

| | | | |
|---|---|---|---|
| | | (આ. ૧) | કિંમત રૂ. ૦-૧-૬ |
| " | ધોરણ ૨ જું | (આ. ૩) | રૂ. ૦-૧-૦ |
| " | ધોરણ ૩ જું | (આ. ૩) | રૂ. ૦-૨-૦ |
| " | ધોરણ ૪ થું | (આ. ૩) | રૂ. ૦-૨-૦ |
| " | ધોરણ ૫ મું | (આ. ૨) | રૂ. ૦-૨-૬ |
| " | ધોરણ ૬ ઠું | (આ. ૨) | રૂ. ૦-૨-૬ |
| " | ધોરણ ૭ મું | (આ. ૧) | રૂ. ૦-૪-૬ |
| પ્રશ્નોત્તરરૂપ ભારતખંડનો સરળ ઇતિહાસ | | (ધો. ૫) | રૂ. ૦-૨-૦ |
| " | " | (ધો. ૬) | રૂ. ૦-૨-૦ |

કમિશન ટકા ૨૫ આપવામાં આવશે.

પત્રવ્યવહાર નીચેને સરનામે કરો—મણિલાલ મુળજીભાઈ ઉપાધ્યાય.
બુકસેલર એન્ડ પબ્લિશર મુ. પેટલાદ (વાયા આણંદ)

તા. ક.—આ ઉપરાંત ધોરણવાર નોટ્સ પણ અમોએ પ્રગટ કરી છે.

REGISTERED No B. 43.

પુસ્તક ૬૦ મું.] [અંક ૨ જો

# Gujarat School Paper.

# ગુજરાત શાળાપત્ર.

ફેબ્રુઆરિ સને ૧૯૨૨.

અનુક્રમણિકા.



કેળવણીખાતાના હુકમથી.

તંત્રી અને પ્રકાશક ( ઓક્ટોબર ૧૯૧૪ થી )

મિ. કેખુશરૂ અરદેશર બાલા, બી. એ.,

પ્રિન્સિપલ, મે. રા. ટ્રેનિંગ કોલેજ—અમદાવાદ.

( સને ૧૮૬૨ સ્થાપીત થયેલું છે ).

શ્રી સત્યનારાયણ પ્રિ. પ્રેસમાં પટેલ મોતીલાલ કાશીદાસે છાપ્યું,
ઠે. મિશન હરિતાલ સામે પાનાભાઈની વાડીમાં—અમદાવાદ

## સૂચના.

૧. પત્ર સંબંધી લખાણ—એડિટર તરફ મોકલવું. છાપવા મોકલવાનું લખાણ કાગળની એક બાજુએ ચોકખે અક્ષરે લખવું. છાપવા યોગ્ય લાગશે તો છપાશે, નાહ પસંદ કરેલો લેખ ટિકિટ મોકલી હશે તો પાછો મોકલવામાં આવશે.

૨. લેખકને ઉત્તેજન—વિષયો લખી મોકલનારની પૈસા લેવાની ખુશી હશે તો પ્રથમથીજ ખબર આપેથી દર છાપેલે પાને યોગ્યતા પ્રમાણે રૂ. ૧) સુધી આપવામાં આવશે. ચર્ચાપત્ર માટે કંઇ આપવામાં નહિ આવે.

૩. લવાજમ—વરસ એકનો રૂ. ૧–૮–૦ ટપાલ ખર્ચ સાથે અગાઉથી, વિદ્યાર્થીઓ માટે ૦–૧૨–૦. છુટક અંકના રૂ. ૦–૨–૦; પોસ્ટેજ રૂ. ૦–૦–૬ જુદુ.

૪. મનિઓર્ડર—કૂપન પર ગામ કે શહેરનું ઠેકાણું સ્પષ્ટ લખવું. તેમજ ત્યાં એકથી વધારે નિશાળો હોય તો નિશાળનો નંબર તથા શાળાપત્ર ઑફિસ તરફથી અપાએલા સરનામાના લેબલ ઉપરનો નંબર લખવો.

### જાહેરખબરના ભાવ.

| મુદ્દત. | પેજ. | | |
|---|---|---|---|
| | આખુ. | અર્ધું. | પા. |
| આખું વર્ષ. | રૂ. ૧૫ | રૂ. ૩૪ | રૂ. ૨૦ |
| ૭ માસ. | રૂ. ૩૫ | રૂ. ૧૮ | રૂ. ૧૨ |
| ત્રણ માસ. | રૂ ૨૦ | રૂ. ૧૦ | રૂ. ૭ |

છુટક છપાવવાનો દર.

દર ત્રણ લીટીએ રૂ. ૧–૨–૦ રાખ્યા છે.

આ પત્ર સાથે કોઇ પણ હેંડબીલ વહેંચવામાં આવશે નહિ.

૫. શાળાપત્રમાં આપેલી ખાનગી જાહેરખબરોમાં જણાવેલી ચોપડીઓ ખાતાએ મંજુર કરેલીજ હોય એમ હમેશ હોતું નથી. માટે દરેકને મંજુર કરેલી તરીકે ગણવી નાહ.

૬. શાળાપત્રનું વરસ જાન્યુઆરિથી ડિસેમ્બર સુધી ગણવામાં આવે છે; માટે વરસની વચમાં જે ગ્રાહક બંધ થવા માગતા હશે તેમની પાસેથી જેટલા અંક તેમને મળ્યા હશે તેટલાની છુટક અંક લેખે કિંમત લેવામાં આવશે.

તંત્રી.

## જાહેરખબર.

સ્થાપન ૧૯૦૪.

" અમોને ઘણાજ પ્રદર્શનોમાંથી સોનાના ને રૂપાના ચાંદ મળેલા છે. "

અમારા કારખાનામાં સ્કૂલ ને કાલેજોના શિક્ષણનાં સાહિત્યો, ફરનિચર, બાળકોને રમવાનાં રમકડાં, ઘરમાં રમવાના રમતોનાં સાધનો, બનાવવા તથા વેચવામાં આવે છે. પેઈન્ટિંગ ને ઈલેક્ટ્રોપ્લેટીંગ વર્ક્સ દાખલ કરવાથી દરેક નમુનો ઘણોજ સફાઈદાર ને ચિત્તાકર્ષક થાય છે. હાલમાં જોઈતો કેપિટલ વધારી દરેક કામ સગેથી તૈયાર કરીએ છીએ, ને ઓરડર આપેથી તુરત રવાના કરવામાં આવે છે રાંધણથી. જેવા કે:— સૂર્યમાળા, ટીલ્યુરીયન, ઋતુભેદ, ચંદ્રની ક્ષયવૃદ્ધિ, નાના મોટા પૃથ્વીના ગોળા, નકશાના, ગીતરખાના ને સપાટી દર્શક નકશા, ઝાડ, છોડ, ફળ, ફુલનાં ચિત્રો, માણસના શરીરના અંતર ભાગો, મગજ, કાન, આંખ, મોઢ, હૃદયના નમુનાઓ ને ચિત્રો ઝેરી સર્પો, કિંડરગાર્ટન, મોન્ટેસોરી, ગણિત, કસરત, કવાયત, રૂળ ફુલના નમુનાઓ, એરપંપ એક્ષન્સ, પેટ્રસ, વગેરે લેબોરેટરીના પ્રયોગોના એપેરટસો ને ડ્રોઈંગ, વગેરે શાળા ઉપયોગી સાધનો બનાવવામાં આવે છે. અમારા લિસ્ટમાં જે સાધનો નહિ હોય તેની પણ માગણી કરવાથી તેના પર પુરતું ધ્યાન આપવામાં આવશે. પ્રાથમરી કે હાઈસ્કૂલો ઉઘાડનારાઓ બધો સામાન અહીંથી મગાવી શકશે. અમારૂં કારખાનું અમદાવાદ પ્રાંતીજ રેલ્વેના ડભોડા સ્ટેશન પર આવેલું છે. જોવા આવનારને ઘણી સગવડ ભરેલું છે. અમદાવાદથી ચાર ગાડીઓ અને આવે છે ને જાય છે. રેલ્વે ભાડું ફક્ત રૂ. ૦—૪—૬ છે. પત્ર વહેવાર નીચેના સરનામે કરવો.

કાશાભાઈ છગનદાસ. પટેલ. એજન્ટ.

શ્રી નડીઆદ. શિક્ષણ સાહિત્ય કાર્યાલય કંપની. લિમિટેડ.

ડભોડા. ( અમદાવાદ પ્રાંતીજ રેલ્વે ).

# ગુજરાત શાળાપત્ર.

પુસ્તક ૬૦ મું.    ફેબ્રુઆરિ સને ૧૯૨૧    અંક ૨ જો.

## શિક્ષકોને સંક્ષિપ્ત સૂચનાઓ.

(રા. પોપટલાલ કેવળચંદ શાહ ડે. એ. ઈ. રાજકોટ.)

૧. **અભ્યાસક્રમની અજ્ઞાનતા** — દરેક ધોરણનાં કયા કયા વિષયો કયાંથી કયાં સુધી શીખવવાના છે, અને તે દરેકના કેટકેટલા માર્ક છે તે દરેક શિક્ષકે બરાબર જાણવું જોઈએ. શિક્ષકે શાળાપત્ર વગેરે વાંચીને થતા ફેરફારો જાણી લેવા જોઈએ, અને તેમાં જરૂર લાગે તો નોંધ કરીને સઘળું સારી રીતે યાદ રાખવું જોઈએ.

૨. **શિક્ષણપદ્ધતિ** —

દરેક વિષય કઈ રીતે શીખવવાથી બાળકોને સચોટ અને સંગીન જ્ઞાન મળશે તે દરેક શિક્ષકે ખાસ જાણવું જોઈએ, અને પદ્ધતિસર કામ કરવું જોઈએ. ટ્રેન્ડ શિક્ષકોએ પોતાના અનટ્રેન્ડ ભાઈઓને મદદ કરવી અને બુદ્ધિ ખીલે તેમ ભણાવવું. ગોખપટ્ટીની જરૂર છે એ વાત ખરી, પરંતુ સમજાવ્યા વગર ગોખાવવાથી બુદ્ધિ ખીલતી નથી, ને નાહક સ્મરણશક્તિ ઉપર બોજો વધે છે. સારી શિક્ષણપદ્ધતિ ઉપર નિશાળની સરસાઈનો આધાર છે. શિક્ષકોએ આપવાના પાઠો મહાવરાથી અગાઉથી તૈયાર કરવા જોઈએ, અને પોતે જે ધંધો સ્વીકાર્યો છે તે ધંધાની પ્રતિષ્ઠા વધે તેમ કામ કરવું. ગુજરાત શાળાપત્રમાં વારંવાર કેમ શીખવવું તે વિષે લખાણો આવ્યા કરે છે તો તે વાંચવાં અને ચાલુ તથા પાછલાં લખાણો વાંચી જેમ બને તેમ યોગ્ય પદ્ધતિથી સારૂં શિક્ષણ આપવું. શિક્ષકે પોતાના જ્ઞાનમાં વૃદ્ધિ થાય તેમ કરતા રહેવું. જ્ઞાન એ અજબ શક્તિ છે. વિદ્યા દરેક સ્થળે પૂજ્ય છે એ વાત ધ્યાનમાં રાખી પોતાના ધંધાને ઉપયોગી જ્ઞાનમાં વૃદ્ધિ કરવી.

## શ્રુતલેખન.

( મિ. પ્રભાશંકર મયાશંકર જોશી. જેતપુર તાલુકા સ્કૂલ. )

ગુજરાતી ભાષા બોલનાર લોકોમાં એજ જાતની વાચનમાળા ચાલે છે, છતાં ઉચ્ચાર ને જોડણીમાં તફાવત પડે છે એટલુંજ નહિ, પણ એકજ નિશાળમાં ભણનારા વિદ્યાર્થીઓના ઉચ્ચાર તથા જોડણીમાં ફેર હોય છે તે અટકાવવું ભાષાશુદ્ધિ માટે અવશ્યનું છે. પારસી, વહોરા, મેમણ વગેરેના ઉચ્ચાર ને જોડણી એક સરખાં થાય, તેને માટે નિશાળોમાં પ્રયાસ કરવો જોઈએ. એ હેતુ પાર પાડવાનું ઉત્તમ સાધન શ્રુતલેખન છે.

શ્રુતલેખન શીખવનારે ત્રણ મુદ્દા ધ્યાનમાં રાખી કામ કરવાનું છે. કારણ કે હેતુપુરઃસર કરેલું કામ ધારેલું ફળ આપવા શક્તિમાન થાય છે.

શુદ્ધ ઉચ્ચારઃ—બાળક પાસે શુદ્ધ ઉચ્ચાર ઘણી વાર કરવાથી તે શુદ્ધ બોલતાં શીખે છે. ઉચ્ચારની ભૂલ વ્યક્તિવાર પકડવાની છે; ઉચ્ચારની ખામીવાળાં બાળકો ધ્યાનમાં રાખી તેમની ભૂલો સુધારી શકાય છે. ઉચ્ચારમાં ખામી નીચેના અક્ષરો એક બીજાને ઠેકાણે વાપરવાથી આવે છે. શ, ષ, સ, ચ, — ર, લ, ળ, — ત, ટ, — કઠયને બદલે તાલુ બોલે છે.

શુદ્ધ લેખનઃ—અક્ષરોનો મરોડ કેવો, જોઈએ તે નજરમાં રાખી બાળકોના અક્ષરો સુધારી શકાય છે. શરૂઆતથીજ સારા અક્ષરો લખાવવા, શબ્દે શબ્દ છૂટા પડાવવા, પણ શબ્દો તોડી અક્ષરો છૂટા પાડવા ન દેવા; એક લીટીમાં શબ્દ અધુરો રહે તો લીટી દોરી નિશાની કરવી, અક્ષરો લીટીને અડાડીને લખાવવા, હ્રસ્વદીર્ઘનું જ્ઞાન પાકું કરાવવું, ને જોડાક્ષર લખતાં શીખવવા.

નિબંધઃ—પ્રથમ અક્ષરો પછી શબ્દો ને છેવટે લીટીબંધ લખતાં શીખવવાનું ધોરણમાં છે. પહેલું સાંભળી યાદ રાખી શુદ્ધ જોડણી સાથે લખશે તેમાં ગ્રહણ ને સ્મરણશક્તિ કેળવાશે, ને નિબંધ લખવાની શક્તિ આવશે. સ્વચ્છતા, ચોકખાઈ, સુંદરતા લખવામાં વાપરશે, તેથી પોતાનું કામ સારૂં કરવાનો શોખ પેદા થશે. કાળજી, ખંત, ને ધીરજ, વગેરે નીતિ ગુણો બાળકોમાં આણી શકાશે.

શિક્ષક હોંસીલો, ફરજ સમજનારો, મહેનતુ, ને બાળસ્વભાવનો વાકેફગાર હશે તોજ ઉપલાં સારાં ફળ આવશે.

## શીખવવાની રીત.

બાળવર્ગ:—શરૂઆતથીજ ધ્યાન આપવામાં આવે, તોજ ફાયદો થાય છે. નઠારી ટેવ પડયા પછી કાઢી તેને બદલે સારી ટેવ દાખલ કરતાં મુશ્કેલ પડે છે. કેટલીક તન્દુરસ્તીને લગતી પ્રાથમિક રીતો શીખવવી. ટટ્ટાર બેસે, પેન ખાસ ઢબે પકડે, લખતી વખતે બરડાની કરોડ વાંકી ન વાળે, નજર ત્રાંસી કરવી પડે તેમ હાથ રાખી ન લખે એટલે પેનની અણી પાસે, બંન્ને આંખની નજરથી સમદ્વિબાજુ ત્રિકોણ થાય. તેમ બેસે તેથી દષ્ટિ કેળવાઇને બન્ને આંખોની જોવાની શકિત સરખી રહેશે.

મૂળાક્ષરો પ્રથમથીજ લીટી દોરાવી ઢમઢમ શીખવવા. તેમાં ધીરજને કાળજીથી કામ લેવું; કંટાળવું ન જોઇએ. બાળપોથીમાં આવેલા શબ્દો લખતાં શીખવતી વખતે મથાળું દોરી શબ્દ લખે, બે શબ્દ વચ્ચે અમુક જગા રાખે, અક્ષરો ચોકખા ને મરોડદાર લખે; મળતા આવતા અક્ષરોનો ભેદ સ્પષ્ટ બતાવે તે પ્રમાણે જરા પણ નિયમભંગ ન થાય તેની કાળજી રાખવી. ગમે તેવું ચલાવી લેવું નહિ. ભૂલ તરફ ધ્યાન ખેંચતા રહેવું.

પદ્ધતિ:—પ્રથમ એક શબ્દ શુદ્ધ ઉચ્ચારથી બોલવો; બાળક પાસે તેની જોડણી કરાવવી; તે પ્રમાણે કાળા પાટીઆમાં લખવો; તે જોઈ બાળક પોતાની સ્લેટમાં લખે; તે શિક્ષકે તપાસી જવો; પછી આખા ક્લાસને સાથે તે શબ્દ બોલાવવો. આવી રીતે પાંચ શબ્દ શીખવવા. પરીક્ષા માટે એ શબ્દો બીજી વાર લખાવી જોઈ જવા. આમાં ભાર મૂકીને વારંવાર કહેવું પડે છે કે લેખનશુદ્ધિના નિયમોનું પાલન કાળજીપૂર્વક થશે, નિયમ તોડનારનું ધ્યાન ખેંચીશે તોજ સારી ટેવ પડશે.

પહેલું ધોરણ:—બાળવર્ગની પદ્ધતિ શરૂ રાખવાની છે. એટલે પ્રથમ એક શબ્દ બોલવો; બાળક પાસે જોડણી કરાવવી; કાળા પાટીઆમાં લખવો; બાળક પોતાની સ્લેટમાં લખે; ને બધા સાથે બોલે; એમ પાંચ શબ્દ શીખવવા, ને પરીક્ષા પણ કરી લેવી.

આ ધોરણમાં ઘણા અક્ષરવાળા શબ્દો, જોડાક્ષરો, થ, પ, સ, ય, ના ઉચ્ચારવાળા શબ્દો, હ્રસ્વ અનુસ્વાર, દીર્ઘ વરડુ, આવી જાતના શબ્દો ખાસ શીખવવા.

લીટીને અડાડીને લખે; અક્ષરો છુટા છુટા લખે નહિ; બે શબ્દો વચ્ચે અંતર રાખે; અક્ષરો બધા સરખા લખવા પ્રયત્ન કરે; ઘ, ધ, વગેરે અક્ષરોના ખાસ ભેદો દેખાય એવી રીતે લખે એ આ બધાં ધોરણોમાં જોતાં રહેવાનું છે.

આંખ કાન, ને હાથ ત્રણે ઇંદ્રિયોનો ઉપયોગ થાય તેમ શીખવવાથી જોડણી પાકી થાય છે. એકજ શબ્દ ઘણી વાર શુદ્ધ બોલવાથી ને સાંભળવાથી ઉચ્ચાર પણ પાકો થાય છે.

**બીજું ધોરણઃ**—તેમાં બે લીટી શ્રુતલેખન લખાવવાનું છે તે બે લીટી અગાઉથી નક્કી કરી, તેમાં આવેલા અઘરા શબ્દો અગાઉથી પદ્ધતિ પ્રમાણેજ શીખવવા. શ્રુતલેખન લખાવવા માટે અંકાવવું. એક એક શબ્દ બોલી લખાવવું. તમે શબ્દ બોલતા જાઓ તે પ્રમાણે બાળક લખતાં જાય, ને દરેક શબ્દ વચ્ચે અંતર રાખતાં જાય. દરેક શબ્દ એકજવાર બોલવો. લખાવવામાં બાળકની શક્તિ અનુસાર ધીમાશ રાખવી. જોતી વખતે વ્યક્તિવાર ભૂલો કાઢવાનું મળશે તેથી શિક્ષકના ધ્યાનમાં બાળકની ભૂલો આવશે, ને કયો બાળક કેવા પ્રકારની ભૂલો કરે છે તે પણ જોવાશે. આમાં અક્ષર સારા, મરોડદાર, લીટીને અડાડીને છૂટા લખે તેનો ભંગ થવા દેવો નહિ.

**ત્રીજું ધોરણઃ**—તેમાં ત્રણ લીટી લખાવવાની છે. અગાઉના ધોરણની માફક તે ત્રણ લીટીમાં આપેલા અઘરા શબ્દો ઉપલી પદ્ધતિ પ્રમાણે શીખવવા. શિક્ષક શબ્દ બોલે, બાળક જોડણી કરે, કાળા પાટીઆમાં લખે; બાળક પોતાની સ્લેટમાં લખે તે શિક્ષક જોઈ જાય. જોવામાં આખી હાર ઉભી રહે, સ્લેટ ધરે ને શિક્ષક જોઈ જાય, પછી બીજી હાર ઉભી કરે ને લુએ; તે પ્રમાણે જોવાથી વધારે વખત નહિ લાગે.

બાળક પોતાના સાધનથી અંકાવવું, ને ત્રણ લીટીઓ લખાવવી. એકજ વખત બોલવુ, શબ્દાવલી તોડવી નહિ એટલે વિશેષણને વિશેષ્ય, છઠ્ઠી વિભક્તિથી જોડાએલાં નામો અથવા નામયોગી અવ્યયો, હમેશાં સાથે બોલવાં. લખાવતી વખતે બોલવામાં અતું ઉતાવળ કે મદતા રાખવી નહિ મધ્યમ રીત પકડવી.

શિક્ષક હોંશીલો, ફરજ સમજનારો, મહેનતુ, ને બાળસ્વભાવનો વાકેફગાર હશે તોજ ઉપલાં સારાં ફળ આવશે.

## શીખવવાની રીત.

બાળવર્ગઃ—શરૂઆતથીજ ધ્યાન આપવામાં આવે, તોજ ફાયદો થાય છે. નઠારી ટેવ પડયા પછી કાઢી તેને બદલે સારી ટેવ દાખલ કરવી મુશ્કેલ પડે છે. કેટલીક તન્દુરસ્તીને લગતી પ્રાથમિક રીતો શીખવવી. ટટાર બેસે, પેન ખાસ ઢબે પકડે, લખતી વખતે બરડાની કરોડ વાંકી ન વાળે, નજર વાંકી કરવી પડે તેમ હાથ રાખી ન લખે એટલે પેનની અણી પાસે, બંને આંખની નજરથી સમદ્વિબાજુ ત્રિકોણ થાય. તેમ બેસે તેથી દૃષ્ટિ ઉજવાશને બન્ને આંખોની જોવાની શકિત સરખી રહેશે.

મૂળાક્ષરો પ્રથમથીજ લીટી દોરાવી ક્રમસર શીખવવા. તેમાં ધીરજને કાળજીથી કામ લેવું; ઉતાવળું ન જોઇએ. બાળપોથીમાં આવેલા શબ્દો લખતાં શીખવતી વખતે મથાળું દોરી શબ્દ લખે, બે શબ્દ વચ્ચે અમુક જગા રાખે, અક્ષરો ચોકખા ને મરોડદાર લખે; મળતા આવતા અક્ષરોનો ભેદ સ્પષ્ટ બતાવે તે પ્રમાણે જરા પણ નિયમભંગ ન થવા તેની કાળજી રાખવી. ગમે તેવું ચલાવી લેવું નહિ. ભૂલ તરફ ધ્યાન ખેંચતા રહેવું.

પદ્ધતિઃ—પ્રથમ એક શબ્દ શુદ્ધ ઉચ્ચારથી બોલવો; બાળક પાસે તેની જોડણી કરાવવી; તે પ્રમાણે કાળા પાટીઆમાં લખવો; તે જોઈ બાળક પોતાની સ્લેટમાં લખે; તે શિક્ષક જોઈ જવો; પછી આખા ક્લાસને સાથે તે શબ્દ બોલાવવો. આવી રીતે પાંચ શબ્દ શીખવવા. પરીક્ષા માટે એ શબ્દો બીજી વાર લખાવી જોઈ જવા. આમાં બાર મૂળાને વારંવાર કહેવું પડે છે કે લેખનશુદ્ધિના નિયમોનું પાલન કાળજીપૂર્વક થશે, નિયમ તોડનારનું ધ્યાન ખેંચીશે તોજ સારી ટેવ પડશે.

પહેલું ધોરણઃ—બાળવર્ગની પદ્ધતિ શરૂ રાખવાની છે. એટલે પ્રથમ એક શબ્દ બોલવો; બાળક પાસે જોડણી કરાવવી; કાળા પાટીઆમાં મૂકવો; બાળક પોતાની સ્લેટમાં લખે; ને બધા સાથે બોલે; એમ પાંચ શબ્દ શીખવવા, ને પરીક્ષા પણ કરી લેવી.

આ ધોરણમાં ઘણા અક્ષરવાળા શબ્દો, જોડાક્ષરો, શ, ષ, સ, સ, ના ઉચ્ચારવાળા શબ્દો, હ્રસ્વ અનુ, દીર્ઘ વરુ, આવી જાતના શબ્દો ખાસ શીખવવા.

લીટીને અડાડીને લખે; અક્ષરો છુટા છુટા લખે નહિ; બે શબ્દો વચ્ચે અંતર રાખે; અક્ષરો બધા સરખા લખવા પ્રયત્ન કરે; ઘ, ધ, વગેરે અક્ષરોના ખાસ ભેદો દેખાય એવી રીતે લખે એ આ બધાં ધોરણોમાં જોતાં રહેવાનું છે.

આંખ, કાન, ને હાથ ત્રણે ઇંદ્રિયોનો ઉપયોગ થાય તેમ શીખવવાથી જોડણી પાકી થાય છે. એકજ શબ્દ ઘણી વાર શુદ્ધ બોલવાથી ને સાંભળવાથી ઉચ્ચાર પણ પાકો થાય છે.

બીજું ધોરણઃ—તેમાં બે લીટી શ્રુતલેખન લખાવવાનું છે તે બે લીટી અગાઉથી નક્કી કરી, તેમાં આવેલા અઘરા શબ્દો અગાઉથી પદ્ધતિ પ્રમાણેજ શીખવવા. શ્રુતલેખન લખાવવા માટે અંકાવવું. એક એક શબ્દ બોલી લખાવવું. તમે શબ્દ બોલતા જાઓ ને પ્રમાણે બાળક લખતો જાય, ને દરેક શબ્દ વચ્ચે અંતર રાખતો જાય. દરેક શબ્દ એકજવાર બોલવો. લખાવવામાં બાળકની શક્તિ અનુસાર ધીમાશ રાખવી. જેથી વખતે વ્યક્તિ-વાર ભુલો કરવાનું બનશે તેથી શિક્ષકના ધ્યાનમાં બાળકની ભુલો આવશે, ને કયો બાળક કેવા પ્રકારની ભુલો કરે છે તે પણ જોવાશે. આમાં અક્ષર સારા, મરોડદાર, લીટીને અડાડીને છુટા લખે તેનો ભંગ થવા દેવો નહિ.

ત્રીજું ધોરણઃ—તેમાં ત્રણ લીટી લખાવવાની છે. અગાઉનાં ધોરણની માફક તે ત્રણ લીટીમાં આવેલા અઘરા શબ્દો ઉપલી પદ્ધતિ પ્રમાણે શીખવવા. શિક્ષક શબ્દ બોલે, બાળક જોડણી કરે, કાળા પાટીઆમાં લખે; બાળક પોતાની સ્લેટમાં લખે તે શિક્ષક જોઈ જાય. જોવામાં આખો વર્ગ ઉભો રહે, સ્લેટ ધરે ને શિક્ષક જોઈ જાય, પછી બીજો વર્ગ ઉભો કરે ને લુછે; તે પ્રમાણે કરવાથી વધારે વખત નહિ લાગે.

બાળક પોતાના સાધનથી અંકાવવું, ને ત્રણ લીટીઓ લખાવવી. એકજ વખત બોલવું, ઉચ્ચારમાં તોડવો નહિ એટલે વિરામને વિરામ, બે વિભક્તિથી જોડાએલાં નામો અથવા નામયોગી અવ્યયો, ભેગાં સાથે બોલવાં. લખાવતી વખતે બોલવામાં બહુ ઉતાવળ કે મંદતા રાખવી નહિ. મધ્યમ રીત પકડવી.

ચોથું ધોરણઃ—ઉપરની રીત શરૂ રાખવાની છે. આ ધોરણમાં લીટીઓ હાથે દોરે, વિરામચિહ્નનો ઉપયોગ કરે, એટલા માટે લખાવતી વખતે અલ્પવિરામ, પૂર્ણવિરામ, પ્રશ્નાર્થ વગેરે ચિહ્નો સમજાય તેમ ખાસ ઉચ્ચાર કરવો. શબ્દાવલી તોડયા વગર બોલવી.

ચાર લીટી લખાવવાની છે, તેથી પ્રથમ ચાર લીટી પસંદ કરવી. તેમાં આવેલા અઘરા શબ્દો ઉપલી પદ્ધતિથીજ શીખવ્યા પછી લખાવવું.

પાંચમું ધોરણઃ—પાંચ લીટી લખાવવાની છે. તે પાંચ લીટીમાં આવેલા અઘરા શબ્દો અગાઉની પદ્ધતિથીજ શીખવવા. આગળના ધોરણ ઠરેલા કોઈ નિયમોનો ભંગ કરવો નહિ તેમ કરવા દેવો નહિ.

હાથે આંક ને લખાવતી વખતે ભાવ જણાય તેટલા ગ.. બોલવા ... જ વખત બોલવું. બોલેલું યાદ રાખી લખે, ને વિરામચિહ્ન નક્કને મૂકે.

ઉપરની રીતે શીખવવામાં ઝાઝો વખત જોઈતો નથી ... નથીજ આ રીતે શીખેલાં બાળકો ઉપલા ધોરણમાં ચઢતા જાય તેમ સહેલથી શીખી શકાય છે. લેખનની ભૂલો ઓછી થતી જાય છે; બાળકના ઉચ્ચાર ને જોડણી સુધરતી જાય છે.

ટીપઃ—બાળવર્ગથી પાંચમા ધોરણ સુધીમાં લખાવતી વખતે પાંચ મિનિટની ડ્રિલ કરાવવી. નિશાળમાં જરાપણ કંટાળો આવે નહિ. આમ કરવાથી સમજણથી ને કાળજીથી કામ કરવાની ટેવ, તથા શુદ્ધ ઉચ્ચાર ને ખરી જોડણી લખવાની ટેવ પડે છે. તે આખી જીંદગીમાં મદદગાર થાય છે. કાળજીવાળા, ખંતી, ફરજની લાગણીવાળા, હોંસીલા શિક્ષકને હાથે ઉપલું ફળ અવશ્ય આવે. જરાપણ બેદરકારી રાખનારનું કામ ધાર્યા પ્રમાણે ચાલતું નથી.

---

# બાળવાર્તાનો હેતુ અને કહેવાની રીત.

લેખક—રા. રા. મુળજીભાઈ હીરાલાલ ચોકસી એમ. એ., હે. મા.
ગ. ટ્રે. સ્કૂલ. નડિઆદ.

ઘણા જુના વખતમાં લખવાની અને છાપવાની કળા નહિ હોવાથી, લોકોના જ્ઞાનનો આધાર અદ્ભુત અને કલ્પિત વાર્તાઓ, વીરરસ કાવ્ય, અને નાટક, દંતકથા અને લોકવાયકા—જેવાં સાધન ઉપર હતો; અને તેથી તેમને જે કંઈ જ્ઞાન મળતું તે મુખ્યત્વે વાતચીત, વાદવિવાદ અને સંભાષણદ્વારા મળતું હતું. જે જ્ઞાન સંઘરી રાખવામાં આવ્યું હોય તેનો લાભ સાંભળીને અને યાદ રાખીને લેવામાં આવતો હતો. આપણે ત્યાં વેદના મંત્રનો સાંગોપાંગ અભ્યાસ ઘણીજ કાળજીપૂર્વક કરવામાં આવતો હતો, અને તેના ઉચ્ચાર કે શબ્દમાં જરા પણ ભૂલ થાય તો તે મોટું પાપ ગણાતું હતું. તેવીજ રીતે ગ્રીસ દેશમાં ઇલિયડ અને ઓડિસીના કાવ્યનો અભ્યાસ ઘણા ઉત્સાહથી કરવામાં આવતો હતો. આ રીતે પુસ્તકના અભાવે આંખના કરતાં કાનનો ખાસ ઉપયોગ થતો હતો. તે વખતે અદ્ભુત અને વીરરસ પ્રધાન વાર્તાનો વિશેષ પ્રચાર હોય એમ જણાઈ આવે છે. રાજાઓ, અમીર વર્ગ અને સાધારણ લોકો પણ વાર્તા સાંભળીને આનંદ કરતા હતા. હાલમાં ઘણી ચોપડીઓ બહાર પડવાને લીધે વાંચવા ઉપર લોકોની વિશેષ રુચિ જોવામાં આવે છે. વાર્તાઓ, નવલકથા અને નાટક જેવાં પુસ્તકોના અભ્યાસ કરતાં જો તેજ વસ્તુનું વર્ણન આબેહુબ નિરૂપણદ્વારા સાંભળવામાં આવે તો તેની અસર સચોટ અને કાયમની થાય છે. પુસ્તકનું જ્ઞાન કાયમ અને યથાર્થ સ્વરૂપમાં હોય છે, તોપણ વાર્તા કહેનારના વ્યક્તિ-પ્રભાવની જે અસર સાંભળનાર ઉપર થાય છે તે તેનાથી થતી નથી. જ્ઞાનના જીવંત પ્રવાહથી જે તાદૃશ અસર મન ઉપર થાય છે તે ચોપડીના નિર્જીવ વિચારથી થઈ શકતી નથી; તેથી વાર્તા વાંચવા કરતાં સાંભળવાથી સારો ફાયદો થાય છે. જુના વખતમાં વાર્તા સાંભળવાથી જ્ઞાનનો ફેલાવો થતો હતો, અને તેથી વાર્તા કહેવાની કળા ઉપર સારું ધ્યાન આપવામાં આવતું હતું. આપણે ત્યાં ભાટ ચારણોની ઐતિહાસિક વાર્તા અને દંતકથા કહેવાની ચતુરાઈ, તેમજ પુરાણી બાવાની અને માણભટ્ટની કથાઓ કહેવાની શૈલી સારી રીતે જાણીતી છે. આવી રીતે જનમંડળમાં જ્ઞાનના પ્રચાર માટે કથા

અનુભવથી તેનું સર્વ જીવન સ્થૂલ થાય છે. આવી સ્થિતિમાં જ્યારે નવલકથા કે વાર્તાના વર્ણનથી તેના મનના પરિચ્છેદ તૂટે છે અને કલ્પનામય જગતનું દર્શન તેને થાય છે, ત્યારે તેને અતુલ આનંદ થાય છે. જુવાન શુમને નવલકથા અને નાટક ઉપર જે પ્રીતિ હોય છે તેનું પણ આજ રણ છે. તેના હૃદયમાં જે ભાવના ઉછળતી હોય છે તેનું પ્રતિબિંબ તેમાં તેહાળવામાં આવે છે, અને તેનો અનુભવ કેવી રીતે કરવો તેની રૂપરેખા માં જોવામાં આવે છે. નાનાં બાળકને વાર્તા ઘણીજ ગમે છે તેનું પણ એજ કારણ છે. તેનો અનુભવ થોડો અને તેમાં કંઈ નિયમની ક્રિયા હોતી નથી. ગમે તે કારણથી ગમે તે કાર્ય ઉપજે એવું તે માને છે; પરીના હસવાથી મોતી પડે તથા અમુક ઝાડ નીચે બેસવાથી ઇચ્છિત વસ્તુ મળી

ત્યા, સાહસ, વગેરે ભાવનું જે ચિત્ર વાર્તામાં હોય છે તે ઉપર આપણી સ્વાભાવિક પ્રીતિ થાય છે. વનસ્પતિ કે પ્રાણીની હકીકતથી જે બોધ અને રસ મળે છે તેના કરતાં માનવ અનુભવનું વર્ણન વિશેષ રસિક અને બોધકારક લાગે છે, કારણ કે તેમાં સજાતીય તત્વ વધારે હોવાથી તે પ્રમાણે અનુકરણ કરવાનું આપણને કુદરતી રીતે મન થાય છે. બીજા વિષય કરતાં ઇતિહાસમાં પણ જીવનચરિત્રનો અભ્યાસ વધારે આકર્ષક લાગે છે, તેનું કારણ પણ મનુષ્ય જાતિનો અનુભવ છે. નાના બાળકમાં આવા અગત અનુભવની રુચિ વિશેષ માલમ પડે છે. માબાપની નાનપણની હકીકત તથા પાડોશીપાડોશીની વાત તથા અમુક વ્યક્તિના સાહસ કે અનુભવનું વૃત્તાંત તેમના સાંભળવામાં આવે છે, ત્યારે તેમને તે ઘણી રસિક હકીકત લાગે છે. મનુષ્યસૃષ્ટિથી ઇતર જે બાબતો હોય છે તેમાં આપણને બહુ રસ પડતો નથી, તેનું કારણ એ છે કે તે સમજવાની કુંચી આપણી પાસે હોતી નથી. જડ સૃષ્ટિ અને વનસ્પતિ તેમજ પ્રાણીની ક્રિયા કેવી હશે તેની આપણે કેવળ કલ્પના કરીએ છીએ જેને સહાયતા કહે છે તેવાજ ગુણથી અન્ય બાબતની સમજણ આપણને સારી પેઠે પડે છે; ત્યારે મનુષ્યનો અનુભવ સમજવાને તેવી જાતનો કંઈક અનુભવ આપણી પાસે હોય છે, તોજ તે બાબત સ્પષ્ટ અને રસિક રીતે જાણી શકાય છે. વળી માનવ જાતિનોજ અનુભવ આપણને ઉપયોગી હોવાથી તેના તરફ આપણે કુદરતી રીતે આકર્ષાઈએ છીએ. અદ્ભુતતા અને અગત અનુભવ ઉપરાંત ત્રીજું કારણ બાળકની સ્વાભાવિક જિજ્ઞાસા છે. બાળક જન્મે છે ત્યારે તેને બાહ્ય જગતની વસ્તુઓનું કંઈ જ્ઞાન હોતું નથી, પણ તેનામાં જે કુદરતી પ્રેરણાઓ હોય છે તેને લીધે તે પદાર્થના સંબંધમાં આવે છે. બાહ્ય જગતમાં બનતા દેખાવો સમજવાને માટે તે પ્રયત્ન કરે છે, અને તેને આવી રીતે જાણવાની જે ઇચ્છા થાય છે તેને જિજ્ઞાસા કહે છે. તેનું વાસ્તવિક કારણ કુતૂહલતા છે કુતૂહલતા એ અજ્ઞાન અવસ્થાનું પરિણામ છે કારણ કે જે બાબતનું જ્ઞાન હોતું નથી અને તે મેળવવા માટે મનમાં જે તીવ્ર ઇચ્છા થાય છે તેને કુતૂહલતા કહે છે આવી રીતે બાળકમાં નવું નવું જાણવાની વિશેષ ઇચ્છા હોય છે, અને તેને લીધેજ તે વારંવાર પ્રશ્ન કરે છે, ભાંગફોડ કરે છે, અને વસ્તુઓ નિહાળે છે. વાર્તાની અંદર કેટલીક હકીકત ઘણી જાણીતી હોય છે અને બીજી બાબત અજાણી હોવાથી તે સમ-

જવાને તેનું મન ઉત્કંઠ થઈ જાય છે. તદ્દન જાણીતી તેમજ તદ્દન અજાણી બાબતથી કંઈ રસ કે ધ્યાન ઉત્પન્ન થતાં નથી, પણ જાણીતા ઉપરથી અજાણ્યા ઉપર જવાનું હોય છે, ત્યારે જિજ્ઞાસા તૃપ્ત થાય છે અને તેવા જ્ઞાનથી આનંદ થાય છે. બાળકનું જ્ઞાન ઘણું થોડું હોય છે અને જ્યારે તેને વાર્તા કહેવામાં આવે છે ત્યારે નવી હકીકતથી તેના જ્ઞાનમાં વધારો થાય છે એટલુંજ નહિ પણ જુના જ્ઞાનપર તેથી નવો પ્રકાશ પડવાથી તે વધારે સારી રીતે સમજી શકે છે. જુના જ્ઞાનનું કુંડાળું આવી રીતે વાર્તાની હકીકતથી વધવાથી બાળકને આનંદ થાય છે. જે હકીકતનો તેને અનુભવ હોતો નથી, તે કલ્પનાશક્તિદ્વારા સમજે છે અને તેના મનમાં વિચિત્ર ખ્યાલ ઉપજે છે, તેથી પણ તેને ઘણો રસ પડે છે આવી રીતે વાર્તા ગમવાનાં ત્રણ કારણો છે. (૧) અદ્‌ભુતતા, (૨) અગત અનુભવ અને (૩) નવીન હકીકત છે. એટલે મનુષ્ય માત્રની વાર્તા ઉપરની રુચિનું કારણ આત્મ અનુભવ છે.

(અપૂર્ણ)

---

## "દોસત જંગલ મંગળકારી રે."

(લેખકઃ—રા. સાકરલાલ અમૃતલાલ દવે. બી. એ. એસ. ટી. સી. ડી.)

વાચનમાળામાં રા. મધુવચરામ બળવચરામ હોરાનું આ ત્રીજું કાવ્ય છે પહેલાં બે કાવ્ય પર વિવરણ લખાઈ ગયું છે, *એમણે પોતાનાં કાવ્યો "હૃદયવિનોદ" એ નામથી ત્રણ ભાગમાં પ્રસિદ્ધ કર્યાં છે, તે તરફ વાંચનારનું ધ્યાન દોરવાની રજા લઉં છું.

આ કાવ્યમાં કુદરતનું વર્ણન છે, અને કુદરતનું વર્ણન કોને ન ગમે? મોટા મોટા સમર્થ કવિઓએ સૃષ્ટિસૌન્દર્યનાં ગાન ગાયાં છે, અને તેમાં પ્રત્યેક વાંચનાર પોતાના સંસ્કાર અને પોતાની રસિકતાના પ્રમાણમાં તરબોળ થઈ શકે છે. આ કાવ્ય મને તો અતિ મનોહર લાગ્યું છે, અને તે શીખવતાં મેં ઘણો આનન્દ અનુભવ્યો છે.

વૃત્ત પણ અનુકૂળ છે. આરંભમાં ઉતાવળે (દ્રુત) અને પાછલા ભાગમાં ધીમે ધીમે (વિલંબિત) તે ગવાય છે. દ્રુતવિલંબિતમાં નીચે પ્રમાણે ગણરચના છેઃ—

---

* જુઓ "શાળાપત્ર" સપ્ટેંબર ૧૯૧૮, તથા એપ્રિલ ૧૯૧૯.

| ન | ભ | ભ | ર |
|---|---|---|---|
| ⏑ ⏑ ⏑ | — ⏑ ⏑ | — ⏑ ⏑ | — ⏑ — |
| કિ ર ણ | ચ ન્દ્ર ત | ણાં ર મ | તાં જ છે. |

આખા કાવ્યમાં ' જંગલમાં મંગળ ' કરેલું છે. વનમાં, ચંદની રાતે ખળ ખળ વહેતી નદીને કાંઠે, સૃષ્ટિની શોભા નિહાળનાર કવિએ મનોરંજક દૃશ્ય ખડું કર્યું છે, અને સર્વવ્યાપી પરમાત્માનો નિવાસ આંખ આગળ ખડો કર્યો છે. સહૃદય વાંચકનું હૃદય તૃપ્ત થાય છે.

૧. સુખકારક વનમાં જતાં સંસારના તાપ ટળી જાય છે, ક્ષણભર વીસરી જવાય છે; આસપાસ મીઠી શીળી ચંદની ખીલી રહી છે, અને વનમાં ઓપી રહેલાં મોટાં ઝાડ ચન્દ્રમામાંથી ઝરતું ચન્દ્રિકારૂપી અમૃત પોતાની ડાળીઓની ઘટા પર ઝીલી રહ્યાં છે; અર્થાત, અમીસમી શીતળ ચન્દ્રિકા વૃક્ષો પર પથરાઈ રહી છે.

આ ટૂંકની છેલ્લી લીટીમાં પિંગળશાસ્ત્રીની દૃષ્ટિએ એક ખોડ રહેલી છે. ' અમૃત ' શબ્દ ખરી રીતે જોતાં નગણ છે, છતાં અત્રે તેને ભગણ ગણેલો છે. મ્ + ઋ = મૃ; આ કાંઇ સંયુક્ત વ્યંજન નથી, છતાં કંઈક સરતચૂકથી અને કંઈક સંસ્કૃતના જ્ઞાનને અભાવે આ ભૂલ થએલી લાગે છે. કવિ ન્હાનાલાલે પણ આ ભૂલ કરી છે, અને આશ્ચર્યની વાત તો એ છે કે સ્વ. મણિલાલ નભુભાઈ દ્વિવેદીના ઉત્તરરામચરિતના ભાષાન્તરમાં પણ એજ ભૂલ નજરે ચઢે છે. તથાપિ ખોટું તે તો ખોટુંજ. ' અમૃત ' નો ' અ ' કદી ગુરુ ગણાયજ નહિ.

૨. વનમાં બધુંજ રૂપે રસ્યું હોય તેમ ધોળું ધોળુ દેખાય છે, અને તેની શોભા જોઈ આંખ ઠરે છે.

પૂર્વાર્ધનો અન્વયઃ—* વને બધું રૂપેરી રસે રસ્યું ( લાગે ) છે, અને તે ( બધું ) લોચને પરમ શોભન તથા લોભન છે. શોભન અને 'લોભન' એ 'બધું'નાં વિશેષણ છે. 'લોચને' સાતમી વિભક્તિમાં છે; ' લોચને ' = લોચન વિષે.

---

* ' હૃદય વિનોદ ' માં–ભાગ ત્રીજામાં–' વને ' ને સ્થાને ' બને ' પાઠાન્તર છે; અર્થ સ્પષ્ટજ છે.

મીઠે સ્વરે ખર ખર વહેતી સરિતા શાંતિ દે છે, અને વળી નહાવા ધોવાના ઉપયોગમાં આવી આપણો મેલ કાપે છે.

૩. એ સરિતાના પારદર્શક જળમાં વ્યોમમાં વિરાજતા ચન્દ્રનાં કિરણ રમત રમતાં હોય એમ લાગે છે, અને તેમાં ચન્દ્રનું પ્રતિબિંબ ચોકખું પડેલું દેખાય છે. તે સમયે ઠંડો મન્દ મન્દ વાયુ વાય છે, તેથી નદીનાં પાણીમાં આછી આછી લહરીઓ ઉત્પન્ન થાય છે. પવનને ' વિહારતા ' કહેલ છે, એટલે પવન જાણે નદીની સાથે આનન્દકેલી કરતો હોય એમ કલ્પના છે. તેથીજ ' જળ મહીં ઝીણી લહેરી પસારતો ' એમ વર્ણવેલું છે.

૪. પૂર્વાર્ધનાં કર્તાનો અધ્યાહાર છે, પવનને લીધે આખું વન ફૂલની સુગન્ધથી મઘમઘી રહે છે. રાત્રીનો સમય છે, એટલે દિવસના કામથી થાકેલાં પશુપખી પોતપોતાને સ્થાનકે વિશ્રામ લે છે.

**દિવસે તન તથા મન થાકે એટલું કામ નહિ કરનાર મનુષ્યને રાત્રે નિરાંતે ઉંઘી જવાનો હક નથી** એ વાત શિષ્યોને સમજાવવી ઘટે છે.

૫. નદીમાં એક નાની હોડી આવી આવે છે; તેનો ધોળો સઢ પવન ભરાવાથી ફુલેલો દેખાય છે; આ ઉપર કવિ ઉત્પ્રેક્ષા કરે છે, કે,—

> " ઉદર એનું વિશાળ હતો અરે,
> ધવળ વસ્ત્રથી ઢાંકી દીધું ખરે. '

હોડીનું પેટ મોટું ફુલેલું હોવું જોઈએ, અને શરમને લીધે તેણે તે આ ધોળા વસ્ત્રથી ઢાંકી દીધું લાગે છે. જે મનુષ્યોનાં પેટ ( કસરતને અભાવે ) મોટાં નગારા જેવાં ગોળમટોળ હોય છે, તેમને બીજાની સમક્ષ શરમ આવે છે અને તેથી તેઓ પહેરેલાં વસ્ત્રથી તે ઢાંકવાનો યત્ન કરે છે એ જાણીતી વાત છે.

૬. હોડીમાં બેસી હોડીને હલેસાંથી હંકારવી એ ઘણી સરસ કસરત છે, તેથી જ,

> ' શ્રમથકી બહુ નાવિક હાંફતા. '

નદીને કાંઠે ગાડીઓ છૂટેલી છે, અને ગાડીના બળદ બેઠા બેઠા ઘાસ વાગોળે છે. આ ગાડીઓ અહીં શા માટે ? ' સુખે જવા ' ; અર્થાત સમુખ

થઈ જવાથી, સામી પાર જવાનો સમય થઇ જવાથી અથવા રાત્રિ પડી જવાથી, ગાડીઓ કોઠે છૂટેલી છે એમ સમજવાનું છે.

૭. બળદ બેઠા બેઠા ઘાસ વાગોળે છે, ત્યારે,

> 'કદીય વાંકડી શિંગડી ડોલતી,
> મધુર ઘંટડી કંઠની ગાજતી '

આ ચિત્ર મનોહર નથી ?

પ્રોફેસર બેઈન જેવા એક અંગ્રેજ વિદ્વાને ગાયની (અથવા બળદની) શિંગડીઓથી થતી અર્ધવર્તુલાકૃતિને ચંદ્રલેખાની મનોહર આકૃતિ જોડે સરખાવી છે, અને તેની સુન્દરતાથી મોહ પામી તેમણે કદી ગાય અથવા બળદનું માંસ ન ખાવું એવી પ્રતિજ્ઞા લીધી હતી.

આવા રમણીય સ્થળે નિર્ભય બની મુસાફરો નિરાંતે ઉંઘી ગયા છે. નિર્ભયતા એ સૌન્દર્યના પરિણામ રૂપે અત્રે આલેખેલી છે.

૮. આ સ્થળે શાન્તિ દેવીનો ચિરસ્થાયી નિવાસ છે; જે અત્રે આવે તે પોતાના ત્રાસ, ભય વગેરે ભૂલી જ જાય ઉપરની બે પંક્તિઓ મોટે અક્ષરે પાટિયા પર લખવી જોઈએ:—

> ' સફળ આ રચના રળિયામણી,
> ઉચરતી કીરતી કરતા તણી.'

રળિયામણાં સ્થાનમાં પ્રભુનો વાસ નજરે ન પડે, તો તે સ્થાન જોયા ન જોયા બરાબર છે. આવાં સ્થાન આપણા દેશમાં—ગુજરાતમાં પણ—પુષ્કળ છે; તેમાનાં થોડાંક ( કબીરવડ, ઓરસગમ, વગેરે) શિષ્યને કદી ત્યાં પ્રભુનું દર્શન કરવા તેમને પ્રેરવા જોઈએ.

# કેટલાંક પ્રાણીઓની સ્મરણશક્તિ.

( મિ. અંબાશંકર હરિશંકર દ્વિવેદી—તાલુકા સ્કૂલ. બગૈડાળ )

કુદરતની અપાર લીલામાં માનસિક શક્તિઓ ઘણુંજ આશ્ચર્ય ઉત્પન્ન કરી વિચાર મૂઢ કરે છે. માનસિક શક્તિઓમાં પણ સ્મરણશક્તિઓમાં વ્યાપાર અલૌકિક છે. સર્વ શક્તિઓ તેના ઉપરજ અવલંબિત છે. સર્વ પ્રાણીઓમાં મનુષ્ય શ્રેષ્ઠ છે તે તેના શક્તિ વિકાસને લીધેજ. મનુષ્યની સ્મરણ શક્તિનો વ્યાપાર આપણને ડગલે ને પગલે માલમ પડી આવે છે. પરંતુ પ્રાણીઓની સ્મરણશક્તિ વિષે ઘણું જાણવામાં આવતું નથી, અત્ર કેટલાંક પ્રાણીઓની સ્મરણશક્તિ વિષે લખવામાં આવ્યું છે, જેથી શિક્ષક બંધુઓ અને 'નેચરસ્ટડિ' ના અભ્યાસીઓને કંઇક નવીન જાણવાનું મળશે, અથવા પુનરાવૃત્તિ તો થશેજ.

મધમાખ—યુરોપના પ્રસિદ્ધ પ્રાણીશાસ્ત્રી ડાર્વિન સાહેબનો એવો ખ્યાલ હતો કે; કેટલાક કીડાને પેટીમાં પુરી, આજુબાજુએ લઇ જઇ ભુલાવો દઈ—જલદી ચક્કર ચક્કર ફેરવવાથી પેટીમાં પૂરાએલા કીડાની દિશા—સૂચક બુદ્ધિ નાશ પામે છે, તેમના આ અનુમાનનો અનુભવ કરનાર ફ્રાન્સનો એક પ્રાણિશાસ્ત્રી હેનરી ફેવર નામે હતો. ડાર્વિન સાહેબે તો કીડાને બંધ કરવાનું કહ્યું હતુ. પરંતુ ઉક્ત મહાશયે તો મધમાખોને પુરી હતી. દસ મધમાખોને જુદા જુદા રંગથી રંગીને કોથળીમાં પુરી હતી.

પ્રથમ તે એક સડક ઉપરથી બીજી સડક પર ગયો, અને ત્યાં ઉભો. તેણે પોતાની કોથળીને પોતાની આસપાસ ડાબાજમણી ચક્કરમાં ફેરવી. આ પ્રમાણે બે ત્રણ સડકો પર કર્યા બાદ એક પછી એક એમ બધીને છોડી દીધી. એક મધમાખ અર્ધા કલાકમાં બે માઇલ દૂર રહેલા પોતાના સ્થાન પર ગઇ. બીજી બે મધમાખો બે કલાકે પોતાના મધપુડા પર જઈ પહોંચી. બાકીની સાત કયાં ગઈ તેનો કંઈ પત્તો ન લાગ્યો.

વળી આ પ્રમાણે હેનરી સાહેબે ,જુદાં જુદાં સ્થાનની અને વેગળે રહેનારી ૧૫૦ મધમાખો પકડી ભૂલવણીમાં ભરડાવી. તેમાંથી ૫૦ તો પોતાના મુકામ પર ગઈ પણ બાકીની કોણ જાણે કયાંએ ઉડી ગઇ ! આથી

તેણે વિચાર્યું કે ભૂલભુલામણી આવવા છતાં પણ ત્રીજા ભાગની મધમાખો પોતાને સ્થાનકે ગઈ તેથી માલમ પડે છે કે, તેમની સ્મરણશક્તિ ઠેકાણે રહી છે, ખસી ગઈ નથી. મધમાખો પોતાના સ્થાન પર પહોંચે છે તે તેમનું સ્વાભાવિક કામ નથી.

પરંતુ તેનું આ કથન સાચું છે કે જુઠું છે એ કોઈ કહી શકતું નથી. મધમાખો અને ભમરાને ઘુમાવવા છતાં તે પોતાના મૂળ સ્થાન પર આવી જાય છે એ તેમની સ્મરણશક્તિનો ચમત્કાર છે, કે તેમનો સ્વાભાવિક ગુણ છે તેની પણ કોઈને ખબર નથી. માખીઓ પોતાના સ્થાનમાં ભૂમિચિહ્નોના બારીક નિરીક્ષણને લીધે પોતાના સ્થળ પર જાય છે એ કહેવું પણ કઠણ છે. એમ તો જણાય છે કે આ પ્રાણીઓમાં દિશાસૂચક બુદ્ધિ નથી, અથવા તેમની અને તેમના સ્થાન વચ્ચે એવી કોઈ અદશ્ય શક્તિ નથી કે જે તેમને પોતાની તરફ લોહચુંબકની માફક ખેંચી લે. હવે પ્રશ્ન એ ઉઠે છે કે, જો પ્રાણીઓમાં દિશા-દર્શક બુદ્ધિ નથી તો ગઈ સાલજ ઉત્પન્ન થએલાં બુલબુલ પક્ષીઓ અહીંથી કેવી રીતે આફ્રિકે પહોંચે ? એક વર્ષનાંજ બુલબુલોને ત્યાંનો રસ્તો કેવી રીતે જ્ઞાત થશે આ પ્રશ્નોનો વાસ્તવિક ઉત્તર કોઈ આપી શકતું નથી. પણ એ વાત તો નક્કીજ છે કે સ્વભાવથીજ પોતાના સ્થાન પર તેઓ પહોંચી જતાં નથી, અર્થાત્ કેવળ સ્વભાવને લીધે આમ બનતું નથી.

કીડા—એક કીડાને પકડવો અને તેના પર ઓળખાણ પડે તેવું ચિહ્ન કરવું. પછી તેને કેટલાક માઇલ દૂર મૂકી આવવો. તમને માલમ પડશે કે તે કીડો કેટલાક વખત પછી પોતાની જગા પર પાછો આવી જાય છે. આમાં કીડાને સ્મરણશક્તિનો ટેકો મળે છે ?

કીડી—ઘણીવાર જોવામાં આવે છે કે કીડીઓ પોતાના દરમાંથી નીકળીને ઘણે દૂર ફરીને પણ પોતાના દરમાં પાછી આવી જાય છે. તેઓ પોતાની જાતની કીડીઓ સાથે સહાનુભૂતિ રાખે છે, અને બીજી જાતની કીડીઓ સાથે લડે છે. એક પ્રખ્યાત પ્રાણિવિજ્ઞાનીએ પોતાની જાતે એક રાફડો-દર-બનાવ્યો. તે જંગલમાં જઇને ઘણી કીડીઓ પકડી લાવ્યો. તેનો બનાવેલો રાફડો નાનો હતો તેથી બધી કીડીઓને રહેવાની તેની અંદર જગા ન હતી. આ કારણથી તેણે કેટલીક કીડીઓને પોતાના બગીચામાં છોડી દીધી. તેઓ સોપારીના ઝાડના મૂળમાં દર બનાવીને રહેવા લાગી.

કૃત્રિમ રાફડા પર કીડીઓ મૂકી ગાડરે પોતાના બાગમાં પોતાની દેખરેખ નીચે રાખ્યો. ચાર મહીના પછી તેણે કીડીઓના શા હાલ છે તે જોવા માટે રાફડાને કીડીઓ સાથે ઊંચકીને બગીચાના ઝાડ પાસે મૂક્યો. ત્યાં આગળ પેલી સ્વતંત્ર કીડીઓનું દર હતું. કેટલીક વાર પછી તેના જોવામાં એવું આવ્યું કે કૃત્રિમ રાફડામાં રહેનારી કીડીઓએ પોતાનો એક દૂત બહાર મોકલ્યો. તેણે સ્વાભાવિક દરમાં રહેનારી કીડીઓના રક્ષકની સાથે મુલાકાત કરી. સ્વતંત્ર કીડી પોતાના જાતભાઈને તરતજ ઓળખી ગઈ અને ઘણા પ્રેમથી મળી તેને પોતાના દરમાં લઈ ગઈ. થોડી વારમાં તો સ્વતંત્ર કીડીસમુદાય બહાર નીકળ્યો અને પરતંત્ર કીડીઓને ઘણાજ પ્રેમથી પોતાના સ્થાનમાં લઈ ગયો. જોકે આ કુટુંબની બે શાખાઓમાં ચાર માસનો વિયોગ થયો હતો, તોપણ એકને બીજાએ તરત ઓળખી લીધી. જો કોઈ જુદી જાતની કીડીનો તેમની સાથે મેળાપ થયો હોત તો બન્ને વચ્ચે અવશ્ય લડાઈ થાત. પરંતુ સ્મરણશક્તિએ તેમની વચમાં લડાઈ થતી અટકાવી ને વળી બન્ને પરિવાર વચ્ચે સુખથી સમાગમ કરાવ્યો.

(અપૂર્ણ.)

---

## (૧) જ્વાળામુખીનાં કારણો.

આને સ્તરનું વિજ્ઞાન નાનું છે. જેટલું આકાશી પદાર્થો વિષે જાણીએ છીએ તેના પ્રમાણમાં આપણી પૃથ્વી વિષે બહુ ઓછું જાણીએ છીએ. પ્રો. પેરી નામના વિજ્ઞાનશાસ્ત્રીનો એક નવો મત છે તે કહે છે કે સૂર્ય ઉપર ડાઘા જણાશે અને આ હવાને ઘણી અસર કરશે. પર્વતની અંદર અને સૂર્ય વચ્ચેનો સીધો સંબંધ હવે બધા કબુલ કરે છે. મન્સરપોટસ તે સને ૯૫૨ ના ના જ્વાળામુખીના દાબનું પરિણામ છે. તેમાં પડતા છિદ્રો એવાં મોટાં હોય છે કે આપણી આખી પૃથ્વી તેમાં સમાઈ જાય અને અદૃશ્ય પણ થઈ જાય. તે છિદ્ર એવા મોટા માપની હોય છે (અને છે) કે સૂર્યમાળાના દરેક ગ્રહને ઓછા વત્તા પ્રમાણમાં અસર કરે છે. પૃથ્વી આ આશ્ચર્ય ઉત્પન્ન કરનાર વિશ્વનો એક અણુ જેટલા ભાગ છે એમ સાંભળી કેટલાક અજ્ઞાન પુરુષો ચકિત થતા ખગોળ શાસ્ત્રીઓને સઘળી દુનીઆનું જ્ઞાન છે. બીજી અનેક છે જે તેમની દૃષ્ટિમર્યાદાની પણ પર છે.

પ્રો. ગેરીસન નામનો માણસ કહે છે કે પૃથ્વીમાં નિરંતર સંકોચ થવાને પરિણામે સદા આંદોલનોની પરંપરા ચાલુ રહે છે. પૃથ્વી નક્કર છે અને પર્વતો સ્થિર છે ગતિ વિનાના છે એમ કહેવું તદ્દન ખોટું છે, પૃથ્વીનો આંતર ભાગ બારીક ગજવેલ જેવા એક પદાર્થના નક્કર જથાનો બનેલો છે. તેની આસપાસ એક પાતળું પડ છે જેના ઉપર આપણે વસીએ છીએ.

જ્વાળામુખીનું પ્રથમ કારણ પૃથ્વીનું ઠંડુ પડવું અને પરિણામે સંકુચિત પણું ધારણ કરવું તે છે. ૧૦૨૫ ઈંચના પ્રમાણનો સંકોચ ૩૦૦૦૦૦ લક્ષ ટન લાવા બહાર કાઢે છે. જ્વાળામુખીના બીજા કારણોમાં સૂર્ય તથા ચંદ્રના pull આકર્ષણ, ભરતી, હવાનો ભેજ અને તેનું દબાણ, અને વિદ્યુતની અસરો છે. જો બેરોમીટરનો પારો ૨ ઈંચ જેટલો ઉતરે તો ૧ ચોરસ માઇલની જગામાં ૨,૦૦૦,૦૦૦ ટન જેટલું દબાણ પૃથ્વીમાંથી ઘટે છે, અને સપાટીનું દબાણ સરાસરી ૧ ચોરસ ફુટે ૧૮ ટન જેટલું થઈ રહે છે. હાલ પૃથ્વી ઉપર જાગૃત સ્વરૂપના ૩૦૦ જ્વાળામુખી છે; અસંખ્ય વર્ષો અગાઉ ઘણા હતા. કેટલાક કુદરતી બનાવો જેવા કે પ્રલયને પરિણામે કેટલેક સ્થળે તે જ્વાળામુખી અદશ્ય થયા છે. પ્રો. ગેરીસન કહે છે કે હેકલા જો જ્વાળામુખી ન હોત તો ઇંગ્લાંડને વારંવાર સીસ્મીક તોફાનો વેઠવાં પડયાં હોત. એક વખતે આઇસલેન્ડમાં પર્વત ફાટવાથી સ્કોટલાંડમાં આકાશનો રંગ શ્યામ થયો હતો.

## (૨) અંધારામાં કેમ જોઇ શકાતું નથી.

આનું કારણ એ છે કે તેમાં પ્રકાશનો અભાવ છે. આ સમજવા માટે આપણે પહેલાં એ સમજવું જોઈએ કે કોઈ પણ વસ્તુ જોઈએ છીએ એમ કહીએ તો તેનો અર્થ એ છે કે વસ્તુ જોતા નથી, પણ તેમાંથી નિકળતો પ્રકાશ જોઈએ છીએ; વિજ્ઞાન શાસ્ત્રની દૃષ્ટિએ બોલીએ તો પદાર્થ ઉપર પડતો સૂર્યઅથવા બીજા કોઇ પ્રકાશનો ભાગ નજરે પડે છે, જેનું પદાર્થ પ્રતીબિંબ પાડી શકે છે. પૃથ્વીની આસપાસ વાતાવરણ ન હોત તો શબ્દ સાંભળી શકાત નહિ, કેમકે વાતાવરણ દ્વારા અવાજ (શબ્દ) ઉત્પન્ન થાય છે અને તેથીજ અવાજ ઉત્પન્ન છે. અને તેજ વાતાવરણ અવાજના મોજાને કાનમાં પહોંચાડે છે; તેમજ જો કોઈ પણ પદાર્થમાંથી પ્રકાશનાં કિરણોના પરાવર્તન માટે પ્રકાશ ન હોત તો આંખ કંઈ ન જોઈ શકત. આપણી આંખ

ઉપર પદાર્થનું પ્રતિબિંબ પાડવા પ્રકાશનાં મોજાંની જરૂર છે. પ્રકાશ વિના આંખ કે જ્ઞાનેંદ્રિયો નિરર્થક છે.

## (૩) શરદી લાગવા વિષે.

### કારણો.

(૧) વારંવાર "ટોપકોટ" પહેરવાથી ઠંડી અને અસ્વસ્થતા શરીરના ભાગોને માલમ પડે છે. તેનાથી ઉતાવળે ચલાતુ નથી, એ પહેરનારના અવયવોની હીલચાલ છુટથી નથી થતી.

૨ રાતની ઠંડીની–હવાની–ખોટી બીક,

૩ દેવતાની બહુ નજીક બેસવાથી,

૪ ખુલ્લી બારીઓ ન રાખવાથી,

૫ ઘટ્ટ અને અસ્વચ્છ હવામાં બહુ વાર આનન્દ કરવાથી,

૬ સરળતાથી ન ચાલીએ તેથી,

૭ ફેફસાંને યોગ્ય રીતે ન ફુલાવ્યાથી,

૮ નાકદ્વારા શ્વાસ ન લીધાથી,

૯ સગડીમાં વારંવાર કોલસો ભરવાથી,

શરદી થાય છે.

(૨) પાળવાના નિયમો.

૧ વરસાદનો વોટર પ્રુફ કોટ વરસાદ વખતેજ પહેરવો. બંધ પડે ત્યારે કાઢી નાંખવો.

૨ કોઈ પણ સભા જ્યાં ભરાઈ હોય ત્યાં એક માણસ જો અવકાશની ખામીને લીધે બહાર ઉભેલો જણાય તો ત્યાં જવું નહિ.

૩ કપડાં પહેરતાં અગાઉ શરીરને પુષ્કળ ચોળવું.

તો શરદી નહી લાગે.

અનુવાદક

( શાળાપત્ર ઓફિસ )

## નોંધ.

રા. બ. જટાશંકરામ ગૌરીશંકર શાસ્ત્રી તા. ૧૦–૧–૨૧ ને રોજ પોતાના નિવાસસ્થાન સુરત શહેરમાં સ્વર્ગવાસી થયાના ખેદકારક સમાચાર જાણી તેમના પરિચયમાં આવેલા દરેક માણસને ખેદ થયો હશે, મર્હુમ કેળવણી ખાતાના એક બાહોશ અને અનુભવી અધિકારી હતા. ઉત્તર વિભાગના જુદા જુદા જિલ્લાના ડેપ્યુટિ એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટર તરીકે તેમણે પ્રાથમિકશાળાના શિક્ષકોની પ્રીતિ ને નજ આદર પ્રાપ્ત કર્યાં હતાં મર્હુમ આ માસિકના તંત્રી પણ હતા તેથી આ પત્ર સાથે પણ તેમનો સંબંધ હતો. આ કોલેજના પ્રિન્સિપાલ પદે પોતે નિમાયા પછી થોડાજ સમયમાં કેળવણીખાતાના ઇન્સ્પેક્ટરનો માનવંતો હોદ્દો ભોગવના ભાગ્યશાળી થયા હતા. ઇન્સ્પેક્ટરની પદવીએ ક્રમે ક્રમે પહોંચનાર ગુજરાતી બહુ થોડાજ હોય છે. એ પદ મહાન અધિકારનું છે, મર્હુમના સૌજન્ય, મીલનસાર સ્વભાવ, અને સાદુ જીવન બહુ અનુકરણીય હતાં. અધિકાર પરત્વે જે મદ ઉત્પન્ન થવાનો સંભવ હોય છે તેનો અંશ પણ તેમનામાં ન હતો. વાનપ્રસ્થ થયા પછી પોતાને વતન જઈ ત્યાંની મ્યુનિસિપાલિટિની સ્કૂલબોર્ડના ચેરમન ( પ્રમુખ ) હતા.

હાલની સરકારી ગુજરાતી વાચનમાળા પણ તેમનીજ દેખરેખ નીચે રચાઇ છે. આવા એક અનુભવી પુરુષનું અવસાન શોચનીયજ છે, ઇશ્વર! તેમના આત્માને શાંતિ આપો

---

## સંસ્કૃત પ્રાચીન ગ્રન્થોમાં આવેલા દેશ, પર્વત, નદીઓ નગર ગામ વગેરેની હકીકત.

( રા. છગનલાલ વિદ્યારામ રાવળ. )

( અનુસંધાન પુસ્તક ૫૯ મું પૃ. ૧૪૫ )

કચ્છ:—કાંઠો અથવા કિનારો, મૂળ સંસ્કૃત શબ્દ કક્ષ ( સરહદ )

કપિલ વસ્તુ—શક રાજાઓની રાજધાની. બુદ્ધ દેવનું.

કલિંગ—મહા નદી અને ગોદાવરીની પૂર્વ તરફના કિનારા ઉપરનો પ્રાંત. આ પ્રાંત અશોક રાજાએ જીતી લીધો હતો. પછી મૌર્ય સામ્રાજ્ય તુટ્યા પછી તે પ્રાંત સ્વતન્ત્ર થયો, એવું કલિંગ દેશના રાજા ખાર-

વેલના, કટક પાસેની હાથીગુફામાંના લેખ ઉપરથી જણાઈ આવે છે. આ ખારવેલ રાજા ઇ. સ. પૂ. ૧૫૦ વરસ ઉપર રાજ્ય કરતો હતો.

કામરૂપ.—આસામ.

કાવેરીઃ—દક્ષિણ હિંદુસ્થાનની પ્રસિદ્ધ નદી.

કાશીઃ—આ રાજ્ય માટે કોશલ અને વિદેહ રાજાઓની હંમેશા લડાઈઓ થતી હતી.

કુરુઃ—બ્રાહ્મણ ગ્રંથ વખતના પ્રસિદ્ધ લોક. કુરુક્ષેત્ર એટલે પતિઆલા સંસ્થાન, અને દિલ્હી પ્રાંતનો પૂર્વ તરફનો થોડોક ભાગ; બ્રહ્માવર્ત પ્રાંત, એની વાયવ્ય સરહદ ઉપર હતો; ને પૂર્વે યમુના નદી હતી. તેની પ્રાચીન રાજધાની હસ્તિનાપુર હતું. દુઓઆબનો ઉત્તર ભાગ તે તરફ હતો. પૂર્વ તરફ ઉત્તર પાંચાલ અને દક્ષિણે દક્ષિણ પાંચાલ લોક હતા. તેની પછીની રાજધાની ઇંદ્રપ્રસ્થ થયું; ઇંદ્રપ્રસ્થ, પાંડવોએ યમુના નદીને કાંઠે સ્થાપન કર્યું હતુ.

કેરળઃ—મલબાર, કોચીન, અને ત્રાવણકોર પ્રાંત કેરળ પુત્ર, એ તે દેશના રાજાનું નામ હતું, એવુ અશોકના લેખ ઉપરથી જણાય છે. આજ દેશને ચેર પણ કહે છે.

કોસળઃ—પાંચાળના પૂર્વ તરફનો, અને વિદેહની પશ્ચિમ તરફનો દેશ. સાંપ્રત કાળનો અયોધ્યા પ્રાંત. એમાં અયોધ્યા અથવા, સાકેત, અને શ્રાવસ્તી એ મુખ્ય શહેર હતાં.

કૌશાંબીઃ—વત્સ પ્રાંતની રાજધાની. અલ્હાબાદ જિલ્લામાં આવેલાં કોસમ ઇનામ, અને કોસમ ખિરાજ નામનાં ગામ.

ગંગાઃ—પ્રસિદ્ધ નદી. ઋગ્વેદના છેલ્લામાં છેલ્લા મંત્રમાંજ આ દેખાય છે. આ ઉપરથી આર્યલોક, ઋગ્વેદના ઘણાક મંત્રો રચની વેળાએ ગંગા નદીના કિનારા તરફ આવેલા ન હતા, એમ માલમ પડે છે.

## ચર્ચાપત્રો

( ડુંગરજી વહાલજી પરમાર મિશનસ્કૂલ માસ્તર વાલેસપુર )

ગુ. પાંચમી ચોપડી પાઠ ૯૦:—ઈંડું. પ્રથમ લીટીના પાછલા ભાગમાં લખેલું છે કે "કેટલીક જાતના સાપ ઈંડાં મૂકે છે" તેજ વાત ગુ. ચોથી ચોપડી પાઠ ૮૭ પૃ. ૧૬૪ ની સાતમી લીટીમાં લખેલી છે કે "કેટલાક સાપ ઈંડાં મૂકે છે." સાપની કેટલીક જાત ઈંડાં મૂકે છે તો કેટલીક જાત શું કરતી હશે? તે ઈંડાં ન મૂકતા શું બચ્ચાં કાઢતી હશે? જો તેવી જાતના સાપની માદા (સાપેણ-સાપણ) બચ્ચાં કાઢતી હોય તો તે કેટલાં હશે? અને તે બચ્ચાં માતાના ઉદરમાંથી નીકળીને તરત શો ખોરાક ખાતાં હશે; તે પોતાની માતાને ધાવતાં હશે કે ધૂળ અને જીવડાં ખાતાં હશે? જો બચ્ચાં ધાવતાં હોય તો તેની માતાને કેટલા આંચળ હશે? ખરૂં શું છે તે લખવા વિનંતી છે.

(૨) આકડાનાં ફૂલને ફાડીને જોતા અંદરની બાજુએ બે સ્ત્રીકેસર દેખાય છે. છતા ઘણા ફૂલમાંથી માત્ર એકજ ફળ બને છે, અને કેટલાક માંથી બે ફળ બને છે તો તે ફૂલમાંથી એક ફળ થવુ જોઈએ કે બે? જો બે ફળ આવવાં જોઈએ તો ઘણા ભાગના ફુલમાંથી એકજ ફળ બને છે. એક ફળ થવુ જોઈએ તો કેટલાક ફૂલમાંથી બે ફળ નીકળે છે—પેદા થાય છે, તો ખરી વાત શી હશે, અને નિયમ પ્રમાણે ફળ ન આવવાનું શું કારણ હશે?

(૩) ગુ. પહેલી ચોપડીના પાઠ ૨૯ ની કવિતા.

તેની ચોથી કડીની બીજી લીટીમાં કહે છે કે, "ચાર ઘાસની કોળી લઈને મૂકો મોં આ પાસ" એમાં ચાર અને ઘાસ એ બે શબ્દોના અર્થમાં શો ફેર છે? જો બંને શબ્દોનો અર્થ એકજ થતો હોય તો તે સ્થળે પુનરુક્તિ શા માટે કરેલી છે?

ઉપરની શંકાઓમાંથી જે યોગ્ય લાગે તેનો ખુલાસો કરશોજી.

### (૨)

(૧) બટાટા, શકરીઆં, ગાજર તથા કુંવાર પાઠાને બી થાય કે નહિ?

(૨) ચોથી ચોપડીના પાઠ ૯૨મામાં લખેલું છે કે કેટલાક પ્રાણીને પેટીમાં

ઘસવાથી તેનો રંગ બદલાઈ જાય છે, તો તે ક્યાં પ્રાણી અગર જીવડાં હશે તથા રંગ ઉડવાનું કારણ શું ?

વાઘ નામનું પ્રાણી કેટલા વરસે વીઆતું હશે ? કાનકોકડીયું (ચામાચીડીયુ) ઈંડાં મુકતું હશે કે કેમ ? હાથી કેટલા વરસે વીઆતો હશે ? ઉંટનું બીજું નામ સાંઢીઆ અને માદાને સાંઢ કહે છે. તે વરસ દહાડે વીઆય છે, પણ તેના દૂધનું દહીં અગર ઘી બનતુ નથી તેનું શું કારણ ? દૂધ ખાવામાં આવે છે. તેનું દહીં નહિ બનાવવાનુ કારણ તથા ગુણ શા છે ? કેરડાના ઝાડને પાંદડાં નથી તેનું કારણ તથા તે ઝાડ નઠારી હવા શા વડે બહાર કાઢતુ હશે ?

સહી. ઉમરખાન મેતખાન.

મુખ્ય નિશાળના શ્રી. આ. ચોરવડોદરા. તા. આણંદ.

ગુજરાતી વાચનમાળાની છઠ્ઠી ચોપડીના પાને ૯૨ માં લોહચુંબક વિષે લખતાં તેની સોય ઉત્તર દક્ષિણજ રહેવા લખ્યું છે; અને તેથી નાવક લોકોને ઘણો લાભ થયાનું જણાવ્યું છે. પરંતુ 'કોલંબસનો વૃત્તાંત' એ નામનું પુસ્તકના પ્રાણલાલ મથુરદાસ તથા આનંદરાવ ચંપાજીના ભાષાન્તરની આવૃત્તિ આઠમીના પુસ્તકમા પૃ ૩૪ મામા લખ્યું છે કે 'કેનેરી બેટની પશ્ચિમે ૬૯૦ માઈલ દૂર—તેમના હોકાયંત્ર માંહેલા લોહચુંબકની સોય ધ્રુવના તારા તરફ પાધરી ન વળતાં પશ્ચિમે વળી. જેમ જેમ તેઓ આગળ ચાલ્યા તેમ તેમ તે સોય તે દિશા તરફ વધારે વળવા લાગી.' આ બનેલો બનાવ છે. પરંતુ તેનું કારણ સમજાવ્યું નથી; આવા ફેરફારનું કારણ શું ? તથા બીજી કોઈ જગ્યાએ આવો ફેરફાર થાય કે નહિ.

સહી. શંકરલાલ ભવાનીશંકર પાઠક.
પહેલા. આ. માસ્તર. મુ. વહેલાલ.

---

(મે. એ. ઈ. ઉ વિ. ના હુકમ નં. ૯૭૯૮ તા. ૩૦–૧૦–૨૦ ઉપરથી).

મે. ડિ. પી. આઈ. સાહેબના લાયબ્રેરી હુકમ નં. ૧૧૮૯૯ તા. ૨૫–૧૦–૧૯૨૦ ઉપરથી મિ. વિઠ્ઠલદાસ ડી. પટેલને તેમની તા ૧–૯–૨૦ ની અરજીના જવાબમાં જણાવવામાં આવે છે કે તેમનો "ભરતખંડનો સરળ ઇતિહાસ" ની કિંમત ૦–૧૦–૦ થી વધારીને ૦–૧૨–૦ કરવાની મંજુરી આપવામાં આવી છે. વધારો ફક્ત નવી આવૃત્તિનેજ લાગુ પડે છે.

(મે. ડ. ત્રિ. એ. ઈ. સાહેબના હુકમ નં. ૯૫૬૬ તા. ૨-૧૧-૧૯૨૦ ઉપરથી.)

| છોકરાનું નામ | મે.ડિ.પી.આઈ. સાહેબનો હુકમ નં. અને છોકરાને બરતરફ કર્યાની તારીખ. | ગુનો | જે નિશાળમાં તે છોકરો પહેલાં હતો તેનું નામ | જે નિશાળમાં તે છોકરો દાખલ થવા માગતો હતો તેનું નામ. | શિક્ષા. | સજાનો સમય. |
|---|---|---|---|---|---|---|
| રતિલાલ પ્રભાશંકર ભટ્ટ | ૧૧૯૫૫ તા. ૨૬-૧૦-૨૦ | છોકરાના વાલીએ લીવીંગ સર્ટિફિકેટની અંદર કરવા દીધેલા બીન અધિકારી સુધારા | પાલીતાણા ગંરથ નની દુધાળા ગુજરાતી નિશાળ | અમદાવાદની મ્યુનિસિપલ વ સ્કૂલ નં. ૩ | કોઈ પણ મજુર કરેલી પ્રાથમિક નિશાળમાં દાખલ થતો અટકાવવામાં આવે છે. | તા. ૨૬-૧૦-૨૦ થી એક વરસ. |

(હુકમ નં. ૧૧૪૭૪ તા. ૧૦—૧૨—૨૦)

| છોકરાનું નામ | મે.ડિ.પી.આઈ. સાહેબનો હુકમ નં. અને છોકરાને બરતરફ કર્યાની તારીખ. | ગુનો | જે નિશાળમાં તે છોકરો પહેલાં હતો તેનું નામ | જે નિશાળમાં તે છોકરો દાખલ થવા માગતો હતો તેનું નામ. | શિક્ષા. | સજાનો સમય. |
|---|---|---|---|---|---|---|
| અજમરાવ દોલતરાવ દેશમુખ | ૭/૧૨૯૯૪ તા. ૧૭-૧૧-૨૦ | લીવીંગ સર્ટિફીકેટમાં કરેલા બીન અધિકારી સુધારા. | અકોલા હાઈસ્કૂલ. | નૂતન મરાઠી વિદ્યાલય પુના | કોઇ પણ મજુર કરેલી શાળામાં દાખલ કરવાની મના. | તા. ૧૭-૧૧-૨૦ એક વર્ષ. |

( મે. ઉ વિ. એ ઈ સાહેબના હુકમ નં ૧૦૪૫૮ તા. ૧૮-૧૧-૧૯૨૦ ઉપરથી )

| છોકરાનું નામ. | મે ડિ પી આઈ સાહેબનો હુકમ નં અને છોકરાને બરતરફ કર્યાની તારીખ | ગુન્હો. | જે નિશાળમાં છોકરો પહેલાં હતો તેનું નામ | જે નિશાળમાં તે છોકરો દાખલ થવા માગતો હતો તેનું નામ | શિક્ષા. | શિક્ષાની મુદત. |
| --- | --- | --- | --- | --- | --- | --- |
| તુકારામ ધોન્ડુરાવ માલેકર | જી/૧૩૪૨૩ તા. ૨-૧૧-૨૦ | વગર સત્તાનો લીવીંગ સર્ટિફિકેટમાં સુધારો કર્યો. | શ્રી સયાજી હાઈ સ્કૂલ વડોદરા. | ન્યુ મિડલ સ્કૂલ અંકલેશ્વર. | કોઈ પણ મંજુર કરેલી નિશાળમાં દાખલ થતો અટકાવવામાં આવે છે તે. | તા. ૨-૧૧-૨૦ થી એક વરસ. |

જો ઉપર જણાવેલા છોકરા કોઈ પણ નિશાળમાં દાખલ થયા હોય તો તેમને તુરત કાઢી મૂકવા.

( સહી ) જે. એસ. કાદરી.

એજ્યુકેશનલ ઈન્સ્પેકટર, ઉત્તર વિભાગ.

## વ. ભા. ની સને ૧૯૨૦ માં લેવાએલી વર્નાક્યૂલર ફાઇનલ પરીક્ષામાં પાસ થયેલા ઉમેદવારોની યાદી.

(વ. ભા. ના મે. એ. ઇ. સાહેબના હુકમ નં. ૯૨૭૪ તા ૨૧–૧૦–૨૦ ઉપરથી.)

| નંબર. | નામ, બાપનું નામ, અને અટક | મળેલા કુલ માર્ક. | નંબર | નામ, બાપનું નામ, અને અટક. | મળેલા કુલ માર્ક. |
|---|---|---|---|---|---|
| | અમદાવાદ મધ્યસ્થળ. | | ૧૫ | ડાહ્યાભાઇ જશાભાઇ પટેલ | ૩૪૬ |
| ૧ | રામશંકર ગૌરીશંકર ભટ્ટ | ૪૩૮ | ૧૬ | ચીમનલાલ ચુનીલાલ શાહ | ૩૪૫ |
| ૨ | શંકરદત્ત નારણશંકર શુકલ | ૪૦૧ | ૧૭ | નગીનદાસ પુરુષોત્તમ ભટ્ટ | ૩૪૧ |
| ૩ | વૈકુંઠનાથ દલછારામ વેદીઆ | ૩૯૩ | ૧૮ | કાન્તીલાલ વસનરામ પંડયા | ૩૩૯ |
| ૪ | જીવરાજ ભગવાન પટેલ | ૩૮૧ | ૧૯ | લાલચંદ અનુપલાલ શાહ | ૩૩૮ |
| ૫ | બેનજામીન જેકબ્નાથ ટેલ્ટર | ૩૭૮ | ૨૦ | શાન્તીલાલ મોહનલાલ જેરી | ૩૩૩ |
| ૬ | છોટાલાલ ઇશ્વરભાઇ પટેલ | ૩૭૧ | ૨૧ | દયાશંકર લાલજી પાઠક | ૩૩૩ |
| ૭ | માધવસીંહજી ભગવાનસિંહજી ગવડ | ૩૬૮ | ૨૨ | જમીઅતરામ મહેશ્વરલાલ પંડયા | ૩૩૧ |
| ૮ | ચીમનલાલ ભાઇલાલ શાહ | ૩૬૦ | ૨૩ | નામદેવ પુરુષોત્તમ પંડયા | ૩૩૧ |
| ૯ | ડાહ્યાભાઈ બેચરભાઇ પટેલ | ૩૫૫ | ૨૪ | ભોળાદાસ મુળચંદદાસ પટેલ | ૩૩૧ |
| ૧૦ | મણિલાલ ગોવિંદભાઇ હરિભાઈ પટેલ | ૩૫૫ | ૫ | મંગળભાઇ ગણપતરામ મહેતા | ૩૩૦ |
| ૧૧ | હિંમતરામ નથુરામ જોશી | ૩૫૪ | ૨૬ | કાશીભાઇ સોમાભાઈ પટેલ | ૩૨૬ |
| ૧૨ | ચુનીલાલ પરમાનંદ ભટ્ટ | ૩૪૯ | ૨૭ | ભીખા નારાયણ શાહ | ૩૨૬ |
| ૧૩ | ફુલાભાઇ વિઠ્ઠલભાઈ પટેલ | ૩૪૭ | ૨૮ | સોમાલાલ પાનાચંદ શાહ | ૩૨૬ |
| | [illegible] પટેલ | ૩૪૭ | ૨૯ | રેવાશંકર પુરુષોત્તમ ઉપાધ્યાય | ૩૨૬ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૭૮ | હીરપાશંકર બાપુજી દવે | ૨૮૬ | ૧૦૨ | કાદરભાઇ ગુલામનબી શેખ | ૨૭૧ |
| ૭૯ | શંકરલાલ ડુંગરદાસ શાહ | ૨૮૬ | ૧૦૩ | જેઠીભાઈ બહેચરસંગ વસાણી | ૨૭૧ |
| ૮૦ | જેસુભાઈ મલજીભાઇ વસા. | ૨૮૬ | ૧૦૪ | ચીમનલાલ રેવાશંકર વ્યાસ | ૨૭૦ |
| ૮૧ | ભુદરભાઇ દલસુખરામ પંડ્યા | ૨૮૪ | ૧૦૫ | સારાભાઈ જેઠાભાઈ પટેલ | ૨૭૦ |
| ૮૨ | કાશી બેન નરસિંહભાઇ પટેલ | ૨૮૪ | ૧૦૬ | ત્રીભોવન પ્રભાશંકર ઠકર | ૨૭૦ |
| ૮૩ | વેણીરામ મુળીદાસ રાવળ | ૨૮૩ | ૧૦૭ | અંબાલાલ મગનલાલ શાહ | ૨૬૯ |
| ૮૪ | કેશવલાલ મગનલાલ સુતાર | ૨૮૩ | ૧૦૮ | હીરપાશંકર જદુરામ ભટ્ટ | ૨૬૮ |
| ૮૫ | બદ્રીનાથ શીવશંકર ઉપાધ્યાય | ૨૮૩ | ૧૦૯ | પુરુષોત્તમ ઉમેદભાઈ પટેલ | ૨૬૬ |
| ૮૬ | બહેચરભાઇ છગનભાઇ પટેલ | ૨૮૨ | ૧૧૦ | જટાશંકર મણિશંકર ત્રવાડી | ૨૬૬ |
| ૮૭ | લાલજી આણંદજી કનડા | ૨૮૨ | ૧૧૧ | ગણપતરામ વજેરામ જોશી | ૨૬૫ |
| ૮૮ | શામળદાસ નાથુરામ ભટ્ટ | ૨૮૦ | ૧૧૨ | શીવલાલ મગનલાલ કોઠારી | ૨૬૫ |
| ૮૯ | ધુળાજી મગાજી રાઠોડ | ૨૮૦ | ૧૧૩ | ત્રીકમલાલ પીતાંબર વ્યાસ | ૨૬૫ |
| ૯૦ | ધનાભાઈ જેશંકર ત્રિવેદી | ૨૭૯ | ૧૧૪ | ભરવાડ છગન નાનીઆ ભડીગાદા | ૨૬૩ |
| ૯૧ | ભોગીલાલ કાળીદાસ શાહ | ૨૭૭ | ૧૧૫ | *અલ્મહુસેન અમીરૂદીન હુસેની | ૨૬૩ |
| ૯૨ | મણિગર કાશીગર ગોસાઈ | ૨૭૬ | ૧૧૬ | પુંજાભાઈ માધવદાસ પટેલ | ૨૬૩ |
| ૯૩ | રામશંકર મગનલાલ જોશી | ૨૭૬ | ૧૧૭ | માણેકલાલ રઘનાથજી રાવળ | ૨૬૩ |
| ૯૪ | કાલુમીયાં ઉમરમીયાં સૈયદ | ૨૭૫ | ૧૧૮ | લખાભાઇ હરિભાઈ પટેલ | ૨૬૩ |
| ૯૫ | નર્મદાશંકર ગંગારામ જોશી | ૨૭૪ | ૧૧૯ | રેવચંદ રાયચંદ શાહ | ૨૬૩ |
| ૯૬ | જયંતિલાલ કેશવલાલ રાવળ | ૨૭૪ | ૧૨૦ | *સૈયદ દીવાનજીમીયાં છોટાસાહેબ કાદરી | ૨૬૨ |
| ૯૭ | કાન્તિલાલ મણિલાલ જોશી | ૨૭૪ | ૧૨૧ | અમૃતલાલ પરશોત્તમ પંડ્યા | ૨૬૧ |
| ૯૮ | કેશવલાલ ચતુરભાઇ પટેલ | ૨૭૩ | ૧૨૨ | કલ્યાણજી કાશીરામ વ્યાસ | ૨૬૧ |
| ૯૯ | મણિલાલ ગોવિંદભાઇ ચુંથાભાઈ પટેલ | ૨૭૨ | ૧૨૩ | અંબાલાલ હરિચંદ શાહ | ૨૬૦ |
| ૧૦૦ | મણાભાઈ ઘેલારામ ત્રવાડી | ૨૭૨ | ૧૨૪ | દયાળ લલા પટેલ | ૨૫૯ |
| ૧૦૧ | કેશવલાલ પુરુશોત્તમભાઇ પટેલ | ૨૭૧ | ૧૨૫ | પ્રેમચંદ પુરશોત્તમદાસ શાહ | ૨૫૯ |

| | | |
|---|---|---|
| ૧૨૬ | સુમંતિર્ક ચંદુલાલ પંડ્યા | ૨૫૮ |
| ૧૨૭ | *શકરાભાઇ મુગટલાલ શાહ | ૨૫૮ |
| ૧૨૮ | છગાભાઈ વસ્તુભાઇ પટેલ | ૨૫૭ |
| ૧૨૯ | ચુનીલાલ લલ્લુરામ ત્રિવેદી | ૨૫૬ |
| ૧૩૦ | જેસંગ જીવાભાઈ પટેલ | ૨૫૫ |
| ૧૩૧ | ધનાભાઈ આશાભાઇ પટેલ | ૨૫૫ |
| ૧૩૨ | સુરજલાલ છગનલાલ રંગરેજ | ૨૫૫ |
| ૧૩૩ | કૃષ્ણાશંકર ગોકુલદાસ ત્રવાડી | ૨૫૫ |
| ૧૩૪ | કુબેરદાસ ઉમીયાશંકર રાવળ | ૨૫૪ |
| ૧૩૫ | વીસાભાઈ ઇશ્વરભાઈ પટેલ | ૨૫૩ |
| ૧૩૬ | નારણભાઈ મુળજીભાઇ પટેલ | ૨૫૨ |
| ૧૩૭ | અંબારામ કેશવદાસ પટેલ | ૨૫૧ |
| ૧૩૮ | અમરતલાલ કેશવલાલ શાહ | ૨૫૦ |
| ૧૩૯ | મંગળપ્રસાદ ખુશાલરામ અધ્યારૂ | ૨૪૮ |
| ૧૪૦ | મણિલાલ માણેકચંદ પટેલ | ૨૪૮ |
| ૧૪૧ | નાનાલાલ નારાયણ પંડ્યા | ૨૪૭ |
| ૧૪૨ | મણિલાલ પદમસી શાહ | ૨૪૭ |
| ૧૪૩ | હરગોવિંદ લાલજી ભટ્ટ | ૨૪૬ |
| ૧૪૪ | મોગજી મોરાર ઠાકર | ૨૪૬ |
| ૧૪૫ | સોમાભાઇ છગનલાલ દરજી | ૨૪૫ |
| ૧૪૬ | રમણલાલ ભાઇશંકર જોશી | ૨૪૫ |
| ૧૪૭ | *મોહમદ જહુરહુસેન બાપુમીયાં કાદરી | ૨૪૪ |
| ૧૪૮ | હરિશંકર પ્રભાશંકર ઉપાધ્યાય | ૨૪૪ |
| ૧૪૯ | બાપુલાલ શામળદાસ મહેતા | ૨૪૩ |
| ૧૫૦ | હીરાલાલ ઠાકર ઉપાધ્યાય | ૨૪૩ |
| ૧૫૧ | મણિલાલ લલ્લુભાઇ શાહ | ૨૪૨ |
| ૧૫૨ | પરશોત્તમદાસ મગનલાલ શાહ | ૨૪૨ |
| ૧૫૩ | ચુનીલાલ છગનલાલ ખવાસ | ૨૩૯ |
| ૧૫૪ | રવજીભાઈ ડાહ્યાભાઇ પટેલ | ૨૩૮ |
| ૧૫૫ | ડાહ્યાભાઈ છગાભાઇ પટેલ | ૨૩૭ |
| ૧૫૬ | શીવાભાઇ જયસંગ પટેલ | ૨૩૭ |
| ૧૫૭ | હીરાજીભાઇ ચેલાભાઈ પટેલ | ૨૩૬ |
| ૧૫૮ | મણિલાલ કલ્યાણભાઇ પટેલ | ૨૩૨ |
| ૧૫૯ | શંકરભાઇ ઇશ્વરદાસ પટેલ | ૨૩૧ |
| ૧૬૦ | આશાભાઇ મનસુખભાઇ શાહ | ૨૨૯ |
| ૧૬૧ | ડોસુમીયાં હમજામીયાં શેખ | ૨૨૯ |
| ૧૬૨ | *ગુલામહુસેન મહમદભાઈ શેખ | ૨૨૯ |
| ૧૬૩ | ભોગીલાલ લક્ષ્મીરામ ત્રવાડી | ૨૨૮ |
| ૧૬૪ | હીરાભાઇ મગનભાઈ પટેલ | ૨૨૭ |
| ૧૬૫ | છોટાલાલ લલ્લુરામ ભટ્ટ | ૨૨૬ |
| ૧૬૬ | ચુનીલાલ મણિશંકર રાવળ | ૨૨૫ |
| ૧૬૭ | અહમદમીયાં પીરમીયાં શેખ | ૨૨૦ |
| ૧૬૮ | હીરાભાઇ પરશોત્તમદાસ પટેલ | ૨૧૮ |
| ૧૬૯ | ડાહ્યાલાલ નરોત્તમ ભાવસાર | ૨૧૭ |
| ૧૭૦ | કાન્તિલાલ પ્રાણલાલ મહેતા | ૨૧૬ |
| ૧૭૧ | ઉમેદભાઇ ડાહ્યાભાઈ પટેલ | ૨૧૬ |
| ૧૭૨ | ડાહ્યાભાઇ કીશોરભાઈ પટેલ | ૨૧૪ |
| ૧૭૩ | મુસનભાઈ મહમદભાઇ પટેલ | ૨૧૪ |

| નંબર | નામ | ગુણ |
|---|---|---|
| ૧૭૩ | હીરાજી ગુલાબજી મકવાણા | ૨૧૧ |
| ૧૭૪ | *અમીરૂદીન કમરૂદીન કાજી | ૨૧૧ |
| ૧૭૫ | *કાસમ વલ્લી હજામ | ૨૦૯ |
| ૧૭૫ | *સૈયદ અમતુલ્લા અમીન સાહેબ કાદરી | ૨૦૬ |
| | **નડીઆદ મધ્યસ્થળ.** | |
| ૧ | ડાહ્યાભાઇ ગોકળભાઈ પટેલ | ૩૯૮ |
| ૨ | મણિલાલ હરીભાઈ પટેલ | ૩૮૯ |
| ૩ | અંબાલાલ પરધુભાઇ બારોટ | ૩૮૮ |
| ૪ | અંબાલાલ કીશોરભાઈ પટેલ | ૩૮૦ |
| ૫ | દયાગર રતીગર ગોસાઈ | ૩૭૪ |
| ૬ | છોટાભાઈ સોમાભાઈ પટેલ | ૩૭૨ |
| ૬ अ | મણિલાલ જેઠાભાઇ પટેલ | ૩૭૨ |
| ૭ | મોહનલાલ દામોદર ભાવસાર | ૩૬૯ |
| ૮ | રમણીકલાલ પીતામ્બર મહેતા | ૩૬૦ |
| ૯ | હીરાગર ગગાગર ગોસાઈ | ૩૫૯ |
| ૧૦ | છગનલાલ મોહનલાલ પરીખ | ૩૫૭ |
| ૧૧ | મોતીભાઈ ઉમેદભાઇ પટેલ | ૩૫૪ |
| ૧૨ | બેચરભાઇ દાજીભાઈ પટેલ | ૩૫૩ |
| ૧૨ अ | મણિલાલ નાથાભાઇ પટેલ | ૩૫૩ |
| ૧૩ | બીખાભાઈ શીવાભાઇ પટેલ | ૩૫૨ |
| ૧૪ | અંબાલાલ દામોદર બારોટ | ૩૪૯ |
| ૧૪ अ | અંબાલાલ ગણપતરામ મહેતા | ૩૪૯ |
| | મણીભાઇ આશાભાઈ પટેલ | ૩૪૮ |
| ૧૫ अ | સોમાભાઈ મથુરભાઈ પટેલ | ૩૪૮ |
| ૧૫ | તળશીભાઈ ચતુરભાઇ પટેલ | ૩૪૭ |
| ૧૬ अ | રવિશંકર માણેકલાલ ઠાકર | ૩૪૭ |
| ૧૬ ब | નાથાભાઈ લલ્લુભાઈ વાણંદ | ૩૪૭ |
| ૧૭ | ભાઇલાલ જેઠાભાઇ બારોટ | ૩૪૬ |
| ૧૮ | મેથ્યુસ વિશ્રામ મકવાણા | ૩૪૪ |
| ૧૮ अ | ભાઇલાલભાઈ કાશીરામ પટેલ | ૩૪૪ |
| ૧૮ ब | મગનભાઈ દેસાઈભાઈ પટેલ | ૩૪૪ |
| ૧૯ | બેચરભાઈ સોમાભાઈ પટેલ | ૩૪૩ |
| ૨૦ | મોહન દાજીભાઈ મીસ્ત્રી | ૩૪૨ |
| ૨૧ | ચુનીલાલ મલકાર્જુન દવે | ૩૪૧ |
| ૨૨ | અમીર બીખુમીયાં મલેક | ૩૩૮ |
| ૨૨ अ | નાથાભાઈ મનોરભાઈ પટેલ | ૩૩૮ |
| ૨૩ | યુસફમીયાં લાલમીયાં મલેક | ૩૩૫ |
| ૨૩ अ | શંકરભાઈ શીવાભાઈ પટેલ | ૩૩૫ |
| ૨૪ | ખોડાભાઈ છીબાભાઈ બારીયા | ૩૩૪ |
| ૨૪ अ | રસુલમીયાં મહમદમીયાં મલેક | ૩૩૪ |
| ૨૪ ब | ભાનુશંકર દયાશંકર ત્રિવેદી | ૩૩૪ |
| ૨૫ | લલ્લુભાઈ ત્રીકમભાઈ બારીયા | ૩૩૨ |
| ૨૫ अ | બીખાભાઈ હરિભાઈ પટેલ | ૩૩૨ |
| ૨૬ | પીટર પ્રેમચંદ પરમાર | ૩૩૦ |
| ૨૭ | ઝવેરભાઈ મોતીભાઈ પટેલ | ૩૨૯ |
| ૨૭ अ | પુરૂષોત્તમ શંકરભાઈ પટેલ | ૩૨૯ |

| નંબર | નામ | ગુણ |
|---|---|---|
| ૨૮ | ધોરીભાઈ જમનાદાસ પટેલ | ૩૨૮ |
| ૨૮ अ | જમનાદાસ ઇશ્વરભાઇ પટેલ | ૩૨૮ |
| ૨૯ | ડાહ્યાભાઇ દાજીભાઇ પટેલ | ૩૨૭ |
| ૩૦ | મગનભાઇ દેસાઇભાઇ પટેલ | ૩૨૬ |
| ૩૧ | અંબાલાલ ચતુરભાઇ પટેલ | ૩૨૩ |
| ૩૧ अ | ડાહ્યાભાઇ બેચરભાઇ પટેલ | ૩૨૩ |
| ૩૧ ब | મણિલાલ આશાભાઇ શાહ | ૩૨૩ |
| ૩૨ | ગુલાબસીંગ ભરતસીંગ બારીઆ | ૩૨૨ |
| ૩૩ | મોહનલાલ ઇશ્વરદાસ કાછીઆ | ૩૨૧ |
| ૩૪ | પુરુષોત્તમ અંબાશંકર દવે | ૩૨૦ |
| ૩૪ अ | મગનભાઈ સોમાભાઈ કુંભાર | ૩૨૦ |
| ૩૪ ब | ત્રિનેત્રપ્રસાદ મણિલાલ પંડયા | ૩૨૦ |
| ૩૫ | કુબેરભાઇ હિંમતભાઈ બારોટ | ૩૧૯ |
| ૩૫ अ | મણિલાલ હેચરદાસ ભટ્ટ | ૩૧૯ |
| ૩૫ ब | કાળિદાસ પૂંજાભાઇ વ્યાસ | ૩૧૯ |
| ૩૬ | જેઠાભાઇ હરિભાઇ પટેલ | ૩૧૮ |
| ૩૬ अ | જીવાભાઇ મથુરભાઇ પટેલ | ૩૧૮ |
| ૩૭ | જયશંકર અમૃતલાલ ખંભોળજા | ૩૧૭ |
| ૩૭ अ | નવરંગ બાપુમીયાં મલેક | ૩૧૭ |
| ૩૭ ब | શકરલાલ અમથારામ મહેતા | ૩૧૭ |
| ૩૮ | પુરુષોત્તમ લલ્લુભાઈ જાની | ૩૧૬ |
| ૩૯ | રૂપનાથ જુગાજી બારોટ | ૩૧૫ |
| ૩૯ अ | ડાહ્યાભાઈ કીશોરભાઇ કાછીઆ | ૩૧૫ |
| ૪૦ | મોહનલાલ સોમાલાલ પરીખ | ૩૧૩ |
| ૪૦ अ | જેઠાભાઈ આશાભાઈ પટેલ | ૩૧૩ |
| ૪૦ ब | જીવાભાઇ ખુશાલભાઇ પટેલ | ૩૧૩ |
| ૪૧ | ભીખાભાઈ સાંકળલાલ પરીખ | ૩૧૨ |
| ૪૨ | પીટર નરસિંહ ખ્રીસ્તિ | ૩૧૧ |
| ૪૨ अ | શનાભાઇ સોમાભાઇ પાટણવાડીઆ | ૩૧૧ |
| ૪૨ ब | માણેકલાલ ભાઇચંદ શાહ | ૩૧૧ |
| ૪૩ | મંચનાભાઇ સામળભાઇ પટેલ | ૩૧૦ |
| ૪૩ अ | મણિલાલ ચુનીલાલ શાહ | ૩૧૦ |
| ૪૩ ब | દેવારાત ફૂલારાત વાળંદ | ૩૧૦ |
| ૪૪ | ડાહ્યાભાઈ હીમાભાઇ પટેલ | ૩૦૯ |
| ૪૪ अ | મણિલાલ જીવાભાઇ શાહ | ૩૦૯ |
| ૪૪ ब | મણિલાલ ફુલચંદ ઠક્કર | ૩૦૯ |
| ૪૪ क | શંકરલાલ હીરાલાલ ઠક્કર | ૩૦૯ |
| ૪૫ | પૌલ ઉકાભાઈ ખ્રિસ્તી | ૩૦૮ |
| ૪૬ | ડાહ્યાભાઇ દાદાભાઇ પટેલ | ૩૦૭ |
| ૪૭ | મગનલાલ મૂળજીભાઇ પુરોહીત | ૩૦૬ |
| ૪૮ | પૌલ ચુંથા ખ્રિસ્તી | ૩૦૫ |
| ૪૯ | પુરુષોત્તમ સોમાભાઈ પટેલ | ૩૦૨ |
| ૫૦ | મુસા વિશ્રામ મકવાણા | ૩૦૧ |
| ૫૦ अ | સોમાભાઈ ખાભરભાઇ પટેલ | ૩૦૧ |
| ૫૧ | ભવાનીશંકર હરિનારાયણ ભટ્ટ | ૨૯૮ |
| ૫૧ अ | રમણલાલ નંદલાલ શેઠ | ૨૯૮ |
| ૫૧ ब | રહેમાન શાહભાઇ વહોરા | ૨૯૮ |
| ૫૨ | મૂળજી ફુલચંદ જોશી | ૨૯૭ |
| ૫૩ | આસમાનમીયાં ઇમામમીયાં મલેક | ૨૯૬ |

(અપૂર્ણ)

જાહેર ખબર.

# કચ્છી ભાઈઓને ટેલીગ્રાફ.

કચ્છની તમામ સ્કુલો લાયબ્રરીઓ, મેડી, મકાનો, બંગલાઓનો શૃંગાર કચ્છાધિપતિઓના ફોટાઓ અને શુભ પ્રસંગે ભેટ આપવા લાયક કાર્ડો, કચ્છની તમામ અંગ્રેજી ગુજરાતી સ્કુલો અને કન્યાશાળાના માટે કચ્છના એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબ. રા. રા. નિહાલચંદભાઈ ડેસરજી હીનેના તરફથી તા. ૪-૧૧-૨૦ના રોજે દરેક કચ્છીભાઈઓને ભલામણ કરવા માટે ખાસ સરક્યુલર નંબર ૪ બહાર પાડેલ છે કે ખુદાવિંદ મહારાજ શ્રી હજુર સાહેબના જે ફોટાઓ મી. જેઠાભાઇ રતનસિંહ મોમાયા તરફથી પ્રસિદ્ધ કરવામાં આવેલ છે તે રાખવા માટે દરેક કચ્છીએ મંગાવી લેવા તેમજ કચ્છની તમામ સ્કુલો લાયબ્રરીઓ કન્યાશાળાઓના માટે ખાસ મહેતાજીઓને ભલામણ કરવામાં આવેલ છે. દરેક ફોટાની સાઇઝ ૧૪-૧૦ ની છે. પોસ્ટ પેકીંગ વીપી; ખર્ચ શીખે રૂ. ૦॥। બાર આના છે. બલુ. લીલી; જાંબલી, શાહીની ટીકડીઓ ત્યાં સ્કુલને લગતી ગુજરાતી, ચોપડીઓ નીતિદર્પણ; નીતિશીક્ષણ, નીતિવાચનમાળા નીતિની શીખામણ વગેરે પુસ્તકો મલશે. કીંમત ઉપરાંત ખર્ચ જુદો.

# લેખનકળા કોપીબુકો.

## ગુજરાતી અને બાળબોધ ૭ નંબરમાં

દરેક નંબરની કિંમત અઢી આના.

કેળવણીખાતાના મે. ડિરેક્ટર સાહેબે મુંબઇ ઇલાકાની ગુજરાતી નિશાળોમાં ચલાવવાને મંજુર કરી છે.

૨૫૦ અને તે ઉપરાંત કોપી ખરીદનારને સેંકડે ૧૫ ટકા કમિશન આપવામા આવશે. પેકિંગ અને રેલ્વે ખર્ચ પણ આપવામા આવશે, પણ પોસ્ટ મારફતનું કે સ્ટેશનથી આગળનું ખરચ આપવામાં આવશે નહિ.

કોપીઓ સાથે બીજા પુસ્તકો મંગાવનારને સેંકડે એક ટકો હકસાઈ કાપી મોકલી આપવા ગોઠવણ રાખી છે. મળવાનું ઠેકાણું—દાદાભાઈ જગજીવનદાસ એન્ડ સન્સ. લેખનકળા કોપીબુકની ઓફિસ—જુની કાળકાદેવી પોસ્ટ ઓફિસ સામે નંબર ૨૧૭—મુંબઈ.

---

# હસ્તકળા શિક્ષક કોપી બુકો.

ગુજરાતી અને બાળબોધ આઠ નંબરમાં, કેળવણી ખાતાના મે૦ ડિરેક્ટર સાહેબે મુંબઇ ઇલાકાની દરેક ગુજરાતી નિશાળોમાં ચાલવાને મંજુર કરી છે. લડાઇને લીધે કાગળના ભાવ બેહદ વધી જવાથી મે૦ ડિરેક્ટર સાહેબના, નં૦ ૧૧૨૪૫ ૧૯૧૭-૧૮ ની સાલના, હુકમથી હાલ થોડા વખત માટે અઢી આના દરેક નંબરની કિંમત રાખી છે. ૨૫૦ અને ૩૦૦ તથા તેથી વધુ કોપી ખરીદનારને હાલમાં સેંકડે (૧૫) ટકા કમિશન ઉપરાંત પેકિંગ અને રેલ્વે ખર્ચ આપવામા આવશે. પણ પોસ્ટ મારફતનું કે સ્ટેશનથી આગળનું ખર્ચ આપવામાં આવશે નહિ. હસ્તકળા શિક્ષક કોપી બુકોની સ્ટીલ પેનો દરેક નંબરને બંધ બેસતી, ૧ થી ૮ નંબરની, દરેક બોક્સમા એકજ જાતની ડા. ૬ કિંમત રૂ. ০॥। નક્કી.

મળવાનું ઠેકાણું:-

**આદરજી કાવસજી માસ્તર.**

ઠે. નં૦ ૧૦ ધોબી તલાવ—મુંબઇ

# જાહેરખબર.

## રણછોડલાલ છોટાલાલ ટેકનીકલ ઇન્સ્ટીટ્યુટ.

### અમદાવાદ.

આ ઇન્સ્ટીટ્યુટમાં (૧) મીકેનીકલ એન્જીનીઅરીંગ (૨) વીવીંગ ખાતાનું શિક્ષણ ગુજરાતી ભાષામાં અપાય છે, અને થોડા ખર્ચથી અને ટુંક અભ્યાસથી મીલોમાં અને બીજાં કારખાનાઓમાં સારી નોકરી સહેલાઇથી મળી શકે છે. દેશમાં હુન્નર ઉદ્યોગ વધવાથી કેળવાએલા કારીગરોની મોટી માગણી થાય છે, માટે હુન્નર ઉદ્યોગનું જ્ઞાન લેવા ઇચ્છતા વિદ્યાર્થીઓએ આ ઇન્સ્ટીટ્યુટમા દાખલ થવું, લાભકારક છે આ ઇન્સ્ટીટ્યુટને નામદાર સરકારે હસ્તક લીધું છે, અને ગરીબ અને લાયક વિદ્યાર્થીઓને અભ્યાસમાં જોઈતા ઓજાર મફત પુરા પાડવાનું ઠરાવ્યું છે.

આ ઇન્સ્ટીટ્યુશનમાં અંગ્રેજી ત્રીજા ધોરણ અથવા ગુજરાતી ૬ ઠ્ઠા ધોરણ સુધીના અભ્યાસ વાળાઓને દાખલ કરવામાં આવે છે.

લાયક વિદ્યાર્થીઓ માટે સ્કોલરશીપો રાખવામાં આવી છે. દાખલ થવાની પ્રાવેશિક પરીક્ષા એપ્રીલ માસના છેલ્લા અઠવાડીઆમાં લેવાશે, અને તારીખો નક્કી થએથી સ્થાનિક વર્તમાન પત્રોમાં છાપવામાં આવશે.

વધુ વિગત માટે છાપેલું બોધક પત્રક અરધા આનાની ટીકીટ બીડી મંગાવનારને મોકલવામાં આવશે.

ચાલુ સાલથી પરગામના વિદ્યાર્થીઓની સગવડ માટે બોર્ડીંગ ખોલવામાં આવ્યું છે.

આર. સી. ટેકનીકલ
ઇન્સ્ટીટ્યુટ.
અમદાવાદ તા. ૨૨-૧-૨૧

G. H. Mehta.
પ્રિન્સિપાલ.

REGISTERED No B. 43

પુસ્તક ૬૦ મું.] [અંક ૩ જો

# Gujarat School Paper.

# ગુજરાત શાળાપત્ર.

માર્ચ સને ૧૯૨૧.

અનુક્રમણિકા.



કેળવણીખાતાના હુકમથી.

તંત્રી અને પ્રકાશક ( ઓક્ટોબર ૧૯૧૪ થી )
મિ. હેમુશંકર અરદેશર બાલ્શા, બી. એ,
પ્રિન્સિપલ, પ્ર. ટ્રે. ટ્રેનિંગ કોલેજ—અમદાવાદ.
( સર્વ હક્ક સ્વાધીન રાખ્યા છે )

શ્રી સત્યનારાયણ પ્રિ. પ્રેસ મોતીલાલ કાળાભાઈએ છાપ્યું.
ઠે. સિવિલ હસ્પિતાલ સામે પાનાભાઈની વાડી—અમદાવાદ.

## સૂચના.

૧ પત્ર સબંધી લખાણ—એડિટર તરફ મોકલવું. છાપવા મોકલવાનું લખાણ કાગળની એક બાજુએ ચોકખે અક્ષરે લખવું. છાપવા યોગ્ય લાગશે તો છપાશે, નાપસંદ કરેલો લેખ ટિકિટ મોકલી હશે તો પાછો મોકલવામાં આવશે

૨. લેખકને ઉત્તેજન—વિષયો લખી મોકલનારની પૈસા લેવાની ખુશી હશે તો પ્રથમથીજ ખબર આપેથી દર છાપેલે પાને યોગ્યતા પ્રમાણે રૂ. ૧) સુધી આપવામાં આવશે. ચર્ચાપત્ર માટે કંઈ આપવામાં નહિ આવે.

૩. લવાજમ—વરસ એકનો રૂ ૧–૮–૦ ટપાલ ખર્ચ સાથે અગાઉથી. વિદ્યાર્થીઓ માટે ૦–૧૨–૦. છુટક અંકના રૂ ૦–૨–૦; પોસ્ટેજ રૂ. ૦–૦–૧ જુદું.

૪. મનિઓર્ડર—કૂપન પર ગામ કે શહેરનું ઠેકાણું સ્પષ્ટ લખવું. તેમજ ત્યાં એકથી વધારે નિશાળો હોય તો નિશાળનો નંબર તથા શાળાપત્ર ઓફિસ તરફથી અપાએલા સરનામાના લેબલ ઉપરનો નંબર લખવો.

## જાહેરખબરના ભાવ.

| મુદત. | પેજ. | | |
|---|---|---|---|
| | આખું | અર્ધું. | પા |
| આખું વર્ષ | રૂ ૧૫ | રૂ ૩૪ | રૂ ૨૦ |
| ૭ માસ | રૂ ૩૫ | રૂ ૧૮ | રૂ ૧૨ |
| ત્રણ માસ. | રૂ ૨૦ | રૂ. ૧૦ | રૂ ૭ |

છુટક છપાવવાનો દર.

દર ત્રણ લીટીએ રૂ ૧–૨–૦ રાખ્યા છે

આ પત્ર સાથે કોઈ પણ હેંડબીલ વહેંચવામાં આવશે નહિ.

૫. શાળાપત્રમાં આપેલી ખાનગી જાહેરખબરોમાં જણાવેલી ચોપડીઓ ખાતાએ મંજુર કરેલીજ હોય એમ હમેશ હોતું નથી માટે દરેકને મંજુર કરેલી તરીકે ગણવી નહિ.

૬ શાળાપત્રનું વરસ જાન્યુઆરિથી ડિસેમ્બર સુધી ગણવામાં આવે છે, માટે વરસની વચમાં જે ગ્રાહક બંધ થવા માગતા હશે તેમને પાસેથી જેટલા અંકો તેઓને મળ્યા હશે તેટલાની છુટક અંક લેખે કિંમત લેવામાં આવશે.

તંત્રી.

## જાહેરખબર.

---

# ગુજરાત શાળાપત્ર.

પુસ્તક ૬૦ મું. માર્ચ સને ૧૯૨૨ અંક ૩ જો.


## અગ્રલેખ.

## મોન્ટેસોરી અને કિંડરગાર્ટન પદ્ધતિઓનો મુકાબલો.

બન્નેમાં બાળજીવન વિષેના વિચારો એકજ છે. બાળકની ચપળતા બન્ને સ્વીકારે છે. કેળવણીએ આને ઉત્તેજન માં મદદરૂપ થવાનું છે, રોકવાની નથી. બન્ને વચ્ચે પ્રાયોગિક ક્રિયામાં બહુ ફેર છે. મોન્ટેસોરીનો "ઉપદેશક" બાળકોને સમુદાયમાં એકઠાં કરી શીખવતો નથી. મોન્ટેસોરીના શિષ્યો મરજીમાં આવે તે રમત કે કામ કરે છે. જ્યાં સુધી તે કામ નુકશાનકારક ન નીવડે ત્યાં સુધી તેમ કરવાની છૂટ છે.

બન્ને પદ્ધતિઓ ઇન્દ્રિયોની કેળવણી સ્વીકારે છે. મોન્ટેસોરીની આ વિષેની યોજના વધારે બહુ જ મનોવૈજ્ઞાનિક સ્વરૂપની છે. કેળવણીનાં સાધનો ઇન્દ્રિયોને કેળવવામાં ખાસ અનુકૂળ થાય એવાં છે. મોન્ટેસોરીનાં સાધનો બાળકોની માનસિક શક્તિનો ક્રમિક વિકાસ કરે છે. કિંડરગાર્ટન પદ્ધતિમાં ઇન્દ્રિયોની કેળવણી પરોક્ષ છે. શારીરિક વિકાસમાં બન્ને મળતી છે.

મોન્ટેસોરી શિક્ષણમાં સામાજીક કેળવણી બાળકોને જરૂરની મનાય છે. એ વાત ઉપર ખાસ લક્ષ અપાય છે. કિંડરગાર્ટન રમતોમાં આ હેતુ છે, પણ તે રમતો કાલ્પનિક સ્વરૂપની અને બાળકોને એકઠાં રમવાની હોય છે. મોન્ટેસોરી ખરી વાસ્તવિક સમાજ સેવા શીખવે છે, જેમ કે "ખાણું પીરસવું," "ઓરડો વાળવો," "ઘર બનાવવું" ઈ. મોન્ટેસોરી Group games (સમુદાયની રમતો) ને શિક્ષણક્રમમાં સ્થાન આપે છે ખરી, પણ તે કલ્પિત રમત અને ખોટી વાર્તાઓને ઉતારી પાડે છે. ટુંકામાં સમાજ ભાવના મોન્ટેસોરી નિશાળના સામાન્ય જીવન અને બાળકોના પોતાના કામમાં સીધી રીતે શીખવાય છે. કિંડરગાર્ટન તે બધું કલ્પનાદ્વારા શીખવે છે. બાળકો છુટાં એટલે અમુક નિયમ પ્રમાણે ગોઠવાયા વિના રમત રમે છે. કિંડરગાર્ટન બાળકો નિયમમુજબ કામ કરવાને બંધાયેલાં છે.

લખવા તથા વાંચવાની કળા ઉપર મોન્તેસોરીએ બહુ લક્ષ દીધું છે. ખાસ અને સફળ યોજના શોધી છે. કિંડરગાર્ટનની શાળા વિચારો, કલ્પનાશક્તિ, શબ્દજ્ઞાન ઇ૦ ઉપર બહુ લક્ષ દે છે. તેમાં ખાસ કરીને લખતાં અને વાંચતાં શીખવવા ઉપર ખાસ લક્ષ દેવાનું હોતું નથી. સંખ્યા શીખવાય છે તેમાં ફ્રોબેલનાં સાધનો સરળતાવાળાં છે. મોન્તેસોરીનાં સાધનો એકઠાં અને જુદાં પાડવાનાં કામમાં થોડાં ઉપયોગી છે. બન્ને ભેગાં કરીએ તો ગણિતશિક્ષણ સારૂં આપી શકાય.

અદ્વિતીયાતાપણું:—(મોન્તેસોરી પદ્ધતિનું.)

(૧) બાળકને નિયંત્રણ વિનાની સ્વતંત્રતા મળે છે.

(૨) સાધનો ઇન્દ્રિયો કેળવવામાં વિશેષ સીધી રીતે ઉપયોગી છે.

(૩) ચાલતી અને ખરી સમાજીક પ્રવૃત્તિઓદ્વારા સામાજીક જ્ઞાન અપાય છે.

(૪) નિશાળના વિષયો પણ સીધા સ્વરૂપે શીખવાય છે.

(૫) સમુદાયમાં શીખવાતું નથી. પ્રત્યેક વ્યક્તિ પોતાને રુચે તે કામ કરે છે.

બન્ને રીત એક રીતે વિચારતાં બહુ વિરોધી છેજ નહિ, કિંડરગાર્ટન પદ્ધતિમાં પણ બાળકને છૂટ મળે છે. ઇંદ્રિયો પણ કેળવાય છે. ફ્રોબેલના લાકડાના નમુનાના ઘન મોન્તેસરી રીતમાં પણ છે. ભેદ માત્ર વ્યવસ્થાનો છે, યોજનાનો છે.

(૬) માબાપને બાળગૃહમાં આ શાળામાં સાથે રહેવું પડે છે.

(૭) કિંડરગાર્ટન સ્કૂલમાં વર્ગો, વખત પત્રક ઇ૦ છે. આમાં નથી.

(૮) આમાં બાળકો બધો સમય વસ્તુ પોતાની મરજી મુજબ પકડે છે.

## શિક્ષણમાં અભિનયને સ્થાન.

બાળકને અમુક કામ-બીજાનું-ભજવી બતાવવાનું હોય તો તે સ્પષ્ટ રીતે કરે છે. પોતાની જાતને બીજી કલ્પી લેવાનો બાળકને આનંદ થાય છે, તેથી નૈતિક શિક્ષણ આપી શકાય છે. બીજાને લગતી બાબતોમાં રસ લેવા તરફ અને સ્વાર્થીપણું કમી કરવામાં અભિનય ઉપયોગી. આથી બાળક કામનો કરનાર બને છે; વળી કાયમના સંસ્કારો બાળમન ઉપર પાડી શકાય છે.

## અભિનયની સફળતા માટે સૂચના.

(૧) શિક્ષકે અતિશય સખ્તાઈ તજી દેવી.

(૨) વર્ગમાં જે શરમાળ કે ચપળતાની ખામીવાળા લાગે તેમના તરફ શિક્ષકે બેદરકાર ન રહેવું. દરેકને કંઈ કામ સોંપવું. અથવા કંઈ બોલવા ઉભો કરવો; નહિ તો નિરાશા અને અસ્વસ્થતા ઉભી થશે.

(૩) કોઈ પણ બાળકને જાણવા ન દેવું કે ક્યારે તેને પ્રશ્ન પુછાશે.

(૪) અમુક મુકરર ઢબની ભાષા ન બોલાવવી. બાળકોને પોતાના શબ્દોમાં બોલવા દેવાં.

( અનુવાદ. )

## બાળવાર્તાનો હેતુ અને તે કહેવાની રીત.

( ગયા અંકના પૃષ્ઠ ૪૭થી ચાલુ. )

પુસ્તકોના વિશેષ પ્રચારને લીધે વાંચવાનો જે શોખ ઉત્પન્ન થયો છે, તેને લીધે વાર્તા કહેવાનો રિવાજ ઓછો થઈ ગયો છે; પણ નવીન અભ્યાસક્રમમાં તેને ઉપયોગી સ્થાન મળ્યું છે. હાલમાં બાળવર્ગ અને પહેલા ધોરણમાં વાર્તાઓ કહેવામાં આવે છે, પણ તે બાળકને રસ પડે તેવી તથા તે કહેવાની શૈલી યોગ્ય છે કે કેમ તે ઉપર વિચાર કરવાની જરૂર છે. જ્યાંસુધી કોઈ પણ બાબતનો ખરો હેતુ સમજાતો નથી, ત્યાં સુધી તેનો સંતોષકારક અમલ થઈ શકતો નથી. વાર્તાના સંબંધે પણ ઘણી ગેરસમજ હાલમાં જોવામાં આવે છે, કારણ કે તેનો વાસ્તવિક ઉદ્દેશ લક્ષમાં આવ્યો નથી. ઘણા શિક્ષકો માને છે કે વાર્તાથી બાળકની ભાષા સુધરે છે. તથા તેને નીતિનો બોધ અને કુદરતના બનાવની માહીતી મળે છે. વાર્તાના આ ફાયદા વાસ્તવિક છે, પણ તે તેનો મૂળ હેતુ નથી. તેના ખરા હેતુની ગેરસમજને લીધે, જે વાર્તા કહેવામાં આવેછે તે પણ નીરસ અને સાધારણ બનાવની હોય છે, પણ ખરી રીતે જોઈએ તો બાળકની તે વખતે કલ્પનાશક્તિ તીવ્ર હોય છે, અને તેને અદ્દભુત તથા ચમત્કારિક બાબતો વિશેષ ગમે છે. તેની આવી જરૂરિઆતને અનુસરી દરેક દેશમાં કલ્પિત વાર્તા જોડી કાઢવામાં આવી છે, અને તેથી બાળકની કલ્પનાશક્તિને સંતોષવામાં આવે છે. આ ઉપરથી આપણે જાણવું જોઈએ કે વાર્તાનો ખરો હેતુ બાળકને

આનંદ આપવાનો છે, વાર્તાથી તેને જે આનંદ થાય તેની સાથે સરખાવતાં બીજા ફાયદા ઘણા ગૌણ છે. સારી વાર્તા બનાવવી તથા કહેવી એ એક જાતની કળા છે. તેની વસ્તુસંકલનામાં સૌંદર્ય એ મુખ્ય તત્ત્વ છે; અને તેનો વિસ્તાર કરવો, અને તે દ્વારા સૌંદર્યનો ખ્યાલ બાળકના મગજમાં ઉત્પન્ન કરીને તેને આનંદ આપવો એ તેનો ખાસ હેતુ છે. અદ્ભુત તથા ચમત્કારવાળી વાર્તા સાંભળવાથી તેની કલ્પનાશક્તિ સતેજ થાય છે, અને તેથી તેને અતુલ આનંદ થાય છે. વાર્તાની અંદર જે સુંદર કલ્પના હોય છે, તેથી તેનો આત્મા વિકાસ પામે છે, અને જ્ઞાનની વિશેષ વૃદ્ધિને માટે તેની જિજ્ઞાસા ઉશ્કેરાય છે. સૌંદર્યની ભાવનાથી તેના આત્માનું જે પોષણ થાય છે, તેથી તેની આત્મશક્તિ વૃદ્ધિ પામે છે, અને તેની લાગણીને જે ઉત્સાહ મળે છે તેથી તેને અસાધારણ રસ પડે છે. વાર્તાને લીધે બાળકનું હૃદય વિકાસ પામે છે, અને તેના મનમાં જે અદ્ભુત ચિત્ર ખડાં થાય છે તેમાં તે તલ્લીન રહેવાથી તેને આનંદ થાય છે એટલુંજ નહિ પણ તેની કુતૂહલતા સતેજ થવાથી તેના જ્ઞાનનો પણ વધારો થાય છે. સુંદર અને રસિક વાર્તાથી આ રીતે આત્માની ગુપ્ત શક્તિ પરિસ્ફુટ થાય છે, અને તે વખતે તેના મનમાં જે ખ્યાલ ઉપજે છે તેની અસર ભાવિજીવન ઉપર સ્પષ્ટ કે અસ્પષ્ટ રીતે થયાં જાય છે.

બાળકોને વાર્તા સાંભળવાથી આનંદ કે રસ મળવો જોઈએ એ તેનો મુખ્ય હેતુ લક્ષમાં રાખવાથી, કેવી જાતની વાર્તા તેમને કહેવી જોઈએ એ પણ સ્પષ્ટ થઈ જાય છે. નાના બાળકોને તો અદ્ભુત અને કલ્પિત વાર્તાની જરૂર છે. કોઈ કહેશે કે સાધારણ બનાવની અને સ્થૂલ હકીકતની વાર્તા કહેવામાં શી હાનિ છે? કલ્પિત વાર્તાથી તો તેનું મન વધારે તરંગી થશે અને કુદરતના જે અબાધિત નિયમ છે તેને માન આપવાની તેની વૃત્તિ કમી થશે, અને તેથી આગળ ઉપર તેને વિભ્રમ અવસ્થામાં પડી જવાનો ભય રહે છે. આ આક્ષેપ મોટી ઉંમરના છોકરાને કેટલેક દરજ્જે લાગુ પડે છે; પણ બાળકને માટે તો તે દલીલ તદ્દન લુલી છે. તેનું પ્રથમ કારણ એ છે કે બાળકનામાં કુદરતે જે કલ્પનાશક્તિ મૂકી છે તે તેના વિકાસને માટે તે અવસ્થામાં ઘણી ઉપયોગી થઈ પડે તે માટે છે. જો આપણે એમ ધારીએ કે મોટી ઉંમરના માણસ જેવુંજ તેનું મન હોત, તો તેથી તેનું ઠરન પણ સંકુચિત થઈ જાત; અને બાહ્ય જગતના પદાર્થનું જ્ઞાન સમજવાને

તેને ઘણી ઘણી મુશ્કેલી પડત. તેની સાથે એ પણ વિચાર કરવાની જરૂર છે કે કુદરતના અને માનવ સમાગમમાંથી જે સૂક્ષ્મ અને ગૂઢ સત્યો અત્યાર સુધીમાં શોધી કાઢવામાં આવ્યાં છે તે તીવ્ર કલ્પનાશક્તિની ક્રિયાને લીધે છે. પણ એને પ્રાણીમાં ભૂત તથા ભાવિજીવનનો વિચાર કરવાની શક્તિ જણાતી નથી. તેમનું જીવન તો વર્તમાન કાળમાંજ ગરક થએલું માલમ પડે છે, પણ આપણામાં આગળ પાછળ જોવાની જે શક્તિ છે તે કલ્પનાશક્તિને લીધેજ છે. વળી સ્થૂલ જગતની પેલી પારનું તત્ત્વ સમજવાને માટે તો તેની ખાસ જરૂર છે. પાકી વયે મનની જે જડતા પ્રાપ્ત થાય છે, તે અટકાવવાને માટે નાનપણમાં બાળકની કલ્પનાશક્તિ કેળવવાની જરૂર છે, જો તેને યોગ્ય રીતે પોષવામાં નહિ આવે તો વખત જતાં સંસારની વાસનાના અતિશય બળને લીધે તે ઘસાતી જશે, અને આખરે મન તદ્દન જડ થઈ જવાનો સંભવ છે. આ ઉપરાંત તેની કેળવણી માટે બીજું શાસ્ત્રીય કારણ એ આપવામાં આવે છે, કે વ્યક્તિનો વિકાસ મનુષ્ય જાતિના વિકાસના ક્રમને અનુસરી થાય છે. જે જે અવસ્થામાંથી મનુષ્યને અત્યાર સુધીમાં પસાર થવું પડ્યું છે તેનો અનુભવ બાળકને તેની શારીરિક વૃદ્ધિ માટે લેવાની જરૂર છે, એટલુંજ નહિ, પણ તેનો મનોવિકાસ પણ તેવીજ અવસ્થાને અનુસરી થવો જોઈએ એમ માનવામાં આવે છે. સૂર્ય, ચંદ્ર, તારા, ગ્રહ, નક્ષત્ર, પર્વત, નદી, ઝાડ વગેરે કુદરતી દેખાવની અતિ પ્રાચીન મનુષ્યના મન ઉપર કેવી અસર થઇ હતી તેની નોંધ તે વખતના સાહિત્ય ઉપરથી જણાઈ આવે છે. ધર્મ સાહિત્યમાં તો પ્રખર કલ્પનાનાં ચિત્ર આબેહુબ સ્થિતિમાં માલમ પડે છે; તેવીજ રીતે બાળમનને ચિત્ર તથા ખ્યાલ ઉપજાવવાનું વિશેષ ગમે છે, અને તે કલ્પનાશક્તિની ક્રિયાથી પ્રાપ્ત થાય છે. જેમ અતિ પ્રાચીનકાળમાં માણસો સત્યનું દર્શન કલ્પનાદ્વારા કરી શકતા, તેમ બાળક પણ અદ્ભુત વર્ણનની મદદથી તેવું જ્ઞાન મેળવે છે, અને તેથી કુદરતે તેની વૃત્તિને પ્રેરણારૂપે બક્ષી છે.

જુના વખતનાં પુસ્તકોમાં જે બોધ આપેલો છે તે સ્પષ્ટ રીતે ગદ્યનાં સાદા લખાણમાં માલમ પડતો નથી; માનવઅનુભવ અને નીતિના સિદ્ધાંતનો ઉપદેશ વાર્તા દ્વારા અથવા કાવ્યમાં પરોક્ષ રીતે મૂકવામાં આવ્યો છે. જે બોધ સ્પષ્ટ અને સીધો હોય છે તેની અસર થોડી રહે છે, પણ જ્યારે

રસિક વૃત્તાંતદ્વારા ગુપ્ત રીતે ઉપદેશ કરવામાં આવે છે, ત્યારે તેની અસર આબેહુબ થાય છે. કારણ કે લાગણી અને કલ્પનાદ્વારા જે ચિત્ર મગજમાં ઉત્પન્ન થાય છે તે તરત નાશ પામતાં નથી. આ કારણને લીધેજ જેને લલિત કળાઓ કહે છે તેનો હેતુ આનંદ ઉત્પન્ન કરી તેની મદદથી આકર્ષક રીતે બોધ આપવાનો હોય છે; અને તેથી ઉપદેશ આપવાનો ઉદ્દેશ ગૌણ ગણવામાં આવ્યો છે. આવી રીતે અદ્‌ભુત વાર્તા કે નાટક તથા કાવ્યની ચમત્કારિક વસ્તુથી જે આબેહુબ ખ્યાલ મનમાં ઉદ્‌ભવે છે, તેથી સત્ય આંતર હૃદયમાં પ્રવેશ કરે છે, અને તેથી તેનો સંસ્કાર સ્થાયી રહી શકે છે. આવા માનસ ચિત્રને લીધે આંતર જીવન વિકાસ પામે છે, અને જે સંસ્કાર નાની વયમાં પડ્યા હોય છે, તેની અસરથી મોટપણે પણ સાહિત્ય તથા કળાની અભિવૃદ્ધિ થઈ શકે છે. બાળ અવસ્થામાં જે ઊર્મી તથા ઘનપણું પોષણ થયું હોય છે, તેને લીધે જે સ્મૃતિચિત્ર મગજમાં પડયાં હોય છે, તેથી કાવ્ય, નાટક, અને ચિત્રકળાનો શોખ ઉત્પન્ન થાય છે, અને તેથી સાહિત્યની સારી સેવા તે બજાવી શકે છે; પણ જે માણસનું જીવન, વિજ્ઞાનની હકીકત, તથા જીવનચરિત્રથી પોષાયું છે, તેઓ સહૃદયતાના અભાવે સાહિત્યનો રસ ગ્રહણ કરી શકતા નથી, તેમજ તેનું ખરૂં સ્વાસ્થ્ય અનુભવી શકતા નથી. એક ગ્રંથકારે એવું કહ્યું છે કે કલ્પના વડે આપણે સ્વર્ગનું દર્શન કરીશકીએ છીએ. તેના કહેવાનો હેતુ ઉપર જણાવ્યું તેમ રસનું આસ્વાદન કરવાની શક્તિ સંબંધી હોય એમ સમજાય છે, કારણ કે કલ્પનાથી ગૂઢ વસ્તુનો ખ્યાલ આવી શકે છે, અને તેને લીધે જે આનંદ થાય છે તે અલૌકિક છે. કેળવણીના વિષયમાં સાહિત્ય અને વિજ્ઞાનના સ્થાનની જે રસાકસી ચાલે છે, તેમાં કલ્પનાશક્તિને જડ કરી દઈ મનુષ્યને જે અખૂટ આનંદને રસ સાહિત્યમાંથી મળે છે તે દ્વાર બંધ કરી નહિંદેવું જોઈએ એવી સજ્જડ દલીલ સાહિત્યના હિમાયતીઓ લાવે છે. અદ્‌ભુત અને કલ્પિત વાર્તા સાંભળવાથી બાળકને આનંદ થાય છે તે ઉપરાંત તેનો બીજો પણ એક ફાયદો છે. નાનાં બાળકો નિશાળની બહાર હોય છે ત્યારે મરજી માફક હરી ફરી શકે છે, અને તેઓ તેમને પસંદ પડે તેવું કામ કરતા હોય છે, પણ શાળાના નિયમથી, તેમજ એકજ જગાએ લાંબો વખત ગોંધાઈ રહેવાથી, તેમને કંટાળો આવે છે. તેમનામાં શારીરિક તેમજ માનસિક આલસ્ય વિશેષ હોય છે, તેથી જ્યારે તેમને

એક ઠેકાણે બેસાડી રાખી કામ લેવામાં આવે છે ત્યારે તેમને તે ઘણું દુઃખરૂપ લાગે છે, પણ વાર્તાના વિષયમાં તેમને એક જાતનો આરામ મળે છે તેમનું મગજ તાજું થાય છે, અને કામને માટે તેમનો ઉમંગ વધે છે વળી વાર્તાને લીધે તેમને જે રસ પડે છે તેથી શિક્ષક અને શિષ્યનો સુખકારક સબંધ બંધાય છે. બાળકને શિક્ષક ઉપર પ્રીતિ થાય છે એટલુંજ નહિ પણ પણ ચમત્કારિક વાર્તા સાંભળવાને તેનું મન તલપી રહે છે તેથી શિક્ષક જે વર્ણન કરે છે તે ઉપર તે ધ્યાન આપે છે. વાર્તાના આરંભથી તેની જિજ્ઞાસા વધે છે અને તે સાંભળવા તેનું ચિત્ત એકાગ્ર થાય છે. જ્યારે તેમાં રસ લાગે છે ત્યારે આગળ ઉપર શું આવે છે તે જાણવાની ઇચ્છાથી તેને બરાબર ધ્યાન આપવું પડે છે. વાર્તાના વિસ્તારમાં જે ક્રમપૂર્વક ગોઠવણ હોય છે તેને લીધે તેની કુતુહલના ઉશ્કેરાય છે અને તેને જે ધ્યાન આપવું પડે છે તેને લીધે તેની ધ્યાનશક્તિ ખીલે છે. વાર્તાના રસને લીધે બાળક ધ્યાન આપે છે, અને તેને લીધે તેની સ્મરણશક્તિ પણ કેળવાય છે, કારણ કે રસિક શિક્ષણથીજ ધ્યાન એકાગ્ર થઈ શકે છે, અને ચિત્તની એકાગ્રતા હોય તોજ મનમાં જે છાપ પડે છે તે સ્પષ્ટ અને ઉંડી હોય છે. આનંદ, આરામ, અને ધ્યાન અને સ્મરણશક્તિની વૃદ્ધિ એ વાર્તાના લાભ છે તે ઉપરાંત તેને લીધે બાળકનો શબ્દ સંગ્રહ પણ વધે છે, અને વાર્તા બોલી જવાની ટેવને લીધે ભાષા ઉપરનો તેનો કાબુ વધે છે, અને સાહિત્યને અને જે કલ્પનામય ચિત્ર તેના મગજમાં ઉદ્ભવે છે તેથી વાર્તાના ચમત્કારિક વૃત્તાંતથી સૌંદર્યનો ખ્યાલ તેને આવે છે. ઐતિહાસિક અને કુદરતી બનાવની વાર્તાથી તેનું જ્ઞાન વધે છે અને નીતિનો જે બોધ તેને આડકતરી રીતે મળે છે તેથી તેના મન ઉપર સારી અસર થાય છે.

વાર્તાનો હેતુ, તથા તેના લાભ જોયા પછી હવે તેમા કેટલાક પ્રકાર છે તે જોઈએ. અદ્ભુત, હાસ્યજનક, ઐતિહાસિક, કુદરતના બનાવ અને દેખાવ વિષેની અને ધાર્મિક તથા નીતિવિષયક એમ વાર્તાની જુદી જુદી જાત છે. અદ્ભુત અથવા ચમત્કારિક વાર્તા કેવી હોવી જોઈએ તે વિષે આગળ કહેવામાં આવ્યું છે. બાળકને કલ્પિત અને અદ્ભુત બાબત ઉપર પ્રીતિ હોય છે એટલુંજ નહિ પણ તેને અસાધારણ અને

વિચિત્ર વૃત્તાંતથી હસવું આવે છે. હાસ્યજનક વાર્તાથી તેને આનંદ થાય છે અને તેથી તેના મગજ ઉપર પણ સારી અસર થાય છે. "હસો અને જાડા થાઓ" એવી જે અંગ્રેજીમાં કહેવત છે તેનો આશય એ છે, કે આનંદમાં રહેવાથી શરીરમાં લોહી જલદીથી ફરે છે અને તેથી તેની વૃદ્ધિ થાય છે. મર્મ અને હાસ્યસૂચક વર્ણનથી તેના વિચાર અને લાગણીની ક્રિયાએ અસાધારણ માલુમ પડે છે, અને તેને લીધે તેને જે અજાએબી લાગે છે તેથી તેને ઘણો આનંદ થાય છે. શાળાના બંધનને લીધે તેને જે શ્રમ પડે છે. તેમાંથી વિચિત્ર અને અતિશયોક્તિ ભરેલાં વૃત્તાંતથી તેના મનને રાહત મળે છે અને તેનું મગજ વધારે કામ કરવા તૈયાર થાય છે. હાસ્યજનક વાર્તામાં જે વિચિત્ર અને અતિશયોક્તિવાળી બાબત હોય છે તેમાં કેટલીક ઉપયોગી હકીકત હોય છે તેનો આડકતરો લાભ બાળકને મળે છે. વાર્તાઆથી બોધ કે જ્ઞાન મેળવવાં એ તેનો ગૌણ હેતુ છે, પણ હાસ્યરસથી જે આનંદ અને ખુશાલી ઉત્પન્ન થાય છે તે તેનો મુખ્ય ઉદ્દેશ છે. પંચતંત્ર, હિતોપદેશ, ઇસપ નીતિની જે વાર્તાઓ છે તેમાં જે પાત્ર આવે છે તે પ્રાણી અને પક્ષીઓ છે. તેનો ઉદ્દેશ તેવા રૂપકદ્વારા માનવ સહવાસને લીધે જે અનુભવ પ્રાપ્ત થાય છે તે આપવાનો છે; પણ કુદરતના બનાવોનું જ્ઞાન આપવાને વનસ્પતિ તથા પ્રાણીનાં કલ્પિત વર્ણન બાળકના મન આગળ મૂકવાની જરૂર છે. પ્રાણીની ટેવ તથા છોડ અને ઝાડની વૃદ્ધિ અને તેના નિયમ માટે ખાસ વાર્તાઓ કહેવાની જરૂર છે. નાના બાળકની દૃષ્ટિ ઘણી સાંકડી હોય છે તેથી તેના વિસ્તાર માટે આસપાસના પદાર્થ અને બનાવનું જ્ઞાન તેને જરૂરનું છે. બાળકના સિવાય બીજાં પ્રાણીઓ અને જીવ છે તેનો ખ્યાલ આવી વાર્તાથી આપી શકાય. બાળકને ફક્ત કુટુંબના રીતરીવાજ તથા કામનો અનુભવ હોય છે, પણ તે સિવાય બીજી જે અનેક બાબતો છે તેના જ્ઞાન માટે કુદરતના અનુભવની જરૂર છે. ગાય, બકરી, પોપટ અને જીવજંતુનું જીવન કેવા પ્રકારનું હશે તથા તેમને સુખ દુઃખ થતું હશે કે નહિ તે બાબતનું જ્ઞાન આવી વાર્તાથી તેને મળે છે. બીજા પ્રાણીની સ્થિતિ સમજવાને બાળકની દીલસોજીની લાગણી ઉશ્કેરવાની જરૂર છે; અને તેને લીધે ઇતર સૃષ્ટિનો ખ્યાલ તેના મનમાં આવી શકશે. અન્ય માણસની લાગણી સમજવાને માટે ખાસ દીલસોજીની જરૂર છે. જે માણસનું જીવન સાંકડું હોય છે તેઓ બીજાના વિચાર તથા લાગણી કલ્પી

શકતા નથી. આ કારણને લીધે બાળકની દૃષ્ટિના વિસ્તાર માટે પ્રાણી અને અને વનસ્પતિસૃષ્ટિના કલ્પિત વૃત્તાંત તેને કહેવાની જરૂર છે, જો કે આપણો અનુભવ અમુક પ્રકારનો હોય છે તો પણ બીજાનું આંતર જીવન સમજવાને માટે વિશાળ દૃષ્ટિની જરૂર છે, અને તેને માટે નાનપણથી તેની દીલસોજી કેળવવાની અગત્ય છે. કલ્પિત વાર્તાથી તેના મનમાં જે ચિત્ર ઉત્પન્ન થાય છે તેને લીધે તેની દીલસોજી અને લાગણી કેળવાય છે. કુદરત સંબંધી વાર્તાઓમાં એક બાબત એ યાદ રાખવાની છે કે જે સંજોગોનો બાળકને અનુભવ હોય તેને અનુસરી તેની યોજના થવી જોઈએ. જે બાબતથી તે તદ્દન અજાણ્યુ હોય તે કંઈ પણ તે સમજી શકશે નહિ. તેને જે બાબતનો થોડો અનુભવ હોય તેની મદદથી તેમાં નવીન હકીકત ઉમેરી આપી વાર્તા કહેવી જોઈએ. પરિચિત બાબત સાથે જે અજાણી અને નવીન બાબતો જોડાએલી હોય છે, તેને લીધે તેને તેમાં રસ પડે છે અને સહેલાઇથી તે સમજી શકે છે.

આપણાથી ઈતર સૃષ્ટિનો ખ્યાલ કુદરત સબંધી વાર્તાથી બાળકને આવે છે, અને તેથી તેની દૃષ્ટિ વિશાળ થાય છે, અને તે સાથે તેનો સંબંધ વધે છે; પણ ઐતિહાસિક વાર્તાથી મનુષ્યજાતિનો તેનો સંબંધ ગાઢ થાય છે. ભૂત અને વર્તમાનનો સંબંધ ઇતિહાસના જ્ઞાનથી આપણને થાય છે. જો ફક્ત ભૂતકાળના વર્ણન ઉપરજ આધાર રાખવામાં આવે છે તો તેથી વર્તમાન સ્થિતિ સમજાતી નથી એટલુંજ નહિ પણ તેથી ઇતિહાસનું લક્ષણ લુપ્ત અને નિર્જીવ થઈ જાય છે. તેમજ ફક્ત વર્તમાન સ્થિતિ ઉપર ધ્યાન આપવાથી તેનું ખરૂ રહસ્ય હાથ આવતુ નથી, અને તેને લીધે ભવિષ્યના તર્ક કરવામાં ગંભીર ભૂલો થાય છે. આવી રીતે ઇતિહાસના જ્ઞાનથી હાલની સ્થિતિ ઉપર ઘણો ઉપયોગી પ્રકાશ પડે છે, અને તેથી મનુષ્યજાતિએ ઘણાં સૈકાથી અનેક પ્રકારનો જ્ઞાનનો જે વારસો સંપાદન કરીને આપણને આપેલો છે તેના તરફ ઉપકાર વૃત્તિથી આપણે જોવું પડે છે. બાળકને ઐતિહાસિક વાર્તાથી પ્રાચીન કાળનો ખ્યાલ આવે છે અને મનુષ્યજાતિ સાથેનો તેનો સંબંધ ગાઢ થાય છે. આવી રીતના ઐક્યથી તેનામાં સ્વાભાવિક રીતે પોતાના દેશ માટે અભિમાન આવે છે. ઇતિહાસના જ્ઞાનનો બીજો લાભ એ છે કે બાળકમાં વીરપૂજાની લાગણી તીવ્ર હોય છે તેથી તેમના તરફ તેનો ભક્તિભાવ ઉભરાય છે. તેનામાં નકલ કરવાની જે પ્રેરણા છે તેને લીધે વીર પુરુષોનાં પરાક્રમ

અને સાહસના વૃત્તાંતથી તે પ્રમાણે અનુકરણ કરવાની તેની ઇચ્છા થાય છે, તેની ભાવના આ વખતે સ્ફુટ થાય છે અને તેની સ્પર્ધાની લાગણી ઉત્તેજ થાય છે. નાનપણમાં વીર પુરુષોનાં જીવનચરિત્રથી જે છાપ પડે છે તેથી તેની સ્વદેશભક્તિના બીજ ખીલે છે, અને તેની સ્વમાનની લાગણી વધે છે. ઐતિહાસિક વાર્તાઓ પસંદ કરવામાં એક યુગની બીજા યુગ સાથે સંબંધ જોડવાની સંભાળ રાખવાની છે. અમુક યુગનાં જે રસિક જીવનચરિત્રો હોય છે તેમનો પરસ્પર સંબંધ જોડી તે યુગનો આનેકુમ ખ્યાલ આપવો જોઈએ. ઘણી વખત વાર્તાઓ છુટક છુટક કહેવામાં આવે છે તેથી કાળની સંકલના બરાબર થતી નથી, અને તેને લીધે ઇતિહાસનો યોગ્ય ખ્યાલ આવતો નથી. વળી જે જીવનચરિત્રો પસંદ કર્યાં હોય તેમાં અનુકૂળ ફેરફાર કરી બાળકને તે ઉપર રુચિ થાય તેવી રીતે વાર્તાઓ યોજવી જોઈએ

વળી મોટી વાર્તાઓ પણ ટુંકી કરી નાખવી જોઈએ ઐતિહાસિક વાર્તાથી વર્તમાન કાળનો તાદૃશ ખ્યાલ આવે છે, અને મનુષ્ય જાતિના સંબંધનું જ્ઞાન થાય છે. તેને લીધે સ્વદેશભક્તિનું પોષણ થાય છે, અને ત્રીજી બાબત એ છે કે બાળકની સ્પર્ધાની લાગણી ઉશ્કેરાવાથી તે સારૂં અને ઉપયોગી કામ કરવા પ્રેરાય છે

વાર્તાનો પાંચમો પ્રકાર નીતિ અને ધર્મની વાર્તાનો છે ધાર્મિક અને નીતિવિષયક વાર્તા કહેવાનો હેતુ સ્પષ્ટ રીતે બોધ આપવાનો છે, તોપણ ઉઘાડી રીતે તેનો ઉપદેશ બાળકને રુચિકર થતો નથી, ઘણી વખત નીતિ અને ધર્મનાં સત્ય ખુલ્લી રીતે નિરૂપણ કર્યાથી સમજાતાં નથી એટલુંજ નહિ પણ ઉલટું તેમને તે સમજનો કંટાળો આવે છે. આ વખતે તેમની માનસિક સ્થિતિ અથવા અધિકારનો વિચાર કરવાનો છે ધર્મની ગૂઢ વાતો તથા નીતિના સિદ્ધાંતો શુષ્ક રીતે કહેવાથી તેના મન ઉપર કંઈ અસર થતી નથી તેને માટે તો પરાપૂર્વથી ચાલી આવેલી સાદી સરળ અને રસિક વાર્તાઓને બરાબર ગોઠવી કહેવામાં આવે તો તે ઉપર બાળકો ધ્યાન આપે છે, અને રસ સાથે જે બોધ ગુપ્ત રીતે જોડાયો હોય છે તે ગ્રહણ થઈ શકે છે, રામાયણ મહાભારત, પુરાણ તેમજ બૌદ્ધ ધર્મની જાતક માળા, ત્રિપિટક, અધમ્મપદ, અને બાઈબલ વગેરે ધર્મના પુસ્તકોમાંથી બાળકની જરૂરિઆત પ્રમાણે વાર્તાઓ પસંદ કરવી જોઈએ પણ આ વાર્તાઓ કહ્યા પછી નીતિનો બોધ જુદો પાડી તેને ગોખાવવાની જરૂર નથી. વાર્તા રસિક રીતે કહ્યા પછી તેની અસર માટે બાળકના મનની સ્વાભાવિક ક્રિયા ઉપરજ આધાર રાખવો જોઈએ. (અપૂર્ણ.)

---

## " કેટલાંક પ્રાણીઓની સ્મરણશકિત. "

(ગયા અંકના પૃષ્ઠ ૪૯થી ચાલુ.)

કબુતર—કબુતરની સ્મરણશક્તિ પ્રસશનીય છે. તેઓ પોતાના માળાને સારી પેઠે ઓળખે છે. ઘણે દિવસે અને ઘણે દૂરથી આવવા છતાં પોતાનું ઠેકાણું ભૂલી જતાં નથી. અસલના વખતમાં જ્યારે 'પોસ્ટ ઓફિસો' ન હતી ત્યારે તેઓ 'ટપાલ' નુ કામ કરતાં. આવાં કબુતરને 'ડાકીઆ' કબુતર કહેતા. તેમને પ્રથમ પાસે, પછી દૂર જવા આવવાનું શીખવે છે. તે એટલે સુધી શીખી શકે છે કે હિન્દથી યુનાન સુધી જઈ આવે છે. જે લોકોને મુસાફરીમાં મોટી નુકશાનીમાં ઉતરવું પડતું હોય તેઓ આવાં શીખવેલાં કબુતરો પાળી રાખે છે. જ્યારે મુસાફરીમાં જાય છે ત્યારે એક બે સાથે લેતા જાય છે.

જમૈકાનો ગવર્નર અલેકઝાંડર સ્વેટનહામ સાહેબ લખે છે કે "લોગ-ટર્ટલ (Turtle) જાતનાં કબુતરોને અહીંથી પકડી સેંકડો માઈલ દૂર કેમન દ્વીપમાં લઈ જાય છે. ત્યાં સમુદ્રમાં મોટો ઘેરો કરી તેમને છોડી દે છે. પરંતુ જ્યારે તેમને નીકળી જવાનો લાગ મળે છે ત્યારે તરત તે ત્યાંથી ઉડીને પોતાનું મૂળ સ્થાન કે ત્યાંથી ૨૦૦–૩૦૦ માઈલ દૂર (કોઈ કોઈ વાર તો તેથી પણ વધારે દૂર) વેગળે ચાલ્યાં જાય છે."

. આમ સ્મરણશક્તિને લીધે બને છે તે કહેવાય નહિ. કારણ કે સ્મરણ કરવાનું યાદ રાખવાનું એવું કોઈ સાધન નથી રહેતું કે જેથી તેઓ પોતાના સ્થાન પર તેની સહાયતાથી પાછા આવે. તેથી માલમ પડે છે કે જીવધારીઓમાં આ મોટી વિલક્ષણતા છે, અને તેથી તેઓમાં સ્મરણશક્તિ ક્યાં સુધી છે અને સ્વાભાવિક બુદ્ધિ ક્યાં સુધી છે એ જાણવું ઘણું જ મુશકેલ છે.

હાથી—જો કોઈ હાથીનું બચ્ચું એક અઠવાડિઉં પણ તેની મા પાસેથી જુદું પડી ગયું તો હાથણી તેને પછી પાસે આવવા દેતી નથી. આવી રીતે કોઈ હાથી પોતાનું ટોળું છોડી કઈ ચાલ્યો જાય, અને થોડા દિવસ બાદ પાછો આવે તો તે જુથમાં મળી શકે નહિ. તે જાતિબહાર થએલો ગણાય છે. આથી એમ ન સમજવું કે હાથીમાં સ્મરણશક્તિ નથી. કેટલાક

લોકો તો એમ માને છે કે હાથીના જેવી સ્મરણશક્તિ બીજા કોઈ મુગા પ્રાણીમાં નથી. હાથીના જેવું સમજવાળું પ્રાણી બીજાું એકે નથી.

હિન્દના પહેલા ગવર્નર જનરલ વૉર્ન હેસ્ટિંગ્સ પાસે એક હાથણી હતી. તેની સ્મરણશક્તિ ઘણી તેજ હતી. પહેલાં તે કલકતાના એક વેપારી પાસે હતી. વેપારીએ કોઈ કામ સારૂ હાથણી સાથે મહાવતને દૂર ગામ મોકલ્યો. ત્યાંથી લાગ મળ્યો કે તે જંગલમાં નાસી ગઈ. મહાવત બિચારો ઘણોજ ગભરાયો અને જે બન્યું હતું તે બધું પોતાના ધણીને આવી નિવેદન કીધું; પરંતુ વેપારીએ તેની વાત માન્ય કરી નહિ, અને હાથણી વેચી દીધાનું તેના ઉપર તહોમત મૂકીને તેને સજા કરાવી. બાર માસ વીત્યા પછી કોઈ રજવાડામાં તે મહાવત નોકર રહ્યો. નોકરો સાથે તેને હાથી પકડવાને મોકલવામાં આવ્યો. તેઓ જંગલમાં જઈને ખોળ કરવા લાગ્યા. હાથણી બે બચ્ચાં સાથે તેમના જેવામાં આવી. બધા નોકરો તો બીકના માર્યા આજુબાજુએ નાસી ગયા. પરંતુ તે મહાવત કે જેને હાથણી માટે સજા થઈ હતી તે આગળ વધ્યો. હાથણીએ મહાવતને ઓળખ્યો, અને પોતાની સુંઢને સ્નેહભાવથી ફેરવવા માંડી. ખુશી દર્શાવવા માટે તેણે જોરથી ઘાંટો પાડ્યો, અને મહાવતને સુંઢથી પોતાની પીઠ પર બેસાડી લીધો. મહાવત, હાથણી અને તેનાં બે બચ્ચાં સાથે લઈને પોતાના જુના સ્વામી પાસે જઈ પહોંચ્યો. તેને તેણે ઘણુંજ દ્રવ્ય ઇનામમાં આપ્યું.

રોમના એક સર્કસમાં એક હાથી હતો. તેને એક ખેલ બરાબર આવડતો ન હતો. તેથી તેને માર પડતો હતો. કોઈ કોઈ વાર તે હાથી રાતે પેલા ખેલનો અભ્યાસ કરતો જેવામાં આવતો હતો.

હિન્દનો એક લશ્કરી અમલદાર લખે છે કે બળદ જે જગાએ તોપ ખેંચી શકતા નથી તે જગાએ શીખવેલા હાથીઓ કામ ઉઠાવે છે. જ્યારે તોપ લડાઈના મેદાનમાં મોકલવામાં આવે છે ને કાદવમાં ફસી જાય છે ત્યારે શિક્ષિત હાથીઓ સારી મદદ આપે છે. તે ઇજનેર (Engineer) ની માફક કાદવની ઉંડાઈ જેવા માટે તોપના એક પૈડાને પોતાની સુંઢથી ઉઠાવી અંદાજ કાઢે છે કે કાદવ કેટલો છે. આજુબાજુએ ફરી ફરી તોપ તરફ, ફરી બીજી બાજુએ ધક્કા લગાવે છે. પછી તેને બહાર કાઢવાનો ઉપાય શોધે છે. તે મજબુત પોતાના માથાને તોપના માથા પર રાખી

ઘણા જોરથી બુમ મારે છે, એટલે ખેંચનાર સાવધાન થઈ જાય છે. પછી તે પોતાની પુરી શક્તિ વાપરી તોપને ધક્કેલે છે. તોપ ખેંચનાર બળદ પણ હાથીની આજ્ઞાનુસાર જોર કરી કામ કરે છે, અને કાદવમાંથી તોપને બહાર ખેંચી કાઢે છે. કોઈવાર એમ પણ બને છે કે બળદ પોતાની પુરી શક્તિ ન વાપરી આજુ બાજુએ મોં ફેરવે છે તો હાથી ક્રોધિત બની સુંઢના ભયથી પોતાની આજ્ઞાનું પાલન કરાવે છે.

હાથી પોતાના શત્રુને સારી પેઠે ઓળખે છે. તેની સાથે વાપરેલી ભલાઈ બુંડાઈનો બદલો વાળી આપે છે. લંકાના એક રહેવાસીએ કોઈ જંગલી હાથીને ગોળીથી જખમી કર્યો હતો. જંગલમાં ન નાસતા હાથીએ ઘણાજ ગુસ્સાથી દોડીને પેલાની પુંઠ લીધી. તે હેમટોટા નગરમાં જઈ પહોંચ્યો. બજારમાં જ્યાં આગળ હજારો માણસ ઉભાં હતાં, ત્યાં જઈને પોતાના ઘાયલ કરનારને સુંઢમાં પકડીને તેને મારી નાખ્યો. બીજા કોઈ પણ માણસને તેણે નુકસાન ન કર્યું. પછી તે જંગલમાં નાસી ગયો. આથી જણાય છે કે તેનામાં ઉંચી પંક્તિની સ્મરણશક્તિ હોય છે.

(અપૂર્ણ)

## સત્તરની ભાજકતા.

( લેખકઃ—રા. રા. મોહનલાલ હરજીવન પંચોળી. )

સત્તર એ એક અવિભાજ્ય અવયવ હોવાથી કોઈ પણ સંખ્યાને તે ભાગી શકશે કે નહિ, અને ભાગી શકશે તો ક્યારે એ શિક્ષકવર્ગને જાણવું જરૂરનું છે.

૧. ૧૦૦÷૧૭ હોય ત્યારે ૧૦૦ માં ૨ ઉમેરીએ તો ૧૭નો નિઃશેષ ભાજ્ય થાય. ૨૦૦÷૧૭ હોય ત્યારે ૨૦૦માં ૪ ઉમેરીએ તો ૧૭ નો નિઃશેષ ભાજ્ય થાય ૩૦૦ ÷ ૧૭ હોય ત્યારે ૩૦૦ માં ૬ ઉમેરીએ તો. ૧૭ નો નિઃશેષ ભાજ્ય થાય. એ પ્રમાણે આવી એકલા શતકવાળી ત્રણ આંકડાની સંખ્યાને ૧૭ થી નિઃશેષ ભાગવા હોય તો શતકના આંકથી બમણા ઉમેરવાથી તે સંખ્યાને ૧૭થી નિઃશેષ ભાગી શકાય છે.

૭૧૪, ૮૧૬, ૯૧૮, ૩૫૭, ૬૯૭, ૯૬૯ એવી ત્રણ આંકડાવાળી ૧૭ની નિઃશેષભાજ્ય સંખ્યાઓમાં આ પ્રમાણે થાય છે; ૭૧૪ = ૭૦૦+૧૪ માં ૭૦૦ ને ૧૭ થી નિઃશેષ ભાગવા સારૂ (૭×૨=) ૧૪ ઉમેરવા જોઈએ, તે ૧૪માંથી લઈએ તો ૧૪−૧૪=૦ થાય. ૦ એ કોઈપણ સંખ્યાનો નિઃશેષ ભાજ્ય છે. માટે આખી સંખ્યા ૭૧૪ એ ૧૭ ની નિઃશેષ ભાજ્ય

છે. તેમજ ૩૫૭ = ૩૦૦ + ૫૭ માં ૩૦૦ ને ૧૭ થી નિઃશેષ ભાગવા સારૂ (૩ × ૨ =) ૬ ઉમેરવા જોઈએ; તે ૫૭ માંથી લઈએ તો ૫૭−૬ = ૫૧ એ ૧૭ નો નિઃશેષ ભાજ્ય છે. માટે આખી સંખ્યા ૧૭ની નિઃશેષ ભાજ્ય છે.

આ ઉપરથી એવો સામાન્ય નિયમ નીકળે છે કે કોઈ પણ ત્રણ આંકડાવાળી સંખ્યાના શતકના અંકની બમણાઈ અને બાકીની સંખ્યાનો તફાવત ૦ હોય કે ૧૭ નો નિઃશેષ ભાજ્ય હોય, ત્યારે આખી સંખ્યા ૧૭ ની નિઃશેષ ભાજ્ય છે.

૨. આ નિયમ બીજી રીતે આ પ્રમાણે શોધી શકાય.

૬૧૨, ૮૧૬, ૯૧૮, ૩૭૪, ૪૪૨, ૬૪૬ એવી ત્રણ આંકડાવાળી ૧૭ની નિઃશેષભાજ્ય બેકી સખ્યામાં આ પ્રમાણે થય છે; ૯૧૮ માં ૧૮નું અર્ધ ૯ અને ૯ શતક એ બેનો તફાવત ૦ છે. ૩૭૪ માં ૭૪ નું અર્ધ ૩૭ અને ૩ શતક એ બેનો તફાવત ૩૪ છે. તે ૧૭ નો નિઃશેષ ભાજ્ય છે. એ પ્રમાણે ત્રણ આંકડા વાળી બેકી સખ્યામાં શતક સિવાયની સખ્યાનું અર્ધું અને શતકનો તફાવત ૦ હોય કે ૧૭નો નિશેષ ભાજય હોય તો આખી સંખ્યા ૧૭ નો નિશેષ ભાજ્ય થાય છે.

૩. ૧૭ એ ૧૦૨ નો નિશેષ ભાજક છે, તો તે ૧૦૨ના કોઈ પણ નિઃશેષ ભાજ્યનો પણ નિઃશેષ ભાજક છે. ઉપરની બને ક્વમમાં જણાવેલ ખુમીઓ ૧૦૨ ના નિઃશેષ ભાજ્યમાં પણ કાયમ રહે છે ૨૪૪૮, ૩૬૭૨, ૪૫૯૦, ૪૯૯૮ એ વગેરે સંખ્યાઓ ૧૦૨ ના નિઃશેષ ભાજ્ય હોવાથી ૧૭ ની પણ નિઃશેષ ભાજ્ય છે. માટે જ્યારે જ્યારે ડાબી બાજુના બે આંકડા કરતાં જમણી બાજુના બે આંકડા બમણા હોય ત્યારે તે સંખ્યા ૧૭ ની નિઃશેષ ભાજ્ય છે.

૧૦૨ × ૭૯ = ૭૯૦૦
૧૫૮ = ૮૦,૫૮
૧૦૨ ×૯૫૩ =૯૫૩૦૦
૧૯૦૬ = ૯,૭૨,૦૬
૧૦૨ ×૮૭૬૬= ૮૭૬૬૦૦
૧૭૫૩૨=૮૯,૪૧,૩૨

આવી ચાર કે તેથી વધારે આંકડાવાળી સંખ્યાઓમાં ઉપરના બને ક્વમોના નિયમો લાગુ પડી શકે છે જેમકે ૯,૭૨,૦૬ માં આખી સખ્યાના જમણી બાજુથી

એકેની જોડી પાડેલી છે. ડાબી બાજુની જોડીનું બમણું વચલી જોડીમાંથી બાદ કરવું અને તે બાદબાકીના બમણામાંથી છેલ્લી જોડી બાદ કરવી. તે બાદબાકી ૦ હોય કે ૧૭ નો નિઃશેષ ભાજ્ય હોય ત્યારે આખી સંખ્યા ૧૭થી નિઃશેષ ભાજ્ય છે જેમકે,

દાખલો ૧ લો. ૯,૭૨,૦૬

```
              ૭૨
   ૯×૨ =     -૧૮        ૬
           --------
              ૫૪×૨=-૧૦૮
                      -૬
                   -------
                   -૧૦૨ એ ૧૭નો નિઃશેષ
```

ભાજ્ય છે. માટે આખી સંખ્યા ૧૭ની નિઃશેષ ભાજ્ય છે.

અથવા બીજા નિયમ પ્રમાણે.

```
          ૭૨
 ૬ ÷ ૨ =   ૩
        -------
     ૬૯ ÷ ૨ = ૩૪॥
               -૯
           --------
               ૨૫॥ એ ૧૭ નો નિઃશેષ ભાજ્ય છે. માટે
```

આખી સંખ્યા ૧૭ ની નિઃશેષ ભાજ્ય છે.

દાખલો ૨ જો. ૧૩, ૬૯, ૯૪.

```
               ૬૯
    ૯૪ ÷ ૨ =-૪૭          ૧૩
            --------
          =૨૨÷ ૨ =      -૪
                         +
                      ------
                      ૧૭ એ ૧૭ નો નિઃશેષ ભાજ્ય છે.
```

માટે આખી સંખ્યા ૧૭ નો નિઃશેષ ભાજ્ય છે.

૪. આ સિવાય ૧૭ એ ૧૦૦૩ અને ૯૯૯૬ નો નિઃશેષ ભાજક હોવાથી ત્રણ ત્રણ અને ચાર ચાર આંકાની જોડી પાડી ઉપરની પદ્ધતિએ બીજા નિયમો ઉપજાવી શકાય છે.

---

## "સંસ્કૃત પ્રાચીન ગ્રન્થોમાં આવેલા દેશ, પર્વત, નદીઓ, નગર વગેરેની હકીકત."

( અનુસંધાન ગત અંક ૫૦ ૫૩ થી. )

ગાંધાર—પેશાવર અને રાવળપિંડી જિલ્લા મળીને થયેલો પ્રાંત. કાબુલ પણ તેમાં આવેલું હતું. લોકનું પણ આ નામ હોય એવું ઋગ્વેદ અને અથર્વવેદ ઉપરથી જણાય છે. ( તે બંને વેદોમાં આ નામ ઘણી વાર આવે છે ) ગાંધાર દેશ ઘણો પ્રાચીન છે. બસો વરસ સુધી તે ઇરાનના તાબામાં હતો. ઇ. સ. પૂ ૩૩૧ ની સાલમાં આ પ્રાંત સિકંદર બાદશાહના તાબામાં આવ્યો. પ્રથમ તે ઇરાનનું રાજ્ય સ્થાપન કરનાર સાયરસ ( ઇ. સ. પૂ. ૫૫૮ ) બાદશાહે જીતી લીધો હતો.

ગિરિનગર—ગિરનાર (જુનાગઢ સંસ્થાન ) આ પર્વતની તળેટીમાં એક મોટી શિલા આવેલી છે; તે બાર ફુટ ઉંચી અને પંચોતેર ફુટ ઘેરાવાની છે. તે ઉપર ત્રણ જુદા જુદા વંશના ત્રણ રાજાઓના લેખ છે. તે રાજાઓનાં નામ. (૧) અશોક ( ઇ. સ. પૂ ૨૫૦ ) ( ૨ ) રુદ્રદામા (સુરાષ્ટ્ર અને માળવા પ્રાંતનો મહાસત્રપ, ઇ. સ. ૧૫૦) અને (૩) સ્કંદગુપ્ત ( ઇ. સ. ૪૨૬–૪૫૫ અને ૪૬૭ ના ત્રણ લેખ) અશોકનો લેખ, ઇશાન ખુણામાં છે. રુદ્રદામાનો લેખ ઉપલી બાજુએ. અને સ્કંદગુપ્તનો લેખ પશ્ચિમ દિશા તરફ છે. અશોકના લેખમાં યોનરાજ (ગ્રીક રાજા ) એંટિઓકસનું, અને ચોલ, પાંડ્ય, સતિયપુત્ર, કેરલપુત્ર ને તામ્રપર્ણી ( સીલોન ) નાં નામ છે. અને તેરાજાઓએ, મનુષ્ય અને પશુઓ માટે ઔષધાલયો બાંધવાનું, વૃક્ષો વાવવાનું અને વિહાર બાંધવાનું જણાવેલું છે.

ચેદી—ઋગ્વેદમાં આ લોકનું નામ જણાય છે. પહેલાં તે લોક મધ્ય પ્રાંતના ઉત્તર ભાગમાં રહેતા હતા.

ચોલ—દક્ષિણ હિંદુસ્તાનના તામિલ લોક ચોલમંડળ ઉપરથી. હાલના કોરોમાંડલ કિનારાનું નામ પડ્યું. અશોકના શિલાલેખમાં તેનું નામ જોવામાં આવે છે. મહાભારતમાં પણ આ નામ આવેલું છે. આ

આનનો વ્યાપાર, આલેકઝાંડ્રિયા, યુરોપ ખંડ અને રોમ શહેર સાથે ચાલતો હતો. દક્ષિણ હિંદુસ્તાનમાંથી જે સિક્કા (નાણું) જડેલા છે. તેમાં ક્લાડિઅસ બાદશાહે બ્રિટન દેશ જીતી લીધો. (ઇ. સ. ૪૧–૫૪) ને તે વખતે જે સિક્કા પાડ્યા, તે પૈકીના ઘણા સિક્કા જડેલા છે, ઇંગ્રેજી પેપર (મિરી) હાલ પિપ્પલી (ગ્રીક પેપરી) શબ્દ ઉપરથી નીકળેલો છે. તે પરથી ઉપર લખ્યાં પ્રમાણેનો વ્યાપાર ચાલ્યાનું નક્કી થાય છે.

તક્ષશિલા—ગ્રીક નામ તક્ષિલા રાવળપિંડી જિલ્લામાં શહાદેરી પાસે આ શહેરનું ખંડેર છે. આ ઠેકાણે પ્રાચીન પ્રસિદ્ધ પાઠશાળા હતી, અને ત્યાં વેદ તથા કળા શીખવાતું સિકંદરના વખતમાં એ એક સ્વતંત્ર સંસ્થાન હતુ. કોઈ કોઈ વાર તે ગાંધાર દેશના તાબાનો એક ભાગ થતો.

પ્રયાગ—ગંગા, યમુના અને સરસ્વતી નદીઓનો પ્રસિદ્ધ ત્રિવેણી સંગમ. અક્ષય વડનું સ્થાન. મુસલમાન લોક આ સ્થળને અલ્હાબાદ કહે છે.

પાટલીપુત્ર—પટણા, એનું વર્ણન મેગેસ્થેનિસે આપેલું છે.

પાંચાલ—ઋગ્વેદમાંના કૃવી લોક. નામ ઉપરથી, પાંચ લોક મળીને થયેલા લોક હોય એવું જણાય છે. એમાં દક્ષિણ પંચાલ, અને ઉત્તર પાંચાલ, એમ બે દેશ હતાં. ગંગા નદીની પૂર્વ અને અયોધ્યાના વાયવ્ય ખુણામાં આવેલો દેશ તે ઉત્તમ પાંચાલ, અને યમુના તથા ગંગાં નદીની વચ્ચે, અને કુરુ તથા શૂરસેનની પૂર્વેથી નૈઋત્ય ખુણા તરફ આવેલો તે દક્ષિણ પાંચાલ; ઉત્તર પાંચાલની રાજ્યધાની અહિચ્છત્ર. હાલ બરેલી જિલ્લામાં રામનગર પાસે આ નામની જગો છે. દક્ષિણ પાંચાલની રાજ્યધાની કાંપિલ્ય હતું. ફરૂકાબાદ જિલ્લામાં કાંપીલ ગામની પાસે આ પ્રાચીન શહેર હતું.

પાંડ્ય—મદુરા અને તિનેવેલી જિલ્લામાં આ લોક રહેતા હતા. અશોકના લેખમાં તથા ગ્રીક લૅટિન ગ્રંથોમાં એનું નામ આપેલું છે.

બ્રહ્મર્ષિદેશ—કુરુ, મત્સ્ય, પાંચાલ, અને શૂરસેન લોકનો પ્રાંત તે બ્રહ્મર્ષિદેશ. ગંગા અને યમુના નદીઓ વચ્ચે આવેલો પ્રાંત. પતિઆલા અને દિલ્લીનો પૂર્વ ભાગ.

**બ્રહ્માવર્ત**—સરસ્વતી અને દૃષદ્વતી નદીઓની વચ્ચેનો પ્રાંત હાલનો સિ-રહિંદ પ્રાંત. કુરૂક્ષેત્રનો એક ભાગ.

> दक्षिणेन सरस्वत्या दृषद्वत्युत्तरेण च ।
> ये वसंति कुरुक्षेत्रे ते वसंति त्रिविष्टपम् ॥

**ભૃગુકચ્છ**—ભૃગુ રાજાનો કિનારો. ( કિંવા ભૃગુ ઋષિની નજીકનું સ્થાન) ભરૂચ. ગ્રીક નામ બરૂગઝ.

**મગધ**—દક્ષિણ બિહાર. મૌર્ય વંશનું રાજ્ય. આ દેશ પહેલાં ગુપ્ત રાજાઓની કારકીર્દિમાં ચઢતીમાં આવ્યો. તેની પહેલાં રાજ્યધાની રાજગૃહ શહેર હતું, તે પછી પાટલિપુત્ર થયું.

**મથુરા***—આગ્રા ભાગનું પ્રસિદ્ધ નગર, યમુનાને કાંઠે. શૂરસેનની રાજ્યધાની ઈ. સ. પૂ. બીજા સૈકામાં તેના જુદા જુદા રાજાઓના તાબામાં હતું. ઈ. સ. ૧૦૦ વરસમાં તે શક ક્ષત્રપોના તાબામાં ગયું. કુશનની કારકીર્દિમાં તે જૈન ધર્મનું મહત્વનું સ્થાન હતું.

**મહારાષ્ટ્ર**—અશોકના લેખોમાં એનું રથિક ( સંસ્કૃત રાષ્ટ્રિ ) નામ આપેલું છે. પિટેની (પૈઠણના લોક) ની પાસે એનું નામ આવે છે.

**મંગળવેષ્ટક**—મંગળવેઢે (પંઢરપુર પાસે).

**મરૂ**—રાજપુતાનામાં આવેલું રેતીનું રણ.

**મત્સ્ય**—ઋગ્વેદમાં આ, લોકનું નામ આપેલું છે. મહાભારતના વખતમાં મત્સ્ય લોક કુરુની દક્ષિણે અને શુરસેનની પશ્ચિમે રહેતા હતા. હાલના અલવારને ઠેકાણે તે હતું.

**માલવ ઉર્ફે માળવા**—એના પૂર્વ અને પશ્ચિમ એવા બે ભાગ હતા. પશ્ચિમ એટલે અવંતિ, ( રાજ્યધાની ઉજ્જયની) પૂર્વ માળવા અથવા આકાર. એની રાજ્યધાની વિદિશા ઉર્ફે ભેલસા. પૂર્વ કાળમાં પંજાબમાં માળવ અને મલય નામના લોક રહેતા હતા. સિકંદર બાદશાહના વખતના માલી લોક.

---

* " મધુ " રાક્ષસને ઠાર મારી શત્રુઘ્ને એ શહેર વસાવેલું તે ઉપરથી ( મથુરા ) હિરૂપ કોષમાં, मधुरा मथुरापि એવું વર્ણ આપેલું છે.

**મિથિલા**—વિદેહ દેશની રાજ્યધાનીનું શહેર. જનક રાજાનું સ્થાન.

**રાજગૃહ**—મગધ જુઓ.

**લંકા**—આ શબ્દ કોઈ કોઈ વાર આખા સિલોન બેટને લાગુ પડે છે. ને કોઈ કોઈ વાર ફક્ત રાજ્યધાનીને લાગુ પડે છે.

**વત્સ**—પ્રયાગ પ્રાંત. એની રાજધાની કૌશાંબી હતું.

**વિદર્ભ**—વરાડ પ્રાંત. દમયંતીના પિતા ભીમ રાજાનું રાજ્ય. કાલિદાસના માલવિકાગ્નિમિત્રના નાટકમાં મગધ, અને વિદર્ભના રાજાઓના યુદ્ધની હકીકત આપેલી છે. ઇ. સ. પૂ બીજા સૈકામાં મગધ દેશનો રાજા પુષ્પમિત્ર શુંગ હતો, અને માળવ પ્રાંતનો પ્રતિનિધિ તેને પુત્ર અગ્નિમિત્ર હતો. તે વખતે વિદર્ભ પ્રાંત, આંધ્ર રાજાઓના તાબામાં હતો.

**વિદિશા**—પૂર્વ માળવ, અથવા આકાર પ્રાંતની રાજ્યધાની.

**વિદેહ**—તિરહુત અથવા બિહાર. તેના નૈર્ઋત્ય ખુણામાં વૈશાલી મુખ્ય સ્થાન હતું. વિદેહ અને મગધ પ્રાંતમાં ગંગા નદી વહેતી હતી, અને કોસલ પ્રાંતમાં સદાનીરા (ગંડક નદી) હતી, રાજા જનકની રાજ્યધાની મિથિલા હતી.

**વિતસ્તા**—ઝેલમ (ગ્રીક હાયદાસ્પીજ નદી) નું ઋગ્વેદમાં આપેલું નામ.

**વિંધ્યાદ્રિ**—ઉત્તર અને દક્ષિણ હિંદુસ્તાનની મર્યાદા કરનારો પર્વત.

**શાક્ય**—હિમાલયની તળેટી ( એટલે હાલના નેપાળના તરાઇ પ્રાંત ) માં રહેનારા ક્ષત્રિઓ પૈકીનું એક કુળ. ગૌતમ બુદ્ધ આજ કુળના એક કુળનો હતો. તેની ઉત્તરે હિમાલય પહાડ, પૂર્વે રોહીણી નદી પશ્ચિમે અને દક્ષિણે અચિરાવતી ( રાપ્તી ) નદી, આવેલાં હતાં. તેની રાજ્યધાની કપિલવસ્તુ હતી. તેની નજીકમાં બુદ્ધદેવનું જન્મસ્થાન લુંબીનીવન આવેલું છે. કોસલ રાજ્યના શાક્ય, મંડલિક રાજા હતા.

**શાકલ**—પંજાબનું સિયાલકોટ શહેર, મદ્રલોકની રાજ્યધાની, શાકલદ્વીપ એટલે ચંદ્રભાગા ( ચિનાબ ) અને ઇરાવતી ( રાવી ) નદીની વચ્ચેનો દુઆબ પ્રાંત શાકલ એજ ગ્રીક લોકના યુથિડેમસ વંશના રાજાઓની રાજ્યધાની મિનાંડર રાજાનું રહેવાનું શહેર. પાંચમા શતકના અંત ભાગમાં હુણ લોકોની સ્વારી પછી તોરામાન અને તેનો પુત્ર મિહિરકુળની રાજ્યધાની થઈ.

**શુરસેન**—મથુરાની નજીકનો પ્રાંત.

**સરસ્વતી**—પ્રસિદ્ધ નદી.

**સુરાષ્ટ્ર**—કાઠિયાવાડ અને ગુજરાતનો ભાગ. સુરત એ નામ આ ઉપરથી પહેલુ છે [1]

**સુવાસ્તુ**—ઋગ્વેદમા આવેલુ સ્વાત નદીનું નામ એ કાબુલ નદીને મળે છે.

**ઋણિકદેશ**—ખાનદેશ.

**સમુલા**—ચેબૂર અથવા ચોલ.

**હસ્તિનાપુર**—ધૃતરાષ્ટ્ર રાજાની રાજ્યધાનીનુ શહેર ભાગીરથીના કાંઠા ઉપર.

**હિમાલય**—હિમવત ( ઋગ્વેદ ) ઇમાઊસ, હિમાઉસ, હેમાડેસ, એનાં ગ્રીક નામ છે ભરતખડમાં મુખ્ય પર્વત [2] મહેદ્ર, સહ્ય, શક્તિમાન, ઋક્ષવાન, વિધ, પારિયાત્ર અને હિમાવાન એ સાત છે [3]



## ચર્ચાપત્ર.

સને ૧૯૨૦ના શાળાપત્રના જૂન જુલાઇના પૃષ્ટ-૧૪૯ મે "આંકડાઓની એક રમત" સબધી લેખ છે તેમાં નીચેની શકાઓ માલમ પડે છે.

(૧) ૭૧૯૮૨૫ આ રકમમાં આંકડાઓનો સરવાળો કરી બાદ કરતાં ૭૧૯૭૯૩ રહે છે, તેમાથી ૮ છુપાવ્યો તો ૭૧૭૯૩ રહ્યા તેને નવે ભાગતાં શેષ ઉપર શુ ચઢાવવુ ?

(૨) ૧૮૮૩૨. આ રકમમાં આંકડાઓનો સરવાળો કરી બાદ કરતાં ૧૮૮૦૯ રહે છે તેમાંથી ૦ છુપાવ્યો તો ૧૮૮૯ તેને નવે રહ્યા ભાગતાં શેષ ઉપર શુ ચઢાવવુ ?

---

૧ એવો પ્રો, જ્યાકર્સન સાહેબનો મત છે પણુ તે શક પડતુ છે

૨ મહેદ્ર, કલિગ દેશમાં, મલય, દક્ષિણુ સમુદ્ર પાસે, શુક્તિમાન અને ઋક્ષવાન એ ક્યાં આવ્યા, તે વિષે નિશ્ચયથી કહી શકાતું નથી. ( શકર બાલકૃષ્ણ દીક્ષિત કૃત ભારતવર્ષીય ભૂવર્ણન પા ૫૦ )

૩ આ લેખ રા રા મનોહર વિષ્ણુ કાથવટે બી એ એલ એલ. બી. ચેન્સલર ફ્રસ્ટ ક્લાસ જજ્જ સાહેબના મરાઠી ઇતિહાસના આધારે લખવામાં આવ્યો છે આ ઇતિહાસ, તેમણે મુખ્યત્વે કરી મિ. વિન્સેંટ સ્મિથના ઇતિહાસના આધારે, તેમજ મિ. ત્યાપ્સન. મિ, મિ બ્હિસડેવિડ્સ, ડૉ સર રામકૃષ્ણ ભાંડારકર, પ્રો. મૂકરજી, અને મિ. આયગારના ગ્રંથોની મદદ લેઈ લખેલો છે

પહેલી સંખ્યામાં ૯ ચઢાવ્યા તો બીજીમાં ૯ શા માટે ન ચઢાવવા. મારા ધારવા મુજબ ૯ તથા ૦ તે ૧૪૫ના આંકમાં એકી સંખ્યા આવવાને લીધે તેમ થાય છે, તો લેખકના લખવા મુજબ ૯ તથા ૦ પણ આવવા જોઇએ. મારા ધારવા મુજબ ૯ તથા ૦ અપવાદ રૂપ છે. ઉપરની શંકાઓ આપના શાળાપત્રના આવતા અંકમાં પ્રસિદ્ધ કરવા મહેરબાની કરશોજી. એજ અરજ.

કેશવલાલ ગુલાબચંદ શાહ.
ફર્સ્ટ આસિ–માસ્તર—તોરણા.

---

# પાઠની નોંધ.

ધોરણ ૪ થું.

વિષયઃ—કવિતા ( પાઠ ૫૭. વર્ષાઋતુનો ચિતાર. કડી ૧, ૨, ) શિક્ષકઃ—

હેતુઃ—ભાષાજ્ઞાન આપવાનો. તારીખઃ—

સાહિત્યઃ—ચોપડી, કાળું પાટીઉં, અને ચાક. વખતઃ—૪૦ મિનિટ.

| પાઠ વિભાગ. | પાઠના મુદ્દા. | શિક્ષણશૈલી. |
|---|---|---|
| ૧ આરંભ | અ વર્ગ વ્યવસ્થા.<br><br>બ વસંત, ગ્રીષ્મ, અને વર્ષાઋતુ સબંધી વાતચીત. | સૂચના—કાર્યારંભે ડ્રિલ કરાવી વિદ્યાર્થીઓને વ્યવસ્થાપૂર્વક બેસાડવા<br>પ્ર. વરસના મહીના કેટલા ? પ્ર. વરસની ઋતુઓ કેટલી ? પ્ર. વરસની ઋતુઓનાં નામ આપો,<br>પ્ર. ઉનાળામાં કઈ કઈ ઋતુઓ આવે છે ?<br>' કઈ મોર વસંત ગઈ ભમતી '—' ગ્રીષ્મ જુઓ ઉકળાટ ધરે છે '—આ ઉપરથી વસંત અને ગ્રીષ્મ ઋતુ સંબધી વાતચીત કરવી. |
| ૨ મુખ્ય વિષય. | | પ્ર. વરસાદ કઈ ઋતુમાં આવે છે ? પ્ર ચોમાસાના કયા કયા મહીના? અશાડ અને શ્રાવણ માસમાં વરસાદ પડે છે એ વર્ષાઋતુ કહેવાય એમ કહી મુખ્ય વિષય પર આવવું. |

**અ અપરિચિત શબ્દો:—** વર્ષાઋતુ, ચિહ્ન, અભ્ર, વૃષ્ટિ, વગેરે.

મુદ્દામાં દર્શાવેલા શબ્દો પાટીઆ પર લખીને વંચાવવા; સ્પષ્ટ ઉચ્ચાર કરાવવા.

વિદ્યાર્થીઓ પાસે શબ્દો વંચાવવા, અથવા જરૂર જણાએ શિક્ષકે વાંચી બતાવી તે પ્રમાણે વંચાવવા.

**ઘ શિક્ષકે કવિતા ગાવી,**

ઘડી ઘડી તડકો ને ।
છાંયડો ફેરવાએ,
ગરમીની ઉકળાટો ।
પ્રાણીને ભારી થાએ;
અહીં તહીં બહુ દીસે ।
દોડતાં અભ્ર કાળાં.
સકળ જન કહે એ ।
વૃષ્ટિના થાય ચાળા.

ચોપડી હાથમાં લઈ ૫૭ મો પાઠ કાઢવા કહેવું. બધાએ ચોપડી બરાબર રાખી છે કે નહિ તે તપાસી જોવું. પાઠનું મથાળું વાંચવા સૂચના આપવી. ગમે તે વિદ્યાર્થી પાસે મથાળું વંચાવવું.

પ્રથમ સારે રાગે કવિતા ગાઈ બતાવવી. વિદ્યાર્થીઓ ધ્યાનપૂર્વક સાંભળે છે કે નહિ તે જોવું. ત્યારબાદ વિદ્યાર્થીઓ પાસે કવિતા ગવડાવવી.

આરંભમાં કેટલાક વિદ્યાર્થીઓ પાસે સાથે ગવડાવવી છુટી છુટી પણ ગવાવવી. આ વખતે જરૂર જણાએ શિક્ષકે મદદ આપવી.

**ફ સમજુતી.**

'સકળ..............ચાળા' આ લીટી પર લક્ષ ખેંચવું.

પ્ર સકળ જન કહે એટલે શું?

પ્ર. બધા માણસો શું કહે છે?

પ્ર. વૃષ્ટિના ચાળા કયા કયા છે તે તપાસો.

**શબ્દાર્થ:—** ઉકળાટ, અભ્ર, વૃષ્ટિ, સકળ, ચાળા વગેરે.

પહેલી, બીજી, અને ત્રીજી લીટી પૃથક્ પૃથક્ વંચાવવી, અને ભાવાર્થ કઢાવવો.

પ્ર. તડકો છાંયડો કેમ થયા કરતો હશે? ઘડી ઘડી શબ્દો પર લક્ષ ખેંચવું.

| | | |
|---|---|---|
| | દેડકું, ચકલી, બગ, અચાણુવ, વગેરે. | પ્ર. ઉકળાટ ક્યારે થાય ? પ્ર. ઉકળાટ થાય ત્યારે શરીરે શું શું થાય?<br>પ્ર. ઉકળાટને બદલે આપણે બીજો કોઈ શબ્દ વાપરીએ છીએ ?<br>પ્ર. આકાશમાં શું માલમ પડે ? અહીં તહી એટલે શું ?<br>પ્ર. વાદળાંને બદલે અહીં કયો શબ્દ વાપર્યો છે ?<br>વાદળાં કેમ દોડે છે, વાદળાં કેવાં દેખાય છે, એ સંબંધી કેટલીક વાતચીત કરવી.<br>' એ વૃષ્ટિના......ચાળા. ' એ શબ્દ શાને માટે વાપર્યા છે ?<br>આ પ્રમાણે સમજુતી શીખવવી, અને અઘરા શબ્દો પણ સમજાવવા.<br>બીજી કડીની સમજુતી તથા અઘરા શબ્દના અર્થ ઉપર મુજબ શીખવવા. |
| ૩. પુનરાવર્તન | શીખવેલી બાબતમાંથી કેટલાંક પ્રશ્ન પૂછવા. | પ્ર. વર્ષાઋતુના કયા કયા મહીના ?<br>પ્ર. વરસાદ આવતા પહેલાં શું શું જોવામાં આવે છે ?<br>પ્ર. વાદળાંને બદલે કયો શબ્દ વાપર્યો છે ?<br>પ્ર. ચકલી પાંખ ફફડાવે ત્યારે કેવો અવાજ થાય છે ?<br>પ્ર. વૃષ્ટિના ચાળા એટલે શું ? |

# કેળવણીખાતાની જાહેરખબર.

## જપ્ત પુસ્તકો તથા ચોપાનીઆં સંબંધી જાહેરખબર.

| નંબર | ચોપાનીઉં અગર પુસ્તકનું નામ. | કર્તા કે પ્રસિદ્ધ કરનારનું નામ ઠેકાણું ઈ. | સરકારી ઠરાવની તારીખ, નંબર ઇ. | જપ્ત કરવાનાં કારણ. | ઠરાવની હકીકત. |
|---|---|---|---|---|---|
| ૧ | "પંજાબકા ખૂન" | તંત્રી—રામ અવતાર શુકલ. કાનપુરના ભારતીય પ્રેસમાં પંડિત સિદ્ધગોપાલ શુક્લે પ્રસિદ્ધ કરેલું. | ન્યાયખાતુ નં ૫૭૮૩ જંજિરે મુંબઈ તા. ૨૫-૬-૨૦ | પ્રેસ એક્ટની કલમ ૪ ની પેટા કલમ ૧ માં લખેલી વીગતવાળું લખાણ હોવાથી, | તે આખુ ચોપાનીઉં કે તેનો ભાગ જ્યાં જડી આવે ત્યાં જપ્ત કરવો. |
| ૨ | "ઓરંગે ખીલાફત" ( ઉર્દુમાં છાપેલું. ) | મુનશી અહસનઉલ હકે પ્રસિદ્ધ કરેલું; સહારાનપુરમાં આવેલા જૈનીલાલ મશીન પ્રિન્ટિંગ પ્રેસમાં છાપેલું. | એજન નં. ૫૬૬૪ જંજિરે મુંબઈ તા. ૩૦-૬-૨૦ | સીધી કે આડકતરી રીતે તોફાનને માર્ગે દોરનારૂં તથા હિંદની બ્રિટિશ સરકાર તરફ તિરસ્કાર ઉત્પન્ન કરનારૂં. | જ્યાં જડી આવે ત્યાં તેની બધી નકલો અથવા તરજુમા જપ્ત કરવામાં આવે છે. |
| ૩ | ઉર્દુ કાવ્યોનું પુસ્તક તથા કાઠીઆવાડના કુતીઆણાના રેગોતુસારીનું ૨૩ મા નંબરવાળું કાવ્ય. | ઉરફાનઅલી અને અબદુલ ગનીએ પ્રસિદ્ધ કરેલી, કરાંચીના દાબકએ હૈદરી છાપખાનામાં છાપેલી. | નં. ૬૩૪૯ જંજિરે મુંબઈ તા. ૧૨-૭-૨૦ | પ્રેસએક્ટની કલમ ૪ ની પેટા કલમના વિભાગ ક માં બતાવેલા લખાણવાળી હોવાથી બ્રિટિશ હિ- | બધી અગર તેનો અમુક ભાગ જ્યાં જડી આવે ત્યાં જપ્ત કરવો. |

| | | | | | |
|---|---|---|---|---|---|
| | | | | ઠની વ્યવસ્થા પ્રજાની પ્રત્યે તિરસ્કારવાળું છે. | |
| ૪ | હૈદ્રાબાદની આઉધ ખિલાફત સભામાં ઉર્દુમાં આપેલું ભાષણ તા. ૧-૫-૨૦ ને રોજ, તથા આના તરજુમા | ગઢિઆના તાલુકદાર શેખ મુશીરહુસેન કીડવાઇ બારીસ્ટરે આપેલું | ન્યાયખાતું નં. ૧૮૮૦ જજિરે મુંબઈ તા.૨૩-૭-૨૦ | પ્રેસએક્ટની કલમ ૪ ની પેટા કલમ ૧ ના વિભાગ ઘ તથા ક માં લખેલા વર્ણન નું છે. | આખું અથવા અમુક ભાગ ભાષણ કે તરજુમાનો જપ્ત કરવામાં આવે છે. |
| ૫ | "યુ-વી-સીવલ ઇન્ડિઆ" નામનું ચોપાનીઉં | એડવર્ડ જેમ્સનું સાન ફ્રાન્સિસ્કો કેલીફોર્નીઆ,૫, યુડ્ડ્ટમાં હિંદુસ્તાન ગદ્દર પાર્ટિએ પ્રસિદ્ધ કરેલું | ન્યાયખાતું નં. ૭૦૧૮ તા. ૨૮-૭-૨૦ | ઉપર લખેલા સબબથી. | બધી નકલો જ્યાં મળી આવે ત્યાં જપ્ત કરવી. |
| ૬ | બંગાળીમાં છપેલું કલકત્તાના કાર્યક્રમનું ચોપાનીઉં શરૂઆતમાં "Respond to the call of duty" અને છેવટે મદદગાર અકરમખાન સેક્રેટરિ બેન્ગાલ ખીલાફત કમિટિ" એમ લખેલું છે તે.<br>જે તા. ૨૬-૯-૨૦ ના નવયુગના છાપામાં છપાયું છે તે નવયુગની બધી નકલો. | | "<br>નં. ૭૫૪૩ જજિરે મુંબઈ તા. ૧૧-૮-૨૦<br>(બંગાળાની સરકારનો તા. ૩૧-૭-૨૦ નો હુકમ નં. ૮૪૩૮ પ.) | " | " |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૭ | "ધી ડે ઓવ ધી મારટીર" અને 'પ્રેઝન્ટ ટાઈમ" | નં ૫ ની વીગતમાં લખેલા મઠળે છાપેલું | " | " | " |
| ૮ | ઉર્દુ ચોપાનીઉં જેના શરૂઆતમાં 'હોઉલ મેઅીન' (ખરેખર તે મદદગાર છે) એવા શબ્દો છે. | અબ્દુલ રઝીક નિઝામ એ હરમીચ્યા એ મધીસ્તાન નામના શખ્સની સહીવાળું; જનોલાબાદમાં પ્રસિદ્ધ થતા "હુત્તિહાદે મશરીકી' નામનું અખ્બાર છાપું જલાલાબાદમાં છાપેલું. | નં ૭૬૭૭ તા. ૧૬-૮-૨૦ ન્યાયખાતું. નં ૭૬૬૧ તા. ૧૬-૮-૨૦ (પંજાબ સરકારનો તા ૨૭ ૭ ૨૦ નો ઠરાવ નંબર ૨૦૦૮૫ જ. | પ્રેસ એક્ટની કલમ ૪ થા ની પેટા કલમ ૧ ની ઘ તથા ક કલમોને આધારે. | બધી નકલો, બધા ઉતારા, તેમાંની ફરી છાપેલી હકીકત અથવા તેમાંની બધી કે થોડી હકીકતવાળા બધાં લખાણો જપ્ત કરવાં |
| ૯ | 'પીલાફત કોન્ફરન્સ (કલકત્તાની) નામનું ચોપાનીઉં ગુજરાતીમાં છાપેલું | અમદાવાદના બારકર ઈસ્તખાન જહાંગીરખાન નશાતરની સહીનું જૈન વિદ્યાવિજય છાપખાનામાં પ્રસિદ્ધ કરેલું | " નં ૭૭૪૪ જજિરે મુંબઈ તા. ૧૭-૮-૨૦ | " | બધી નકલો તથા તરજુમા જ્યાં મળી આવે ત્યાં જપ્ત કરવાં. |
| ૧૦ | ક્ષમા કરવા લાયક કતલ તથા જુલમ. ("Exousable Massaores and atrooities") | તા. ૩-૭-૨૦ ના ગેલીક અમેરીકનમાંથી ઉતારો | નં. ૮૧૨૯ સેક્રેટરિયેટ ફોર્ટ મુંબઈ ૨૮-૮-૨૦ " | " | આની બધી નકલો અને તેજ લખાણવાળા લેખોના બીજી બધી નકલો જપ્ત કરવી. |

( મ. એ. ઈ. સ. ઉ. ભાગના તરફથી આવેલા ૪-૧૦-૨૦ ના કાગળ નં. ૮૭૯૧ ઉપરથી )

## ઉ. ભા. ની સને ૧૯૨૦ માં લેવાએલી વર્નાક્યૂલર ફાઇનલ પરીક્ષામાં પાસ થયેલા ઉમેદવારોની યાદી.

( ગયા અંકથી ચાલુ. )

( ઉ. ભા. ના મે. એ. ઇ. સાહેબના હુકમ નં ૯૨૭૪ તા. ૨૧–૧૦–૨૦ ઉપરથી. )

| નંબર. | નામ, બાપનું નામ, અને અટક. | મળેલા કુલ માર્ક. | નંબર. | નામ, બાપનું નામ, અને અટક. | મળેલા કુલ માર્ક. |
|---|---|---|---|---|---|
| ૫૩ અ | અંબાલાલ ઘેરીભાઇ પટેલ | ૨૯૬ | ૫૯ | કૃષ્ણાભાઇ કાળાભાઇ પરમાર | ૨૮૯ |
| ૫૩ ઘ | અંબાલાલ નાથાભાઈ પટેલ | ૨૯૬ | ૫૯ અ | મણિલાલ જેઠાલાલ શાહ | ૨૮૯ |
| ૫૪ | સોમાભાઇ મગનલાલ ભાવસાર | ૨૯૫ | ૫૯ ઘ | જીવરામ ભાઇજી વાળંદ | ૨૮૯ |
| ૫૪ અ | બાવાભાઇ શંકરભાઇ પટેલ | ૨૯૫ | ૬૦ | વાઘજીભાઇ શંકરભાઇ પટેલ | ૨૮૭ |
| ૫૪ ઘ | જગન્નાથ ગીરધરલાલ ત્રિવેદી | ૨૯૫ | ૬૧ | છગનભાઇ સોમાભાઇ વાળંદ | ૨૮૬ |
| ૫૫ | નટવરલાલ ગૌરીશંકર જાની | ૨૯૪ | ૬૨ | કશીભાઇ વેણીદાસ પટેલ | ૨૮૫ |
| ૫૫ અ | મોતીભાઇ જેઠાભાઇ પટેલ | ૨૯૪ | ૬૩ | સત્યનારાયણ ઉમીયાશંકર પંડ્યા | ૨૮૪ |
| ૫૬ | બાલુભાઇ મગનલાલ ભટ્ટ | ૨૯૩ | ૬૩ અ | મંગળભાઇ મોતીભાઇ પટેલ | ૨૮૪ |
| ૫૬ અ | મથુરભાઈ રેવનદાસ પટેલ | ૨૯૩ | ૬૩ ઘ | જેશંકર દેવશંકર શેલત | ૨૮૪ |
| ૫૭ | ભુલાભાઈ શંકરભાઇ પટેલ | ૨૯૨ | ૬૪ | ઇશ્વરભાઇ ફુલાભાઇ પટેલ | ૨૮૩ |
| ૫૭ અ | મોતીભાઇ વાઘજીભાઇ પટેલ | ૨૯૨ | ૬૫ | ક્લેન્ટીયસ ધનજી મકવાણા | ૨૮૨ |
| ૫૭ ઘ | *શીખામીયાં મીયાંસાહેબ સૈયદ | ૨૯૨ | ૬૫ અ | ભુલાભાઇ કલ્યાણભાઇ પટેલ | ૨૮૨ |
| ૫૮ | ઇશ્વરભાઇ શીનાભાઇ પટેલ | ૨૯૧ | ૬૫ ઘ | ઇશ્વરભાઇ નાથાભાઇ પટેલ | ૨૮૨ |
| ૫૮ અ | મોતીભાઇ અંબાલાલ પટેલ | ૨૯૧ | ૬૬ | આશાભાઇ સોમાભાઇ પટેલ | ૨૮૧ |
| ૫૮ ઘ | રતિલાલ બાલાભાઇ શાહ | ૨૯૧ | ૬૭ | પીતામ્બર ભાઇજી ખ્રીસ્તિ | ૨૮૦ |

* ઉર્દુ

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૬૭ બ | દેસાઇભાઇ મથુરભાઇ પટેલ | ૨૮૦ | ૭૫ અ | જેમ્સ બાવજીભાઇ પરમાર | ૨૬૮ |
| ૬૭ ક | મોતીભાઇ ઝવેરભાઇ પટેલ | ૨૮૦ | ૭૧ બ | જીવણલાલ હરિલાલ વૈદ્ય | ૨૬૮ |
| ૬૭ ડ | રણછોડભાઇ નારણભાઇ પટેલ | ૨૮૦ | ૭૬ | મગનભાઈ ચતુરભાઈ પટેલ | ૨૬૭ |
| ૬૮ | મગનલાલ મોતીરામ જાની | ૨૭૯ | ૭૭ | ફતુમીયાં અનામીયાં મલેક | ૨૬૬ |
| ૬૯ | એબ્રામ રામા પ્રીસ્તિ | ૨૭૭ | ૭૮ | ગનાભાઇ હઠીસિંગ બારૈયા | ૨૬૫ |
| ૬૯ અ | ફુલાભાઈ જુલાભાઇ પટેલ | ૨૭૭ | ૭૮ અ | અંબાલાલ લલ્લુભાઈ પટેલ | ૨૬૫ |
| ૭૦ | કેશવલાલ શંકરલાલ જોશી | ૨૭૫ | ૭૮ બ | મગનભાઇ નારણભાઈ પટેલ | ૨૬૫ |
| ૭૦ અ | છોટાભાઇ ગોપાળદાસ પટેલ | ૨૭૫ | ૭૮ ક | ભોગીલાલ શીવલાલ શાહ | ૨૬૫ |
| ૭૦ બ | લલ્લુભાઇ મોતીભાઇ પટેલ | ૨૭૫ | ૭૯ | છોટાભાઇ નાથાભાઇ પટેલ | ૨૬૪ |
| ૭૦ ક | મહીજીભાઇ ભવાનભાઇ પટેલ | ૨૭૫ | ૮૦ | બાગરભાઇ લલ્લુભાઇ પટેલ | ૨૬૩ |
| ૭૦ ડ | મૂળજીભાઇ વાઘજીભાઇ પટેલ | ૨૭૫ | ૮૦ અ | સોમાભાઇ બહેચરભાઇ પટેલ | ૨૬૩ |
| ૭૦ ઈ | પુરુષોત્તમ ગોકળભાઇ પટેલ | ૨૭૫ | ૮૧ | મોહન વીરાભાઇ બારૈયા | ૨૬૨ |
| ૭૦ ફ | શકરા નરસિંહ વાળંદ | ૨૭૫ | ૮૧ અ | *હેલેના કાનજી પ્રીસ્તિ | ૨૬૨ |
| ૭૧ | જેઠીગર મોતીગર ગોસાઇ | ૨૭૩ | ૮૨ | લખાભાઇ જીણાભાઇ બારૈયા | ૨૬૧ |
| ૭૧ અ | યાકુબખાન હુસેનખાન મલેક | ૨૭૩ | ૮૨ અ | નારણ જમનાદાસ બારૈયા | ૨૬૧ |
| ૭૧ બ | મોતીભાઇ વાઘજીભાઇ પટેલ | ૨૭૩ | ૮૨ બ | સોમાભાઇ છોટાલાલ ત્રિવેદી | ૨૬૧ |
| ૭૨ | પરષુભાઈ આરતભાઇ બારોટ | ૨૭૨ | ૮૩ | ડોમીનીક ભીખા મકવાણા | ૨૬૦ |
| ૭૨ અ | મુળજીભાઇ ઠાકોરલાલ પટેલ | ૨૭૨ | ૮૩ અ | ઇબ્રાહીમ ભાઇજી શેખ | ૨૬૦ |
| ૭૨ બ | મોતીભાઇ બહેચરભાઇ ખાંટ | ૨૭૨ | ૮૩ બ | સોમારાત ફુલારાત વાળંદ | ૨૬૦ |
| ૭૨ ક | ભાઇલાલ ગોવીંદભાઇ પટેલ | ૨૭૨ | ૮૪ | ડાહ્યાભાઈ લલ્લુભાઇ પટેલ | ૨૫૭ |
| ૭૩ | ખુશાલભાઇ બહેચરભાઇ કુંભાર | ૨૭૧ | ૮૫ | ભલાશંકર ઇચ્છારામ ભટ્ટ | ૨૫૬ |
| ૭૪ | સોમાભાઇ મગનભાઇ કુંભાર | ૨૭૦ | ૮૫ અ | હરિલાલ મોતીલાલ ભાવસાર | ૨૫૬ |
| ૭૪ અ | શંકરલાલ ઇચ્છારામ મહેતા | ૨૭૦ | ૮૫ બ | રણછોડભાઈ રામદાસ પટેલ | ૨૫૬ |

* સ્ત્રી

| | | |
|---|---|---|
| ૮૫ क | રતેસિંગ પુલસંગ રાઠોડ | ૨૫૬ |
| ૮૬ | અંબાલાલ ભોગીલાલ દોસી | ૨૫૫ |
| ૮૬ अ | ચુનીલાલ મુળજીભાઇ પટેલ | ૨૫૫ |
| ૮૬ ब | હીરાલાલ મથુરભાઇ ઠાકોર | ૨૫૫ |
| ૮૭ | ખુશાલભાઈ બાઇજીભાઈ બારૈયા | ૨૫૪ |
| ૮૭ अ | ડાહ્યાભાઇ ભાઇમભાઇ બારોટ | ૨૫૪ |
| ૮૮ | સોમજી અંબાશંકર પ્રોહિત | ૨૫૩ |
| ૮૮ अ | રાજાભાઇ મણીજીભાઇ પટેલ | ૨૫૩ |
| ૮૮ ब | પુલાભાઇ ભગાન રબારી | ૨૫૩ |
| ૮૮ क | ડાહ્યાભાઇ ચુનીલાલ ત્રવાડી | ૨૫૩ |
| ૮૯ | શનાભાઇ ગોમાભાઇ પટેલ | ૨૫૨ |
| ૮૯ अ | ચીમનલાલ હરિલાલ ત્રિવેદી | ૨૫૨ |
| ૯૦ | હિંમત મુળજી પ્રોહિત | ૨૫૧ |
| ૯૦ अ | ઝવેરલાલ શંકરલાલ પંડ્યા | ૨૫૧ |
| ૯૦ ब | ડાહ્યાભાઈ શંકરભાઇ પટેલ | ૨૫૧ |
| ૯૦ क | સકીભાઇ પુંજાભાઇ પટેલ | ૨૫૧ |
| ૯૦ ड | મોહનભાઇ ગોમાભાઇ રાવ | ૨૫૧ |
| ૯૧ | ગોવિંદભાઇ કાળીદાસ પટેલ | ૨૫૦ |
| ૯૧ अ | નારણભાઇ ગોવિંદભાઇ પટેલ | ૨૫૦ |
| ૯૧ ब | *દમદખાં ગીલામખાં પઠાણ | ૨૫૦ |
| ૯૨ | પુરશોત્તમ ગીરધરલાલ જોષી | ૨૪૯ |
| ૯૨ अ | *મહમદમીયાં હસુમીયાં સૈયદ | ૨૪૯ |
| ૯૩ | ભીખાભાઇ ખનાભાઇ પગી | ૨૪૮ |
| ૯૩ अ | ભલા શાભાઇ પગી | ૨૪૮ |
| ૯૩ ब | રામભાઇ મોતીભાઇ પટેલ | ૨૪૮ |
| ૯૩ क | મોહનલાલ ગોરધનદાસ રાવળ | ૨૪૮ |
| ૯૪ | રણછોડ ભુલાભાઇ બારૈયા | ૨૪૭ |
| ૯૪ अ | પીટર તળશી મકવાણા | ૨૪૭ |
| ૯૪ ब | દેસાઇભાઇ માળજીભાઇ પટેલ | ૨૪૭ |
| ૯૪ क | પુરશોત્તમ બચુભાઇ વાળંદ | ૨૪૭ |
| ૯૫ | ભીખાભાઇ પુલાભાઇ પટેલ | ૨૪૬ |
| ૯૬ | *ઇલમુદીન શમશેર મલેક | ૨૪૪ |
| ૯૬ अ | નાથાભાઇ કાનાભાઇ પટેલ | ૨૪૪ |
| ૯૬ ब | પુનમલાલ સોમેશ્વર પુરોહિત | ૨૪૪ |
| ૯૭ | છગનભાઇ નાથાભાઇ પટેલ | ૨૪૩ |
| ૯૭ अ | મોતીભાઇ પુનમભાઇ પટેલ | ૨૪૩ |
| ૯૭ ब | મણિલાલ ગોકળદાસ શાહ | ૨૪૩ |
| ૯૮ | મંગળભાઇ બહેચરભાઇ ગારૈયા | ૨૪૨ |
| ૯૮ अ | માનસીંગ ફુલાભાઇ મહીડા | ૨૪૨ |
| ૯૮ ब | આશાભાઇ લલ્લુભાઇ પટેલ | ૨૪૨ |
| ૯૯ | મોતીભાઇ હિંમતભાઇ બારૈયા | ૨૪૦ |
| ૯૯ अ | મોહનલાલ ગોરધનદાસ ભટ્ટ | ૨૪૦ |
| ૯૯ ब | દીલીપ ગણેશ મકવાણા | ૨૪૦ |
| ૧૦૦ | ભીખાભાઇ લખાભાઇ પટેલ | ૨૩૯ |
| ૧૦૧ | રણછોડભાઇ નાથાભાઇ બારોટ | ૨૩૮ |
| ૧૦૧ अ | મોહનલાલ દલપતરામ પંડ્યા | ૨૩૮ |
| ૧૦૧ ब | મંગળ ગીરધરભાઈ વાળંદ | ૨૩૮ |
| ૧૦૨ | છગા જુગા બારૈયા | ૨૩૭ |

| | | |
|---|---|---|
| ૧૦૩* | મરથા રામા મેકવાન | ૨૩૬ |
| ૧૦૩અ | અંબાલાલ બાપુભાઈ પટેલ | ૨૩૬ |
| ૧૦૩બ | મંગળભાઈ પ્રભુદાસ પટેલ | ૨૩૬ |
| ૧૦૩ક | મોતીભાઈ જીવાભાઈ પટેલ | ૨૩૬ |
| ૧૦૪ | બાબુર કાશાભાઈ બારોટ | ૨૩૫ |
| ૧૦૪અ | જમિઅનરામ લલ્લુભાઈ પંડિત | ૨૩૫ |
| ૧૦૫ | નટવરલાલ મગનલાલ ગાંધી | ૨૩૩ |
| ૧૦૬ | છોટાલાલ છગનલાલ બારભર | ૨૩૨ |
| ૧૦૬અ | રણછોડભાઈ બાબરભાઈ પટેલ | ૨૩૨ |
| ૧૦૬બ | મહમદ સૈદુમીયાં સૈયદ | ૨૩૨ |
| ૧૦૭ | રૂમા નાના બારૈયા | ૨૩૧ |
| ૧૦૭અ | ત્રીભોવન સોમેશ્વર પંડયા | ૨૩૧ |
| ૧૦૮ | માણેકલાલ ભીખાભાઈ દવે | ૨૨૯ |
| ૧૦૯ | નટવરલાલ છગનલાલ શાહ | ૨૨૮ |
| ૧૦૯અ | નગીનલાલ પુરુષોત્તમ વ્યાસ | ૨૨૮ |
| ૧૧૦ | કાન્તીલાલ ચુનીલાલ ગાંધી | ૨૨૭ |
| ૧૧૦અ | પુંજાભાઈ જાલમભાઈ પગી | ૨૨૭ |
| ૧૧૦બ | જીવણલાલ નરસિંહભાઈ ઠાકોર | ૨૨૭ |
| ૧૧૧ | ભીખાભાઈ બહેચરભાઈ અમીન | ૨૨૫ |
| ૧૧૧અ | ભાઈલાલ જેમીંગભાઈ પટેલ | ૨૨૫ |
| ૧૧૧બ | ચતુરભાઈ મનજીભાઈ પટેલ | ૨૨૫ |
| ૧૧૨ | મથુરભાઈ ખોડાજી બારૈયા | ૨૨૪ |
| ૧૧૨અ | *અહમદબેગ મહમદબેગ મુગલ | ૨૨૪ |
| ૧૧૨બ | મોતીભાઈ કાળીદાસ સુથાર | ૨૨૪ |
| ૧૧૩ | કુબાભાઈ બહેચરભાઈ બારોટ | ૨૨૩ |
| ૧૧૪ | ઇસ્માઇલખાન મુરાદખાન મલેક | ૨૨૨ |
| ૧૧૫ | *મીયાંભાઈ દાદુભાઈ મલેક | ૨૨૦ |
| ૧૧૬ | *ગલારખાં જડુપરોખ | ૨૧૯ |
| ૧૧૭ | શનાભાઈ શંકરભાઈ બારૈયા | ૨૧૮ |
| ૧૧૭અ | મુળજી નાથજી શુકલ | ૨૧૮ |
| ૧૧૮ | હેમાજી ભાઇજી પગી | ૨૧૩ |
| ૧૧૯ | *મુસેખાં હુસેનખાં પઠાણ | ૨૧૦ |
| ૧૨૦ | અમરસીંગ મોતીભાઈ રાવળ | ૨૦૯ |
| ૧૨૦અ | મંગળદાસ ત્રીકમલાલ શાહ | ૨૦૯ |
| ૧૨૧ | *ગુલાબખાં અલીમહમદખાં પઠાણ | ૨૦૮ |
| ૧૨૨ | *ગુલામહુસેન નબી મલેક | ૨૦૬ |
| ૧૨૩ | *અલાઉદ્દીન રેમુ મલેક | ૨૦૫ |

## ગોધરા મધ્ય સ્થળ

| | | |
|---|---|---|
| ૧ | ખેતીઆ ગવજી દામોર | ૪૭૧ |
| ૨ | નર્મદાશંકર ગણપતરામ મહેતા | ૩૬૬ |
| ૩ | લેમજી રણછોડ પટેલ | ૩૫૪ |
| ૪ | દલસુખ છોટાલાલ શાહ | ૩૫૨ |
| ૫ | જગન્નાથ દલસુખરામ ભટ્ટ | ૩૪૯ |
| ૬ | રણછોડ મથુર મહેતા | ૩૪૯ |
| ૭ | ઓચ્છવલાલ રણછોડદાસ શાહ | ૩૪૫ |
| ૮ | ઇશ્વરલાલ વહાલજી જોશી | ૩૪૧ |

* ઓ + ઉર્દૂ * ઉર્દૂ

| | | |
|---|---|---|
| ૫૯ | ગજાનન્દ રણછોડ દવે | ૨૫૭ |
| ૬૦ | રામસીંગ ડાહ્યાભાઇ પટેલ | ૨૫૬ |
| ૬૧ | કહાનજી પુંજા ખ્રીસ્તિ | ૨૫૩ |
| ૬૨ | ગોડાભાઇ કેશવલાલ ખંભોળજા | ૨૫૨ |
| ૬૩ | હિંમતલાલ જગજીવન પંડ્યા | ૨૫૨ |
| ૬૪ | શીનાભાઇ છગનભાઇ વાળંદ | ૨૫૨ |
| ૬૫ | જેરાભાઈ મેનાળસીંગ પટેલ | ૨૫૧ |
| ૬૬ | લાજરસ પુંજા પરમાર | ૨૪૯ |
| ૬૭ | ચમનલાલ સેવનાથ જોશી | ૨૪૮ |
| ૬૮ | હબીબખાં દીલાવરખાં પઠાણ | ૨૪૭ |
| ૬૯ | પુંજાલાલ ગરબડભાઇ ભટ્ટ | ૨૪૪ |
| ૭૦ | ચંદુલાલ પુનમચંદ ભટ્ટ | ૨૪૨ |
| ૭૧ | માવાભાઇ હીમાભાઇ પટેલ | ૨૪૨ |
| ૭૨ | કાસીદાસ ઇશ્વરભાઈ પટેલ | ૨૪૧ |
| ૭૩ | ધુળા ગબલ કોઈ | ૨૪૦ |
| ૭૪ | શંકર ભાઇજી ખ્રીસ્તિ | ૨૪૦ |
| ૭૫ | મોહન ભોગીલાલ શાહ | ૨૪૦ |
| ૭૬ | અંબાલાલ મુળજીભાઇ ઉપાધ્યાય | ૨૪૦ |
| ૭૭ | રતનલાલ ભીખાભાઇ પંચાલ | ૨૩૮ |
| ૭૮ | શંકરલાલ ભાઇશંકર કાકા | ૨૩૬ |
| ૭૯ | પ્રભુદાસ રતન ખ્રીસ્તિ | ૨૩૨ |
| ૮૦ | ડાહ્યાલાલ ઇશ્વરભાઈ મહેતા | ૨૩૨ |
| ૮૧ | નર્મદાશંકર દોલતરામ ત્રિવેદી | ૨૩૧ |
| ૮૨ | દામોદર નર્મદેશ્વર પાઠક | ૨૩૦ |

* ઉર્દુ.

| | | |
|---|---|---|
| ૮૩ | શીવશંકર મુળજીભાઇ પંડ્યા | ૨૨૫ |
| ૮૪ | રામગીર ભરવગીર ગોસાંઇ | ૨૨૦ |
| ૮૫ | કેશુરભાઇ બહેચરભાઇ પટેલ | ૨૨૦ |
| ૮૬ | *નીઝામુદ્દીન અબ્દુલ ગફુર શેખ | ૨૨૦ |
| ૮૭ | ભુલેશ્વર મોમેશ્વર જોશી | ૨૧૩ |
| ૮૮ | ગોરધન રણછોડ વાળંદ | ૨૧૩ |
| ૮૯ | *ઇમામમીયાં રસુલમીયાં કાઝી | ૨૧૦ |
| ૯૦ | અંબાલાલ સેવકરામ દવે | ૨૦૮ |

## ભરૂચ મધ્યસ્થળ.

| | | |
|---|---|---|
| ૧ | હરિકૃષ્ણ ગુણવંતરામ પંડ્યા | ૪૦૨ |
| ૨ | નવનીતલાલ મોતીલાલ જાદવ | ૩૯૧ |
| ૩ | રસુલ હુસેન શેખ | ૩૬૮ |
| ૪ | રામભાઇ દેવભાઈ પટેલ | ૩૬૦ |
| ૫ | ચુનીલાલ ધીરજરામ ભટ્ટ | ૩૫૨ |
| ૬ | દુર્લભ નિરછાભાઇ પટેલ | ૩૪૮ |
| ૭ | લક્ષ્મીરામ નાગેશ્વર જોષી | ૩૪૪ |
| ૮ | રામચંદ્ર કુબેરજી કોઠારી | ૩૪૧ |

* ઉર્દુ.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૯ | છોટુભાઇ ગુમાનદાસ વેરા | ૩૩૯ | ૩૩ | મગનલાલ ત્રિભોવન ઠક્કર | ૨૮૪ |
| ૧૦ | *ઇસ્માઇલ અલીમહમદ પટેલ | ૩૩૦ | ૩૪ | છગનલાલ શીવલાલ બારોટ | ૨૮૩ |
| ૧૧ | મોહનલાલ જમીઅતરામ પંડ્યા | ૩૨૮ | ૩૫ | જદુનાથ ગિરજાશંકર પંડ્યા | ૨૮૨ |
| ૧૨ | *દાઉદઅહમદ ઇબ્રાહીમ પટેલ | ૩૨૫ | ૩૬ | ચંદુલાલ ત્રંબકલાલ જોષી | ૨૭૭ |
| ૧૩ | વૈકુંઠલાલ ઉમેદરામ ઠાકોર | ૩૧૭ | ૩૭ | *ઉમરજી મુસાવલી પટેલ | ૨૭૭ |
| ૧૪ | હરીભાઇ કાળા ડકરકા | ૩૦૯ | ૩૮ | *મહમદ ઇબ્રાહીમ ઇસા પટેલ | ૨૭૫ |
| ૧૫ | મગનલાલ મોતીલાલ પટેલ | ૩૦૭ | ૩૯ | મોતીભાઇ હીરાભાઇ ખીમાનીઆ | ૨૭૪ |
| ૧૬ | અંટાલભાઇ ભગવાનદાસ પટેલ | ૩૦૪ | ૪૦ | ગુલામ મહીયુદ્દીન મુસ્તફા શેખ | ૨૭૪ |
| ૧૭ | માવજી અજેસીંગ વીરજાયા | ૩૦૩ | ૪૧ | કાલીભાઇ લલ્લુભાઇ દેસાઇ | ૨૭૩ |
| ૧૮ | ભીખાભાઈ મૂળચંદ જાદવ | ૨૯૯ | ૪૨ | હસન અહમદ ઉમરજી પટેલ | ૨૭૩ |
| ૧૯ | ઇસ્માઇલ હસનઅલી પટેલ | ૨૯૯ | ૪૩ | કાશીરામ નરભેશંકર તેવાર | ૨૭૨ |
| ૨૦ | કાલા સોમા જરવા | ૨૯૮ | ૪૪ | કનૈયાલાલ હીરાલાલ ઠાકોર | ૨૭૨ |
| ૨૧ | ફુલાભાઈ કાભભાઇ પટેલ | ૨૯૪ | ૪૫ | મણીલાલ કરસન દેસાઇ | ૨૭૧ |
| ૨૬ | ગેમાલભાઇ ધુલાભાઇ બારૈયા | ૨૯૨ | ૪૬ | કરસન ગંગારામ પટેલ | ૨૭૦ |
| ૨૨ | વલીઉમર અલી પટેલ | ૨૯૨ | ૪૭ | નંદકૃષ્ણ મગનલાલ પંડ્યા | ૨૬૯ |
| ૨૪ | શિવશંકર કરુણાશંકર જોષી | ૨૯૧ | ૪૮ | મથુરભાઈ હીરાભાઈ પટેલ | ૨૬૯ |
| ૨૫ | મુળચંદ રાજારામ કપોલીઆ | ૨૯૧ | ૪૯ | હિંમતસિંહ મોકમસિંહ રાણા | ૨૬૯ |
| ૨૬. | ચીમનલાલ અમરચંદ મહેતા | ૨૯૦ | ૫૦ | ચંદ્રસિંહજી ભરતસિંહજી સુરતીઆ | ૨૬૮ |
| ૨૭ | છત્રસિંહ જેઠીઆઇ રાજ | ૨૮૮ | ૫૧ | અંટોળભાઈ હરિભાઇ પટેલ | ૨૬૭ |
| ૨૮ | ગોવિન્દલાલ ઉત્તમરામ ભટ્ટ | ૨૮૭ | ૫૨ | બેચરભાઇ નસિંહભાઈ પટેલ | ૨૬૭ |
| ૨૯ | કાળીદાસ નાથાભાઇ ઉપાધ્યાય | ૨૮૭ | ૫૩ | રાજભા મહમદ મીરઝાં | ૨૬૬ |
| ૩૦ | નરોત્તમ મનોરભાઈ પટેલ | ૨૮૬ | ૫૪ | *ઇસા ઇબ્રાહીમ ગામીજી પટેલ | ૨૬૬ |
| ૩૧ | *ઇસ્માઇલ કાશીમતાઈ જુલાહા | ૨૮૬ | ૫૫ | મોહનલાલ રવિશંકર પંડ્યા | ૨૬૫ |
| ૩૨ | ગમાનસંગ કાભાઇ પટેલ | ૨૮૫ | ૫૬ | નરોત્તમ ઇશ્વર પટેલ | ૨૬૫ |

* ઉર્દૂ

| | | |
|---|---|---|
| ૫૭ | મથુરભાઈ ગોવર્ધનભાઈ પટેલ | ૨૬૩ |
| ૫૮ | ઈશ્વર જીવણ મોચી | ૨૬૨ |
| ૫૯ | હંસરામ મોહનલાલ દેસાઈ | ૨૬૧ |
| ૬૦ | અંબાલાલ મણિશંકર પંડ્યા | ૨૬૦ |
| ૬૧ | છીતા જેસંગ પટેલ | ૨૫૬ |
| ૬૨ | *ઇસ્માઈલ અહમદ સુલેમાન પટેલ | ૨૫૪ |
| ૬૩ | રતિલાલ શીવલાલ કાળીયા | ૨૫૪ |
| ૬૪ | સાલેઅસ્માલ બાપુ પટેલ | ૨૫૩ |
| ૬૫ | ઊકાભાઈ ઝવેરભાઈ પટેલ | ૨૫૧ |
| ૬૬ | છીતામાના અદેસંગ રાજ | ૨૫૦ |
| ૬૭ | ભાઈજી અનોપ રાવળ | ૨૫૦ |
| ૬૮ | રામચંદ્ર આણંદરામ ત્રિવેદી | ૨૫૦ |
| ૬૯ | રાયસીંગ ભીમસીંગ પરમાર | ૨૪૮ |
| ૭૦ | જેસંગ અમૈદાસ પરમાર | ૨૪૮ |
| ૭૧ | *વલીબક્ષ અહમદ પટેલ | ૨૪૮ |
| ૭૨ | કંચનલાલ મોતીલાલ ભટ્ટ | ૨૪૭ |
| ૭૩ | ઇસફ આદમ મુલ | ૨૪૭ |
| ૭૪ | ગોકુળ પુરશોત્તમ પટેલ | ૨૪૭ |
| ૭૫ | દોલતસિંહ ગુમાનબાવા બારીઆ | ૨૪૬ |
| ૭૬ | ભોગીલાલ મુળશંકર ભટ્ટ | ૨૪૫ |
| ૭૭ | ખુશાલ લાલભાઈ પટેલ | ૨૪૫ |
| ૭૮ | મોતીલાલ ઝવેરભાઈ પટેલ | ૨૪૪ |
| ૭૯ | ઉમરજી ઇસાબક્ષ પટેલ | ૨૪૪ |
| ૮૦ | *અબ્દુલ હકીમ ફતેમહમદ ટંકશાળી | ૨૪૪ |
| ૮૧ | મુસા ઇસે સુલેમાન પટેલ | ૨૪૦ |
| ૮૨ | વિઠ્ઠલભાઈ કલ્યાણ વાળંદ | ૨૪૦ |
| ૮૩ | *ઉમરજી મહમદભાઈજી પટેલ | ૨૪૦ |
| ૮૪ | નર્મદાશંકર ગણપતિશંકર જોશી | ૨૩૯ |
| ૮૫ | મણિશંકર ઈશ્વરલાલ દવે | ૨૩૬ |
| ૮૬ | *મહમદ હુસેન ઉમરજી પટેલ | ૨૩૪ |
| ૮૭ | દાનજીભાઈ નરોત્તમ પટેલ | ૨૩૨ |
| ૮૮ | ત્રીભોવન માધવરામ પંડ્યા | ૨૨૯ |
| ૮૯ | મોતી રાયજી પટેલ | ૨૨૯ |
| ૯૦ | હરગુણરામ રામચંદ્ર શુક્લ | ૨૨૮ |
| ૯૧ | ધનસુખરામ મણિશંકર ભટ્ટ | ૨૨૭ |
| ૯૨ | મગનભાઈ રણછોડ ઘાંચી | ૨૨૫ |
| ૯૩ | બાપુભાઈ ખુશાલભાઈ પટેલ | ૨૨૪ |
| ૯૪ | નર્મદાશંકર નાગેશ્વર પંડ્યા | ૨૨૩ |
| ૯૫ | *ઇબ્રાહીમ મુસાસુલતાન પટેલ | ૨૨૩ |
| ૯૬ | *મહમદભાઈ દાસમભાઈ મલેક | ૨૨૦ |
| ૯૭ | કમરૂદ્દીન ગુલામગીલાની શેખ | ૨૧૯ |
| ૯૮ | ચીમનલાલ મગનલાલ પંડ્યા | ૨૧૮ |
| ૯૯ | મુસે આબ્રામ મીઠા પટેલ | ૨૧૮ |
| ૧૦૦ | *યુસફઅહમદ દેગ માસ્તર | ૨૧૨ |
| ૧૦૨ | *મહમદ હાફિઝભાઈ પટેલ | ૨૧૧ |
| ૧૦૨ | *મમદુમીઆં બુરાનુદ્દીન મુનશી | ૨૧૦ |

* ઉર્દુ

## ૧૦૦ વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષામાં પાસ થયેલા ઉમેદવારોની યાદી.

### સુરત મધ્યસ્થળ.

| નં. | નામ | ગુણ |
|---|---|---|
| ૧ | હમીરસિંહ માધવસિંહ ચાવડા | ૪૩૦ |
| ૨ | ચંપકલાલ નરસીંગદાસ વૈદ | ૪૨૭ |
| ૩ | ડાહ્યાભાઇ મયાશંકર વ્યાસ | ૪૦૮ |
| ૪ | નથુભાઇ દેવજીભાઇ પટેલ | ૪૦૫ |
| ૫ | જસમત ભીખા પટેલ | ૪૦૩ |
| ૬ | દીનમણિરાય દોલતરાય જાગીરદાર | ૩૯૬ |
| ૭ | નથુભાઇ વલ્લભભાઇ દેસાઇ | ૩૮૯ |
| ૮ | ગોપાળભાઇ રામભાઈ પટેલ | ૩૮૪ |
| ૯ | ભીખુભાઇ મોરારજી દેસાઇ | ૩૮૩ |
| ૧૦ | ચંપકલાલ પ્રેમશંકર વ્યાસ | ૩૮૩ |
| ૧૧ | બાબુરાવ માનાજીરાવ સેવસે | ૩૮૦ |
| ૧૨ | રામચંદ્ર જેરામરાવ લગદ | ૩૮૦ |
| ૧૩ | જગજીવન ત્રીકમલાલ ખોસમીયાં | ૩૭૯ |
| ૧૪ | દેસત પના ગમીત | ૩૭૭ |
| ૧૫ | મગનલાલ નરભેરામ જોશી | ૩૭૭ |
| ૧૬ | કહાનજી છીકા પટેલ | ૩૭૪ |
| ૧૭ | નાગર જેઠા પટેલ | ૩૭૨ |
| ૧૮ | ભીખાભાઇ દુલભભાઈ સુથાર | ૩૬૮ |
| ૧૯ | ઇચ્છા ગોનજી ગમીત | ૩૬૫ |
| ૨૦ | ગણપતસિંહ મોહનબાવા ચેમલોદ | ૩૬૩ |
| ૨૧ | ગોપાળજી નીચ્છાભાઇ દેસાઇ | ૩૫૫ |
| ૨૨ | જોરાબાવા વીરમગાવા ઠાકોર | ૩૫૫ |
| ૨૩ | ભીખુભાઇ જેકીશનદાસ ઠાકર | ૩૫૧ |
| ૨૪ | ગાંડાભાઈ ભીખાભાઇ નાયક | ૩૫૦ |
| ૨૫ | લલ્લુભાઇ વલ્લભભાઇ પટેલ | ૩૪૬ |
| ૨૬ | છના માવજી પટેલ | ૩૪૫ |
| ૨૭ | ભીમભાઇ ભીખાભાઇ નાયક | ૩૪૪ |
| ૨૮ | છીતા જગા પટેલ | ૩૪૨ |
| ૨૯ | ગુલાબભાઇ જગનજી પટેલ | ૩૪૨ |
| ૩૦ | જમાલખાં મનસુખખાં પઠાણ | ૩૪૨ |
| ૩૧ | ગોવિંદભાઇ કહાનજીભાઇ પટેલ | ૩૪૦ |
| ૩૨ | ઠાકુભાઈ ડાહ્યાભાઇ દેસાઇ | ૩૩૭ |
| ૩૩ | ભીખાભાઇ નરસિંહ સોલંકી | ૩૩૫ |
| ૩૪ | ફેંગા કામચા ચોધરી | ૩૩૫ |
| ૩૫ | જીવણ પરભુ પટેલ | ૩૩૪ |
| ૩૬ | કેશવભાઇ મોરારજી પટેલ | ૩૩૨ |
| ૩૭ | ચુનીલાલ મગનલાલ વાઘેલા | ૩૩૧ |
| ૩૮ | ગણપતિશંકર લક્ષ્મીશંકર જોશી | ૩૩૦ |
| ૩૯ | ભીખાભાઈ માવજી પટેલ | ૩૨૭ |
| ૪૦ | ભગવાનગીર ભીખાનગીર ગીર | ૩૨૫ |
| ૪૧ | ભગવાનદાસ નારણદાસ પારેખ | ૩૨૪ |
| ૪૨ | ડાહ્યાભાઈ રણછોડજી નાયક | ૩૨૩ |
| ૪૩ | ગુલાબભાઈ મોહનભાઈ નાયક | ૩૨૨ |
| ૪૪ | લલ્લુભાઇ કુંવરજી નાયક | ૩૨૨ |
| ૪૫ | ભુલાભાઈ નથુભાઈ નાયક | ૩૨૦ |
| ૪૬ | લલ્લુભાઇ દયાળજી પટેલ | ૩૧૯ |

| નં. | નામ | ગુણ | નં. | નામ | ગુણ |
|---|---|---|---|---|---|
| ૪૭ | રતનજી રામજી પટેલ | ૩૧૯ | ૭૨ | દુલ્લભભાઇ લલ્લુભાઇ પટેલ | ૨૯૫ |
| ૪૮ | અમીચંદ દેવચંદ શાહ | ૩૧૮ | ૭૩ | અંબેલાલ ભાણાભાઇ વહેરા | ૨૯૪ |
| ૪૯ | સમસુમીયાં નુરમીયાં શેખ | ૩૧૯ | ૭૪ | જમીયતરામ પેનાભાઇ વ્યાસ | ૨૯૪ |
| ૫૦ | ઉમીઆશંકર હરગોવિંદ જોશી | ૩૧૭ | ૭૫ | કહાનજી જેરામ પટેલ | ૨૯૪ |
| ૫૧ | ભીમભાઈ જીણાભાઈ નાયક | ૩૧૪ | ૭૬ | નરોતમ દનપતરામ દ્વિવેદી | ૨૯૪ |
| ૫૨ | ગોપાળ જીવણ પટેલ | ૩૧૩ | ૭૭ | વિશ્વનાથ ફકીરભાઇ પાંડ્યા | ૨૯૩ |
| ૫૩ | જયકૃષ્ણ ભાનુશંકર ઉપાધ્યાય | ૩૧૩ | ૭૮ | ગુલાબભાઇ જીવણજી પટેલ | ૨૯૧ |
| ૫૪ | હબેતભાઈ નાનાભાઇ મહેડ઼ા | ૩૧૨ | ૭૯ | કસનજી મકનજી નાયક | ૨૯૧ |
| ૫૫ | નથા જસલા પટેલ | ૩૧૧ | ૮૦ | મગનભાઇ વલ્લભભાઇ નાયક | ૨૯૧ |
| ૫૬ | જીવણજી લલ્લુભાઇ ખાસકીઆ | ૩૦૯ | ૮૧ | નારણજી હરિભાઇ વસી | ૨૯૧ |
| ૫૭ | કુંવરજી બાવાભાઈ દેસાઈ | ૩૦૭ | ૮૨ | છના મોરાર કોળી | ૨૯૦ |
| ૫૮ | રામશંકર ગણપતરામ વ્યાસ | ૩૦૬ | ૮૩ | દયાલજી રણછોડજી નાયક | ૨૯૦ |
| ૫૯ | ધીરજરામ પરભુરામ ભટ્ટ | ૩૦૫ | ૮૪ | મગનલાલ ધુલાભાઇ પટેલ | ૨૮૯ |
| ૬૦ | ગોપાળજી નાગરજી નાયક | ૩૦૫ | ૮૫ | ગવરીશંકર મહાશંકર પંડ્યા | ૨૮૮ |
| ૬૧ | પરાગજી નાગરજી દેસાઈ | ૩૦૩ | ૮૬ | અમૃતરાય બીહારીલાલ ઉપાધ્યાય | ૨૮૮ |
| ૬૨ | અંબેલાલ લલ્લુભાઈ વસી | ૩૦૧ | ૮૭ | ડાહ્યા હંસજી પટેલ | ૨૮૭ |
| ૬૩ | નસરૂલ્લા હુસેનમીયાં શેખ | ૩૦૧ | ૮૮ | જયમણિશંકર કેશવરામ નાયક | ૨૮૭ |
| ૬૪ | ખંડુભાઈ ભગવાનજી દેસાઈ | ૩૦૦ | ૮૯ | મોગર ગોવિંદ પટેલ | ૨૮૬ |
| ૬૫ | દયાલજી ગુલાબભાઇ નાયક | ૨૯૯ | ૯૦ | મોતીરામ મકનજી મકવાણા | ૨૮૬ |
| ૬૬ | ડાહ્યા ભવાન પટેલ | ૨૯૯ | ૯૧ | સુખા હંસજી પટેલ | ૨૮૫ |
| ૬૭ | વસનજી મોરારજી નાયક | ૨૯૯ | ૯૨ | જાગીભાઇ કેશવભાઈ પટેલ | ૨૮૨ |
| ૬૮ | ભીખાભાઇ ગોવિંદભાઇ પટેલ | ૨૯૭ | ૯૩ | લલ્લુભાઈ મોરારજી દેસાઇ | ૨૮૨ |
| ૬૯ | નરોતમભાઇ લાલજીભાઇ પટેલ | ૨૯૭ | ૯૪ | પુનાજી મીઠાભાઇ પ્રોહિત | ૨૮૨ |
| ૭૦ | રણછોડ લલ્લુ પટેલ | ૨૯૭ | ૯૫ | વલ્લભભાઈ દયાળભાઇ પટેલ | ૨૮૧ |
| ૭૧ | હીરાભાઇ ગોવિંદજી પટેલ | ૨૯૬ | ૯૬ | જયમણિશંકર ગજાનન દેસાઇ | ૨૮૧ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૯૭ | મુસા સુજન શેખ | ૨૯૫ | ૧૨૧ | ગુલાબભાઇ સુખાભાઇ નાયક | ૨૬૫ |
| ૯૮ | બીખાભાઈ હરિશંકર પંડ્યા | ૨૭૮ | ૧૨૨ | ફીકાભાઇ દુર્લભભાઇ વસી | ૨૬૨ |
| ૯૯ | જેશંકર ઉમીઆશંકર પાઠક | ૨૭૮ | ૧૨૩ | નાથાભાઇ ભુલાભાઇ પટેલ | ૨૬૧ |
| ૧૦૦ | પરાગજી વસનજી નાયક | ૨૭૮ | ૧૨૪ | હરિપ્રસાદ મણિશંકર જોષ્પકર | ૨૬૧ |
| ૧૦૧ | ખંડુભાઇ લલ્લુભાઇ પટેલ | ૨૭૭ | ૧૨૫ | ઉમેદરામ પ્રાણશંકર પંડ્યા | ૨૬૦ |
| ૧૦૨ | રામભાઇ દાજીભાઇ લુહાર | ૨૭૬ | ૧૨૬ | મગનલાલ કલ્યાણજી મેરાઇ | ૨૬૦ |
| ૧૦૩ | બીખાભાઇ દુર્લભ પટેલ | ૨૭૫ | ૧૨૭ | પરશોતમ ભવાન પટેલ | ૨૫૯ |
| ૧૦૪ | ડાહ્યાભાઇ જગનજી પટેલ | ૨૭૫ | ૧૨૮ | ડાહ્યાભાઇ નારણજી પટેલ | ૨૫૯ |
| ૧૦૫ | રતનજી ભુલાભાઇ દેસાઇ | ૨૭૫ | ૧૨૯ | ખુપીયા જાનુ માહાલા | ૨૫૮ |
| ૧૦૬ | ગાંધીદાસ કાળીદાસ પટેલ | ૨૭૨ | ૧૩૦ | કાનાભાઇ વસનજી પટેલ | ૨૫૮ |
| ૧૦૭ | મોમા છીકા પટેલ | ૨૭૨ | ૧૩૧ | મોરીઓ કાલીઓ પટેલ | ૨૫૭ |
| ૧૦૮ | ઘેલાભાઇ પુરુષોત્તમ પટેલ | ૨૭૧ | ૧૩૨ | ઇશ્વરલાલ મણિશંકર દેસાઇ | ૨૫૭ |
| ૧૦૯ | જગનજી દુર્લભભાઇ દેસાઇ | ૨૭૧ | ૧૩૩ | મોરાર કાળા પટેલ | ૨૫૭ |
| ૧૧૦ | લલ્લુ પ ભુ પઢીઆર | ૨૭૧ | ૧૩૪ | નરસિંહભાઇ કાનભાઇ પટેલ | ૨૫૬ |
| ૧૧૧ | છીતા દુર્લભભાઇ પરમાર | ૨૭૦ | ૧૩૫ | નાથુભાઇ લલ્લુભાઇ વસી | ૨૫૬ |
| ૧૧૨ | નીછાભાઇ કેશવરામ ઉપાધ્યા | ૨૭૦ | ૧૩૬ | પરશોતમ રતન પટેલ | ૨૫૫ |
| ૧૧૩ | બીખા છીબા પટેલ | ૨૬૮ | ૧૩૭ | *નુરૂદીન સમશુદીન કાઝી | ૨૫૪ |
| ૧૧૪ | હરિમણિશંકર માધવરામ વ્યાસ | ૨૬૮ | ૧૩૮ | ખુશાલ લલ્લુભાઇ પટેલ | ૨૫૩ |
| ૧૧૫ | મગનલાલ છગનરામ જોશી | ૨૬૮ | ૧૩૯ | મહેશ્વર અંબાલાલ ભટ્ટ | ૨૫૩ |
| ૧૧૬ | દુર્લભ છીબા પટેલ | ૨૬૭ | ૧૪૦ | નાથુભાઇ પરશોતમ વ્યાસ | ૨૫૩ |
| ૧૧૭ | ઝીણા મેરાર હજામ | ૨૬૭ | ૧૪૧ | રતિલાલ બાળકૃષ્ણ જોશી | ૨૫૨ |
| ૧૧૮ | હકીમીંગ લક્ષ્મણ ખ્રીસ્તિ | ૨૬૬ | ૧૪૨ | છોટુભાઇ મગનલાલ પાઠક | ૨૫૨ |
| ૧૧૯ | મોતીરામ ઉત્તમરામ ભટ્ટ | ૨૬૬ | ૧૪૩ | ફકીરભાઇ માધવભાઇ પટેલ | ૨૫૨ |
| ૧૨૦ | ગુલામઅહમદ દાદામીયાં શેખ | ૨૬૫ | ૧૪૪ | ગોમાનસિંહ દાજીભાઇ રાઠોડ | ૨૫૨ |

| | | |
|---|---|---|
| ૧૪૫ | લલ્લુ ગોપાળ પઢીઆર | ૨૫૪ |
| ૧૪૬ | વજીભાઇ ખડ્ગુજી પ્રીસ્તિ | ૨૫૧ |
| ૧૪૭ | ધેલાભાઇ ભીખાભાઇ દેસાઇ | ૨૫૧ |
| ૧૪૮ | પરભાતસિંહ નાથુભાઇ પરમાર | ૨૫૧ |
| ૧૪૯ | રણછોડજી કલ્યાણજી નાયક | ૨૫૦ |
| ૧૫૦ | લલ્લુભાઇ દેવાભાઇ પટેલ | ૨૪૯ |
| ૧૫૧ | મોહનલાલ સોમેશ્વર પાઠક | ૨૪૯ |
| ૧૫૨ | નાથાલાલ મગનલાલ ઠાકોર | ૨૪૯ |
| ૧૫૩ | બાબરભાઇ પરશુભાઇ પટેલ | ૨૪૮ |
| ૧૫૪ | ડાહ્યાભાઇ કુંવરજી નાયક | ૨૪૮ |
| ૧૫૫ | મણિ લલ્લુ માળંદ | ૨૪૭ |
| ૧૫૬ | નાગરજી રૂપનાથજી પટેલ | ૨૪૭ |
| ૧૫૭ | પરાગજી રણછોડજી નાયક | ૨૪૬ |
| ૧૫૮ | *દીલવરખાં ગુલામખાં પઠાણ | ૨૪૫ |
| ૧૫૯ | કાળિદાસ સુખાભાઇ પટેલ | ૨૪૩ |
| ૧૬૦ | લલ્લુ મીઠા ધીમાર | ૨૪૩ |
| ૧૬૧ | કાસમ ઇબ્રાહીમ ખલીફા | ૨૪૩ |
| ૧૬૨ | પરશુ વસન પટેલ | ૨૪૩ |
| ૧૬૩ | *શેરખાં નીઝામખાં પઠાણ | ૨૪૩ |
| ૧૬૪ | મગનલાલ નરસિંહજી પટેલ | ૨૪૨ |
| ૧૬૫ | પરશુભાઇ નારણજી નાયક | ૨૪૨ |
| ૧૬૬ | છોટુભાઇ વલ્લભભાઇ નાયક | ૨૪૧ |
| ૧૬૭ | પરાગજી દુર્લભભાઇ દેસાઇ | ૨૪૧ |
| ૧૬૮ | લલ્લુભાઇ ડાહ્યાભાઇ નાયક | ૨૪૦ |
| ૧૬૯ | છોટાલાલ રતનજી ટેલર | ૨૩૯ |
| ૧૭૦ | નાગરજી પરશુભાઇ વસી | ૨૩૯ |
| ૧૭૧ | ડાહ્યાભાઇ ગોવિંદજી પટેલ | ૨૩૭ |
| ૧૭૨ | ગુલાબભાઇ ભીમભાઇ નાયક | ૨૩૭ |
| ૧૭૩ | નાનુભાઇ કાળિદાસ પટેલ | ૨૩૭ |
| ૧૭૪ | અનુપસિંહ હરિભાઇ વનાથ | ૨૩૫ |
| ૧૭૫ | વસનજી નીછાભાઇ પટેલ | ૨૩૫ |
| ૧૭૬ | નારસિંહ મકલો પટેલ | ૨૩૪ |
| ૧૭૭ | મકન ભગા પટેલ | ૨૩૨ |
| ૧૭૮ | મોરારજી છગનભાઇ દેસાઇ | ૨૩૦ |
| ૧૭૯ | મકનભાઇ ભગવાનભાઇ પટેલ | ૨૨૯ |
| ૧૮૦ | *મહમદઉસમાન મહમદઉમર નરખુડા | ૨૨૯ |
| ૧૮૧ | *રહીમમીયાં હુસેનમીયાં શેખ | ૨૨૯ |
| ૧૮૨ | ડાહ્યાભાઇ પરાગજી પટેલ | ૨૨૭ |
| ૧૮૩ | ગુલાબભાઇ દયાલજી નાયક | ૨૨૭ |
| ૧૮૪ | મકન દયાળ પટેલ | ૨૨૭ |
| ૧૮૫ | નાના સુખા પટેલ | ૨૨૭ |
| ૧૬૮ | લલ્લુભાઇ રૂદરજી વસી | ૨૨૬ |
| ૧૮૭ | જસવંતસિંહ કુંવરજી બારોટ | ૨૨૨ |
| ૧૮૮ | ભુરાલાલ નરોત્તમદાસ પ્રીસ્તિ | ૨૨૧ |
| ૧૮૯ | ગંગારામ લલ્લુભાઇ પ્રીસ્તિ | ૨૨૧ |
| ૧૯૦ | *નસરૂલાખાં દોરાબખાં પઠાણ | ૨૨૧ |
| ૧૯૧ | હરજીવન દયાળ પટેલ | ૨૧૬ |
| ૧૯૨ | *ગુલાબ કાસમ મનસુર | ૨૧૫ |

* ઉર્દૂ.

| | | |
|---|---|---|
| ૧૯૩ | જશુપતરામ ચંદુલાલ ત્રિવેદી | ૨૧૨ |
| ૧૯૪ | *હમજાખાં નાથેખાં પઠાણ | ૨૦૬ |
| ૧૯૫ | *રહેમાનખાં ગુલાબખાં પઠાણ | ૨૦૪ |
| ૧૯૬ | *કાસમમીંય ઇમામમીયાં શેખ | ૨૦૩ |



## ૭ કાઠીઆવાડ.

| | | |
|---|---|---|
| ૧ | નંદલાલ જગજીવન ત્રીવેદી | ૨૭૫ |
| ૨ | જટાશંકર હીરજી રાવળ | ૨૨૨ |

* ઉર્દુ

ઉ. મે એ. ઈ સાહેબની ઓફીસ
અમદાવાદ.
તા. ૧ લી અકટોબર ૧૯૨૦

(સહી) જે એસ કાદરી.
એડયુકેશનલ ઇન્સ્પેક્ટર
ઉત્તર વિભાગ.



## સૂચના.

૧. પત્ર સંબંધી લખાણ—એડિટર તરફ મોકલવું. છાપવા મોકલવાનું લખાણ કાગળની એક બાજુએ ચોકખે અક્ષરે લખવું. છાપવા યોગ્ય લાગશે તો છપાશે, નહિ પસંદ કરેલો લેખ ટિકિટ મોકલી હશે તો પાછો મોકલવામાં આવશે.

૨. લેખકને ઉત્તેજન—વિષયો લખી મોકલનારની પૈસા લેવાની ખુશી હશે તો પ્રથમથીજ ખબર આપેથી દર છાપેલે પાને યોગ્યતા પ્રમાણે રૂા. ૧) સુધી આપવામાં આવશે. ચર્ચાપત્ર માટે કંઈ આપવામાં નહિ આવે.

૩. લવાજમ—વરસ એકનો રૂ. ૧–૮–૦ ટપાલ ખર્ચ સાથે અગાઉથી. વિદ્યાર્થીઓ માટે ૦–૧૨–૦. છુટક અંકના રૂા. ૦–૨–૦; પોસ્ટેજ રૂા. ૦–૦–૬ જુદું.

૪. મનિઑર્ડર—કૂપન પર ગામ કે શહેરનું ઠેકાણું સ્પષ્ટ લખવું. તેમજ ત્યાં એકથી વધારે નિશાળો હોય તો નિશાળનો નંબર તથા શાળાપત્ર ઑફિસ તરફથી અપાએલાં સરનામાના લેબલ ઉપરનો નંબર લખવો.

### જાહેરખબરના ભાવ.

| મુદ્દત. | પેજ. | | |
|---|---|---|---|
| | આખું | અર્ધું. | પા. |
| આખું વર્ષ. | રૂ. ૬૫ | રૂ. ૩૪ | રૂ. ૨૦ |
| ૭ માસ. | રૂ. ૩૫ | રૂ ૧૮ | રૂ. ૧૨ |
| ત્રણ માસ | રૂ ૨૦ | રૂ. ૧૦ | રૂ. ૭ |

છુટક છપાવવાનો દર.

દર ત્રણ લીટીએ રૂ. ૧–૨–૦ રાખ્યા છે.

આ પત્ર સાથે કોઈ પણ હેંડબીલ વહેંચવામાં આવશે નહિ.

૫. શાળાપત્રમાં આપેલી ખાનગી જાહેરખબરોમાં જણાવેલી ચોપડીઓ ખાતાએ મંજૂર કરેલીજ હોય એમ હમેશ હોતું નથી, માટે દરેકને મંજુર કરેલી તરીકે ગણવી નહિ.

૬. શાળાપત્રનું વરસ જાન્યુઆરીથી ડિસેમ્બર સુધી ગણવામાં આવે છે; માટે વરસની વચમાં જે ગ્રાહક બંધ થવા માગતા હશે તેમની પાસેથી જેટલા અંકો તેમને મળ્યા હશે તેટલાની છુટક અંક લેખે કિંમત લેવામાં આવશે

અંમા

## સ્થાપન ૧૯૦૪.

### " અમોને ઘણાજ પ્રદર્શનોમાંથી સોનાના ને ચાંદીના ચાંદ મળેલા છે. "

અમારા કારખાનામાં સ્કૂલ્સ ને કોલેજોના શિક્ષણનાં સાહિત્યો, ફરનીચર, બાળકોને રમવાનાં રમકડાં, કલબ ને ઘરમાં રમવાની રમતોનાં સાધનો, બનાવવા તથા વેચવામાં આવે છે પોલીશીંગ ને ઇલેક્ટ્રોપ્લેટીંગ વર્ક્સ દાખલ કરવાથી દરેક નમુનો ઘણોજ સફાઈદાર ને ચિત્તાકર્ષક થાય છે. હાલમાં અમો કેપિટલ વધારી દરેક કામ સંચેથી તૈયાર કરીએ છીએ, ને ઓરડર આપેથી માલ તુરત રવાના કરવામાં આવે છે સાહિત્યો. જેવા કે:— સૂર્યમાળા, ટીલ્યુરીયન, ઋતુભેદ, ચન્દ્રની ક્ષયવૃદ્ધિ, નાના મોટા પૃથ્વીના ગોળા, જેવાના, ચીતરવાના ને સપાટી દર્શક નકશા, ઝાડ, છોડ, ફળ, ફૂલનાં ચિત્રો, માણસના શરીરના અંતર ભાગો, મગજ, કાન આંખ, ધડ હૃદયના નમુનાઓ ને ચિત્રો ઝેરી સર્પો, કિન્ડરગાર્ટન, મોન્ટેસોરી, ગણિત, કસરત, કવાયત, ફળ ફૂલના નમુનાઓ, એરપંપ બેલન્સ, વેટ્સ, વગેરે લેબોરેટરીના પ્રયોગોનાં એપેરેટસો ને કેમીકલ્સ, વગેરે ઘણાજ વિષયોના સાધનો બનાવવામાં આવે છે. અમારા લિસ્ટમાં જે સાધનો નહિ હોય તેની પણ માગણી કરવાથી તેના પર પુરતુ ધ્યાન આપવામાં આવશે. પ્રાયમરી કે હાઇસ્કૂલો ઉઘાડનારને બધો સામાન અત્રેથી મળી શકશે અમારૂં કારખાનુ અમદાવાદ પ્રાંતીજ રેલ્વેના દહેગામ સ્ટેશન પર આવેલુ છે. જોવા આવનારને ઘણી સગવડ ભરેલુ છે. અમદાવાદથી ચાર ગાડીઓ અત્રે આવે છે ને જાય છે. રેલ્વે ભાડુ ફક્ત રૂ. ૦—૪—૬ છે. પત્ર વહેવાર નીચેના સરનામે કરવો.

કાશીભાઈ છગનદાસ પટેલ એજન્ટ.

શ્રી નડીઆદ. શિક્ષણ સાહિત્ય કાર્યાલય કંપની. લિમિટેડ.

દહેગામ. ( અમદાવાદ પ્રાંતીજ રેલ્વે ).

---



---

# ગુજરાત શાળાપત્ર.

પુસ્તક ૬૦ મું. એપ્રિલ સને ૧૯૨૧ અંક ૪ થો.

## અગ્રલેખ.

### ( ૧.) નવી ધારાસભાઓ.

સને ૧૯૨૧ ની સાલ હિંદના ઇતિહાસમાં અગત્યનું સ્થાન પ્રાપ્ત કરશે. હિંદુસ્થાનની રાજ્યવ્યવસ્થામાં ઇસ્ટ ઇન્ડિઆ કંપનિ સરકારના સમયથી આત્યાર સુધીમાં ઘણા ફેરફાર થતા આવ્યા છે. છેલ્લો કાયદો ૧૯૧૯નો–" ગવર્મેન્ટ ઓવ ઇન્ડિઆ એક્ટ "—હિંદની સરકારનો કાયદો—પસાર થયા બાદ તેને અમલમાં મૂકવાની શરૂઆત ચાલુ વર્ષના જાન્યુઆરિ માસથી થઈ છે. ધારાસભાઓના બંધારણ તથા કામકાજના કાનુનોમાં બહુ ફેર થયો છે. તે ધારાસભાઓ ખુલ્લી મૂકવાની માંગલિક ક્રિયા મહારાજા પાંચમા જ્યોર્જના કાકા નામદાર ડ્યૂક ઓવ કૅનોટને હસ્તક થઈ છે. પોતે પ્રથમ મદ્રાસ આવી ત્યાંથી કલકત્તે જઈ દિલ્હીમાં વડી ધારાસભા હયાતીમાં મૂકવાની ક્રિયા કરી હતી. તે પછી કેટલેક બીજે સ્થળે તે ક્રિયા કરી મુંબઈ આવી આ ઇલાકાની ધારાસભા તા. ૨૩–૨–૨૧ ને રોજ ખુલ્લી મૂકી હતી. તે વખતનું અને મુંબઈનો કિનારો છોડી છેલ્લી વિદાય વખતનું એ બન્ને ભાષણો મનનીય કર્યાં હતાં. આ ધારાસભા અને નવી રાજકીય સુધારાનો અહેવાલ ઘણાને વિદિત હશે. કેટલાક અંગ્રેજી તથા ગુજરાતી પત્રોમાં તેમજ અન્ય પ્રાંતિક ભાષાઓમાં તેનો સાર છપાયેલ છે; અમે અમારા માસિકમાં ગઈ સાલ એ બાબત સંબંધી ટુકી નોંધ લીધી હતી. પરંતુ તેને લગતી હકીકત શિક્ષક તથા શિષ્યવર્ગને ઉપયોગી હોવાથી અત્રે આપવી ઉચિત ધારીએ છીએ. નામદાર ડ્યૂક ઓવ કૅનોટે મુંબઈ છોડતી વખતે જે ભાષણ કર્યું હતું તેની અગત્યની બાબતો આ હતીઃ—

"હિંદને વિદાયની વખતે હું શો સંદેશો કહું! તેના વતનીઓમાં અને શહેરોમાં હું ખુલ્લી નજરે ફર્યો છું. કાનનો પુરો ઉપયોગ મેં કર્યો છે. જે જે મેં જોયું છે, વાંચ્યું છે કે સાંભળ્યું છે તેમાં ખરૂં શું ને ખોટું શું તેની તપાસ કરતો રહ્યો છું. ટુંકામાં કહું છું કે હિંદ આવવાનો પ્રસંગ મળ્યાથી હું રાજી થયો છું. નવી ધારાસભાઓથી હિંદ ઉન્નતિને માર્ગે પ્રયાણ કરશે ને જો તમે વિવેકશકિત વાપરશો તો ધારેલી ઉમેદ પરિપૂર્ણ થશે.

ઇંગ્લાંડની સરકારને હું એમ જણાવીશ કે હિંદનું દષ્ટિબિન્દુ ઓળખતા થાઓ. હિંદી સરકારના મતને હવેથી વિશેષ વજન આપવું પડશે. તેના વિશેષ સહવાસ અને સમભાવનાની જરૂર છે. તમારે ત્યાંના સૌથી ઉત્તમ પુરુષોનેજ હિંદના અધિકારની જગાએ નીમજો." આમ કહી પોતે ભાષણ સમાપ્ત કર્યું હતું.

એ નવી ધારા સભાના બંધારણનો ટુંકો અહેવાલ આ અંકમાં પ્રસિદ્ધ કર્યો છે.

તન્ત્રી.

## ( ૨ ) Searchlight. ( સર્ચલાઈટ. )

આ એક મજબુત પ્રકાશ પાડનારૂં સાધન છે. સારા કલાઇ કરેલા Concave (અંતર્ગોળ) તકતાને Focus ઉપર ગોઠવેલો હોય છે. કિરણો કમાનવાળા પ્રકાશમાંથી પડે છે, તકતાને અથડાય છે, અને પાછાં સમાન્તર કિરણો રૂપે પરિણામ પામે છે. સમાન્તર હોવાથી તે ઘણી હદ સુધી પહોંચે છે. ૧૦થી ૨૦ માઈલ સુધી જો કિરણો સમાન્તર રહે તો આથી પણ વધારે દૂર પ્રકાશ પાડી શકાય. આ ઘણી વખત બનતુ નથી, કેમકે પ્રકાશને બરાબર ફોકસમાં મૂકવું જોઈએ. ફોકસ એક બિન્દુ છે માટે તે ખસી જવાનો ડર રહે છે. આ પ્રકાશ ફક્ત લડાઈના વખત માટેજ ઉપયોગી નથી. દીવાદાંડીમાં પણ વપરાય છે. એ દીવાદાંડીમાં પોતાની મેળે બંધ થતાં બારણાં હોય છે જે પ્રકાશને અમુક વખત અજવાળું પાડતો બંધ પાડે છે. આથી ખલાસીને જોખમવાળી ખડકોની ખબર પડે છે, એટલુંજ નહિ પણ અમુક પ્રકાશ દેખાય કે ન દેખાય તે ઉપરથી કઈ દીવાદાંડી છે તે પણ જાણી શકે છે.

સમજુતી:—સૂર્યનાં કીરણો સમાન્તર હોય છે. વિપુલદર્શક કાચ આરફતે તે કિરણો કોઈ પદાર્થ ઉપર પડે તે બધા એક બિન્દુએ મળે છે તેને ફોકસ કહે છે.

એક કાચનો કકડો લો, તે પાછળથી કલાઈ કરેલો હોવો જોઈએ. આમનો થોડોક ભાગ ભાંગેલો માની લો. એટલે Concave (અંતર્ગોળ) કાચ બનશે.

એક ઓરડો અંધારાવાળો કરો. સળગેલી મીણબત્તી તેમાં મૂકો. બીજે છેડે પેલો કાચ મીણબત્તી જેટલી ઉંચાઈએ મૂકો. એક ધોળા કાચ રૂપી પડદો તકતા સામે ફેરવીને મીણબત્તીની છબીનું સ્થળ નકકી કરો. મીણબત્તીના પ્રકાશને અંતરાય ન કરે તે જોવું પડશે. છબી કાગળ ઉપર નાની અને ઉંધી પણ સ્પષ્ટ પડશે. જે સ્થળે પડે તે ફોકસ કહેવાય છે. સૂર્યના પ્રકાશની મદદથી પણ આ ક્રિયા બનશે.

( "ટીચર્સ એડ" ઉપરથી. )

---

## સ્વીકાર.

બાળજીવન—આ નામનું માસિક તેના તંત્રીની તરફથી અમને મોકલવામાં આવ્યું છે. આ માસિકના નામ ઉપરથી તે બાળકોને ઉદ્દેશીને પ્રસિદ્ધ કરવામાં આવે છે એ વાત સહજ સમજાય એવી છે. માસિક સચિત્ર છે. વાર્તા બાળકોને રુચે અને તેમની શક્તિને અનુકૂળ પડે તેવી આપેલી છે. આરોગ્ય, વ્યવહાર, ધર્મ, અને જ્ઞાનને લગતી વાર્તા આપવાથી પરોક્ષ રીતે બાળકોને તે બોધ આપનારી નીવડે એ સ્વાભાવિક છે. એકંદર માસિક બાળકોને ઉપયોગી નીવડે તેવું છે.

તંત્રી.

---

## હિંદી રાજકીય સુધારા.

આ સાલની શરૂઆતથી હિંદુસ્થાનની રાજ્યવ્યવસ્થાને લગતું કામકાજ નવા રાજકીય સુધારા પ્રમાણે થાય છે. હિંદુસ્થાનની રાજ્યસત્તા બ્રિટિશ સરકારે પોતાને હસ્તક લીધી તે પહેલાં કંપનિ-ઇસ્ટ ઇન્ડિઆ સરકાર-ની સત્તા હતી. ત્યારથી તે ૧૮૫૮ સુધીમાં રાજ્યવ્યવસ્થાને લગતા કેટલાક કાયદા પસાર થએલા તેનું દિગ્દર્શન અત્રે જરૂરનું છે. સૌથી પહેલો એક્ટ ઈ. સ. ૧૭૭૩ માં પાર્લામેન્ટે પસાર કર્યો. તેનું નામ "રેગ્યુલેટિંગ એક્ટ." હતું. તેને પરિણામે ગવર્નર જનરલ અને કૌંસિલની નીમ-

ઝુક પહેલ વહેલી થઈ. આ પછી ૧૭૮૪માં પિટનું "ઇન્ડિઆ બિલ" પસાર થયું જેને પરિણામે હિંદુસ્થાનની દેખરેખ ૭ અધિકારીઓના મંડળને સોંપાઈ. આને "બોર્ડ ઓવ કોન્ટ્રોલ" કહેતા. આથી કંપનિ સરકાર અને પાર્લામેન્ટ બંનેની (બેવડી) સત્તાવાળી રાજ્યવ્યવસ્થા શરૂ થઈ. ધીમે ધીમે કંપનિના ડાયરેકટરોની સત્તા કમી થઈ. ૧૮૩૩ના કાયદાથી હિંદીઓને માટે સરકારી નોકરીનાં દ્વાર ખુલ્લાં થયાં. આ સ્થાનિક સ્વરાજ્યની શરૂઆતનો પ્રથમ ઉપક્રમ છે. ૧૮૫૮ ના બળવા પછી કંપનિની સત્તા લઈ લેવામાં આવી, અને મહારાણી વિકટોરીઆને હસ્તક થઈ. તેમનો ઢંઢેરો આપણને સુવિદિત છે. હવે ધારાસભાઓ સ્થપાઈ તેમા કેટલાક હિંદીઓને કાયદા ઘડવાના કામમાં પ્રતિનિધિ નીમતા. કેટલાંક વર્ષ સુધી આ રીત જારી રાખી. ૧૮૯૨થી લોકોને પ્રતિનિધિ નીમવાની મંજુરી મળી. સભાસદોની સંખ્યા પણ વધી. સભાસદોને પ્રશ્નો પૂછવાનો હક આપવામાં આવ્યો. બજેટ ઉપર ચર્ચા કરવાનો પણ હક મળ્યો, પણ મત આપવાનો નહિ. આમ કેટલાંક વર્ષ સુધી ચાલ્યા બાદ લોર્ડ મિન્ટો વાઇસરાય હતા ત્યારે હિંદુસ્તાનને કેટલાક નવા અને ઉપયોગી હકો રાજ્યવ્યવસ્થામા મળ્યા. લોર્ડ મોર્લિ સે. ઓ. સ્ટેટ હતા. હિંદી સરકાર અને પ્રાંતિક સરકારની કારોબારી સભામાં એક એક હિંદીને નીમવાની રીત શરૂ થઈ. ગવર્નર જનરલની ધારાસભાની સંખ્યા ૬૦ સભ્યોની કરી જેમાં ૨૮ સરકારી અમલદારો હતા.

પ્રાંતિક ધારાસભાના સભ્યોની સંખ્યા પણ વધી ઘણી કોમને તથા કેટલાક મંડળોને મત આપવાના હક પણ મળ્યા. પ્રાંતિક સભાઓમાં સરકાર પક્ષના માણસોની સંખ્યા લોકનિયુકત કરતાં ઓછી રાખવામાં આવી. લોકહિતના પ્રશ્નોપરત્વે ઠરાવ લાવવાની લોકના પ્રતિનિધિઓને સત્તા મળી. આમ લોકોને સરકારની રાજ્યપદ્ધતિ અને જનહિતની બાબતોમાં ચર્ચા કરવાનો હક મળ્યો. આ સુધારા સ્વરાજ્યને માર્ગેજ દોરનારા હતા, અને એ ઉદ્દેશથીજ પસાર કરવામાં આવ્યા હતા.

ઇ. સ. ૧૯૧૪માં યુરોપમાં જે મહાન વિગ્રહ થયો તે વખતે એક શહેનશાહી ઢંઢેરાથી હિંદની પ્રજા અને દેશી રાજાઓને વફાદારી બતાવી જીત મેળવવામાં સહાયભૂત થવા ફરમાવ્યું હતું. હિંદે પૈસા અને માણસની કેવી

મદદ આપી તે સર્વને વિદિત છે. હિંદના એ મહાપુરુષને યુરોપમાં લડાઇને અંગે ભરાએલી એક પરિષદમાં હિંદના પ્રતિનિધિ તરીકે ભાગ લેવાને બોલાવવામાં આવ્યા હતા; જેમાંના એક બીકાનેરના નરેશ અને બીજા તે વખંતના સર અને હાલના લોર્ડ સિંહા હતા. સર સિંહાને લોર્ડનો ઇલકાબ મળ્યો અને ઉમરાવની સભામાં બેસવાનો હક મળ્યો, એ હિંદને અપૂર્વ માન મળ્યું છે. ૧૯૧૭માં મિ. મોન્ટેગુ હિંદના સે. ઓ. સ્ટેટે એક ભાષણમાં એવું જાહેર કર્યું કે હિંદના રાજ્ય-બંધારણમાં હિંદીઓને વિશેષ સંખ્યામાં જોડવા. સ્વરાજ્યને માર્ગે દોરાય એવી સત્તા આપવી.

સ્વરાજ્ય તે જોખમદારીવાળું સ્વરાજ્ય. તે ભાષણનો બીજો મુદ્દો એ હતો કે એ સત્તા ક્રમે ક્રમે મળવી જોઈએ. મિ. મોન્ટેગુ જાતે હિંદમાં ૧૯૧૭ ના નવેમ્બરમાં આવ્યા હતા. હિંદના નામદાર વાઈસરોય સાહેબની સાથે જુદા જુદા ભાગમાં જાતે ફર્યા અને બધી કોમ ધર્મ, નાત કે જાતના પ્રતિનિધિઓની મુલાકાત લઈ અગત્યના વિષયોને લગતી ચર્ચા કરી હતી. પરિણામે એક કમિટિ નિમાઈ જેણે કેટનીક તુમાનીઓ લઈ રિપોર્ટ રજુ કર્યો. પાર્લામેન્ટમાં એક બીલ રજુ થયું તેણે એક કમિટિ ફરી નીમી રિપોર્ટ માગ્યો.

કમિટિના રિપોર્ટમાં એક અગત્યની બાબત એ હતી કે લોકસમસ્તને પ્રજાજન તરીકે મત આપવાનો હક મળવો જોઈએ. માત્ર ભણેલાને નહિ. આથી મત આપનારની સંખ્યા બહુજ વધી છે. આથી ગામડાની પ્રજા અને મજુરવર્ગને કાઉન્સિલના સભ્યો માટે મત આપવાની સત્તા છે. બીજી સૂચના કમિટિએ એ કરી કે હિંદના લોકોને સરકારના કામકાજનો અનુભવ અને જ્ઞાન મળે એવા પ્રસંગો વધારવા. આ સ્વરાજ્યનું પ્રથમ પગથીઉં છે. પરિણામે ૧૯૧૯ માં બીલ કાયદારૂપે પસાર થયું છે, અને નામદાર શહેનશાહે તેને મંજુરી આપી છે.

હવે હિંદના રાજ્યતંત્રનો વિચાર કરીએ તો માલમ પડે છે કે તે તાલુકા અને જીલ્લાની સરકારથી શરૂ થાય છે. પ્રાંતિક સરકારની હકુમત કરનાર તે ઈલાકાનો ઉપરી હોય છે. તેના ઉપરી હિંદી સરકાર છે જેને સે. ઓ. સ્ટેટની સત્તા નીચે કામકાજ કરવાનાં હોય છે. આ સે. ઓ.

સ્ટેટ પાર્લામેન્ટને જવાબદાર છે એટલે કે બ્રિટિશ પ્રજાને. નવા સુધારાની રૂઈએ મ્યુ લોકલ બૉર્ડ, તાલુકા કે જીલ્લાની રાજ્યવ્યવસ્થા લોકોને પુરેપુરી મળી છે. તેના સભ્યો ઉપર બીજા કોઈનો અધિકાર નહિ રહે; આ સત્તાની પ્રાપ્તિ ઘણીજ લાભદાયક છે. હિંદનો મોટો ભાગ ગામડાંનો વતની છે. ખરી રૈયત આ લોકની બનેલી છે. પ્રાંતિક સરકાર કે વડી સરકારનાં કામકાજમાં ભાગ લેવા અધિકાર પ્રાપ્ત કરાવનારૂ પગથીઉં આ છે.

**ધારાસભાઓ**—આના બે મુખ્ય વિભાગ હોય છે.

( ૧ ) કાયદા ઘડનારી અને ( ૨ ) અમલમાં મૂકનારી

પ્રથમ પ્રકારની સભા ત્રણ પ્રકારના સભાસદોની હોય છે, (૧) સરકારના અમલદારો (૨) સરકારે નીમેલા બીનસરકારી અમલદારો (૩) કેટલાક મંડળો તરફથી ચુંટી કાઢેલા સભ્યો. આગળ ત્રીજા વર્ગના સભ્યોને લોકો નામનાજ ચૂંટી કાઢતા સરકારની મંજુરીની તેમની નીમણુંકની બહાલી માટે જરૂર રહેતી. નવા સુધારાથી મળેલા હકને પરિણામે આ મંજુરીની જરૂર નથી. આ સભાનો લગભગ ાા ભાગ લોકનિયુકત સભ્યોનો બનશે. મત આપનારા મંડળોમાં ખેડુત વર્ગ, વેપારી વર્ગ, મજુર વર્ગ, ધંધાદારી વર્ગનો સમાવેશ કરવામાં આવ્યો છે. મદ્રાસમાં બ્રાહ્મણ વર્ગના ન હોય તેવી કોમ, દક્ષિણમાં મરાઠા વર્ગ, અને પંજાબમાં શીખને જુદાં મંડળ ગણી પ્રતિનિધિ મોકલવાની સત્તા વિશેષમાં આપવામા આવી છે. આને લીધે ધારાસભા હવે સરકારપક્ષીની ન રહેતાં લોકોનીજ બની છે. આનો મોટો લાભ એ મળશે કે હવેથી જે કાયદા પસાર થશે તે સરકારનેજ અનુકૂળ કે તેમની ઇચ્છામુજબ નહિ, પણ પ્રજાવર્ગની ઇચ્છામુજબ ( દેશહિતના ) ઘડાશે. અત્યારસુધી પ્રાંતિક ધારાસભાના પ્રમુખ નામદાર ગવર્નર સાહેબ મનાતા તેમને બદલે પહેલાં ચાર વર્ષ ગવર્નર સાહેબ જેને નીમે તે પ્રમુખ ગણાશે. તે પછી નામદાર ગવર્નર સાહેબની મંજુરીથી સભા પોતાના સભ્યોમાંથી કોઈકને નીમશે. પ્રમુખનો દરજ્જો ગંભીર અને લાયકાત ધરાવનારો હોવાથી સભાનું કામકાજ શાંતિથી ચાલે તેમજ નકામી તકરારોમાં વખત ન જાય માટે પ્રમુખ નીમવાની સત્તા શરૂઆતના વર્ષોમાં સરકારે પોતાને હસ્તક રાખી છે. રાજ્યવ્યવસ્થા માટે નામદાર ગવર્નર સાહેબ જવાબદાર હોવાથી લોકોની પસંદગીના પ્રમુખ માટે પણ તેમની

મંજુરીની કલમ કાયદામાં દાખલ કરી છે. બહુધા સભાએ પસંદ કરેલો માણસજ સ્વીકારાશે.

ધારા સભાઃ—અત્યાર સુધીની ધારાસભાઓ માત્ર સરકારને સૂચનાજ કરતી હતી અને તે સ્વીકારવાને સરકાર બંધાએલી ન હતી. હવેના સુધારાથી આમાં ફેર પડયો છે. હવે કેટલાક મંત્રીઓ નિમાયા છે તે મંત્રીઓ કેટલાંક ખાતાંની પુરી વ્યવસ્થા કરશે, જેવાં કે કેળવણી, આરોગ્ય અને આબકારી. આ ખાતાં લોકહસ્તગત સત્તાવાળાં મનાય છે. જે ખાતાંની દેખરેખ સરકાર પાસે રહેશે તે સ્વાયત્ત વિષયો કહેવાશે.

મંત્રીઓની નીમણૂક સભાના સભ્યોમાંથીજ થશે. સભાનો મોટો ભાગ લોકપક્ષનો હોવાથી સભ્યોને અનુકૂળ નહિ હોય એવા મંત્રી નિમાતા અટકશે.

ઇંગ્લાંડની સરકારની કાયદા અમલમાં મૂકનારી સભાને લગતા સુધારા.

લોકોની પાસે વેરા ઉઘરાવી મહેસુલ વસુલ કરવી એ મુખ્ય કામ હતું. લોકોને તેના ખર્ચ વિષે જાણવાનો હક ન હતો. જોખમદારીવાળા સ્વરાજ્યમાં તેવું બનશે નહિ.

અતિનિધિદ્વારા લોકોને ઉપજ–ખર્ચના અંકુશની સત્તા મળી છે. જુની સભામાં માત્ર ચર્ચા કરવાનો હક હતો. સુધારાને લીધે સભા અમુક આવક ખર્ચના અડસટ્ટા સ્વીકારે અગર રદ કરે. બધો અગર તેનો અમુક ભાગ ઘટાડી શકે છે. એક અંકુશ એ રાખ્યો છે કે ગવર્નર સાહેબ સભાનો નિર્ણય અમલમાં મૂકવાની ના પણ કહી શકે.

આનો હેતુ ખોટા નિર્ણયોને અમલમાં મૂકાતા રોકવાનો છે, પણ આ સત્તા જવલ્લેજ વપરાશે.

કારોબારી સભાઃ—૧૯૧૦ સુધી આમાં ૩ સભ્યો હતા. ગવર્નર અને બે સિવિલ સર્વિસ ( સનંદી નોકરી ) માંના અધિકારીઓ મળી કુલ ત્રણ હતા.

૧૯૧૭ માં એક હિંદી ઉમેરાયો. હવેથી I. C. S. (સનંદી નોકર) એકજ રહેશે. સભ્યો ચારથી વધુ નહિ રહે. ચારની થાય તો અમલદાર પૈકીના બે અને બે બીન અમલદારી હિંદી હોવા જોઈએ.

## વડી સરકાર.

આને અંગે કરેલા ફેરફાર જોખમદારીનું સ્વરાજ્ય મેળવવાની બહુ અનુકૂળતા કરી આપતા નથી. જોખમદારીવાળું સ્વરાજ્ય હાલમાં તો પ્રાંતિક સરકારમાં શરૂ કરવામાં આવ્યું છે. ક્રમિક વૃદ્ધિ માટે પ્રાંતિક સરકારમાં બહુજ સરળતા કરી છે.

બે શાખાઃ—(૧) કારોબારી સભા (૨) ધારા સભા.

(૧) ૬ સભ્યો; જેમાં પહેલાં એક હિંદી નિમાતો હવેથી ત્રણ હિંદી નિમાશે અત્યાર સુધી લીગલ મેમ્બર ઇંગ્લાંડનો બારિસ્ટર થતો, હોશીઆર હિંદી વકીલને હક ન હતો. હવે તે પ્રતિબંધ દૂર થયો છે. સાદો વકીલ પણ આ જગાનો હકદાર થઈ શકે છે.

જુની ધારાસભામાં ૬૮ સભ્યો હતા. હવે વડી સરકારનું ધારા ઘડવાનું કામ બે મંડળ કરશે. આખા હિંદને લગતા કાયદા બંને મંડળમાં પસાર થવા જોઈશે. એક મંડળ ધારાસભા અને બીજું "કાઉન્સિલ ઓવ સ્ટેટ" કહેવાશે

આ એક જાતની હિંદની પાર્લામેન્ટ છે, જો કે તે પુરેપુરી ઇંગ્લાંડની પાર્લામેન્ટના જેવી નથી, નિયમો એવા ઘડ્યા છે કે ભવિષ્યમાં તે તેવી થશે. કાઉન્સિલ ઓવ સ્ટેટ ઉમરાવોની સભાને મળતી છે. ધારાસભા તે આમની સભાના જેવી છે.

ધારાસભા ૧૪૦ સભ્યોની છે.—નીમેલા અમર ચુંટાએલા મળી લોક તરફના ૧૦૦ રહેશે. તેમને લોકોજ નીમશે જુની રીત મુજબ પ્રાંતિક ધારાસભાના પ્રતિનિધિદ્વારા નિમાતા તેમ નહિ થાય. ૪૦ સરકાર નીમશે. ૧૪૦ની સંખ્યામાં વધારો કરી શકાશે, પણ કુલ સંખ્યાનો ⅘ ભાગ ચુંટેલાઓનો હોવોજ જોઈશે. નિમેલાનો ⅓ બીનઅધિકારી રહેશે. આમાં બીન સરકારી સભ્યોની ચોકખી બહુમતી રહેશે. વાઈસરોય સાહેબ પ્રમુખ નહિ ગણાય. નવો નિમાશે તે ૪ વર્ષ સુધી અધિકાર પર રહેશે. પછીથી સભા પોતાનો પ્રમુખ નીમશે. ડે૦ પ્રેસિડન્ટનો પગાર પહેલાં ૪ વર્ષ માટે ગ૦ જનરલ નક્કી કરશે.

## કૌંસીલ ઓવ સ્ટેટ.

૬૦ સભ્યો—નીમેલા કે ચુંટેલા મળી ૨૦થી વધારે સરકારી નહિ. પ્રેસિડન્ટ તરીકે ગમે તેને ગવર્નર જનરલ નીમશે. આ સભામાં ચુંટાએલાની બહુમતી રહેશે નહિ, તો પણ બીન સરકારીની તો રહેશેજ. આ સભાની મુદત ૫ વર્ષ સુધીની છે.

## ઉમરાવોની સભા સાથે સરખામણી.

કેટલાક ઉમરાવોને સરકાર નીમે છે, કેટલાક જન્મથી ઉમરાવ હોય છે. અહી જે સભાસદ બનશે તે કયાં તો સરકારનો નીમેલો અગર લોકોનો ચુંટેલો હશે

**બન્નેની સત્તા**—વાર્ષિક બજેટની ચર્ચા, ધારાસભા ખર્ચ કે આવક વધારવાનો કે ઘટાડવાનો હક આમની સભા જેવોજ મળ્યો છે.

બજેટની કેટલીક બાબત અપવાદમાં રાખી છે. બંનેમાં તેમ છે. આ અપવાદો એવા છે કે જેને લગતી ચર્ચા કે મતનો હક હાલ નકામો કે નુકસાનકારક છે. જે લોકોના હિત કે નિત્ય જીવન સાથે સંબંધ ધરાવે તે બધી બાબતને લગતી ચર્ચા કરવાનો હક મળ્યો છે

જ્યાં બને સભાનો નિર્ણય ભુલભરેલો કે હાનિવાળો લાગે ત્યાં વાઇસરોયને "વીટો" એટલે નામંજુરીની સત્તા છે.

## સેક્રેટરી ઓવ સ્ટેટ.

એ પાર્લામેન્ટને જવાબદાર રહેશે. તેની મદદમાં એક ઇન્ડિઆ કાઉન્સિલ છે. તેની ઓફિસ લંડનમાં છે. હિંદી વજીરનો પગાર અત્યાર સુધી હિંદી તિજોરીમાથી ખર્ચ (વાર્ષિક ૫૦૦૦ પૌંડ) પાડી અપાતો. હવે તે બધ થશે. ૧૯૦૮ સુધી સભામાં કોઇ હિંદી આ જગાએ નિમાતો નહિ. ૧૯૦૮ માં બે હિદી નીમવાનો રિવાજ શરૂ થયો. એક હિદુ અને એક મુસલમાન ૧૯૧૭ માં ત્રણની સંખ્યા થઇ. હવે ત્રણથી વધારે નિમાશે ૪-લાંડમાં વર્ષે ૬૦૦ પૌંડ રહેવાના ખર્ચ તરીકે તેમને અપાશે. કઉન્સિલ અને સરકારનો મત ભેદની બાબતમાં સે૦ વચ્ચે પડશે. વેપારને લગતી બાબતના કાયદા હિંદ પોતેજ કરશે.

(શાળાપત્ર ઓફિસ).

# ફિલિપાઇન દ્વીપમાં શિક્ષાપ્રચાર.

(લેખક:—મિ મોરારજી ગોકુળદાસ. મુંબઈ.)

ચિનાઇ સમુદ્રમાં એક નાનો સરખો દ્વીપ-સમુદાય છે, જે ફિલિપાઈનના નામથી ઓળખાય છે થોડા સમય પૂર્વે ત્યાં સ્પેનનું રાજ્ય હતું પરંતુ હાલમાં ૧૫-૧૬ વર્ષથી અમેરિકાએ પોતાની સત્તા સ્થાપિત કરી છે. આટલા અલ્પ સમયની અંદર આશ્ચર્યોત્પાદક ઉન્નતિ આ દ્વીપસમુદાયમાં ઉદ્ભવી છે. આમ હોવાનું મુખ્ય કારણ એ છે, કે એ દ્વીપોના રાજ્યકર્તા અને ત્યાંની પ્રજાની આકાંક્ષાઓમાં મતભેદ નથી શિક્ષ એજ સકળ ઉન્નતિનો મૂળ આધાર છે અને તેથીજ આ દ્વીપપુંજમાં કેળવણી તરફ વિશેષ લક્ષ આપવામા આવે છે.

સ્પેનીઝ લોકોએ પોતાના સાડાત્રણસો વર્ષના દીર્ઘશાસનકાળમાં ત્યાંના શિક્ષાપ્રચાર વિષયમાં વિશેષ ધ્યાન આપેલું હતું નહિ માત્ર સાધારણ શિક્ષાના પ્રચાર માટે સને ૧૮૬૩માં એક આજ્ઞાપત્ર પ્રકાશિત થયુ હતુ. જેના આધાર ઉપરથી થોડી ઘણી પ્રાથમિક શાળાઓ ખોલવામાં આવી હતી, પરંતુ બે કારણોને લઈને વિશેષ ઉન્નતિ થઇ ન હતી (૧) જે શિક્ષાપધ્ધતિ હતી તે તદન જુની ઢબની હતી, અને (૨) સદરહુ શિક્ષાની દેખરેખનું કાર્ય પોતાના પાદરીઓને સોપવામા આવ્યુ હતું, આ પાદરીઓ રાજ્યકાર્ય તરફ ગાઢો સબંધ ધરાવતા હતા. પરિણામ એ થયુ કે આ દ્વીપ-સમૂહના વતનીઓને એ કેળવણી સંતોષકારક થઈ નહિ.

જ્યારથી આ દ્વીપસમુદાયમાં અમેરિકાની મહાન સત્તા સ્થાપન થઈ ત્યારથી એવો નિશ્ચય કરવામાં આવ્યો કે-(૧) સર્વ સાધારણ-સમસ્ત-પ્રજામાં મોટા વિસ્તારથી અને ઉદારતાથી કેળવણીનો પ્રચાર કરવો, (૨) આ દ્વીપના નિવાસીઓને કળાકુશળતા અને ભિન્નભિન્ન ઉદ્યોગોની ઉંચી કેળવણી આપવી, (૩) આ દ્વીપના નિવાસીઓમાંથીજ જેમ બને તેમ જલદીથી પ્રભાવોત્પાદક અને યોગ્ય શિક્ષકો ઉત્પન્ન કરવા કે જેથી શિક્ષણ કાર્ય અત્યંત શીઘ્રતા અને સૈરળતાથી થાય.

આ ત્રણ મહાન તત્વોના આધાર પર ત્યાં શિક્ષણપ્રચાર માટે પુરેપુરો પ્રયત્ન કરવામાં આવ્યો, જેનું ફળ ત્યાંના વતનીઓ આજે પૂર્ણ આનંદથી ચાખી રહ્યા છે.

હવે એ તત્વોના પ્રયોગનું વર્ણન જરૂરનું હોઈ નીચે લખવામાં આવ્યું છે.

## (૧) સામાન્ય શિક્ષણનો પ્રચાર.

પ્રાથમિક શિક્ષણ અગીઆર વર્ષમાં પુરૂં થાય છે. તેના ત્રણ વિભાગ છેઃ-પ્રારંભના ચાર વર્ષ, માધ્યમિકમાં ત્રણ અને ઉચ્ચમાં ચાર વર્ષ લાગે છે. આ ત્રણ વિભાગમાં લેખન, વાચન, વ્યાકરણ, ભાષા સંબંધી જ્ઞાન, ગણિત, ભૂગોળ, આરોગ્યવિદ્યા ઇત્યાદિ વિષયોનો તથા સાથે સાથે ઉદ્યોગ-ધંધાનું પણ શિક્ષણ ખાસ કરીને આપવામાં આવે છે. ખાસ વિશેષતા તો એ છે, કે ત્યાં જે જે સ્થાનમાં જે જે વસ્તુઓ ઉત્પન્ન થાય છે, અથવા જે વસ્તુ થોડા ખર્ચે મળવાનો સંભવ રહે છે, તે તે સ્થાનમાં તે તે વસ્તુથી વાસ્તવિક પદાર્થો વગેરે બનાવવાનું અધિકતાથી શિક્ષણ આપવામાં આવે છે.

પ્રારંભના વિભાગના ચાર વર્ષમાં શિક્ષણનો ક્રમ સંક્ષેપમાં નીચે મુજબ છે.

પહેલું વર્ષઃ-પ્રત્યેક વિદ્યાર્થીને હસ્તકળા ( Manufacture ) અને ઉદ્યોગધંધા ( Industry ) એ બેમાંથી કોઈ પણ એક વિષય અવશ્ય લેવો પડે છે. આ વર્ષમાં મોટી મોટી અને ઉપયોગી ચીજો જે-વીકે—સાદરડીઓ, ગુણીઆ, પંખા, ટોકરી, પુસ્તકો ભરવાનાં દફતર વગેરે બનાવવાનું શિક્ષણ આપવામાં આવે છે.

બીજું વર્ષઃ- હાથથી કપડ વણવું તથા બગીચાનું કામ આ વર્ષમાં શીખવવામાં આવે છે; વળી તે ઉપરાંત એની સાથે નીચેના વિષયો-માંથી કોઈ પણ એક વિષય લેવો પડે છે.

( ૧ ) લાકડા પર કામ કરવું ( ૨ ) ચીકણી માટીની ચીજો બનાવવી; ( ૩ ) સાદા નમુના પર ગોટા કિનારીનું કામ કરવું. ( બાળાઓ માટે. )

ત્રીજું વર્ષઃ-આ વર્ષમાં નીચેના વિષયોમાંથી કોઈ પણ બે અવશ્ય લેવા પડે છે.

( ૧ ) હાથથી કપડાં વણવાં, ( ૨ ) ટોકરી બનાવવી, ( ૩ ) બાગ સંબંધી કામ, ( ૪ ) લાકડાનું કામ, ( ૫ ) વાંસનું કામ, ( ૬ ) સંચાથી કપડાં સીવવાં, ( ૭ ) માટીની ચીજો બનાવવી, ( ૮ ) સિલાઇનું કામ.

આ વર્ષના વિદ્યાર્થીઓ પાસેથી એવા કામની આશા રાખવામાં આવે છે કે તેઓ પોતાની નિપુણતાથી ઉપયોગી અને શિઘ્રતાથી વેચાણ થઇ શકે એવી ચીજો તૈયાર કરી શકે.

ચોથું વર્ષઃ-આ વર્ષમાં ઉપર લખેલા વિષયો ઉપરાંત નીચેના વિષયો જોડવામાં આવે છે.

( ૧ ) ગૃહકાર્ય, ( ૨ ) આરોગ્યરક્ષા તથા સફાઈ, ( ૩ ) ભરતકામ, ( ૪ ) જરીકામ. આ વર્ષમાં પ્રારંભિક વિભાગનું શિક્ષણ પુરૂં થાય છે. આટલા અભ્યાસથી વિદ્યાર્થીઓમાં સ્વતંત્ર રીતથી કોઈ પણ ધંધાનું કામ કરવાની શક્તિ સારી રીતે આવી જાય છે.

પ્રાથમિક વિભાગની ચાર વર્ષની શિક્ષા પુરી થતાં વિદ્યાર્થીઓ માટે હવે બીજા બે રસ્તા ખુલ્લા છે. ચાહે તો માધ્યમિક વિભાગનું શિક્ષણ લે, અથવા 'ફિલિપાઇન સ્કૂલ ઑફ આર્ટ્સ એન્ડ ટ્રેડ્સ" માં કળાકુશળતાનું શિક્ષણ પ્રાપ્ત કરે.

માધ્યમિક વર્ષોના શિક્ષણના ૭ ભાગ છે. ( ૧ ) સામાન્ય શિક્ષણ: આમાં ઇતિહાસ, ભૂગોળ, સંગીતવિદ્યા અને શરીરશાસ્ત્રનું શિક્ષણ આપવામાં આવેછે; ( ૨ ) શિક્ષકનું કામ; ( ૩ ) ખેતીવાડીનું કામ-આમાં વનસ્પતિ શાસ્ત્ર અને ખેતીના સર્વ ઉપયોગી બાબતોનો સમાવેશ થાય છે; ( ૪ ) વ્યાપાર શિક્ષણ ( Trade )-આમાં દુકાનદારોનું શિક્ષણ આપવામાં આવે છે. ( ૪ ) ગૃહકાર્ય-આમાં રસોઈ, સીવવું ગુંથવું, કપડાં વણવાં, સદાચાર, આનાગ્યન્દતા, સ્વચ્છતા આદિનું શિક્ષણ આપવામાં આવે છે; ( ૬ ) વ્યવસાય ( Business )-આમા ટાઇપરાઇટિંગ અને જમાખર્ચના હિસાબ રાખવાનું વગેરે શીખડાવવામાં આવે છે.

ઉપરના અભ્યાસક્રમની સાથે રાજ્યપ્રબંધ અને ચિત્રકળાનું શિક્ષણ પણ જોડવામાં આવે છે.

(અપૂર્ણ.)

---

# વિદ્યાર્થીઆરોગ્ય.

( લેખક. ડૉ. સુમન્ત મહેતા. સેનિટરી કમિશનર, વડોદરા રાજ્ય. )

## શિક્ષકો તથા ટ્રેનિંગ કોલેજોના વિદ્યાર્થીઓને આપેલાં ભાષણોનો સાર.

## અંગત સ્વચ્છતા વિષે.

દરેક નિશાળમાં વિદ્યાર્થીઓ સ્વચ્છ રહે છે કે નહિ તે બાબતની તપાસ અને દેખરેખ નિશાળના શિક્ષક ( પુરુષ અથવા સ્ત્રી ) ને માથે નાખવામાં આવે છે. વિદ્યાર્થીઓ નિશાળમાં આવે કે તરત આ વિષેની તપાસ કરવી, અને કોઈ પણ પ્રકારની ગંદકી જોવામાં આવે તો તેને દૂર કરવાનાં પગલાં લેવાં.

પૂના શહેરની અંદર "નૂતન વિદ્યાલય" નામની એક સંસ્થા 'દક્ષિણ કેળવણી મંડળ' તરફથી ચલાવવામાં આવે છે. એ સંસ્થામાં જે સ્વચ્છતા વિષેની વ્યવસ્થા જોવામાં આવે છે, તે જાણવાથી ખાત્રી થશે કે થોડી મહેનત અને અક્કલ વાપરવાથી દરેક નિશાળમાં ચોખવટ વધારી શકાય. આખો દક્ષિણનો મુલક આપણા કરતાં ગરીબ છે, ને ત્યાં પૈસાની હાડમારી આપણા દેશ કરતાં વધારે છે. માત્ર પૈસા હોય તો જ સ્વચ્છતાનું કામ થઈ શકે એ માન્યતા ભૂલભરેલી છે; તેમ છતાં એટલું પણ કહેવું જોઈએ કે અમુક બાબતોમાં સરકાર અથવા ખાતા તરફથી સગવડો મળે નહિં તો શિક્ષકોને મુશ્કેલી ઘણી નડે; પણ ઘણી બાબતો એવી છે કે જેમાં થોડે ખર્ચે કામ કરી શકાય છે દરેકે દરેક છોકરાને સાફસુફ કરવાનું કામ એક શિક્ષકથી થઈ શકે નહિ જે પ્રયત્ન આપણે કરવાનો છે તે વિદ્યાર્થીઓની અંદર જ એવા જાતની પ્રેરણા લાવવાનો કે પોતપોતાની મેળે સ્વચ્છતાની બાબતમાં લક્ષ આપતા થાય.

નૂતન વિદ્યાલયમાં એક શિક્ષક નિશાળના દરવાજા આગળ બેસે છે અને છોકરાંઓ અંદર આવતાં જાય તેની તપાસ કરે છે. કપડાં ગંદાં હોય કે ફાટેલાં હોય, આંખ દૂખતી આવેલી હોય, નાક ગળતું હોય, વાળ અવ્યવસ્થિત હોય તો તરત તેના ઉપાયો લેવામાં આવે છે. પાસે ટેબલ ઉપર ચોખ્ખાં ચીંથરાના કકડા મૂકવામાં આવેલા હોય છે, નાક ગળતું હોય તો

ચોખ્ખા કકડાથી સાફ કરીને ઉકળતા પાણીમાં તે કકડો નાખી દેવામાં આવે છે. આંખ પણ સાફ કરી જરૂર પડે તો તેમાં ટીપાં નાખવામાં આવે છે. કપડાં ફાટેલાં હોય તો તેને સીવવા માટે સોય દોરો રાખેલો હોય છે, તેનાથી છોકરાઓ પોતાની મેળેજ શિક્ષકની દેખરેખ નીચે સીવી લે છે.

આવી વ્યવસ્થા રાખવાને લીધે પરિણામ એવું આવેલું છે કે દરેક શિક્ષક તથા વિદ્યાર્થી ચોખ્ખા રહેવાની તતપરતા બતાવે છે, અને રોગ અથવા ગંદવાડ માટે કેવી જાતના ઇલાજો લેવા તે સમજે છે.

આપણી નિશાળોની અંદર પણ નાના પાયા ઉપર આવી ગોઠવણ થાય એવું આપણે ઇચ્છીએ છીએ, અને જો મુસ્કેલી નડશે તો તે બાબતની ચર્ચા થવાને લીધે તેમને દૂર કરવાનાં પગલાં પણ લેવામાં આવશે. અંગત સ્વચ્છતામાં નીચેની સાત બાબત ઉપર ધ્યાન આપવાની જરૂર છે.

(૧) ચામડીની સ્વચ્છતા:—કેટલાએક તાલુકાઓમાં મોટી ઉમરનાં માણસો તેમજ છોકરાંને રોજ નહાવાની ટેવ હોતી નથી. કેટલેક ઠેકાણે પંદર પંદર દિવસ સુધી નહાતાં નથી એવું માલમ પડયું છે એકનાં એક ગંદાં કપડાં પરસેવાથી ચીકણાં થએલાં પહેરેલાં જોવામાં આવે છે. અંદર ધોળી જૂ પડેલી હોય છે. આ ગંદકી હવેના વખતમાં બિલકુલ નાબુદ કરવી જોઈએ. નિશાળની અંદર છોકરાં આવે ત્યારે તેમનાં હાથ, મો બરોબર ચોખ્ખાં હોવાં જોઈએ, અને કલાસમાં શિક્ષકે થોડે થોડે દિવસે પૂછપરછ કરીને જાણી લેવું જોઈએ કે છોકરાં કેટલે દિવસે નહાય છે અને નહાવા વિષે શિખામણ આપવી, અને તે પ્રમાણે વિદ્યાર્થીઓ વર્તે છે કે નહિ તે પણ જોતા રહેવું. ચામડીના રોગોને માટે દવા મેળવવી જોઈએ. ચામડીના ચેપી રોગો વિષે વર્ણન પાછળથી કરવામાં આવશે.

(૨) વાળ:—છોકરાઓ તેમજ છોકરીઓના વાળ તરફ લક્ષ આપવું જોઈએ કે, તે બરાબર વ્યવસ્થિત રહે. આપણા દેશમાં વાળમાં કોઈ કોઈ વખત તેલ નાખવાની જરૂર છે, તે બાબતની સમજૂત પણ આપવી. ખાસ કરીને છોકરીઓના વાળ હોળેલા હોવા જોઈએ. તેને માટે કેટલીક નિશાળોમાં કાંસકીઓ તથા આરસી રાખવામાં આવે છે. આવી નાની ચીજો માટે કેળવણી પ્રત્યે સહાનુભૂતિ ધરાવનારા પ્રજાજન તરફથી મદદ મેળવવી પડશે.

(૩) કપડાંઃ—આપણા ગરીબ દેશમાં આ સવાલ ઘણો મુશ્કેલ છે. કપડાં ફાટેલાં ના હોય, તેમજ ગંદાં ના હોય, એટલુંજ આપણે કરી શકીએ. પૂનાની નિશાળમાં દરેક છોકરાના કોટ ઉપર બટન છે કે નહિં તે જોવામાં આવે છે, અને બટન ન હોય તો દોરાનાં બટન સીવડાવવામાં આવે છે. સવાલ શોભાનો નથી, પણ છોકરાંને વ્યવસ્થિત રહેવાની ટેવ પડે, અયવા અવ્યવસ્થિતપણું દૂર કરવાની શક્તિ આવે, માટે આવી ગોઠવણ કરવાની જરૂર છે.

(૪) નાકઃ—શરદીને લીધે છોકરાંનાં નાક ગળે છે તેમાંથી ચેપી પદાર્થ નિકળે છે અને દેખીતી રીતે તેમાં ગંદવાડ પણ છે. તેથી છોકરાંઓ, પોતાનાં નાક સાફ રાખતાં શીખે એ ઇચ્છવાજેવું છે.

(૫) આંખઃ—છોકરાંઓ દુઃખતી આંખે અથવા ચોંટી ગએલી આંખે નિશાળે આવે તો તેના સમાગમમાં આવતાં બીજાં છોકરાંને તે રોગ લાગુ પડે છે. જો બરાબર તપાસ કરવામાં આવે તો ઘણાં છોકરાંની આંખ થોડી બગડેલી માલમ પડશે માટે તેના ઇલાજ કરવાનું છોકરાંઓને શીખવવું.

(૬) કાનઃ—નાનાં છોકરાંઓના કાન પાકે છે અને તેમાંથી પરૂ અથવા રસી નીકળે છે. એ પણ ચેપી રોગ છે અને છોકરાં કાનમાં પેન, પેન્સિલ નાંખે તો તેની મારફત આ રોગનો ફેલાવો થઈ શકે છે. આ દરદની દરકાર કરવામાં આવતી નથી તેને લીધે રોગ વધી પડે છે, અને ઘણા માણસોને એક કે બે કાનમાં થોડી ખોડ રહી જાય છે એટલે સાભળવામાં મુશ્કેલી પડે છે. આ દરદ માટે પણ ચોખ્ખાઈ રાખવાની જરૂર છે.

(૭) દાંતઃ—આપણા દેશમાં દાંત સાફ કરવાનું હમેશાં શીખવવામાં આવે છે અને જુના જમાનામાં આખી પ્રજાના દાંત સારા હતા એમ માનવાને કારણ છે, પણ હાલના ખોરાકને લીધે કે ખરાબ ટેવને લીધે દાંત બગડે છે. અમેરિકા જેવા દેશમાં દાંત સાફ કરવાની ડ્રિલ કરાવવામાં આવે છે કે જેથી સાફ કરવાની ક્રિયા બરાબર શીખવાય. શિક્ષકોએ દાંત સાફ છે કે કેમ તેની તપાસ રાખવી અને ગંદા દાંતવાળાં છોકરાંઓને દાતણ કરાવીને અથવા બીજી રીતે સલાહ આપીને દાંત સાફ કરાવવા.

ઉપર લખેલા વિષય ઉપરાંત વિદ્યાર્થીઓને કેટલીક સારી ટેવો પાડવાની જરૂર છે.

( ૧ ) છોકરાંઓને સીધાં ટટાર બેસવાની તથા ઉભાં રહેવાની ટેવ પાડવી અને ખુધા થઈને બેસે અથવા ઉભાં રહે ત્યારે ટોકવાં.

( ૨ ) છોકરાંઓને ઉંડા શ્વાસ લેતાં શીખવવું જોઈએ. ઉંડા શ્વાસ લેવા અને બહાર કહાડવા એ દરેક છોકરાને આવડતું નથી તેથી તે શીખવવાને માસ્તરે પોતે કરી બતાવવું પડશે એટલુંજ નહિ પણ દરેક છોકરો કરી શકે છે કે નહિ તે તપાસી લેવું

( ૩ ) છોકરાંઓને જોરથી બોલતાં ને ગાતાં શીખવવું. જે છોકરાં જોરથી ઘાંટો કહાડી શકે નહિ તો તેમની છાતી ડાક્ટરને બતાવવાની જરૂર છે એમ માનવું

( ૪ ) છોકરાંઓએ નાકથીજ શ્વાસ લેવો જોઇએ, અને મોં ઉઘાડું રાખી શ્વાસ લેતા હોય તો અટકાવવાં. અને તેવાં છોકરાંના માબાપને આ બાબતની સાવચેતી રાખવાનું કહેવું ઘરમાં પણ જો ઉઘાડું મો રાખીને છોકરાં સૂતાં હોય તો મો બંધ કરી દેવું જોઈએ શરૂઆતમાં આવી ખરાબ ટેવ પડતી અટકાવી શકાશે

(૫) મોમાં પેન્સિલ, પેન, આંગળાં અને નખ ઘાલે નહી એવી ટેવ પાડવી.

## ૨. નિશાળમાં ચેપી રોગ.

વિદ્યાર્થીજીવનમાં જે રોગો નિશાળ મારફત ફેલાય છે તેના બે પ્રકાર કરી શકાય.—

૧. સ્થાનિક રોગો જેવા કે
- ૧ દુખતી આંખ
- ૨. ચામડીના રોગ, ખસ, ખરજ વગેરે

૨. ચેપી તાવના રોગ જેવા કે.
- ૧. મળીઆ
- ૨ ઓરી
- ૩ અછબડા
- ૪, ગાલસુજાં અથવા ગાલપચોરાં.
- ૫. ઉટાંટીઉં અથવા મોટી ઉધરસ
- ૬. ક્ષયરોગ

કોઈ પણ વિદ્યાર્થીને ચેપી રોગ લાગુ પડે કે તરત પારખીને તેને દૂર કરવો એ શિક્ષકનું કર્તવ્ય છે અને જેમ બને તેમ વહેલી પારખ થાય તેમ ચેપનો ફેલાવો ઓછો થશે. આપણે ત્યાં કેળવણી ફરજીઆત છે, તેથી નિશાળની અંદર આવતાં છોકરાં નિશાળ મારફત દુઃખી થાય નહિ, એ જોવાની આપણી ફરજ છે.

ચેપી રોગથી પિડાતાં છોકરાં અથવા તેજ ઘરમાં રહેતાં તેમના સંસર્ગમાં આવેલાં છોકરાં ક્લાસમાં આવીને બેસે, તો બીજાં છોકરાંઓને તે રોગ લાગુ પડે, અને વખતે જીવને પણ હાનિ આવે સ્થાનિક રોગો પારખવા અઘરા નથી માત્ર ઘણા શિક્ષકો તેને અગત્ય આપતા નથી. આંખ દુઃખવા આવે છે ત્યારે તેમાંથી પાણી અથવા ચ નિકળે છે અને તેનાથી ચેપ ફેલાય છે. સામાન્ય લોકો દુખવા આવેલી આંખને ગણકારતા નથી. જાણે કુદરતી ક્રમમાં આવી જવું જોઈએ એમ ગણે છે તે ખોટું છે

ખસ વગેરે રોગો પણ નિશાળ મારફત ફેલાય છે, પણ જો તે બાબત દરકાર લેવામાં આવે તો તે રોગ નિશાળોમાંથી નાબુદ કરી શકાય.

ચેપી તાવના રોગ ઘણા અગત્યના છે અને તેને અટકાવવાને માટે તરત અને સખ્ત ઈલાજ ના લેવામાં આવે તો ભયંકર પરિણામ આવવાનો સંભવ રહે છે. તેમ તેમને પારખવાની રીત પણ નીચેની હકીકત ધ્યાનમાં રાખી હશે તો ગમે તે સાધારણ બુદ્ધિનો માણસ પારખી શકશે.

ચેપી રોગના બાબતમાં એક હકીકત ખાસ ધ્યાનમાં રાખવા જેવી છે. રોગની પરીક્ષામાં ભુલવાને લીધે સાધારણ તાવને બદલે ચેપી રોગ ધારીને કોઈ વિદ્યાર્થીને છુટો કર્યો હશે તો નાહક ગભરામણ સિવાય બીજું નુકશાન થતું નથી પણ બેદરકારીથી કે ઇશ્વરેચ્છા ગણીને આગસી ચેપી દર્દીને દૂર નહીં કર્યો હોય તો તેના સમાગમમાં આવતા ઘણા વિદ્યાર્થીને નુકસાન થશે, માટે હમેશ સંભાળીને કામ કરવું પણ નિષ્કાળજી તો થવી જોઈએ નહીં.

ઉપર બતાવેલા ૭ ચેપી તાવમાંથી ત્રણ રોગ બળીઆ, ઓરી અને અછબડા ઘણા મળતા આવે છે, માટે તેનો વિચાર સાથે કરી શકાય.

**અળીઆ:**—શરૂઆતમાં સખત તાવ અને કમરમાં સખત દુઃખાવો થાય છે, ઘણુંખરૂં ઉલટી પણ થાય છે, પછી બે ત્રણ દિવસમાં દાણા ઊઠે છે. પહેલા મોં ઉપર પછી આખા શરીર ઉપર દાણા મોટા હોય છે અને દબાવ્યા હોય તો કઠણ ગોળી જેવા લાગે છે, પછી તેમાં પાણી થઈ અંતે પરૂ થાય છે.

**ઓરી**:—શરૂઆતમાં તાવ આવે છે, કવચિત ઉલટી થાય છે; કમર ફાટતી નથી, આંખનાં પોપચાં, નાક અને ગળામાં સોજો થાય છે, આંખ ને નાકમાંથી પાણી ગળે છે ને ઉધરસ આવે છે. ચાર દિવસ પછી દાણા ઊઠે છે. શરૂઆતમાં છાંટા જેવા લાગે છે, પહેલાં મો, ગરદન અને હાથ ઉપર; બે દિવસમાં વધે છે, અને પગ ઉપર થાય છે એટલામાં ઉપરના મટી જાય છે.

**અછબડા:**— તાવ થોડો આવે છે દાણા ખભા, ગરદન અને છાતી ઉપર પહેલાં થાય છે, પછી મો ઉપર નીકળે છે તેમ સુકાતા જાય છે.

**ગળસૂણાં કે ગાલપચોળાં.**—ઘણોજ ચેપી રોગ છે. તાવ સાથે કાનની નીચેનો ગાલ અને હડપચી નીચેનો ભાગ સુજી આવે છે; ગળવાની મુશ્કેલી પડે છે; તાવ આવ્યા પછી સોજો એક બે દિવસમાં આવે છે. તે ચાર દિવસ સુધી વધ્યા કરે છે અને પછી નરમ પડે છે.

**ઉટાંટીઉં:**—થોડો તાવ અને ખાંસીથી શરૂઆત થાય છે. ત્રણથી સાત દિવસ પછી હૂપ અથવા ઉધરસ કુકડીઆ થઈ જાય છે. આ રોગ ઘણો ચેપી છે અને છ અઠવાડીઆથી છ મહિના લગી ચાલુ રહે છે.

**ક્ષયરોગ:**—ઘણો ચેપી છે. તેથી તેનાથી ચેતવાની જરૂર છે વિદ્યાર્થી કરતાં શિક્ષકોમાં વધારે સંભાળવાની જરૂર છે, કારણ કે જુવાન ઉંમરનો રોગ છે. આ રોગમાં લાંબા વખતથી ઝીણો તાવ, અને ખાંસી જોવામાં આવે છે અને શરીર ગળાય છે. આવાં ચિહ્ન જોવામાં આવે તો ડૉકટર પાસે તપાસ કરાવવાની આવશ્યકતા છે.

ચેપનાં જંતુ લાગુ પડે ત્યારથી તે રોગનાં ચિહ્ન જણાવવાની શરૂઆત થાય તેને સેવણના દિવસ કહે છે. ચેપી માણસના સમાગમમાં આવેલા

માણસોને કેટલા દિવસ છુટા રાખવા તે બીજા કોલમમાં બતાવ્યું છે. ત્રીજા કોલમમાં ચેપી રોગથી પિડાતા દર્દિને કેટલા દિવસ અલગ રાખવો તે બતાવ્યું છે.

| રોગનું નામ. | સેવણુના દિવસ | સસર્ગીને છુટા રાખવા | ચેપતી મુદ્દત. |
|---|---|---|---|
| બળીઆ. | આશરે ૧૨ દિવસ. | ૧૬ દિવસ. | ચામડી તદન સાફ થાય ત્યાં સુધી એટલે રોગ મટી ગયા પછી ત્રણ ચાર અઠવાડીઆં. |
| ઓરી. | ૧૦ દિવસ. | ૧૬ ,, | દાણા સૂકાયા પછી બે અઠવાડીઆં |
| અછબડા. | ૧૪ દિવસ. | ૨૦ ,, | માથાની અને બીજી ચામડી સાફ થાય ત્યાંસુધી. |
| ગળસુણું. | ૨૧ ,, | ૨૪ ,, | સોજો ઉતરે પછી ત્રણ અઠવાડીઆં. |
| ઉટાંટીઉં. | ૧૪ ,, | ૨૧ ,, | હૂપ બંધ થયા પછી ત્રણ અઠવાડીઆં. |
| ક્ષય રોગ. | જણાયુ નથી. | જણાયુ નથી. | રોગ હોય ત્યાં સુધી. |

૮. નિશાળમાં આરોગ્ય.

વિદ્યાર્થીઓની અંગત સ્વચ્છતા અને ચેપી રોગો વિષે કહેવામાં આવ્યું છે તે ઉપરાંત કેટલીક બાબતો એવી છે કે તેમનું આરોગ્ય સાચવવા માટે તે ઉપર લક્ષ રાખવું જોઈએ; અને અનારોગ્ય સ્થિતિ દૂર કરવા માટે બનતો પ્રયત્ન થવો જોઇએ.

(૧) દરેક કલાસમાં જોઈતા પ્રમાણમાં સ્વચ્છ હવા આવવી જોઈએ. આપણા દેશમાં બારી બારણાં ખુલ્લાં રાખી શકાય છે, તે છતાં આ બાબતની કાળજી રાખવાની જરૂર છે. અને દરેક ઓરડાની હવા બધિઆર અથવા ગંધવાળી થાય નહિં તેના ઉપર લક્ષ રાખવું જોઇએ.

સાધારણ રીતે દરેક વિદ્યાર્થીદીઠ પંદર ચોરસ ફુટ જગા ને ૨૦૦ ઘનફુટ હવાની જગા રાખવી જોઈએ.

જેમ છોકરાં નાનાં તેમ ચોખ્ખી હવાની વધારે આવશ્યકતા છે.

( ૨ ) દરેક ઓરડામાં સારૂં અજવાળું આવવું જોઈએ. ભાડાનાં મકાનોમાં નિશાળો બેસે છે ત્યાં અંધારૂં હોય છે; અને વિદ્યાર્થીની આંખને વાંચતી વખતે શ્રમ પડે તેથી ટુંકી નજર થવાનો સંભવ રહે છે, માટે આ બાબત ખાસ લક્ષ આપવું.

( ૩ ) અજવાળું કઈ દિશામાંથી આવવું જોઈએ એ પણ અગત્યનો સવાલ છે. બનતા સુધી વિદ્યાર્થીની પછવાડેથી અથવા ડાબી બાજુથી આવે તે સારૂં ગણાય છે. સામેથી આવતું અજવાળું આંખને ત્રાસ આપે છે, અને જમણા હાથ તરફથી આવતું હોય તો લખતી વખતે તેનો પડછાયો કાગળ ઉપર પડે છે. જો બારી બારણાં સારી રીતે ઉઘાડાં રાખેલાં હશે તો આ બાબત મુશ્કેલી નડશે નહિ. શિઆળાના દિવસમાં બારી બારણાં બંધ કરવાની ઇચ્છા થાય તે વખતે હવા અજવાળા તરફ ધ્યાન આપવુ જોઈએ.

( ૪ ) કાળું પાટીઉં:—પાટીઆ ઉપર કાળો રંગ હોવો જોઈએ અને તે એવી રીતે ગોઠવવું કે તેના ઉપર લખેલા અક્ષરો બરાબર વાંચી શકાય પાટીઆ ઉપર ઘણું અજવાળું આવતું હોય તો તેના ચળકાટથી વાંચવું અઘરૂં પડે.

( ૫ ) વર્ગમાં શિક્ષકને બેસવા માટે ઉંચી બેઠક (પ્લેટ ફોર્મ) કરવાથી કચરો ભરાઈ રહે છે અને હવા ફરવામાં હરકત કરે છે.

( ૬ ) છોકરાંને બેસવા માટે જો પાટલીઓ રાખવામાં આવી હોય તો તે બરાબર સારી હોવી જોઈએ અને લખવા માટે ડેસ્ક રાખ્યાં હોય તો તે છોકરીઓની ઉંચાઈના પ્રમાણમાંજ હોવાં જોઈએ. જ્યાં આવી સવડો ના હોય ત્યાં એટલું જોવું જોઈએ કે ભેજવાળી જગામાં છોકરાંને બેસાડવામાં આવે નહિ.

( ૭ ) દરેક નિશાળમાં છોકરાંઓને હાથ, મોં ધોવા માટે પાણી અને પેશાબ તેમજ પીવાના પાણી માટે વ્યવસ્થા ચોખ્ખટ ભરેલી હવી જોઈએ.

ઘણી નિશાળોમાં પાણીના ઓરડામા ગંદવાડ જોવામાં આવેછે તે થવા દેવી નહિં, તથા તેમાની મોરીઓને પિશાબખાનાં તરીકે વાપરવી નહિ. દરેક નિશાળમાં જાજરૂતી ને પિશાબખાનાની સગવડ હોવી જોઈએ.

( ૮ ) નિશાળની ઝાડઝુડ અને સ્વચ્છતા બનતાં સુધી સાંજરે નિશાળ છુટ્યા પછી થાય તો સારૂ. વર્ગની શરૂઆત પહેલાં થાય તે નુકસાનકારક છે, કારણ કે હવામાં રજકણો ઉડ્યાં કરે છે. બારી બારણાં પણ થોડા કલાક પહેલાં ઉઘાડી દેવાં જોઈએ.

( ૯ ) ચોપડીના ટાઇપ આંખને ત્રાસ આપે એવા ઝીણા હોવા જોઈએ નહિ. તેમજ કાગળ પણ ખરબચડા અથવા ઘણા ચળકતા હોવા જોઈએ નહિ અર્થાત અક્ષર સહેલાઈથી વાંચી શકાય એવી રીતે છપાવવા જોઇએ.

( ૧૦ ) દરેક નિશાળની આસપાસ છોકરાને રમત કરવા માટે તેમજ ડ્રિલને માટે ખુલ્લી જગા એટલે કંપાઉન્ડ હોવુ જોઈએ હાલમાં હોય નહિ તો થોડા વખતમાં થઈ શકે એવી યોજના કરવી. બીજુ કાંઈ થાય નહિ તો પ્રજામત કેળવવાનો પ્રયત્ન કરવો.

( ૧૧ ) સાંજના વખતમાં ખુલ્લી હવામાં રમી શકાય તેટલા માટે દરેક ગામ બહાર ખુલ્લુ મેદાન રમવા માટે હોવુ જોઈએ, જ્યાં નિશાળીઆ તેમજ બીજા જુવાનીઆ રમતો રમી શકે.

( ૧૨ ) છોકરાંને કસરત કરાવીને શરીર કેળવવાનું છે તે દરેક શિક્ષકે ધ્યાનમા રાખવું જ્ઞાન વગેરેનો ઉપયોગ કરવા માટે મજબુત શરીરની જરૂર છે એ બાબત લોકોના મનમાં ઠસાવવી. શારીરિક કેળવણી સિવાય માનસિક કેળવણી પ્રજાને નુકસાનકારક છે ગ્રીસની પ્રજા સારાં મજબુત શરીર અને કસાયલાં અવયવો તરફ દર્પ ને માનવૃત્તિથી જોતી હતી તે પ્રમાણે આપણા દેશમાં પણ થવું જોઈએ.



# સંગીત.

( લેખકઃ—રા. બાપાલાલ એ. દવે સંગીતશિક્ષક, પ્રે. રા. ટ્રે. કા. )

## બાળપોથી.

રાગ ભીમપલાસ તાલ ત્રિતાલ. મધ્યકાલ. માત્રા ૧૬.





નોટ—તમામ ચોપાઈ ઉપરની ઢબ મુજબ ગાવી.

વિશેષ;—ડીંઘોરે છંદની કવિતા આ ઢબ મુજબ ગાઈ શકાશે.

## પહેલી ચોપડી

### પાઠ ૪

રાગ ખીમાસ–તાલ એકતાલ–માત્રા ૪





નોટ—બધા દોહરા ઉપરની ઢબ મુજબ ગાવા.

માત્ર સાધારણ લઘુ ગુરુમાં ફેરફાર હોય તો કરી લેવો.

# અંગ્રેજી તારીખ ઉપરથી વાર કાઢવો.

(લેખક;-મિ. મ. ના. ભટ્ટ. કંકોલીકર હે. મા. ઉંબરગામ જી. થાણા.)

ખગોળવિદ્યાનો અભ્યાસ ગણિતશાસ્ત્રની દૃષ્ટિએ અને ફલજ્યોતિષની દૃષ્ટિએ એમ બન્ને બાજુથી પ્રજાએ કર્યો છે; તેમાં પૂર્વ અને પશ્ચિમની પ્રજાએ વિશ્વગોલકના આકાશી પદાર્થો વિષે આજસુધીમાં આશ્ચર્યકારક શોધખોળ કરી છે, અને પ્રત્યક્ષપ્રમાણ ન હોવાથી લગભગ પડતું મુકાએલું ફલજ્યોતિષ વિજ્ઞાનના ત્રાજવામાં મુકાય ત્યાંસુધી ફક્ત ગણિતશાસ્ત્રની દૃષ્ટિથી વિશ્વગોલકના અભ્યાસમાં બન્ને પ્રજાએ અદ્‌ભુત બુદ્ધિબળ વાપર્યું છે એમ કહ્યા શિવાય ચાલે એમ નથી. કાળગણનાપદ્ધતિ પાશ્ચાત્ય પ્રજામાં પ્રખ્યાત રોમ્યુલસે દાખલ કરી તે વાતને અઢીહજાર વર્ષ થઈ ગયાં છે. અને તેમાંની ભૂલ ન્યુમા પોમ્પીલીઅસે, જુલીઅસ સીઝરે, ઓગસ્ટસ બાદશાહે અને છેવટે પોપ તેરમા ગ્રેગરીએ સુધારી છે. સૂર્યની દેખાતી ગતિ પ્રમાણે ખરૂં વર્ષ ૩૬૫ દિ. ૫ ક ૪૮ મિ. ૪૬$\frac{2}{?}$ સે. નું હોવાથી. ઇ. સ. ૧૫૮૨ માં ગ્રેગરીએ બધી નાની મોટી ભૂલ સુધારી ત્યાં સુધીમાં કાળગણનાપદ્ધતિમાં ૧૦ દિવસની ભૂલ આવી હતી, અને માર્ચની ૨૧ મીએ સૂર્ય વિષુવબિંદુપર આવવાને બદલે ૧૧ મી માર્ચે આવવા લાગ્યો હતો. આથી ગ્રેગરીએ એવો ઠરાવ કર્યો, કે ઈ. સ. ૧૫૮૨ ના ઓક્ટોબરની પાંચી તારીખનેજ પંદરમી ગણવી. ચોથે વર્ષે લીપ વર્ષ ગણાય છે, પણ સૈકાના વર્ષમાં ન ગણવું. પણ દર ચોથે સૈકે લીપ વર્ષ ગણવું; અને વળી દર ૪૦૦૦ સૈકાનું લીપ વર્ષ ન ગણવું વગેરે

રોમન કેથોલિક ધર્મ માનનારાઓનો આ સુધારો પ્રોટેસ્ટંટ મતના દેશોએ ૧૭૦ વર્ષ પછી કબુલ કર્યો, અને ઈ. સ. ૧૭૫૨ ના સપ્ટેંબરની ૩ જી તારીખને બદલે ૧૪ મી ગણી અગીઆર દિવસ અસ્તિત્વમાંથી કમી કર્યા. ત્યાર પછી આજના સ્વરૂપમાં પૃથ્વીપર ઈ. સ. ના તારીખ વારની પદ્ધતિ નિયમિત છે. ઇ. સ. ૧ થી અનંતકાલ પર્યંત અમુક દિવસે કયો વાર આવશે એ કાઢવાની રીત શિક્ષકોને ઉપયોગી થાય એવી આશાથી નીચે આપવામાં આવે છે, અને અંકગણિતની બીજી રીતોના જેવીજ એ ચમત્કારી રીતનું પણ કારણ ગણિતશાસ્ત્રના નિયમ પ્રમાણેજ હોવાથી તે શોધી કાઢવાનું ઉદ્યોગી શિક્ષકને સહેલું પડે માટે કાળગણનાપદ્ધતિનો

ટુંકો ઇતિહાસ ઉપર આપી એટલી વિનંતી કરી શકે એ ઇતિહાસ પાછલાં શાળાપત્રોમાંથી વાંચવા કૃપા કરવી, કેમકે નીચેની રીતનાં કારણનું મૂળ એ ઇતિહાસમાં છે. પોતાનુ શિક્ષણ રસિક કરવા ઉદ્યોગી શિક્ષક એનું કારણ શોધી અમલમાં મુકશે અને પ્રસિદ્ધ કરશે.

ભૂલ સુધારવાને અનુક્રમમાંથી ૧૧ દિવસ ઉડાડી દેવામાં આવેલા છે તેથી વાર શોધી કાઢવાના રીતને બે નિયમ લાગુ કરવા પડે છે. (૧) તા. ૧-૧-૧ થી તા ૨-૯-૧૭૫૨ સુધીનો ( એને પૂર્વકાળ કહીશુ ) (૨) અને તા. ૩-૯-૧૭૫૨ અથવા તા. ૧૪-૯-૧૭૫૨ ( એ બન્ને એકજ છે ) થી અનંતકાળ સુધીનો. ( એને ઉત્તર કાલ કહીશુ ).

અ.—( પૂર્વ અથવા પ્રાચીન કાળ માટે ):—ઇશુસનમાંથી એક કમી કરવો, એ સખ્યાના શતકને ૬ વડે ગુણવા તેમાં શતકેતર ( શતક સિવાયની ) સખ્યાની ૧$\frac{1}{4}$ ગણાઇમાંના ફક્ત પૂર્ણાંક ઉમેરવા, તેમાં ઇશુસનની ઇષ્ટ તારીખ સુધીના દિવસની સંખ્યા ઉમેરી સરવાળાને ૭ વડે ભાગવો, ૦ વધે તો શુક્રવાર, ૧ વધે તો શનિવાર વગેરે.

વ ( ઉત્તર અથવા અર્વાચીન કાળ માટે ):—ઇશુસનમાંથી ૧ કમી કરવો, એ સખ્યામાંના શતકને ૫$\frac{1}{4}$ વડે ગુણી ૨ ઉમેરવા, તેમાંના ફક્ત પૂર્ણાંકમાં શતકેતર ( દશક-એકમવાળી ) સંખ્યાની, ૧$\frac{1}{4}$ ગણાઇમાંના ફક્ત પૂર્ણાંક ઉમેરવા, તેમાં ઇશુસનની ઇષ્ટ તા સુધીના દિવસો ઉમેરવા; સરવાળાને ૭ વડે ભાગતાં શેષ ૦ વધે તો શુક્રવાર વગેરે.

ઉદાહરણો —(૧ કોલમ્બસનો જલપર્યટનનો દિવસ તા ૩-૮-૧૪૯૨ શુક્રવાર છે. ( જુઓ કોલમ્બસનો વૃત્તાંત ) ઉપરનો નિયમ શુ કહે છે તે જોઈએ.

ઉ ત.—તા. ૩-૮-૧૪૯૨ છે. ૧૪૯૨-૧=૧૪૯૧ } ૧૪×૬=૮૪ } ૯૧×૧$\frac{1}{4}$=૧૧૨$\frac{3}{4}$ } ૮૪+૧૧૨=૧૯૭ } તા. ૧-૧-૧૪૯૨ થી તા. ૩-૮-૧૪૯૨ સુધીના દિવસ ૨૧૬ } ૧૯૭+૨૧૬=૪૧૩÷૭=૫૯ ભાગાકારને ૦ શેષ માટે શુક્રવાર.

(૨) ગ્રેગરીએ કરેલા સુધારાવાળી બન્ને તારીખો તપાસીએ. ( તા. ૨-૯-૧૭૫૨ અને તા. ૩ ને બદલે ૧૪-૯-૧૭૫૨ ) તો અનુક્રમે બુધવાર, ને ગુરુવાર આવે છે, અને તાળો મળી રહે છે.

(૩) ડપ્યુક આવ કોનોટને હાથે હિંદને નવીન રાજ્ય પદ્ધતિ અદાનઃ—( તા. ૧૦–૨–૧૯૨૧ ગુરુવાર ).

રીતઃ—તા.૧૦–૨–૧૯૨૧ } ૧૯૨૧–૧=૧૯૨૦ } ૧૯×૫ૄ=૯૯ૄ} ૯૯+૨=૧૦૧ } ૨૦×૧ૄ=૨૫ } ૧૦૧+૨૫=૧૨૬ } તા. ૧–૧–૧૯૨૧ થી ૧૦–૨–૨૧ સુધી દિ. ૪૧ } ૧૨૬+૪૧=૧૬૭÷૭=૨૩ ભાગાકાર ને ૬ શેષ માટે અનુક્રમે ૦, ૧, ૨, ૩, ૪, ૫. ૬. શુ. શ. ર સો. મં. બુ. ગુરુવાર. અર્થાત્ ગુરવાર આવે. એ પ્રમાણે અનેક ઉદાહરણો લઇ ખાત્રી કરી શકાશે.

---

## કસ્તુરીમૃગ.

( લેખકઃ—મિ. કસનજી મણિભાઇ દેસાઈ. સ્ટૂ. નં. ૨૨ સુરત. )

હરણની પણ અનેક જાત હોય છે. એમાંની એક જાતિનું નામ કસ્તુરીઆ હરણ છે એની નાભીમાંથી કસ્તુરી નીકળે છે જે સોનાથી પણ અધિક કિંમતી છે. એ જાતિનાં હરણ હિમાલય પર્વતમાં થાય છે. ત્યાં પણ એ મેદાન જંગલમાં હોતા નથી. હિમાલયની સૌથી ઉંચી ટોચ ઉપર રહે છે, જે સમુદ્રની સપાટીથી આઠ હજાર ફુટ કરતાં પણ ઉંચી હોય છે.

કસ્તુરી મૃગની પીઠનો રંગ ભુરો ને એના પેટનો રંગ સફેદ હોય છે. એના શરીરનો પાછલો ભાગ જરા વધારે ભુરો હોય છે. એ બે ફુટ ઉંચા ને ત્રણ ફુટ લાંબા હોય છે. એના કાન મોટા ને માથુ નાનું હોય છે. પગ બહુજ પાતળા છે. એની ઉપરના બે દાંત બહુ મોટા હોય છે. તે વધતા વધતા મોંની બહાર નીકળી આવે છે. એની પુંછડી અરધો ઇંચ લાંબી હોય છે, એના માથા પર વાળનો એક ગુચ્છો હોય છે માદા એથી વધારે બચ્ચાં આપતી ( જણતી ) નથી. એ પોતાના બચ્ચાને એક સાથે રાખતી નથી, પણ જુદાં જુદાં રાખે છે. જ્યારે એને દૂધ પાય છે ત્યારે એ એક એકની પાસે વારા ફરતી જઈને ધવરાવે છે.

કસ્તુરી મૃગ આખો દિવસ એકજ જગાએ પડી રહે છે. રાત પડે ત્યારે ચરવા માટે નીકળે છે. સવાર થાય છે ત્યારે પોતાના સ્થાન પર પાછો આવે છે. દોડવામાં એ એક્કો કહેવરાવે છે. ૫૦–૬૦ ફુટના ઠેકડા મારવા એને તદન સહેલ છે એને શિકારીઓ ઘેરે છે ત્યારે એ છલંગ ભરે

છે. તે જોવામાં આવે છે. એ એટલી ઝડપથી દોડે છે કે હવાની સાથે વાતો કરે છે. પહાડો પર એનું એટલી તેજી ને ફુર્તીથી દોડવું ને છલંગો ભરવી એ નિઃસંદેહ એક વિચિત્ર તમાશો છે. શિકારી લોકો કુતરાની મદદથી એનો શિકાર કરે છે; અથવા એને જાળમાં ફાંસો કરી પકડે છે. એને પકડી મારી નાખે છે ને કસ્તુરીની થેલી કાઢી લે છે. એ થેલી ચામડીને માંસની વચ્ચે નાભિની પાસે હોય છે. કસ્તુરી કેવળ નર હરણનેજ નીકળે છે. માદામાંથી નીકળતી નથી.

એના બચ્ચાંને પાળવાના બહુ ઉપાય કર્યાં પણ સર્વ વ્યર્થ ગયા છે. એ જીવતાં નથી. કદી થોડા દિવસ જીવે તો તે આંધળા થઈ જાય છે. એ પહાડો પરજ જીવી શકે છે. વસ્તીના હવા પાણી એને અનુકૂળ આવતાં નથી. એ હરણ હિમાલય પહાડ સિવાય સંસારમાં કોઈ પણ સ્થળે જોવામાં આવતાં નથી.

( હિંદી ઉપરથી. )

---

## પ્રાણિવર્ણન.

(લેખકઃ—મિ. ચુનીલાલ લલ્લુભાઈ ત્રિવેદી. સ્કૂલ માસ્તર મંગલપુર.)

### रेनडीअर.

( પ્રાણિવર્ણન ભાગ ૨જામાંથી )

પ્રાસ્તાવિક—આ સૃષ્ટિમાં કુદરતે વિચિત્ર રંગ-ઢંગનાં પ્રાણીઓ ઉત્પન્ન કરેલાં છે. આપણા દેશમાં તથા અન્ય દેશોમાં કુદરતે એવાં વિચિત્ર પ્રાણીઓને જન્મ આપેલો છે કે તેમાંના કેટલાક પ્રાણી વિષેની હકીકત સાનંદાશ્ચર્ય પમાડે તેવી હોય છે ઇતિહાસ ભૂગોળના અભ્યાસીઓમાંથી રેનડીઅર પ્રાણી વિષે કોઈ અજાણ્યું નહિજ હોય. તે પ્રાણી વિષે શાન્ત ચિત્તે અવલોકન કરતાં આપણાં હૃદયમાં કંઈક આશ્ચર્યમયી ભાવના પ્રકટ થાય છે, અને સ્વાભાવિક રીતે હૃદયમાંથી એવા ઉદ્‌ગારો નીકળી જાય છે કે કુદરતની શક્તિ અકળ—અગમ્ય છે.

ઇતિહાસ ભૂગોળના અભ્યાસીઓના ઉપયોગ માટે આ રેનડીઅર પ્રાણી વિષેનું અત્રે વર્ણન કરવામાં આવે, તો તે અયોગ્ય તો નહિજ ગણાય.

રેનડીઅર—લાપ્લાંડ, નોર્વે, અને ગ્રીનલાંડમાં રેનડીઅરને ઉત્પન્ન કરીને ત્યાંના લોકોને ઇશ્વરે ઘણું સુખ કરી આપ્યું છે, એ દેશોમાં શિઆળામાં આ ચમત્કારી પ્રાણી સિવાય ભાગ્યે જીવી શકાય એમ છે. જે લાપ્લાંડવાસી કને ઘણાં રેનડીઅર હોય છે તે પૈસાદાર ગણાય છે. રેનડીઅર બરફવાળાં મેદાનોમાં એક જાતની પૈડાં વગરની ગાડીને ઘણીજ ઝડપથી અને સહીસલામત ખેંચી જાય છે. એના ચામડાનાં લુગડાં બને છે, ને પહેરવાથી એટલી તો ટાઢ ખાળે છે, કે એ ઉત્તર તરફના પ્રદેશોની સખ્ત રાતે વધારામાં એના ચામડાનો બનાવેલો ઓછાડ ઓઢીને બરફ ઉપર હરકોઈ માણસ સૂઈ રહે છે અને તેને કશી ઈજા થતી નથી.

લાપ્લાંડના લોક રેનડીઅરના દૂધનું પનીર કરે છે, અને એનું દૂધ તેમનાં છોકરાં ખાય છે. એના શિંગડાંના કટોરા બને છે, એ શિંગડાં બહુ પહોળાં અને ચપટાં હોય છે, અને દર વરસે ખરી પડે છે. ભટકતા લોક તો પોતાના તંબુઓના ગલેફ એના ચામડાનાં કરે છે.

ઝાડની ડાળીઓ પર તેમજ બરફની નીચે લીલ ઉગે છે, તે આ જાનવરનો ખોરાક છે. રેનડીઅર ઉનાળામાં બગાઇ અને ડાંસની પીડામાંથી છૂટવાને છેક ઉંચા પહાડોની ટોચે જઇને રહે છે; અને શિઆળામાં તે ઠેકાણે ખાવાનું મળતું નથી તે વારે નીચે મેદાનોમાં ઉતરી આવે છે.

આ જાનવર આપણા સાબરના જેવડું લગભગ છે. એના ફાટેલી ખરી વાળા પગ બળદના પગથી વધારે પહોળા થઈ શકે છે. તેથી બરફમાં પેસી જતા નથી, વળી પગની આસપાસ લાંબા અને જાડા વાળ પુષ્કળ હોવાથી તેના પગ ખોપર ઠરે છે, લપસી જતા નથી.

---

## ચર્ચાપત્રના ઉત્તર.

ગુજરાત શાળાપત્ર પુ. ૬૦ અંક ૨ પૃષ્ટ ૫૪-૫૫.

(લેખક—શેઠ લાજરસ, ગોહાલુ.)

(૧) સાપ વિષેની વિસ્તૃત હકીકત માટે જુનાં શાળાપત્ર વાંચો. તે ઉપરાંત "ગુજરાતી" સાપ્તાહિકનો સંવત ૧૯૭૫નો દિવાળીનો અંક ખાસ જુઓ. તેમાં સાપ વિષે શાસ્ત્રીય દષ્ટિથી યથોચિત અન્વેષણ કરવામાં આવ્યું છે.

(૨) કુદરતના નિયમો અમુક છે. દિક્ કાળ અને કાર્યકારણથી પણ તે નિયમો અબાધિત રહે છે. ૧૯૧૭ ના શાળાપત્રમાં " વનસ્પતિશાસ્ત્ર " નો લેખ. પુંકેસર અને સ્ત્રીકેસરની સંખ્યાથીજ ફળની સંખ્યા અમુક હોવી જોઈએ એ નિયમ નથી. વળી બટાટા, ગાજર આદિ વનસ્પતિ કઈ જાતની છે ? નવા છોડ કંઈ બીથીજ થાય એવું નથી. પ્રશ્નોનું નિરાકરણ કરવા માટે ઘણાં પૃષ્ઠો રોકવાં પડે. શાળાપત્રોમાં વારવાર વર્ણનો-ઘણાજ ઉપયોગી લેખો-પ્રકટ થાય છે, શિક્ષકે તે ધ્યાનથી વાંચવા ને વિચારવા આવશ્યક છે. વળી જાણીતા વનસ્પતિ શાસ્ત્રી શ્રીયુત જયકૃષ્ણ ઇંદ્રજીભાઈનો મહાન ગ્રંથ વાંચવાથી આ વિષય પરત્વે સારૂં અજવાળું પડી શકશે.

(૩) પ્રાણીઓનો રંગ બદલાવા વિષે વાંચો શાળાપત્ર પુ. ૫૭. પૃ. ૩૨૦ વળી સ્થાન, સમય અને સ્થિતિનો ભેદ પારખી કુદરત પણ પ્રાણીઓમાં પરિવર્તન કરી શકે છે. વાંચો "સૃષ્ટિની ઉત્પત્તિ"માં "જીવનકલહ"નું નિવેદન.

(૪) ચામાચીડીઉં, હાથી, ઉંટ વગેરે પ્રાણીઓ તથા જીવજંતુઓ વિષે શાળાપત્રમાં જુના અંકોમાં તમામ હકીકત આવી ગઈ છે. તેમનો પુનર્લેખ કરવો અને નિરર્થક કાળ વ્યર્થ કરવો બીનજરૂરી છે. ઉંટના દૂધને આરબ લોકો ચામડાની કોથળીમાં વલોવે છે, ને તેનું માખણ પણ વાપરે છે. આપણા દેશમાં તેવી પ્રથા નથી. વાંચો શાળાપત્ર પુ. ૫૦ પૃ. ૩૭૭

(૫) ચાર ઘાસની...એ કવિતામાં સ્પષ્ટ પુનરુક્તિ છે. બાળકવિતા માટે એવી છૂટ ચાલી શકે. " વાચનમાળાના ખુલાસા " એવા શીર્ષકથી જુના શાળાપત્રોમાં કેટલીક સમજણ આપી છે. તે વાંચવા દરેક શિક્ષકને ભલામણ છે.

( ૬ ) કેરડાના પાંદડા વિષે અગાઉ ચર્ચા થઇ ગઈ છે. શાળાપત્ર પુ. ૫૫ પૃ. ૨૭૩. અવલોકન કરનારને કુમળી ટીસીએ આમળ તેના સૂક્ષ્મ પાંદડાં નરી આંખે પણ સ્પષ્ટ જણાય છે. એક વાર શાળાપત્રમાં આવી ગયેલ પ્રશ્નો ફરી ઉઠાવનાર મારા શિક્ષક બંધુઓ શાળાપત્રનો શો ઉપયોગ કરતા હશે તે વિચારવા જેવું-છે.

( ૭ ) કનેરી બેટોનું સ્થાન ને ઉત્તર દિશાનું વૃત્ત વગેરે બાબતો લક્ષમાં રાખવાથી આ પ્રશ્નનું નિરાકરણ થઈ જશે. મનુષ્યના નિયમો ચલિત હોય પણ કુદરતના નિયમો હંમેશાં અચલ છે. તેમાં વિક્ષેપ પડેજ નહિ.

---

# જાહેર ખબરો.

છોકરા તથા છોકરીઓને વાસ્તેની સરકારી ગુજરાતી વાચનમાળા મેસર્સ મેકમિલન કંપનિ તરફથી પ્રસિદ્ધ થએલી છે તે પુરતી સંખ્યામાં ન મળવા વિષે.

## સરકારી ઠરાવ.

### મુંબઈ સરકાર.

કેળવણી ખાતું. ઠરાવ નં. ૧૩૩.

સેક્રેટરિએટ, જંજિરે મુંબઈ.

તા. ૮મી જાન્યુઆરિ ૧૯૨૧.

સરકારી વાચનમાળા પુરતી સંખ્યામાં ન મળતી હોવાથી ડિરેક્ટર ઑફ પબ્લિક ઇન્સ્ટ્રક્શન અને મેસર્સ મેકમિલન કંપનિના મેનેજર વચ્ચે કેટલોક પત્રવહેવાર ચાલ્યો હતો, કેટલાક વેપારીઓ બહુ નફો ખાઈ ચોપડીઓ વેચે છે; તેમને તેમ નફો લેતા રોકવાને કંપનિના મેનેજરને વિનંતી કરવામાં આવી છે. સરકારને છાપાંદ્વારા કિંમત વધાર્યા વિષેની ફરિયાદ કાને પડી હતી. કંપનિના મેનેજર ખાતાને આ વિષે ખબર આપતાં જણાવે છે કે છાપખાનામાં કામ કરનાર માણસોની મુશ્કેલીને લીધે કંપનિ પુરતી સંખ્યામાં ચોપડીઓ છપાવી શકતી નથી. સરકારે આને લગતો નીચેનો ઠરાવ પ્રસિદ્ધ કર્યો છે.

મેસર્સ મેકમિલન કંપનિએ આ સાથે બતાવેલા ફોર્મમાં વાચનમાળાની બધી ચોપડીઓની વીગતવાર સીલક દરેક મહિનાની ૧લી તારીખે ડિરેક્ટર ઑફ પબ્લિક ઇન્સ્ટ્રક્શનને મોકલી આપવી. તા. ૫-૧૨-૧૯૧૮ના કંપનિ સાથે થએલા કરારનામાની કલમ બીજીને આધારે મુંબઈના ડે. એ. ઈ. ને કંપનિવાળાની ચોપડીઓ તપાસવાની સત્તા આપવામાં આવે છે.

ડિરેક્ટર ઑફ પબ્લિક ઇન્સ્ટ્રક્શને દર ત્રણ મહિને ચોપડીઓનો જથો લોકોની માગણીને પહોંચી વળે એમ છે કે નહિ તે છેલ્લા ત્રણ વર્ષની સરાસરી લઈ સરકારને જણાવવો.

શાળાને લગતા દરેક માસિકમાં જાહેરખબર છપાવવી કે બુકસેલરોએ આને લગતી ફરિયાદ પોતાના જીલ્લાના ડે. એ. ઈ. ને કરવી, ડિરેક્ટર

ઑફ પબ્લિક ઇન્સ્ટ્રકશને પણ આ ફરિયાદો ધ્યાનમાં લઇ યોગ્ય તપાસ કરી અને કંપનિના માલીકો પાસેથી ખુલાસો માગવો.

આ પદ્ધતિથી મુશ્કેલી દૂર થાય છે કે નહિ અને ન થાય તો બીજા શા નિયમો ઘડવા તે સંબધી ડરિકેટર ઑફ પબ્લિક ઈન્સ્ટ્રકશને સરકારને રિપોર્ટ કરવો.

(સહી) એસ. એન. ઝીમન.
ડે. સે. ટુ ગવર્નમેન્ટ

| નામ અને વર્ગ. | વાચનમાળાનું નામ.* | |
|---|---|---|
| ૧ ગયા માસ આખરે સીલક રહેલી નકલો. | બાળપોથી + | + દરેક માસના જુદા આંકડા લખવા. |
| ૨ બુકસેલરો પાસેથી પાછી મળેલી નકલો. | પુસ્તક ૧ થી ૭ સુધી | * (છોકરા તથા છોકરીઓ માટેની સ્થાનિક ભાષાની દાખલ કરવી. ) |
| ૩ જો નવી આવૃતિ છપાવી હોય તો તેની નકલો. | | |
| ૪ વેચાણ થએલી નકલો. | | |
| ૫ આવેતા માસ માટે સિલક એચેલી નકલો. | | |

(સે. એ. ઈ. સાહેબ ઉત્તર. વિભાગના હુકમ નં ૧૪૫૭૭ તા. ૧૨-૨-૨૧)

નં. ૨

સે. ડીરેકટર સાહેબે પોતાના તા. ૧૧-૧૨-૨૦ ના હુકમ ન ઇ. ૪૫૮૨ થી એ. એમ. કોરેશીને તા. ૭-૧૨-૨૦ ના માગી દર્શાવનારા

મિ. એમ. ઇ. ડારેશીન પોતાના નં. ૧૨૨૫ ના પત્ર ઉપરથી મુંબઇની ગોઆન યુનિઅન હાઇસ્કૂલમાં અથવા બીજી કોઇ મંજુર કરેલી નિશાળમાં દાખલ થવા લીવીંગ સર્ટિફિકેટ આપવા ફરમાવેલું છે.

એ વિદ્યાર્થીને તા. ૨૭-૯-૧૯૨૦ના હુકમ નં. ઈ. ૧૦૧૮૭થી તે આપવાની મના કરવામાં આવી હતી. તે મના એ છોકરાને અંગે હવેથી રદબાતલ છે.

( મ. એ. ઇ. સાહેબના હુકમ નં. ૧૨૭૭૧ તા. ૧૨-૧-૨૧ ઉપરથી )

નં. ૩.

મે. ડિ. ઓવ. ૫. ઈ. સાહેબના લાયબ્રેરિ હુકમ નં. ૧૬૮૭૬ તા. ૧૯-૧-૨૧. ઉપરથી રાવબહાદુર એચ. ડી. કાંટાવાળાને તેમની "ભૂતળ વિદ્યા "ની કિંમત રૂ. ૦-૫-૦ થી વધારીને ફક્ત નવી આવૃત્તિ માટે રૂ. ૦-૧૦-૦ કરવાની મંજુરી આપી છે.

( મ. એ. ઇ. સાહેબનો હુકમ નં. ૧૩૬૩૧ તા. ૨૭-૧-૨૧ )

---

## ઈનામ પત્રક.

અંભેટી—રૂ. ૧૦) પા. નરસીભાઇ ભીખાભાઇ ઇનામ વહેંચવા માટે આપ્યા. વેસુ—રૂ. ૫) મુબઇના શેઠ પેસ્તનજી ડોસાભાઇએ પતેતીના તહેવાર નિમિત્તે મિઠાઈ વહેંચી. મંગોદ—રૂ. ૩૫) શેઠ કેખુશરૂ મહેરવાનજી એ મિઠાઈ તથા છોકરીઓને છીંટ વહેચી. ઉમરસાડી—રૂ. ૧૦) પા. ગાંડાભાઈ મોહનજી તથા પરાગજી બાવાભાઇએ કન્યાશાળામાં ઇનામ વહેંચ્યાં. હાળીપરજ—રૂ. ૫૦) ચીખલીના નગરશેઠ ઘેલાભાઇ પ્રેમાનંદે કાપડ વહેંચ્યું. ખેરગામ—રૂ. ૬૪) ચીખલી મહાજન કમિટિ રીલિફ ફંડ તરફથી બંડી તથા ધોતીયાં વહેંચ્યાં.

## પંચમહાલ્સ રેવાકાંઠા.

બળીઆદેવ—ગામલોક રૂ. ૩૩) જમણ તથા મિઠાઈ. કેરપરેજ—બમાન હરીભાઇ રૂ. ૭૫) સ્કૂલ જમાડી. બીલવાડ બારીયા—લલુભાઈ હઠીસીંગ રૂ. ૩૫) જમણ આપ્યું બીલવાડ—લલુભાઇ હઠીસીંગ રૂ. ૪) ઇનામ. અડાદરા—ગામલોક રૂ. ૪૧) સ્કૂલ જમાડી. અણોટવા—ગામલોક

( અપૂર્ણ. )

## શિક્ષકો અને વિદ્યાર્થીઓને થોડા શ્રમે ઘણું જ્ઞાન મળે એવાં પુસ્તકો.

---



---

## નડીઆદમાં નવીન સાહસ,

અમોએ કમ્પાસ બૉક્સો, સ્કૉલરસેટ અને પ્રાયમરીસેટ એ જાતની તૈયાર બનાવી છે; જેની અંદર પિત્તળની ધાતુના નક્કર કમ્પાસ, ડિવાઇડર, ધાતુના ૫ , પ્રોટ્રેકટર, સેટસ્કવેર, પેનસીલ વગેરે મેથેમેટીકલ ઇન્સ્ટ્રુમેન્ટસ રાખવામાં આવ્યાં છે. પ્રાયમરી સેટની અંદર પિત્તળના પોલા કમ્પાસ અને ડિવાઇડર છે. તે શિવાય તમામ નાપને બન્ને કમ્પાસ બૉક્સોમાં સરખા છે. અને તમામ અમારી બનાવટનાં છે તેમજ ૫ દેશી માલની બરાબરી સારી રીતે કરે છે તેને માટે રાવબહાદુર ઇન્સપેક્ટર વકીલ સાહેબ અને કાદરી સાહેબ અને બીજા વિદ્યાધીકારી ઓફીસરોના ઘણા ઉત્તમ અભિપ્રાય મળ્યા છે.

ભાવ નીચે મુજબ છે.

| | રૂ. આ. | રૂ. આ. |
|---|---|---|
| સ્કૉલર સેટ કમ્પાસ બૉક્સ | ૧—૧૨ | ૧૮—૦ |
| પ્રાયમરી સેટ કમ્પાસ બૉક્સ | ૧—૮ | ૧૪—૮ |

એક ડઝન કમ્પાસ બૉક્સ મંગાવનારને એક સારૂં કેલેન્ડર મોકલવામાં આવશે,

બનાવી પ્રસિદ્ધ કરનાર ધી ફેરવર્ડ એન્ડ કમ્પની—નડીઆદ.

એજન્ટસ.

લીમ ડી એન્ડ કુ નં. ૨૭૦ ગનમાર—મુંબઈ.
સરતુલાલ નારણદાસ સુરત.
દેસાઇ બધર્સ. ભરૂચ.

ધી સરસ્વતી બુક ડીપો નડીઆદ. અને ગોધરા.
ધી ખડાયતા બુકડી વા ગાંધીરોડ અમદાવાદ.

---

## સૂચના.

૧. પત્ર સંબંધી લખાણું—એડિટર તરફ મોકલવું. છાપવા મોકલવાનું લખાણ કાગળની એક બાજુએ ચોકખે અક્ષરે લખવું. છાપવા યોગ્ય લાગશે તો છપાશે, નહિ પસંદ કરેલો લેખ ટિકિટ મોકલી હશે તો પાછો મોકલવામાં આવશે.

૨. લેખકને ઉત્તેજન—વિષયો લખી મોકલનારની મેહેનત લેવાશે, ખુશી હશે તો પ્રથમથીજ ખબર આપેથી દર છાપેલે પાને યોગ્યતા પ્રમાણે રૂા. ૧) સુધી આપવામાં આવશે. ચર્ચાપત્ર માટે કંઈ આપવામાં નાહ આવે.

૩. લવાજમ—વરસ એકનો રૂ. ૧-૮-૦ ટપાલ ખર્ચ સાથે અગાઉથી. વિદ્યાર્થીઓ માટે ૦-૧૨-૦. છુટક અંકના રૂા. ૦-૨-૦ પોસ્ટેજ રૂા ૦-૦-૬ જુદું.

૪. મનિઓર્ડર—કુપન પર ગામ કે શહેરનું ઠેકાણું સ્પષ્ટ લખવું તેમજ ત્યાં એકથી વધારે નિશાળો હોય તો નિશાળનો નંબર તથા શાળા ઓફિસ તરફથી અપાએલા સરનામાના લેબલ ઉપરનો નંબર લખવો

### જાહેરખબરના ભાવ.

| મુદત. | પેજ. | | |
|---|---|---|---|
| | આખું | અર્ધું. | પા. |
| આખુ વર્ષ. | રૂ ૬૫ | રૂ. ૩૪ | રૂ ૨૦ |
| ૭ માસ. | રૂ ૩૫ | રૂ. ૧૮ | રૂ ૧૨ |
| ત્રણ માસ. | રૂ ૨૦ | રૂ. ૧૦ | રૂ. ૭ |

છુટક છપાવવાનો દર.

દર ત્રણ લીટીએ રૂ. ૧-૨-૦ રાખ્યા છે.

આ પત્ર સાથે કોઈ પણ હેન્ડબીલ વહેંચવામાં આવશે નહિ.

૫ શાળાપત્રમાં આપેલી ખાનગી જાહેરખબરોમાં જણાવેલી ચોપડીઓ ખાતાએ મંજુર કરેલીજ હોય એમ હમેશ હોતું નથી. માટે દરેક મંજુર કરેલી તરીકે ગણવી નહિ.

૬. શાળાપત્રનું વરસ જાન્યુઆરિથી ડિસેમ્બર સુધી ગણવામાં આવે છે; માટે વરસના વચમાં જે ગ્રાહક થવા માગતા હશે તેમ પાસેથી જેટલા અંકો તે અમલમાં હશે તેટલાની છુટક અંક લેખે કિંમત લેવામાં આવશે

તંત્રી

# શિક્ષકો અને વિદ્યાર્થીઓને થોડા શ્રમે ઘણું જ્ઞાન મળે એવાં પુસ્તકો.

**પ્રેક્ટીકલ નવી ભૂમિતિનો શિક્ષકઃ**—તેમાં વ્યાખ્યાઓ રીતો, સિદ્ધાંતો અને પ્રશ્નોના '૩૪૫' આકૃતિઓ સાથે સંપૂર્ણ ખુલાસા કરવામાં આવ્યા છે. આ પુસ્તક ધોરણ ૭, સાત ને વ૦ ફા૦ ના વિદ્યાર્થીઓને અતિ ઉપયોગી છે. ટ્રેનિંગ કોલેજના પહેલા વર્ષના વિદ્યાર્થીઓને પણ ખાસ ઉપયોગી છે. કિં૦ ફક્ત ૦-૧૪-૦

**હિંદનો ઇતિહાસઃ**—વ૦ ફા૦ ના તમામ વિદ્યાર્થીઓ આ ઇતિહાસનો ઉપયોગ કરી પાસ થાય છે. તેમાં આજ સુધીના વ૦ ફા૦ પરીક્ષાના પ્રશ્નો તથા તેના ઉત્તરો આપેલા છે. ધોરણ ૬ થી સાત સુધીના તમામ વિદ્યાર્થીઓને આ ઇતિહાસ અતિ પ્રિય થએલો છે કિં૦ ફક્ત ૦-૯-૬.

**નીતિ સંવાદો:**—નીતિનું શિક્ષણ આપી શકાય તેવા સંવાદોની બુક તૈયાર છે. આ સંવાદો શાળાઓમાં નીતિપાઠો તરીકે ચલાવી શકાય તથા શાળાઓને લગતા તમામ જાતના ઉત્સવોમાં ભજવી શકાય તેવા છે. કીં. ૦-૨-૦

**નીતિ વાચનમાળા** કિંમત ૦-૫-૦ નીતિની શિખામણો, કિં. ૦-૨-૦ અને તેવાંજ નીતિને લગતાં બાળશિક્ષણ ઉપયોગી ઇનામ લાયબ્રેરી માટે મંજુર થયેલાં પુસ્તકો અમારે ત્યાંથી મળશે.

ઉપરનાં પુસ્તકો ઉપરાંત ગુજરાતી, અંગ્રેજી ઉર્દુ અને સંસ્કૃત શાળાઓમાં ચાલતા તમામ પુસ્તકો, ગણિતના ખુલાસા, ગુજરાત-મુંબાઇ, હિંદુસ્તાન અને એશિયાની ભૂગોળની વીગતવાર નોટો, પ્રાવેશિકનો શિક્ષક, ધોરણની નોટો, સ્ટેશનરી, કાગળનાં રીમ, ફોરી અને ચિત્રવાળી ડ્રોઇંગ બુકો, એકસરસાઇઝો, ડાયરીઓ, નવા ધારા મુજબ છપાવેલા ગલોત પેટા, અંગુઠો છાપવાની ડબીઓ વગેરે મળશે. બીજા વેપારીઓ કરતાં અમારે ત્યાંથી માલ કિફાયત ભાવે મળશે, રૂા. ૨૫ નો ઓર્ડર આપનારને કમીશન ઉપરાંત સુંદર ભેટ આપવામાં આવે છે.

નીતિનું શિક્ષણ આપવા માટે ખાસ તૈયાર કરેલાં પુસ્તકો.

વિદ્વાનોના ઉંચા અભિપ્રાયવાળાં.

## નીતિ વાચનમાળા.

કર્તા—કહાનલાલ વ્રજલાલ પંડ્યા.

| | |
|---|---|
| પુસ્તક ૧ લું. (ઇ. લા. માટે મંજુર) | ૦-૧-૬ |
| પુસ્તક ૨ જું ( ,, ) | ૦-૨-૯ |
| પુસ્તક ૩ જું. ( ,, શ્રીયુતજી. હ. પંડ્યાની પ્રસ્તાવનાસહિત) | ૦-૫-૦ |
| પુસ્તક ૪ થું. | ૦-૯-૦ |
| નીતિ સંવાદો (બારે ઋતુના) | ૦-૨-૦ |

સરનામુંઃ—ધી સરસ્વતી બુકડીપો—નડિઆદ

## સ્થાપન ૧૯૦૪.

**" અમોને ઘણાજ પ્રદર્શનોમાંથી સોનાના ને ચાંદીના ચાંદ મળેલા છે. "**

અમારા કારખાનામાં સ્કૂલ્સ ને કોલેજોના શિક્ષણના સાહિત્યો, ફરનીચર, બાળકોને રમવાનાં રમકડાં, કલબ ને ઘરમાં રમવાની રમતોના સાધનો, બનાવવા તથા વેચવામાં આવે છે. પોલીશીંગ ને ઇલેક્ટ્રોપ્લેટીંગ વર્કસ દાખલ કરવાથી દરેક નમુનો ઘણોજ સફાઈદાર ને ચિત્તાકર્ષક થાય છે. હાલમાં અમો કેપિટલ વધારી દરેક કામ મંચેર્થી તૈયાર કરીએ છીએ, ને ઓરડર આપેથી માલ તુરત રવાના કરવામાં આવે છે સાહિત્યો. જેવાં કેઃ— સૂર્યમાળા, ટીલ્યુરીયન, ઋતુભેદ, ચંદ્રની ક્ષયવૃદ્ધિ, નાના મોટા પૃથ્વીના ગોળા, જેવાના, ચીતરવાના ને સપાટી દર્શક નકશા, ઝાડ, છોડ, ફળ, ફુલનાં ચિત્રો, માણસના શરીરના અંતર ભાગો, મગજ, કાન આંખ, ધડ, હૃદયના નમુનાઓ ને ચિત્રો ઝેરી સર્પો, કિન્ડરગાર્ટન, મોન્ટેસોરી, ગણિત, કસરત, કવાયત, ફળ ફુલના નમુનાઓ, એરપંપ બેલન્સ, વેટ્સ, વગેરે લેબોરેટરીના પ્રયોગોનાં એપેરેટસો ને કેમીકલ્સ, વગેરે ઘણાજ વિષયોનાં સાધનો બનાવવામાં આવે છે. અમારા લિસ્ટમાં જે સાધનો નહિ હોય તેની પણ માગણી કરવાથી તેના પર પુરતું ધ્યાન આપવામાં આવશે. પ્રાયમરી કે હાઇસ્કૂલો ઉઘાડનારાએ બધો સામાન અત્રેથી મળી શકશે. અમારૂં કારખાનું અમદાવાદ પ્રાંતીજ રેલ્વેના દહેગામ સ્ટેશન પર આવેલું છે. જોવા આવનારને ઘણી સગવડ ભરેલું છે. અમદાવાદથી ચાર ગાડીઓ અત્રે આવે છે ને જાય છે. રેલ્વે ભાડું ફક્ત રૂ. ૦–૪–૬ છે. પત્ર વહેવાર નીચેના સરનામે કરવો.

કાશીભાઈ છગનદાસ પટેલ એજન્ટ.
શ્રી નડિયાદ. શિક્ષણ સાહિત્ય કાર્યાલય કંપનિ. લિમિટેડ.
દહેગામ. ( અમદાવાદ પ્રાંતીજ રેલ્વે ).

જોઈએ છે—ગુજરાતી નવા સાતમા ધોરણમાં પાસ થએલ અનુભવી અને ઉમર લાયક શિક્ષક. પગાર માસિક રૂપીઆ ૨૦ સર્ટિફિકેટ સાથે અરજી કરો
ધી ચ્યેરમેન. સેક્રેટરિ
મદરસએ મોહમ્મદીઆ.
મુ. મંદસોર (માળવા.)

---

જોઈએ છે—ફસ્ટ ઇયર ટ્રેઇન્ડ. માસિક રૂ. ૩૦ અને નાની ચાલીમાં ફ્રી રૂમ. દર વરસે રૂપિઓ એક વધારી રૂ. ૪૦. નીચેના સરનામે અરજી કરવી.
સેક્રેટરી શેઠ રામજી આસર.
વિદ્યાલય ઘાટકોપર. જી આઈ. પી. રેલ્વે.

---

ધી અમદાવાદ સ્ટેશનરી માર્ટ.

સ્કૂલો, ઑફિસો, અને મિત્રોને લગતો દરેક જાતનો સ્ટેશનરિ સામાન; જેવો કે, દરેક જાતના કાગળો, બ્લૉટિંગપેપર, એક્સરસાઇઝ બુકો, નોટપેપર, કવર્સ, પેન્સિલ, હોલ્ડર્સ, સ્ટીલો, શાહી, ડ્રોઇંગ બુકો, તથા ડ્રોઇંગને લગતો દરેક જાતનો સામાન (કલર બોક્સ, બ્રશીઝ, રબર, કમ્પાસ બોક્સ, ફુટપટી, કલરટયુબ વગેરે) છુટક તથા જથાબંધ મળશે

રબર સ્ટેમ્પ તથા છાપવાનું કામ પણ સફાઈબંધ કરવામાં આવે છે. બહાર ગામનો માલ વી. પી. થી મોકલવામાં આવે છે.
Keshavlal G. Dave.
રીચીરોડ, બાલાહનુમાન.

---

( જાહેરાતનો મુસદો.)

શાહીની ટીકડીઓ તથા સ્ટીલપેનો.

ફેન્સી ટીનની ડબીમાં પેક કરેલ શાહીની ટીકડીઓ જેના દર બ્લુબ્લેક, જાંબળી તથા લીલી દરેક ૧૪૪ ના આના ૧૫ તથા લાલ દરેક ૧૪૪ના રૂ. ૧-૬-૦ તથા બેંક પેન અને ગ્રીગીઅર પેન દરેક ૧૪૪ની ડબીના રૂ ૧-૪-૦ નો બેહોળો ફેલાવો કરવા એજન્ટો જોઇએ છે. શરતો તથા અમારા બીજા માલની વધુ માહીતી માટે લખો; માણેકલાલ જીવણલાલ. એક્સપોરટર્સ, ઇમપોરટર્સ અને કમિશન એજન્ટસ. સુતાર ચાલ મુંબાઇ.

# ગુજરાત શાળાપત્ર.

પુસ્તક ૬૦ મું. મે સને ૧૯૨૧ અંક ૫ મો.

## પુસ્તકનો સ્વીકાર.

### ભારતીય શિક્ષણનો ઇતિહાસ.

લેખક અને પ્રકાશક,

(મેસર્સ ચીમનલાલ માણેકલાલ જાની, અને બાળકૃષ્ણ ચુનીલાલ જોશી)

આ પુસ્તક અમને અભિપ્રાય અર્થે તેના કર્તા રા. જાની તરફથી મોકલી આપવામાં આવ્યું છે. ભારતવર્ષમાં શિક્ષણપદ્ધતિ હતી કે નહિ અને શિક્ષણ કેવા સ્વરૂપનું અપાતું તેને લગતાં પુસ્તકોની ખોટ છે તેવે પ્રસંગે ઉક્ત પુસ્તકની પ્રસિદ્ધિ ઉપયોગી ગણી શકાય. પ્રાચીન ભારતવર્ષની શિક્ષણને અંગે પદ્ધતિ હતીજ નહિ એમ માનવું ભૂલભરેલું છે. જેટલું લક્ષ શિક્ષકો–ઉત્પત્તિઓ–વિષય શિક્ષણમાં દેતા તેટલુંજ લક્ષ પદ્ધતિને અપાતું નહિ. પાશ્ચાત્ય શિક્ષણના ઇતિહાસના ગ્રન્થો શિક્ષણશાસ્ત્રીઓ અને તેમના સિદ્ધાંતોના ક્રમિક વિકાસનું જેવું વર્ણન આપે છે તેવું આ દેશને અંગે સાધનોને અભાવે આપી નહિ શકાય, અને તેજ દૃષ્ટિએ આ દેશના શિક્ષણના ઇતિહાસની સમીક્ષા સ્વતંત્ર રીતે કરવી પડશે. આ પુસ્તકમાં શિક્ષણની શાસ્ત્રીય બાજુ ગૌણ ગણી પ્રાચીન હિન્દમાં શિક્ષણ અપાતું કે નહિ તે કેવે સ્થળે અપાતું, કોણ અધિકારી હતા અને કેવું અપાતું એ બાબતો શરૂઆતમાં સવિસ્તર આપી છે. હિંદુસ્તાન જુદા જુદા સમયમાં રાજતંત્રના ફેરફારમાં ઘુમતો ગયો તે સમયો લઇ ગ્રન્થકારે ઠેઠ વેદના સમયથી શરૂ કરી આધુનિક સમય સુધીનો અહેવાલ આપ્યો છે. પહેલાં પાંચ પ્રકરણોની એટલે પૌરાણિક સમય સુધીની હકીકત અન્ય ગ્રન્થોમાં સામગ્રી ઉપલબ્ધ થતી ન હોવાથી બેશક ઉપયોગી નીવડે તેવી છે. મુસલમાની સમયમાં કેળવણી કેવા સ્વરૂપની હતી તે પણ ચર્ચા કરી છે. ફારસી તથા અરબી શિક્ષણ પણ તેજ વખતે અપાવા લાગ્યું. જુદી જુદી લલિત કળા અને સંગીતનો વિકાસ થયો. પુસ્તકમાં દરેક બાદશાહનો ક્રમ લઈ તેના દરેકના વખતની હકીકત ચર્ચવાને બદલે સમગ્ર

મુસલમાની સમયમાં કેવી રીતે કેળવણી વૃદ્ધિ પામતી ગઈ એમ વર્ણન કર્યું હોત તો રસિક થાત. પુસ્તક શિક્ષણ એટલે કેળવણીનો અહેવાલજ આપે છે. તેમાંથી શિક્ષણશાસ્ત્રના ગૂઢ તત્વો તારવી તે ઉપર વાચકનું ધ્યાન દોરવાનો પ્રયાસ થએલો જણાતો નથી. બ્રિટિશ સમયના ભાગમાં તેવું કંઈક કરેલું જણાય છે. પ્રાચીન હિંદ અને અર્વાચીન હિંદના શિક્ષણના ઇતિહાસનો મુકાબલો કે સમાલોચના કરી હોત તો લાભદાયક થાત. પુસ્તક એકંદર પુષ્કળ હકીકતવાળું અને સરળ ઘરગથ્થુ ભાષામાં લખાએલું છે. ગ્રન્થકારનો પ્રયાસ જોતાં તે એક ઉપયોગી ગ્રન્થ નીવડશે એવી આશા છે.

---

## ધ્યાનની ખામીવાળાં બાળકો.

"શિક્ષકને નિશાળમાં વ્યવસ્થાપરત્વે અંતરાય કરવામાં અગત્યનું કારણ ધ્યાનની શિથિલતા કે ખામી મનાય છે. આ નુકસાનકારક કારણથી નિશાળમાં જેટલી મુસ્કેલીઓ ઉભી થાય છે તેટલી બીજાં કોઈ કારણોથી ઉભી થતી નથી. બાળકોને ઠપકો કે સજા ભોગવવાનું મુખ્ય કારણ બહુધા તેમના ધ્યાનની ખામી હોય છે. જુના શિક્ષકો આ ધ્યાન ફરજીઆત સ્વરૂપનું માનતા હતા. સુભાગ્યે એ ખોટા ભ્રમવાળા યુગમાંથી પસાર થઈ હવે આપણે ધ્યાન ઉત્પન્ન કરવામાં રસ અને જિજ્ઞાસારૂપી ઉત્તેજકો વાપરીએ છીએ. ધ્યાનની ખામીનો અભ્યાસ હવે શાસ્ત્રીય દૃષ્ટિએ નક્કી કરવો પડે છે."

ધ્યાનની ખામીને કામ કરવાના થાક સાથે સરખાવી શકાય. જેમ કોઈ કારીગર કે મજુર પોતાનું કામ અતિશય કરીને થાકી જાય છે તેમ બાળકોને પણ અમુક સમય એકજ કાર્યમાં રોકાયા પછી તેને અંગે માનસિક થાક લાગે છે. થાકનો અર્થ સામાન્ય રીતે કામનો કંટાળો મનાય છે, તેવો અર્થ અહીં લેવાનો નથી; એ થાક માત્ર મગજનો અમુક માર્ગે પ્રયાસ કરવાનો કંટાળો સૂચવે છે. એને બદલે બીજું કામ સોંપીએ તો તે કરવા મગજ તૈયાર હોય છે. જેને થાક લાગે છે તે વ્યક્તિને પોતાને થાકની સ્થિતિનું જ્ઞાન હોતું નથી. મગજ માત્ર અતિશય ચપળતાસૂચક સ્થિતિ દર્શાવનારૂં તેમજ ગભરાટવાળી કાર્યશક્તિનું સ્વરૂપ ધારણ કરે છે એવો શાસ્ત્રીય મત ખાસ મનાય છે. વેપારી, કારીગર કે મજુરને પોતાના કામને

અંગે થાક લાગવાથી તેનાથી નવો માર્ગ ઉત્પન્ન થતો નથી, અને તેથી આડકતરી રીતે તે થાક નુકસાન કરે છે.

બાળકોનો થાક જુદા સ્વરૂપનો છે. કેટલાક શાસ્ત્રીય પ્રયોગો કરવામાં આવ્યા હતા, અને એમ નક્કી થયું છે, કે મનુષ્યશરીરના શાસ્ત્રને લગતા સિદ્ધાંત સર્વદા એકજ હોય છે. એક જ્ઞાનેંદ્રિય મગજને અમુક જ્ઞાનની સ્ફુરણા કરે છે, અને મગજ તેની પ્રતિસ્ફુરણા સ્નાયુઓને કરે છે. આ કાર્યને અમુક સમય લાગે છે.

બાળકનું મન જ્ઞાન પ્રાપ્ત કરવામાં પણ એક જાતની ક્રિયા કરે છે. અને તે ક્રિયાનો સમય જેમ જેમ લંબાવતા જઈએ તેમ તેમ તેના પ્રતિબળના અસ્તિત્વનો સમય પણ તેટલોજ લાંબો નીવડે છે. મનની કાર્ય કરવાની ગતિ અમુક સમય પછી ધીમી પડે છે, અને પરિણામે તેની શક્તિ ઘટે છે. આને કામનો થાક કહે છે, એટલે કે અમુક કાર્યને અંગેજ માલમ પડતો થાક.

પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે થાક શરીરના કયા ભાગમાં ઉદ્ભવે છે. સ્નાયુઓને થાક હોતોજ નથી એ તો હવે સિદ્ધ થયું છે. અમુક કાર્યને પરિણામે સ્નાયુઓ થાકેલા લાગે છે. પરંતુ તેજ સ્નાયુઓ બીજું કામ કરવામાં તદ્દન બળવાળા અને ચપળ માલમ પડે છે.

તેમજ લોહીની નળીઓને પણ થાક લાગતો નથી. ત્યારે હવે મગજ તથા કરોડના જ્ઞાનતન્તુઓનો પ્રશ્ન બાકી રહે છે.

આ તન્તુઓ થાકનું સ્થાન છે. શરીરરચનામાં આની સંખ્યાનો પાર નથી. ઘણુંખરૂં પ્રત્યેક કાર્ય તેની સાથે સંબંધ ધરાવનારા ખાસ તન્તુ-સમૂહની મારફત કરવામાં આવે છે. આ તન્તુઓ તે કાર્ય કરવાને કેળવાએલા હોય છે. તેમને મગજમાંનો માર્ગ કહે છે. તેજ તન્તુઓ અમુક સમય સુધી ઉપયોગમાં લેવાયાથી થાકે છે, જડ બને છે, અને તેની સ્ફુરણાઓને અવરોધ થાય છે. સ્નાયુઓ તાજા તથા કાર્ય કરવાને અનુકૂલ સ્થિતિવાળા હોય છે, પરંતુ તે અગાઉ જેવી કુશળતા કે ત્વરાથી કામમાં લઈ શકાતા નથી. જ્ઞાનતન્તુઓનો માર્ગ અન્તરાયોથી મુક્ત ન થાય ત્યાં સુધી કામ કરવામાં મુશ્કેલી તથા કષ્ટ નડે છે. વિદ્યાર્થીઓ પરત્વે આ નિયમ લગાડીએ

તો કહી શકાય કે તેમના ધ્યાનની ખામી અમુક જ્ઞાનતન્તુના માર્ગને લાગેલ્ થાકનુંજ ફળ છે. તદ્દન થાક કે તેને અંગે આવશ્યક આરામની જરૂર હોત તીજ નથી; છતાં અમુક રીતના આરામની જરૂર હોય છેજ. થાકેલા તન્તુમાર્ગ આરામ માગી લે છે, અને મગજની સ્ફુરણા અર્થે બીજો ધોરી માર્ગ પકડવો પડે છે.

જ્યારે બાળકનું મગજ અમુક વિષય પરત્વે થાકેલું હોય છે, ત્યારે તેજ વિષય શીખવવાનો પ્રયત્ન જારી રાખીએ તો નિષ્ફળ નીવડે છે. આવા જોગોમાં ધ્યાનની ખામીનાં કારણો જાણવાની ઉપયોગિતા માલમ પડે . શિક્ષકના પ્રયાસો નિષ્ફળ નીવડે તે વખતે શિક્ષક વિષય બદલી નાખે થવા નવીનતા લાવે તો ધ્યાન સહેલાઈથી આકર્ષી શકાશે. માટે વિષયે, રંવાર બદલ્યાથી શિક્ષણ રસવાળું બને છે.

મોટી ઉંમરના બાળકો કરતાં નાનાં બાળકોને કામમાં થાક વહેલો ગે છે. બાળકો અમુક સમય સુધી—હદ સુધી—ધ્યાન આપી શકે છે, હદ સુધી પહોંચ્યા પછી તન્તુમાર્ગને અવરોધ થાય કે તરતજ ધ્યાનને ા સ્થિતિમાં લાવવાના પ્રયાસ નિષ્ફળ નીવડે છે. શ્રમ, પ્રયાસ અને મય વ્યર્થ જાય છે. ડહાપણનો માર્ગ એજ છે કે તે કામ તદ્દન પડતું કવુ, અને નવું હાથ લેવુ. બાળકો ધ્યાન આપવા લાગશે, અને કાર્યસિદ્ધિ ળ બનશે. આથી સમજાશે કે માત્ર આગ્રહથી ધ્યાન આકર્ષી શકાય હિ. કાર્યનું સ્વરૂપ બદલ્યાથીજ તેમ બની શકે છે. મગજને થાક લાગે તે હેલાં એક પ્રયાસમાંથી બીજામાં દોરીએ તો થાક કે રસની 'ક્ષતિ' ના બાળકને આખો દિવસ કામમાં રોકી શકાય છે આમ કર્યા. જ બાળકના જ્ઞાનમાં વૃદ્ધિ થશે.

(શાળાપત્ર ઑફિસ.)

# ફિલિપાઈન દ્વીપમાં શિક્ષાપ્રચાર.

( લેખકઃ-મિ. મગનલાલ આણંદજી મહેતા. )

(અનુસંધાન ગતાંકથી ચાલુ)

## કળાકુશળતાનું શિક્ષણ.

આ વિષયનું શિક્ષણ આપવા માટે સને ૧૯૦૧માં "ફિલિપાઈન સ્કૂલ ઓફ આર્ટસ એન્ડ ટ્રેડસ" ખોલવામાં આવી છે. શરૂઆતમાં ફક્ત લોઢા અને લાકડાપર કામ કરવાના બેજ વિષયનું શિક્ષણ આપવામાં આવતું હતું, પરંતુ દશ વર્ષમાં આ સ્કૂલે એટલી ઉન્નતિ કરી છે, કે હાલમાં અનેક ઉપયોગી વિષયોનું શિક્ષણ એમાં અપવામાં આવે છે; એમાંના કેટલાક કામો નીચે મુજબ છે.

(૧) ઉદ્યોગ ધંધાનું શિક્ષણ (Normal Industrial Course),

(૨) ઇજીનીઅરિંગનું પ્રાથમિક શિક્ષણ.

(૩) પેટીઓ બનાવવી (Cabinet making),

(૪) મોટી મોટી ઇમારતો બાંધવી (Building Construction)

(૫) પૈડા બનાવવા (Wheel making.)

(૬) યંત્ર કામ (Machine Practice)

(૭) પોતાની મેળે ચાલે એવાં યંત્રો બનાવવાં.

(૮) લુહાર કામ.

(૯) વાસણ બનાવવાનું કામ.

ઉપરના વિષયોનું શિક્ષણ આપવાનો હેતુ એ છે, કે ફિલિપાઈન દ્વીપનો નિવાસી કોઈ પણ વ્યાપાર ધંધામાં જોડાઈને પોતાની મરજી અનુસાર સ્વતંત્રતાથી પોતાનું જીવન વ્યતીત કરી શકે. આ પાઠશાળામાં વ્યાપાર સંબંધી શિક્ષણ તરફ અધિક લક્ષ આપવામાં આવે છે. સને ૧૯૧૧માં સદરહુ સ્કૂલમાંજ બનેલી ચીજોના વેચાણથી આશરે પચાસ હજાર રૂપીઆની આવક થઈ હતી આ રીતે મળેલું ધન વિદ્યાર્થીઓનો ઉત્સાહ વધારવામાં ખર્ચવામાં આવે છે. કળાકુશળતાની સ્કૂલમાં દાખલ થવા ઇચ્છનારે ઓછામાં ઓછું

પ્રારંભિક શિક્ષણ પુરૂં કરેલું હોતું કોઈએ એવો ધારો છે. સદરહુ સ્કૂલમાં વિદ્યાર્થીઓ પાસેથી કંઈ પણ ફી લેવામાં આવતી નથી, પણ " અહીંનું શિક્ષણ પ્રાપ્ત કરીને હું કોઇ પણ જાતની નોકરી નહિ કરતાં કોઈ પણ ધંધા-રોજગારમાં લાગીશ" એવી પ્રતિજ્ઞા દરેક વિદ્યાર્થીને લેવી પડે છે. કળા-કુશળતાનું સદરહું, શિક્ષણ સાત વર્ષમાં પુરૂ થાય છે, ત્યાર બાદ વિદ્યાર્થી પોતાની ઇચ્છાનુસાર કોલેજમાં જઈ શકે છે.

શિક્ષકઃ—પહેલ વહેલાં અહીં ત્યાંની ગવર્નમેન્ટની આજ્ઞાનુસાર ૯૫૦ અમેરિકન શિક્ષકોને અમેરિકામાં શિક્ષણ આપવા માટે મોકલવામાં આવ્યા હતા, કારણ કે આ દ્વીપમાં દેશી શિક્ષકોની સંખ્યા બહુજ કમતી હતી. આથી શરૂઆતમાં જોઈએ તેવી સફળતા થઈ નહિ; પરંતુ ધીમે ધીમે જેટલા સ્વદેશી શિક્ષકો મળવા લાગ્યા તેટલાથી કામ લેવામાં આવ્યું. રફતે રફતે ફિલિપાઈન નિવાસીઓ અને વિદેશીઓમાં પરસ્પર પ્રેમ વધવા લાગ્યો; રજાના દિવસોમાં અનેક શિક્ષકસભાઓ ત્યાં ભરવામાં આવે છે. આ સભાઓમાં અમેરિકાના મોટા મોટા વિદ્વાનોનાં ભાવપૂર્ણ વ્યાખ્યાનો થાય છે. આથી કરીને ત્યાંના વતનીઓનું જ્ઞાન વધતું જાય છે. આ સભાઓમાં શિક્ષણ સંબંધી વિષયો પર વિચાર કરીને એવો નિશ્ચય કરવામાં આવ્યો છે કે આ દ્વીપના શિક્ષિત જનોને અમેરિકામાં અધિક શિક્ષણ પ્રાપ્ત કરવા માટે મોકલવા. આવી રીતે અનેક ઉપાયોથી ફિલિપાઈન નિવાસી શિક્ષકોની યોગ્યતા વધારવાને અનેક પ્રયત્નો કરવામાં આવે છે. સને ૧૯૦૭ માં ૧૮૯ વિદ્યાર્થીઓને અમેરિકા મોકલવામાં આવ્યા હતા. જેને માટે રૂપીઆ ત્રણ લાખનો ખર્ચ થયો હતો.

સારાંશ એ છે કે આવા નાના દ્વીપસમુદાયમાં જે શિક્ષણ આપવામાં આવે છે તેનો, એક માત્ર ઉદ્દેશ, એ છે કે ત્યાંના નિવાસી સ્વતંત્ર રીતે પોતાનું જીવન વ્યતીત કરી શકે. તેઓને પોતાના સુખને માટે કોઇ બીજાના સુખ તરફ તાકવું પડે નહિ. તેજ શિક્ષણ ઉત્તમ ગણાય છે કે જેની સહાયતાથી મનુષ્ય પોતાના જીવનનિર્વાહમાં સફળ થઈ શકે. જે શિક્ષણથી મનુષ્ય કેવળ નોકરીજ કરવાને યોગ્ય બની જાય છે તે શિક્ષણને યથાર્થ શિક્ષણ કહેવામાં આવતું નથી. ફિલિપાઈનને માટે આ ખરેખર ગૌરવની વાત છે કે ત્યાં પણ શિક્ષણના યથાર્થ હેતુ પર ઉચિત ધ્યાન આપવામાં આવે છે.

ત્યાંના સત્તર લાખ નિવાસીઓમાંથી છઠ્ઠો ભાગ તો વિદ્યાર્થીઓનોજ છે. સને ૧૯૧૦–૧૧માં આ નાના દ્વીપસમુદાયમાં પ્રારંભિક સ્કૂલોની સંખ્યા ૪૧૩૧, માધ્યમિક સ્કૂલોની સંખ્યા ૨૪૫ અને ઉંચા દરજ્જાની સંખ્યા ૩૮ હતી. આ ૪૪૧૪ સ્કૂલોમાં ૬૧૦૪૯૩ વિદ્યાર્થીઓ ભણતા હતા. સદરહુ સાલમાં ત્યાંની ગવર્નમેન્ટે શિક્ષણપ્રચાર પાછળ ૧૦૩૫૦૦૦ રૂપીઆ ખર્ચ કર્યો હતો, જે દરેક વિદ્યાર્થી દીઠ રૂ. ૨૩ જેટલો હતો. ત્યાં કોઇ પણ માણસ પોતાની ગરીબી અથવા દરિદ્રતાના કારણે અભણ રહેતો નથી, એ ત્યાંની ગવર્નમેન્ટની શિક્ષણ સંબધી ઉદારતાની ખાત્રી આપે છે.



## "છત્રે થાતી છાંય"

(રા. સાકરલાલ ર મનસાલ દવે, બી. એ.)

આ કાવ્ય પ્લવંગમ છંદમ રચાએલું છે. પ્લવંગમ એ સંસ્કૃત શબ્દ છે. એનો અર્થ વાંદરો. વાંદરો જેમ કુદકા મારે, તેમ આ કાવ્ય ગાતાં વાણીના કુદકા મરાય છે. એ માત્રામેળ છંદ છે. અક્ષરમેળ છંદમાં અક્ષરોની ગણતરી કરવી પડે છે; તેમ માત્રામેળમાં અક્ષરોની ગણ્યા હિસાબમાં લેવાની નથી, પણ એકંદરે સ્વરોની અમુક માત્રા હોવી જોઈએ એવો નિયમ છે દોહરો, ચોપાઈ, ઉધોર, પ્લવંગમ વગેરે માત્રામેળના દૃષ્ટાંત છે, આગળ વિવરણ થઈ ગયાં તે કાવ્યોના છંદ વસંતતિલકા, દ્રુતવિલંબિત, વગેરે અક્ષરમેળ હતા.

પ્લવંગમ છંદનું માપ :—પ્રત્યેક ચરણમાં ૨૧ માત્રા, એવાં ચાર ચરણ ૨૧ માત્રામાં ૧૧ મી માત્રાએ યતિ (એટલે વિરામ) આવે. પહેલો તથા છેલ્લો અક્ષર ગુરુ એટલે બે માત્રાવાળો હોવો જોઈએ. લઘુ સ્વરની એક ને ગુરુ સ્વરની બે માત્રા ગણાય છે. આ પ્રમાણેઃ—

૨ ૨ ૨ ૨ ૨ ૧ ૧ ૨ ૧ ૧ ૨ ૧ ૨
છ ત્રે થા તી છાં ય, છ ડી ખ ર છા જ તા.

પહેલો સ્વર ગુરુ છે, કેમકે પાછળના જોડાક્ષરથી તે થડકાય છે.

આ કાવ્યનો અર્થ સમજવો મુશ્કેલ નથી, કેમકે હિન્દુ છોકરાઓને તો માના ધાવણની સાથે જ તેનો બોધ થાય છે. આ સંસાર અસાર છે, મિથ્યા માયારૂપ છે, માટે ભગવાનની ભક્તિ કરી ધર્મને માર્ગે ચાલી આત્માનુ કલ્યાણ સાધવુ એ દરેક મનુષ્યની મોટામાં મોટી ફરજ છે આ હિન્દુ ધર્મનો સામાન્ય વિચાર ભક્ત કવિઓએ સરસ વાણીમાં અનેક વાર ગાયો છે. આ કાવ્ય પણ એજ પદ્ધતિએ રચાયેલુ છે.

૧. જે ભાગ્યશાળી પુરુષોના સુકોમળ માથા પર છત્ર ધરાતાં હતાં, જેમની આગળ હાથમાં છડી લઈ નેકી પુકારતા ચોપદાર ચાલતા હતા, જે રસિકો હાથીના હોદ્દામાં બેસી બહાર વિચરતા હતા, જેમના નસીબમાં દીર્ઘાયુષ્ય તથા વિવિધ પ્રકારની સમૃદ્ધિઓ ભરેલી હતી તેવા મહા સમર્થ અને અમર લાગતા પુરુષો પણ એક દિવસ સ્મશાનમાં ચિતા પર લાંબા છટ થઈ સુઈ ગયા, અને તેમનાં કોમળ શરીર બળીને ખાખ થઈ ગયાં.

હોદ્દો અને અંબાડી એ બેમાં ફેર છે; ઉપર છત્રી હોય તે અંબાડી કહેવાય, ને ન હોય તે હોદ્દો કહેવાય હોદ્દાનો ઉપયોગ વિશેષ કરીને યુદ્ધમાં થતો, ને અંબાડીનો વરઘોડામાં થતો. પાંચમી ચોપડીમાં ૧૪૮ મે પાને હોદ્દાનું ચિત્ર છે.

૨ જેઓ સંસારના ક્ષણિક રસમાં ગુલતાન થઈ જાતજાતના પ્રકારના મોજશોખ ઉડાવતા હતા, મદાન્ધ બની યોગ્યાયોગ્યનો વિચાર સરખો કરતા નહિ, પોતાના ખજાનામાં અથવા ઘરના ભોંયરામાં કરોડો રૂપિયા પેદા કરી એકઠા કરતા હતા, તે સૌ વખત આવે કબરમાં દટાઈ ગયા કે સ્મશાનમાં ભસ્મ ભેગા ભળી ગયા.!

૩ આખા કાવ્યમાં આ ટૂંક જરા અવરી છે તેનો અન્વય આ પ્રમાણે થાયઃ—

જે નગરીઓ નોખમાં ઇન્દ્રપુરી અનુસાર હતી, જેમની હવેલીઓના ગોખમાં કોટીવજ સાહુકાર ગરજતા હતા, જેમાં સુન્દરીઓ (કેવળ રૂપાળી નહિ પણ) ગુણવન્તી હતી, જેમાં પુરુષો (પણ) કેવળ મર્દ નહિ પણ મહા ગુણનાગી હતા, તેવી (સર્વ પ્રકારે સરસ નગરીઓ પણ) કોણ જાણે ક્યાં આગળ ગર્દમાં મળી ગઈ!

આ પ્રમાણે અન્વય સમજવાથી અર્થ સ્પષ્ટ થશે. આખી ટૂંક નગરીઓ વિષેજ છે.

ઇન્દ્રપુરી અનુસાર = અમરાપુરી જેવી. નોખ = શોભા, ભભકો.

કોટીધજ = જે કરોડપતિ હતા તેમની હવેલીઓ પર પહેલાં ધ્વજ ચઢતી હતી. ( 'ભવન પર ભવન પર છત્ર દાખે' નરસિંહ મહેતો )

ગર્દ = ધૂળ પાદને અન્તે ગર્દનો અર્થ ખાડો આપ્યો છે એ બરાબર નથી. એ ફારસી શબ્દ છે.

૪. કાવ્યનો બોધ છેલ્લી ટુંકમાં આપ્યો છે. આ પ્રમાણે જગતમાં કોઇ અમર નથી, સર્વ રિદ્ધિ સિદ્ધિ નાશવન્ત છે, માટે હે ભાઈ, હે મિત્ર જરા વિચાર કરો, અને પાપ કર્મથી બચો; ભલા થાઓ, પવિત્ર થાઓ. આ ફેરો ફોગટ જશે, માટે ભગવાનની ભક્તિ કરો અને જીવ્યું સાર્થક કરો. હમેશ પ્રભુનું ધ્યાન ધરો, અને તે પણ હૃદયના સાચા સ્નેહથી, સાચા ભાવથી; બગભગતની પેઠે નહિ. પ્રભુ ભાવના ભૂખ્યા છે એ વિદુર સુદામાના દૃષ્ટાન્તથી શીખી લો.

---

## બેરોમીટરથી પર્વતોની ઉંચાઈ.

( લેખકઃ—રા. રતનશી પુરુષોત્તમ અનડા. અમદાવાદ. )

ગુજરાતી પાંચમી ચોપડીમાં વાયુભારમાપક યંત્ર (બેરોમીટર) વિષે પાઠ છે, તેમાં તે યંત્રથી પર્વતની ઉંચાઈ માપી શકાય છે એવો ઉલ્લેખ છે, ને તે સંબંધે જણાવ્યું છે કે " પ્રત્યેક ૯૦૦ ફુટની ઉંચાઈએ ચડતાં યંત્રમાં પારો ૧ ઇંચ નીચો ઉતરે છે."

હવે આ નિયમ મુજબ પાા માઈલ એટલે લગભગ ૨૭૦૦૦ ફુટની ઉંચાઈએ પારો ૩૦ ઇંચ ઉતરી જવો જોઈએ પણ તેમ થતું નથી. તેટલી ઉંચાઈએ યંત્રનો પારો ૧૯ ઇંચ નીચો ઉતરે છે. આનું કારણ શું છે તેનો વિચાર કરીએ.

નવી શોધ પ્રમાણે વાતાવરણની ઉંચાઇ ૧૦૦થી ૨૦૦ માઇલ સુધીની મનાય છે, અને વાતાવરણના એ થરનો ભાર સમુદ્રની સપાટીએ ૩૦ ઇંચ

છે; એટલે ૩૦ ઇંચ પારાના થંભ બરાબર ૧૦૦થી ૨૦૦ માઇલની હવાના સ્તંભનો ભાર છે. તેથી નિરાશીના નિયમ મુજબ ૧ ઇંચ પારાના સ્તંભ બરાબર ૩ થી ૬॥ માઈલની હવાનો સ્તંભ થવો જોઈએ. પરંતુ એમ બની શકતું નથી કારણ કે નીચેની હવા ઘાડી છે ને ઉપરની હવા વધારે ને વધારે પાતળી છે, એટલે હવાના સ્તંભનું વજન ઉપરના ભાગમાં ક્રમે ક્રમે વધારે ને વધારે કમી થતું જાય છે. આમ હોવાથી એ સંબંધે સામાન્ય નિરાશીથી કામ લઈ શકાતું નથી.

હવાના સ્તંભનો ભાર કયા ક્રમે કમી થતો જાય છે, અથવા નીચેની ને ઉપરની હવાના ઘટત્વમાં કેટલો બધો ફેર છે તે નીચેની બીનાથી બરાબર સમજાય છે. વિદ્વાનોએ અખતરા કરી સિદ્ધ કર્યું છે કે ૩॥ માઈલ એટલે ૧૮૫૦૦ ફુટની ઉંચાઈએ ચડતાં બેરોમીટરમાંનો પારો અધો એટલે ૧૫ ઇંચ નીચો ઉતરી જાય છે. મતલબ કે નીચેની ૩॥ માઈલની હવાનો ભાર જેટલો ઉપરની બધી હવાનો ભાર છે. વળી ઉપર બીજા ૩॥ માઈલ ચડતાં પારાનો સ્તંભ ૭॥ ઇંચ રહે છે, મતલબ કે બીજા ૩॥ માઈલની હવાના સ્તંભનું વજન નીચેની હવાના ૩॥ માઈલના સ્તંભના વજન કરતાં અર્ધું છે. આમ ૭ માઈલની હવાના સ્તંભનો ભાર એકંદર હવાના સ્તંભના ભારનો ચોથો ભાગ છે. ૭ માઈલ ઉપરની હવાનું ઘટત્વ ઘણું કમી થઈ જાય છે, એટલે બીજા ૧૪ માઈલે ને એકંદર ૨૧ માઈલે પારાનો સ્તંભ માત્ર ૧ ઇંચજ રહે છે, મતલબ કે તે ૧૪ માઈલમાં પારો ૬॥ ઇંચ ઉતરે છે, આમ હોવાથી ૨૧ માઈલ ઉપરની બધી હવાનો ભાર પારાના માત્ર ૧ ઇંચના સ્તંભ બરાબર છે, તેથી ૨૧ માઈલ ઉપરની હવા અતિશય પાતળી હોવી જોઈએ.

ઉપરની હકીકતથી સારી રીતે ખ્યાલમાં ઉતરશે કે જેમ જેમ ઉંચે ચડીએ તેમ તેમ હવાનું ઘટત્વ કમી થતું હોવાથી દર ૯૦૦ ફુટે પારો ૧ ઇંચ ન ઉતરતાં ઓછો ઉતરે છે. એટલે પારાને બીજો ઇંચ ઉતારતાં ઉંચાઈના અંતરમાં વધારો કરવો પડે છે. સામાન્ય રીતે નીચે મુજબ અંતર વધતું રહે છે.

૧. નીચેની હવાના ૩॥ માઈલના થરમાં પ્રથમ ૯૦૦ ફુટે ૧ ઇંચ પારો ઉતરે, પછી ૯૫૦ ફુટે ૧ ઇંચ ઉતરે, પછી ૧૦૦૦, ૧૦૫૦, ૧૧૦૦,

૧૧૫૦, ૧૨૦૦, ૧૨૫૦, ૧૩૦૦, ૧૩૫૦, ૧૪૦૦, ૧૪૫૦, ૧૫૦૦, ૧૫૫૦, ૧૬૦૦ ફૂટે એ ક્રમે ૧ ઇંચ ઉતરે એટલે એકંદર ૩ા માઈલની ઉંચાઈએ ચડતાં ૧૫ ઇંચ પારો ઉતરે.

૨. પછીની હવાના ૩ા માઈલના થરમાં ૧૮૦૦, ૨૦૦૦, ૨૨૦૦, ૨૪૦૦, ૨૬૦૦, ૨૮૦૦, ૩૦૦૦ ફુટે એ ક્રમે ૧ ઇંચ ઉતરે, એટલે એકંદર ૭ માઈલની ઉંચાઈએ ચડતાં પારો ૨૨ા ઇંચ ઉતરે.

૩. ૭ માઈલ પછીની હવાના ૧૪ માઈલના થરમાં ૦ાા, ૧, ૧ાા, ૨, ૨ાા, ૩ાા, ૫ માઈલે એ ક્રમે ૧ ઇંચ ઉતરે, એટલે એકંદર ૨૧ માઈલની ઉંચાઈએ પારો ૨૯ ઇંચ નીચો ઉતરે.

ઉપર દર્શાવેલ ક્રમ ખરોજ છે એમ નથી. એ એક માત્ર વિચારપૂર્વક નક્કી કરેલી અટકળ છે, પણ તે એમ બતાવવા માટે છે કે નીચેની હવામાં ૯૦૦ ફુટની ઉંચાઈએ પારો ૧ ઇંચ ઉતરે છે, પણ ૩ાા માઈલ ઉંચે ચડીએ તો ત્યાં ૯૦૦ ફૂટે નહિ પરંતુ ૧૬૦૦ ફુટે, ૭ માઈલની ઉંચાઈએ લગભગ ૩૨૦૦ ફુટે, ને ૨૧ માઈલની ઉંચાઈએ લગભગ ૫–૬ માઈલે ૧ ઇંચ પારો ઉતરે છે. એટલે એ યંત્રથી પર્વતોની ઉંચાઈની અટકળ કરતાં આ હકીકત ધ્યાનમાં રાખવી જોઈએ.

---

## " કસાવલી. "

### (હડકાયું જાનવર કરડતાં ઝેર ચડે તેના ઉપચારનું સ્થળ.)

(લે. મિ. છોટુભાઈ ઝવેરભાઈ પરીખ, મારસા મુખ્ય સ્કૂલ. બી. આ.)

કસાવલી વધારે જાણીતું હોવાથી તેનો લોકો તરફથી વધારે લાભ લેવાય છે; તેથી અત્રે કસાવલી સંબંધી માહીતી આપી છે. જે ગરીબ લોકો પોતાને ખર્ચે જવાને અશક્ત હોય, તેઓ આ દવાખાનાનો શી રીતે લાભ લઈ શકે, તથા ત્યાં ગયા પછી અજાણ્યા મુલકમાં કેમ જીવન ગાળવું, વગેરે હકીકત સામાન્ય પ્રજાના જાણવામાં આવે તે આ લેખનો ઉદ્દેશ છે.

જે ગરીબ લોકો 'પોતાના ખર્ચે' કસાવલી જવાને અશક્ત હોય તેમણે નીચે પ્રમાણે વ્યવસ્થા કરવી.

અમે બે માણસને હડકાયું જાનવર કરડે કે તરતજ અગર એક બે દિવસમાં પોતાની અનુકૂળતાએ પોલિસ પટેલનું પોતાને હડકાયું જાનવર કરડયું છે તે બાબતનું સર્ટિફિકેટ લેવું; તેની જોડે પોતાની સ્થિતિ કસાવલી જવાને અશક્ત હોય તો સરકાર ખર્ચે કસાવલી મોકલવા બાબતનું પણ સર્ટિફિકેટ લેવું. બંને સર્ટિફિકેટો પોતાના તાલુકાના મામલતદાર સાહેબને રજુ કરવાં. મામલતદાર સાહેબ ખાતરી કરી બે સર્ટિફિકેટ લખી આપે છે. એક પોતાને જે સ્ટેશનથી બેસવાનું હોય તેમને આપવાનું, અને બીજું કસાવલીના દાક્તર સાહેબને આપવાનું હોય છે; સ્ટેશન માસ્તર પહેલા સર્ટિફિકેટના આધારે કાલકા સ્ટેશન સુધીનો પાસ કાઢી આપે છે. પોતે એકલા જવાને અશક્ત હોય, તો તેને એક બરદાસ કરનાર માણસને પોતાની સાથે લઈ જવાની છુટ છે; તેનો પાસ તથા ખર્ચ સરકાર તરફથી મળે છે.

કસાવલી પંજાબ ઇલાકામાં અંબાલા જિલ્લાની હદમાં સમુદ્રની સપાટીથી ૬૦૦૦ ફુટની ઉંચાઈએ હિમાલયના પ્રદેશમાં આવેલું છે. અહીંની હવા બહુ ઉત્તમ છે. મુલક ઘણો ઠંડો છે; યુરોપીઅન લોકો ઘણા વસેલા છે. પ્રદેશ ઘણોજ રમણીય છે. દેવદારનાં પુષ્કળ ઝાડો છે.

આણંદથી કસાવલી જવાનો ત્રણ દિવસનો રસ્તો છે. તે બે રસ્તે થઈ જવાય છે. (૧) ડાકોરથી રતલામ, કોટા, મથુરા, દિલ્હી અને કસાવલી. (૨) અમદાવાદ, મહેસાણા, અજમેર, જેપુર દિલ્હી, અને કસાવલી. આ પ્રમાણે અમે તે રસ્તે ઈસ્ટ-ઈંડિઆ રેલ્વેના કાલકા સ્ટેશને ઉતરીને કસાવલી જવાય છે. કાલકા સ્ટેશનથી કસાવલી ૯ાા માઇલ થાય છે. ઘોડાગાડીની બહુ સવડ નથી; છતાં કેટલાંક સાધનો મળે છે, તેમાં ટટ્ટુ અથવા ઘોડા વિશેષ મળે છે. તેનું રૂા. ૧-૮-૦ થી રૂા. ૨-૮-૦ સુધી ભાડું લે છે. એ સિવાય 'રીકશૉ' નામની માણસ ખેંચે તેવી ગાડીઓ મળે છે તેનું ચારથી પાંચ રૂપીઆ ભાડું બેસે છે. ભાડાના દર સરકાર તરફથી ઠરેલા હોય છે. ચાલીને જવું હોય તો પણ પગ રસ્તે જવાય છે. સામાન ઉંચકી જવા માટે કુલી (મજુર) મળે છે; તેની મજુરી રા ૦-૬-૬ બેસે છે. કુલીને સામાન સોંપ્યા પછી સામાનની કાળજી રાખવાની જરૂર નથી; તેઓ ક્યા પ્રમાણે કસાવલી દવાખાનામાં આપણો સરસામાન પહોંચાડે છે. તેમાંથી કંઈ વસ્તુ ઓછું થવાની બીતિ હોતી નથી; એવા તે મુલકના કુલીઓ પ્રમાણિક હોય છે.

કસાવલી દવાખાનામાં પહોંચ્યા પછી પ્રથમ પોતાનો કેસ નોંધાવવો પડે છે. કેસ નોંધાવ્યા પછી આપણા કેસનું ફોરમ લઈ હાજરીપત્રકમાં નામ નોંધાવવું પડે છે; ત્યાં તે ફોરમ અને મામલતદાર સાહેબે આપેલું સર્ટિફિકેટ આપવાં પડે છે. ત્યાં આપણી પાસે શું સીલીક છે તે પૂછવામાં આવે છે, વધારે સીલીક હોય તો ખર્ચ મળતું નથી.

આ પ્રમાણે પુરો કેસ નોંધાવ્યા પછી પેટમાં પીચકારી મરાવવી પડે છે. પીચકારી મરાવ્યા બાદ દવાખાના તરફથી એક કામળો, લોટો, લોઢી એટલું સાહિત્ય આપવામાં આવે છે, તે લીધા બાદ શહેરમાં રહેવું કે દવાખાનામાં તે દરદીની અનુકૂળતા ઉપર છે. કારણ કે દવાખાનામાં સરકારે ગરીબો માટે પચીસેક ખોલીઓ બાંધેલી છે; પરંતુ તે એવી છે કે ગરીબો સિવાય બીજાને તેનો ઉપયોગ કરવો પસંદ પડે તેમ નથી. તે ખોલીઓ વગર ભાડે આપવામાં આવે છે, પણ મારા ધારવા પ્રમાણે શહેરમાં ધર્મશાળામાં રહેવું વધારે સારૂં છે. આ મારો જાતીય અનુભવ છે.

ખાવાં પીવાની સગવડ પોતાની મેળે કરી લેવાની હોય છે. ત્યાં સારી વીશીઓ નથી. કેટલીક પંજાબી હોટેલો છે; પણ તે ગંદી હોય છે, અને આ મુલકમાંથી જનારા લોકોને ફાવે તેવી હોતી નથી. ખાધાખોરાકીની વસ્તુઓ બજારમાં મળે છે. શાકભાજી પુષ્કળ મળે છે. વાસણકુસણ જરૂર પુરતાં સાથે લઈ જવાં સારાં છે. વાસણો ભાડે મળી શકે છે; પણ ગંદાં અને તે પ્રદેશના રિવાજને અનુસરતાં હોવાથી આ મુલકમાંથી જનાર લોકોને અનુકૂળ પડે તેવાં હોતાં નથી. પ્રદેશ ઘણો ઠંડો છે માટે જનારાઓએ ગરમ કપડાં તથા ઓઢવા પાથરવા માટે બિછાનની સારી સગવડ રાખવી જોઈએ. હું સખત ગરમીના દિવસોમાં ત્યાં ગયો હતો, છતાં એમ જણાયું કે અહીંના હિમ પડે તે દિવસો તે ત્યાંના દરરોજના દિવસો છે; ત્યાં બીજે ત્રીજે દિવસે વરસાદ થાય છે, માટે ઉનાળા સિવાય બીજી ઋતુમાં જનારા માણસોએ ત્યાં કેટલી ઠંડી હશે તેનો ખ્યાલ પોતે કરી લેવો. બપોરના બાર વાગે પણ ઠંડીને લીધે શહેરમાં ફરવા જઈ શકાતું નથી. આવા સંજોગોમાં ત્યાં ચૌદ દિવસ રહેવું પડે છે.

ઔષધોપચાર ચૌદ દિવસ ચાલે છે. દરરોજ સવારના દશ અને અગિઆરની વચ્ચે એક વાર વ્યાધિને માટે ખાસ તૈયાર કરેલી રસી નાની પીચકારી વડે શરીરમાં દાખલ કરવામાં આવે છે. પીડા કંઈજ થતી નથી; એ સિવાય બીજું કંઈ ઔષધ આપવામાં આવતું નથી. આ ઉપચાર બધાને મફત કરવામાં આવે છે.

બીજે દિવસે જેની પાસે ખોરાકી ખર્ચના પૈસા નથી, ગરિબાઈનું જેણે સર્ટિફિકેટ રજુ કરેલું છે. તેવા માણસોને દરરોજના રૂા. ૦-૬-૦ પ્રમાણે એક અઠવાડીઆના રૂા. ૨-૧૦-૦ આપવામાં આવે છે. દરદી સાથેના માણસનું પણ ઉપર પ્રમાણે ખર્ચ મળે છે. પછી નવમે દિવસે બીજા ૭ દિવસનું ખર્ચ મળે છે. તેરમે દિવસે કસાવલીથી પાસ આપવા માટે તથા રેલ્વેના આવવાના ત્રણ દિવસનું ખર્ચ તથા કુલ ખર્ચ વગેરે આપવા સારૂ દરદી પાસેથી જોઈતી માહીતી પૂછી લે છે.

ચૌદમે દિવસે રસી મુકાવ્યા પછી પાસ તથા ખર્ચ આપે છે, અને જોડે એક છાપેલું પોસ્ટકાર્ડ પણ આપે છે; તે કાર્ડમાં ત્રણ માસે આપણી તબીયત કેવી છે, તે લખી જણાવવાનું હોય છે. આ પ્રમાણે ચૌદમે દિવસે છુટું લીધા પછી માણસો છુટા થાય છે, આનંદથી કાલકા તરફ પ્રયાણ કરે છે, કારણ કે ત્યાંના ચૌદ દિવસો ચૌદ વરસ જેવા લાગે છે. ત્યાંના રીતરિવાજો તદ્દન જુદા હોય છે, ભાષા પણ જુદી હોય છે, જેથી ૧૦૦ કે ૨૦૦ દરદીમાં જો કોઈ આપણા તરફનું હોય છે તો તેનાથી જુદા પડવાનું આપણું મન થતું નથી. કાયદા મુજબ મો માર્ગે એક દિવસ મળે છે, જેથી જતી વખતે મથુરા, દિલ્હી વગેરે સ્થળો જોવા માટે ફાવે છે. આવતી વખત અજમેર, જેપુર, વગેરે પણ જોવાય છે

એક માણસ પછવાડે સરકારને લગભગ રૂ. ૫૦ ખર્ચ થાય છે. આવા દરદીઓ દવાખાનામાં ૧૦૦-૨૦૦ હોય છે. જુના જાય છે, અને નવા આવે છે. આ જોતાં દયાળુ સરકારે માબાપે માણસના જીવનનું રક્ષણ કરવા કેટલી ઉદારતા વાપરી છે તે સાધારણ માણસને પણ ખ્યાલ આવ્યા વગર નહિ રહે. ત્યાં જઈ આવેલા દરદીઓમાંથી ભાગ્યેજ કોઈના જીવને નુકસાન થાય છે, માટે આ રોગવાળા દરદીઓએ ખાસ ત્યાં જવુંજ જોઈએ. નવસારીથી કાલકા સુધીનું રેલ્વે ભાડું રૂા. ૧૬-૫-૦ થાય છે.

છેવટે પરમકૃપાળુ પરમાત્માનો, આપણી શાણી બ્રિટિશ સરકારનો, કસાવલીના ડાકતર સાહેબનો, અને મને કસાવલી જવાનું અનુમોદન આપનાર સજ્જનોનો અંતઃકરણ પૂર્વક આભાર માની તેમના ચરણોમાં વિરમું છું.

# કેટલાંક પ્રાણીઓની સ્મરણશક્તિ.

(લેખક—મિ. અંબાશંકર હરિશંકર દ્વિવેદી—અમરેલી.)

(અનુસંધાન અંક ૩ જો પૃ. ૭૭થી.)

ગધેડાંઃ—સ્થાન, માણસ અને ઘટનાનું સારૂં જ્ઞાન ધરાવે છે. આ બાબતની તેમની સ્મરણશકિત ઘણી સારી જણાય છે. ઘોડા અને ગધેડાં સ્થાનની બાબતમાં આપણી થએલી ભૂલને સુધારે છે. અર્થાત આપણે ભૂલી ગએલા સ્થાનને બતાવે છે. જ્યારે અંધારી રાતમાં માણસ રસ્તો ભૂલી જાય છે, ત્યારે તેને ઘોડાની સ્મરણશક્તિ પર આધાર રાખવો પડે છે. ઘોડો સવારને નિયત સ્થાનપર કુશળતાપૂર્વક પહોંચાડે છે.

ગધેડુ હઠીલુ જાનવર છે તેથી લોકો તેને મૂર્ખ ધારે છે. જીબ્રાલ્ટરથી માલ્ટા તરફ એક વહાણ જતુ હતું. તેમાં કેપ્ટન (Captain) ડંડાસનો પણ ગધેડો હતો વહાણ એક જગાએ દરીઆમાં ફસાયુ ત્યારે કપ્તાને ગધેડાને વહાણમાંથી ઉતારી મૂકયુ. તે જાનવર છે તેથી તરીને પણ બહાર નીકળશે એમ તેમણે ધાર્યું. સમુદ્રમાં મોટા મોટાં મોજાં ઉછળી રહ્યાં હતાં કેટલાક લોકો ડૂબી પણ ગયા. ગધેડાનો પણ કંઈ પત્તો ન મળ્યો. કેટલાક દિવસ પછી એક દિવસે સવારમાં જીબ્રાલ્ટરનું બારૂ ઉઘડયું તો ગધેડો ઉપર થઈ પોતાના મુકામ પર જઈ પહોંચ્યો. વહાણમાંના લોકો એમ ધારતા હતા કે ગધેડો બચશે તોપણ પોતાના સ્થાન પર કદી નહિ પહોંચે. પરંતુ સ્મરણશક્તિને લીધે તે ગધેડો પોતાને ઠેકાણે પહોંચી ગયો.

ઘોડાને જે શીખવો તે જલદી શીખી જાય છે. લશ્કરમાં ઘોડા માણસની બ્યુગલ (Bugle) નો અવાજ ઓળખી શકે છે. બ્યુગલના અવાજ પ્રમાણે ડાબા, જમણા, આગળ, પાછળ જાય છે. જ્યારે લશ્કર ફરીને આવે છે ત્યારે ઘોડાઓ પણ પોતાને મુકામે હાજર થાય છે.

એક વખત એક લશ્કરમાં બ્યુગલ વગાડનાર ઘોડી ઉપરથી પડી ગયો. તેની ઘોડી બીજા લશ્કરના કોઈ સિપાઇના હાથમાં આવી. તેણે તેના પર સ્વારી કરી લડાઈના મેદાનમાં ઝોકાવ્યું. મેદાનમાં આઘેથી બ્યુગલવાળાએ પોતાની ઘોડી ઓળખી અને બોલાવવાનો અવાજ કર્યો અવાજ સાંભળતાની સાથે ઘોડી સવાર સાથે પોતાના માલીક પાસે ચાલી ગઈ.

બિલાડી—એક આદમીનો છોકરો પાડોશીને ઘેરથી બિલાડીનું એક બચ્ચું પોતાને ઘેર ઉઠાવી લાવ્યો. થોડા વખત પછી બિલાડી ઘેર આવી, અને પોતાનાં બચ્ચાંમાંથી એકને ન જોઈને તરત પાછી ગઈ. થોડી વાર અહીં તહીં ભટકી. છેવટે પાડોશીના મકાનમાં ગઈ. પેલો છોકરો બચ્ચું છોડી દેવા રાજી ન હતો, તેથી તેણે બિલાડીને મારી કાઢી. રાતે પણ બિલાડી તે મકાનમાં ગઈ, પરંતુ બચ્ચાને ન જોઈને પોતાને ઠેકાણે ગઈ અને આખી રાત બૂમ પાડયા કરી. સવાર થતાંજ વળી તે પાછી પેલા છોકરાને ઘેર ગઈ અને તેના પર ઘુરકવા લાગી. એટલામાં દયાળુ પાડોશણે તેનું બચ્ચું તેને આપી દીધું. બિલાડી ખુશ થતી થતી ગઈ. આવા નિર્દય અને વિચારહીન માણસોએ યાદ રાખવું ઘટે છે કે આ પ્રાણીઓમાં પણ સ્મરણશક્તિ અને વાત્સલ્યભાવ ઘણોજ છે.

સિંહ—બ્રસેલ્સના જાનવર રાખવાના સ્થાનમાં એક સિંહ હતો. તેને અને તેના રાખનારને ઘણી ગાઢ મિત્રતા હતી. એક દિવસ એક મિસ્ત્રી તે સિંહના પાંજરાની મરામત કરવા અંદર ગયો તે વખતે રખવાળ સિંહના પાંજરા પાસે બેઠો હતો; કારણ કે મિસ્ત્રીને સિંહ કોઈ તરેહથી ઇજા ન કરે. એક કલાક કામ કર્યા પછી જ્યારે મિસ્ત્રી બહાર નીકળવાને ઉભો થયો ત્યારે તેણે રખવાળ અને સિંહને પાસે પાસે સુતેલા દીઠા. મિસ્ત્રીએ રખવાળને ધીમે ધીમે બોલાવ્યો, પરતુ તે ન ઊઠયો. તેને બદલે સિંહ ઊભો થયો. મિસ્ત્રીને મશરૂ જોઈ સિંહે મનમાં વિચાર કર્યો કે આ મારા રખવાળનો શત્રુ છે, અને તેના પર હુમલો કરવાને માટે આવ્યો છે. તેથી તેણે પોતાનો પંજો રખવાળની છાતી પર રાખીને તેની સંભાળ રાખતો ઉભો રહી ધીમે ધીમે ઘુરકવા લાગ્યો. એટલામાં રખવાળ જાગ્યો. તે ઊઠયો અને સિંહના પંજાને ચુમી તેની અરદાસ થાપવા લાગ્યો. પછી ગભરાએલા મિસ્ત્રીને સાથે લઈ તે પાંજરામાંથી બહાર આવ્યો અને દરવાજો બંધ કરી દીધો.

ગાય, ભેંસ—પોતાનાં સ્થાનપેતાનો ધણી તથા દોહનારને સારી પેઠે પિછાણે છે. કેટલીક ગાયો અને ભેંસો હંમેશના દોહનાર વિના દૂધ દેતી જ નથી. તેવાં ઢોર 'હથવાળ' કહેવાય છે. તે અવાજ ઉપરથી પણ ઓળખી કાઢે છે. ગામડામાં મૂકેલાં અથવા વેચી દીધેલાં ઢોર સુનાં રહી ગયાં હોય, તો દસબાર વર્ષે પણ પોતાના મૂળ ધણીને ઘેર આવે છે. તેઓ પોતાનાં વાછરડાં તેમજ પાડાને સારી રીતે ઓળખે છે. થોડા અપવાદ વિના ઘણી ખરી ગાયો અને ભેંસો પોતાનાં બચ્ચાં વિના બીજાં બચ્ચાંને ધાવવા દેતી નથી. પરંતુ બચ્ચાં ઉપર તેમનો પ્રેમ આસરે દોઢ બે વરસથી વધુ ટકતો નથી—કદાચ તે ઓળખી પણ શકતાં નથી. ગામડામાં રહેનાર તેમજ ઢોર રાખનાર સર્વેને આ હકીકત અનુભવવાળી થાય છે.

કુતરો—આ પ્રાણીની સ્મરણશક્તિ ઘણી મનેજ જોવામાં આવે છે. તેને જેવી રીતે કેળવો તેવી રીતે કેળવી શકાય છે. તેની વફાદારીની તથા સ્મરણશક્તિની ઘણીજ આશ્ચર્યજનક વાતો પુસ્તકો અને વર્તમાનપત્રો વાંચનારને અપરિચિત નથી. એક જાતના એવા કુતરા થાય છે કે તેને એક વસ્તુ બતાવીને સંતાડી દીધી હોય, પછી બે ત્રણ માઈલ જઈને કહીએ કે પેલી વસ્તુ લઈ આવ તો તે તરત દોડતો દોડતો લઈ આવે છે. વિસ્તારભયને લીધે તેની સ્મરણશક્તિના ઉદાહરણો આપ્યાં નથી.

દેડકું:—એક દેડકું રોજ અમારા પાણીઆરામાં ઠંડકને લીધે પડી રહેતું હતું, અને રોજ બોલ્યા કરતું હતું. હું પ્રથમ તો તેને દૂર મૂકી આવ્યો. પરંતુ તે તો સાંજે "ડ્રૂંડ્રૂં" કરવા લાગ્યું. હું તેને પકડીને પાછો દૂર મૂકી આવ્યો. પરંતુ તે તો આવીને હાજર થયુંજ. હવે શંકા થઈ કે તેને તેજ આવે છે કે બીજું આ જાણવા માટે તેના પગે ઈજા ન થાય તેમ દોરો બાંધ્યો. પછી દૂર મૂકી આવ્યો. તો પણ તેણે તો પોતાનું વતન ન છોડયું. આખરે હું તેને એક કુવામાં નાખી આવ્યો ત્યારેજ તે આવતું બંધ થયું. આ બનાવ સાનુભવ છે, કલ્પનાનો નથી.

સાપઃ—વિષે એમ કહેવામાં આવે છે કે તે જ્યાં રહેતો હોય, ત્યાંથી પકડી બીજે સ્થળે મૂકી આવીએ તોપણ પોતાની મૂળ જગાએ આવી જાય છે. હવે તેનો તેજ સાપ આવે છે કે બીજો આવે છે તેની ખાતરી જરા ભયાવહ છે, પરંતુ અશક્ય નથી.

આવી રીતે નાનાં મોટાં ગરીબ વિકરાળ સર્વે જીવોના જીવનમાં સ્મરણ-શક્તિ કંઈક કંઈક કામ કરે છે. પક્ષીઓ ઝાડીઓમાં કે જ્યાં એકજ રીતના હજારો માળા અને બચ્ચાં હોય છે ત્યાં પોતાનો માળો અને બચ્ચાંને ઓળખે છે. સીલ નામની માછલી બીજી હજાર સીલનાં ઇંડાંનાથી પોતાનાં ઇંડાં ખોળી કાઢે છે. એ સ્મરણશક્તિનો પ્રભાવ છે. વનનાં હિંસક પશુઓ પકડાયા પછી પોતાને પકડનારના જેવાં કપડાં પહેરનારને જોઈને ભય પામે છે.

પ્રાણીઓ સ્મરણશક્તિનો શો ઉપયોગ કરે છે, માણસ તેને પોતાના કામમાં કેવી રીતે લે છે એ બાબત વાચનાર તથા કુદરતને વિલોકનારથી અજાણી રહી શકતી નથી.

નાનાં જંતુઓની સ્મરણશક્તિ કેટલી છે એ સ્પષ્ટ કહેવાય તેમ નથી. પરંતુ મોટાં પ્રાણીઓની હકીકત ઉપરથી માલમ પડે છે કે સ્વાભાવિક સ્ફુર્તિથિ જેટલું કામ થઈ શકે છે તેનાથી ઘણુંજ વધારે કામ સ્મરણશક્તિ-દ્વારા કરી શકાય છે.

**શાળાપત્રના વાચકો**—જેનો મોટો ભાગ શિક્ષક-શિક્ષિકાઓનોજ છે તેઓ જો ધારે તો આ વિષયમાં સ્વાનુભવ કરી શકશે. જુની વાચનમાળા અને બીજાં પુસ્તકોમાંથી જુદાં જુદાં પ્રાણીઓની સ્મરણશક્તિનાં ઉદાહરણ ખોળી રાખ્યાં હોય, તો પ્રસંગ આવે કહી બતાવી પાઠ રસિક અને સફળ કરી શકાય. *

* પ્ખ્યાત હિન્દી 'સરસ્વતી'ના એક લેખને આધારે ઘણા ફેરફાર સાથે.

## કાંગારૂ.

( લેખક—છબીલ એમ. રાવલ. મુ સંત્લા.)

આ પ્રાણીની જન્મભૂમિ આસ્ટ્રેલિયા છે. પૃથ્વીના બીજા ભાગોમાં આ પ્રાણી દીઠામાં આવતું નથી. તેનો શોધ પ્રથમ કપતાન કુક સાહેબે ઇ. સ. ૧૭૭૦માં કર્યો તે પહેલાં તેના વિષે યુરોપના લોકોને ખબર નં હતી. વચલા કદના કાંગારૂની માથાથી પુછડીના છેડા સુધીની લંબાઇ છા ફુટ હોય છે, અને તે વજનમાં લગભગ ૪ મણ હોય છે તેનાં પાછળા પગ ઘણા લાંબા, પુછડી મોટી, અને પગે ખરીના જેવો એક મોટો નહોર હોય છે. આ નહોરવડે બીજા પ્રાણીઓની સામે તે પોતાનો બચાવ કરી શકે છે. તેના આગલા પગે મજબુત નહોરવાળાં પાંચ પાંચ

આંગળાં હોય છે, પણ પાછલા પગે ચાર ચાર આંગળાં હોય છે. પાછલા પગના વચલા આંગળાંના નહોર મોટા, અણીદાર અને નક્કર હોય છે. તેના પાછલા પગ ઘણા મોટા છતાં શરીરના પ્રમાણમાં આગલા પગ બહુ ટુંકા હોવાથી તે ઝડપથી દોડી શકતું નથી. એમ છતાં તે લાંબી છલંગ મારે છે. કેટલીકવાર ૩૦ ફુટ જેટલી લાંબી છલંગો મારે છે. ( ભરે છે. )

આ પ્રાણીની પુંછડી ત્રણ ફુટ લાંબી, છેડે અણીદાર અને મૂળ આગળ એક ફુટ જાડી હોય છે. તેના કાન મધ્યમ કદના અને આકારમાં હરણના કાનને મળતા છે. કાંગારૂ જ્યારે બેસે છે ત્યારે તેને તેના પાછલા બે પગ અને પુછડીનો ટેકો મળે છે. તેથી તે જાણે ત્રણ પાયાના સ્ટૂલપર બેઠું હોય તેમ દેખાય છે. જ્યારે તેનાપર કોઈ હુમલો કરે છે ત્યારે તે બહુ લાંબા ઠેકડા મારી નાશી જાય છે.

ઠેકડા મારવામાં પુછડી તેને બહુ મદદ કરે છે. કેટલીકવાર તે એવી ઝડપથી ઠેકડા મારે છે કે શિકારી કુતરા પણ તેને પહોંચી શકતા નથી. તે વાગોળનાર પ્રાણીઓને મળતું આવે છે, કારણ કે તેના મોંના જડબામાં રાક્ષિઓ હોતી નથી. તે વનસ્પતિ ખાઈને જીવે છે. તે મુખ્યત્વે કરીને કન્દમૂળ અને ભાજીપાલા ખાય છે. તેનું માથું હરણ જેવું હોય છે. આંખો મોટી છતાં દેખાવમાં કરડી નથી. ખરેખર આ પ્રાણી બહુ નમ્ર અને નિરપરાધી છે. એવુ કહેવાય છે કે તે કેટલીકવાર વાગોળે છે.

આ પ્રાણીની માદા વીઆયા પછી તેના પેટમાં એક કોથળી જેવું અવયવ હોય છે. તેમાં બચ્ચાંને રાખી ઉછેરે છે. બચ્ચું પોતાની મેળે પોતાનું રક્ષણ કરવા જેવું થાય ત્યાં સુધી એ કોથળીમાં રહે છે. અને જ્યારે માદા ઘાસમાં ચઈ જતી હોય ત્યારે પોતાનુ મોં કોથળીમાંથી બહાર કાઢી તે વડે ઘાસની પાંદડી તોડી ખાય છે

ઘણી વખતે માણસો અને શિકારી કુતરા આ જાનવરનો શિકાર કરે છે. જ્યારે શિકારીના હાથમાં પકડાય છે, ત્યારે તે પોતાનો એક પગ અને પુછડી જમીન પર ટેકવી બીજા છુટા રહેલા પાછલા પગ વડે એવો તો સપાટો લગાવે છે કે શિકારીને ધુળ ચાટતો કરી દે છે. કેટલીક વખત તે કુતરાને ગુંગળાવી મારી નાખે છે. લાગ ફાવે તો પાણીમાં ઘસડી જઈ ડુબાડી દે છે. તેના રૂવાં ઘણાં ઉપયોગી છે. તેની કિંમત સારી ઉપજે છે. પાળવાથી ઝટ હળી જાય છે.

# સંગીત.

( લેખક—રા. બાપાલાલ એ. દવે-સંગીતશિક્ષક, ત્રે. રા.ટ્રે. કૉ. )

## બીજી ચોપડી

### પાઠ ૨૫

રાગ ખમાચ—તાલ એકતાલ—માત્રા ૫.

| | | | | | |
|---|---|---|---|---|---|
| અ | સ ગ ગ | મ પ ધ | સ નોં ધ મ | પ ધ મ ગ | = |
| | ઽ ઽ | ઽ ઽ | ઽ | | |
| પી | તા ની કુ | હા ડી લ | ઈ — બા ળ | ના — નો — | |
| | — | — | — | — | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ની | ની ની ની | સ પ ધ | મ નોં ધ મ | પ ધ મ ગ | = |
| | ઽ ઽ | ઽ ઽ | ઽ | | |
| બ | ન્યો ભા ય | ડો હો ય | બા — દુ ર | થા — ણો — | |
| | — | — | — | — | |

Ä નોટ—ભુજંગી છંદ બધા ઉપરની ઢબ મુજબ ગાવા.

## ત્રીજી ચોપડી.

### પાઠ ૩૬

રાગ સંકીર્ણ-દેશ તાલ—દાદરા—માત્રા ૬.

| | | | | | |
|---|---|---|---|---|---|
| સ | રે પ મ ગ મ | રે મ રે સ સ | રે રે મ પ | નોં ધ પં | = |
| | ઽ | ઽ | ઽ ઽ | ઽ ઽ | |
| સુ | ઓ રૂ પે — રી | બા જ આ દી | પે મ ધુ ર | મો મ રે | |
| | — 7 | — | — 7 | — 7 | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| પ | ની ની મ સ | રે મ નોં ધ પ | રે રે મ પ | નોં ધ પ | = |
| | ઽ ઽ | ઽ | ઽ ઽ | ઽ ઽ | |
| ક | ળી ફુ લે લ | વે લ મું — સુ | ગં ધ અં ગ | મો ભ રે | |
| | — 7 | — 7 | — 7 | — 7 | |

ગ્ના. નોટ—નારાચ છંદની કવિતા પ્રમાણે પ્રમાણિકાછંદની કવિતા ગાવી.

બચાવ .

## ગઈ ફેબ્રુઆરિ ૧૯૨૧ ના માસના ચર્ચાપત્રોના ઉત્તરો.

(લેખકઃ—રા. વલ્લભભાઈ તુળસીભાઈ પટેલ. મહેતાજી—ગંભીરા)

(૨) આકડાના ફૂલને બેકેસર બે છે એ વાત સત્ય છે. પરંતુ બીજાશય એક છે; ફળનો આધાર બીજાશય ઉપર છે, જેથી નિયમ પ્રમાણે એક ફળ આવવું જોઈએ. કેટલાંક ફૂલમાંથી બે ફળ બને છે એ અપવાદ છે. અપવાદને લીધે નિયમનો ભગ થાય છે એમ કહી શકાય નહી, કારણ કે મનુષ્યજાતિમાં તેમજ બીજાં કેટનાંક પ્રાણીઓમાં પણ બચ્ચાંના જન્મને માટે અપવાદ છે (એકી વખતે બે બચ્ચાં સાથે જન્મે છે) તો વનસ્પતિમાં હોય એમાં નવાઈ નથી. માટે નિયમ પ્રમાણે ફળ નથી આવતું એમ કહી શકાય નહિ

(૩) હવાને પવનમાં ફેર છે. તેટલોજ ફેર ચાર, ઘાસમાં છે એટલે કે ચાર સુકાય છે તે ઘાસમાં ખપે છે. મતલબ કે લીલી તે ચાર ને સુકાએલી ચાર તે ઘાસ. ઘણેખરે સ્થળે જેમાંથી ખાવા લાયક ધાન્ય થતાં હોય એવાં ઘાસને ચાર કહે છે. અને બાકીનાને ઘાસ કહે છે. આ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે પુનરુક્તિ નથી.

### ચર્ચા પત્ર નં ૨.

(૨) પ્રાણીઓનો રંગ અને આસપાસના પદાર્થોનો રંગ મળતો આવે છે તેનાં બે કારણ છે. એ સ્પષ્ટ હકીકત પાઠમાંજ બતાવી છે. વધુમા નાનાં પ્રાણી તથા જીવડાં ઉપર તેના દુશ્મન એકદમ ફાળ ન મારી શકે એવા હેતુથી કુદરતથીજ આસપાસના પદાર્થોને મળતો રંગ થાય છે. તે આધારે પેટીમાં પુરેલા જીવડાંનો રંગ બદલાઈને પેટીના રંગને મળતો થાય એ સ્વાભાવિક છે. આ અસર ઇયળ, કીડા વગેરે કોમળ જીવડાં ઉપર જલદી થાય છે. વધુ ખુલાસો ચોપડીમાંજ આપેલો છે.



# શુદ્ધિપત્ર.

| પુસ્તક | પૃષ્ઠ | લીટી | સુધારો. |
|---|---|---|---|
| ૫૯ મું. | ૨૪૪ | સોયકામ ૧ | કાગળ કે કપડા ઉપર પટી મારીને ફ્રોક મારવી અને સોયડિલ. |
| | ૨૪૭ | ૧-૨-૩ | જાડા કપડાની આશરે ૧૦×૭" માપની કોથળીને ફ્રોક મારવી અને તેમાં દોરા ભરવા અને સાંધા એકડા કરી ઓટી લેવા. ( જુદા જુદા રંગના દોરા વારા ફરતી વાપરવા). |
| | ૨૪૯ | ,, ૧-૨-૩ | દરેક બાળક પોતાને બેસતો આવે એવો ચણીઓ બનાવવા માટે માપ લેવુ, વેતરવુ અને દોરવવું; અને તેમાં ચીણ બાંધવી અથવા લંગર કરવા, નેફો દેવો, અને સાંધામાં બખીઆ દઈને પટી વાળીને ઓટવું. નીચેની કોરની પટી વાળીને ઓટી લેવી. |
| ,, | ૨૫૭ | ,, | ઝભલું કે બીજું અનુકૂળ વસ્ત્ર વેતરવુ, દોરવવું અને તેમાં દોરો ભરવો, બખીઆ દેવા, ગળા પટ્ટી અને આગળની પટ્ટી ચોટવી, બો-રીઆ અને તેમનાં નાકાં અથવા બટન લગાડીને ગાજ બનાવવાં, ફાટેલું કપડું સાંધવું અને થીગડું દેવું (ચ) કેનવાસ ઉપર સારો કમીદો (એક જાતનું ભરત ) અથવા તેના જેવું દેશી ભરત અથવા આંકાડી કે બે સોયાવતી ચોરસ રૂમાલ ગુંથવો. |

| પુસ્તક | પૃષ્ઠ | લીટી | સુધારો. |
|---|---|---|---|
| ,, | ૨૫૫ | ,, | દરેક છોકરીએ પોતાને બેમની આવે એની ચોળી અથવા બીજું અનુકૂળ વસ્ત્ર વેતરવુ અને દોરવવુ અને બનાવવું. |
| | | ,, ૩ જી. | ફાટેલુ કપડું સાંધવું અને થીગડું દેવુ. |
| | | ,, ૪ થી. | અંકોડીનું કે બે સોયાનું કે દેશી ગુંથણુ. |
| ૫૯મુ | ૨૫૮ | ,, ૫ મો | દરેક છોકરીએ પોતાને બેમતું આવે એવુ બદન વેતરવુ, દોરવવુ અને બનાવવુ. |
| | | ,, ૩ જી | ફાટેલું કપડું સાંધવુ અને થીગડુ દેવુ. |
| | | , ૪.થી | અંકોડીનું કે બે સોયાનું કે દેશી ગુંથણુ |
| ૬૦ મુ | ૯ | ૭ મો વિષય. | 'દોરો ભરવો' ને બદલે 'બખીઆ દેવા, વાંચવુ.' |
| | | (અ) ,, ૧ લી. | (૨) 'બખીઆ દેવા' ને બદલે "બખીઆ દઇને પટીવાળીને ઓટવું." |
| ,, | ,, | ,, ૬ | (૩) 'તુણવુ' ને બદલે 'રફુ કરવુ' વાંચવુ. |
| ,, | ,, | ,, ૭ | (૪) 'અને' ની પહેલાં "આંકડાને કડી ચોડવી" એમ ઉમેરવું. |
| ,, | ,, | (ઘ) ,, ૧ લી. | નકશી–અંકોડીવતી ( ક્રોશી ) અથવા એક બેથી વધારે સોય-વતી (નીટીંગ) ગુંથણુ. |
| | | ૨ જી | 'જીનનો' શબ્દ કાઢી નાખવો. |

| પુસ્તક | પૃષ્ઠ | લીટી | સુધારો. |
|---|---|---|---|
| ૬૦ મું | ૧૦ | ગીતો–,, ૧ લી. | 'કવાયત' શબ્દને બદલે 'સરગમ' વાંચવો. |
| ,, | ૧૨ | ૭ મો | 'તારનું' શબ્દને બદલે 'દોરાનું' વાંચો. |
| ,, | ૧૫ | ૭મો (જ) ૨જી સોય કામ. | "ગુંથવાના"ને બદલે રજુ કરવાના" 'ચીણું" શબ્દ પછી 'અને સંગર બાંધવાના ' એમ વાંચવું. 'ભર-વાના' શબ્દ કાઢી નાખવો. |
| | | (ઘ) ,, ૩ જી | 'બીજી' શબ્દ પછી "જાતિ તરેહના" એમ ઉમેરવું |
| | | | "કારીગરીના" શબ્દ કાઢી ના-ખવો. |
| | | ૪ થી | 'તાર'ને બદલે ' દોરાનું ' |
| | | | તેજ વિષયને છેડે નીચે મુજ-બ ટીપ વાંચવી. |
| | | | " સીવવાના સંચાનો ઉપયોગ તથા મહાવરાને ઉત્તેજન આપવું" |

ટીપઃ—આ ફેરફાર મુંબઇ તથા ઉત્તર વિભાગના મહેરબાન ઇન્સ્પેક્ટ્રેસ ઓવ ગર્લ્સ સ્કૂલ્સની સૂચનાથી પ્રસિદ્ધ કરવામાં આવ્યા છે. વિષયનું વધુ સ્પષ્ટીકરણ કરવું એજ હેતુ છે



## કેળવણીખાતાની જાહેરખબર.

(મે. એ. ઇ. સાહેબ. ઉ. ભા. ના હુકમ નં. ૧૪૭૩૦
તા. ૧૫–૨–૨૧ ઉપરથી. )

મિ. પોપટલાલ મગનલાલ ગજરાવાલા. અમદાવાદનાને "આંક અને તેનો ઉપયોગ" નામની ચોપડીની કિંમત રૂ. ૦–૧–૩થી વધારીને ૦–૧–૬ ફક્ત નવી આવૃત્તિ માટે કરવાની રજા આપવામાં આવી છે.

---

(મે. ઉ. ભા. ના એ. ઈ. સાહેબના હુકમ નં. ૧૫૭૪૭ તા. ૫–૩–૨૧ ઉપરથી.)

મિ. ડાહ્યાભાઈ વ્રજલાલ પંડિતને તેમના પુસ્તક "નીતિવાચનમાળા પુસ્તક ૨ જું" ની કિંમત ૦–૨–૯ ને બદલે વધારીને ૦–૩–૦ કરવા દેવાની રજા આપવામાં આવી છે, અને ૦–૩–૬ નહિ. કેમકે તે ઘણી ભારે છે. વધારો ફક્ત ત્રીજી આવૃત્તિ માટે છે.

---

( મે. ઉ. ભા. ના. એ. ઇ. સાહેબના હુકમ નં. ૧૫૮૦૬
તા. ૮–૩–૨૧ ઉપરથી )

ધી મેનેજર, સાહિત્ય મંદિર, સોની ફળીઆ, સુરતનાને તેમના તા. ૧૩–૧–૨૧ના કાગળની બાબતમાં જણાવવામાં આવે છે કે તેમને નીચેનાં પુસ્તકોને સામે દરેક સામે જણાવ્યા પ્રમાણે કિંમતમાં વધારો કરવા દેવાની રજા આપવામાં આવે છે, અને તેમની માગણી પ્રમાણે વધારો કરવા દેવામાં આવતો નથી.

| | મૂળકિંમત | વધારેલી કિંમત |
|---|---|---|
| ૧ મહારાજા કાકકાન્ત | ૦–૧–૦ | ૦–૧–૬ |
| ૨ સત્યવચની વિકટર ઇ૦ | ૦–૧–૦ | ૦–૧–૬ |
| ૩ જાદુઇ દીવો ,, | ૦–૧–૦ | ૦–૧–૬ |

કિંમતમાં વધારો ફક્ત નવી આવૃત્તિ માટેજ કરવા દેવામાં આવે છે.

---

( મે. ઉ. ભા. ના. એ. ઈ. સાહેબના હુકમ નં. ૧૬૦૫૫
તા. ૧૨-૩-૨૧ ઉપરથી )

ધી મેનેજર બાલ સાહિત્ય પ્રકાશ મંદિર, ગોનીફળીયા, સુરતના તેમના તા. ૧૩-૧-૨૧ ના કાગળની બાબતમાં જણાવવામાં આવે છે કે તેમનાં નીચે જણાવેલાં પુસ્તકો માટે દરેકની સામે જણાવ્યા પ્રમાણે કિંમતમાં વધારો કરવા દેવાની રજા આપવામાં આવે છે. કિંમતનો વધારો ફક્ત નવીજ આવૃત્તિ માટે છે. આ વધારો તેમની માગણી પ્રમાણે નથી.

| | મૂળકિંમત | વધારેલી કિંમત |
|---|---|---|
| ૧ રત્નગઢનો બાળકુમાર | ૦-૧-૦ | ૦-૧-૬ |
| ૨ પર ધન મિટ્ટી સમાન | ૦-૧-૦ | ૦-૧-૬ |
| ૩ડિક વિટીંગટન | ૦-૧-૦ | ૦-૧-૬ |

---

( મે. ઉ. ભા. ના. એ. ઈ. સાહેબના હુકમ નં. ૧૬૬૭૦
તા. ૨૩-૩-૨૧ ઉપરથી )

મિ. આર. એ. ભટ્ટ રાયપુર, ભાઉની પોળ, અમદાવાદનાને તેમના તા. ૧૨-૧-૨૧ ના કાગળની બાબતમાં જણાવવામાં આવે છે કે તેમની "દેવું અને નાણુંનો ખરો ઉપયોગ" નામના પુસ્તકની કિંમત ૦-૪-૦ થી વધારીને ૦-૫-૦ ફક્ત નવીજ આવૃત્તિ માટે કરવા દેવાની રજા આપવામાં આવી છે. અને ૦-૬-૦ તેમની માગણી પ્રમાણે નહિ.



( મે. ઉ. ભા. ના. એ. ઈ. સાહેબના હુકમ નં. ૨૧૧
તા. ૬-૪-૨૧ ઉપરથી. )

## સુધારો.

| જાહેર ખબર નો નં. અને તારીખ | શાળાપત્રનું પાનું | છાપેલી રિમાર્ક | રિમાર્ક સુધારીને નીચે પ્રમાણે વાંચવી |
|---|---|---|---|
| ૮૮૬૦<br>૧૩-૧૦-૨૦ | પાનું ૩૪ જાન્યુઆરિનો અંક. | (૧) પુસ્તક નં. ૫ "શાને માટે મજુર" "પ્રાથમિક અને માધ્યમિક શાળામાં ઈનામના પુસ્તક તરીકે" | પુસ્તક નં. ૫ "શાને માટે મજુર" એ આસનમાં (૧) પ્રાથમિક અને માધ્યમિક શાળાઓના પુસ્તકાલય માટે. |
| | | (૨) પુસ્તક નં. ૯ 'આમન' પુસ્તકનું નામ" "સોલકી વરની ગેહુન શાખાનો ઇતિહાસ" | (૨) પુસ્તક નં. ૯ "પુસ્તકનું નામ" વાળુ આસન "સોલંકી વંશની ગેધન શાખાનો ઇતિહાસ' |
| ૧૦૪૫૮<br>૧૮-૧૧-૨૦ | પાનું. ૫૭ ફેબ્રુઆરિનો અંક. | મે ડિ પી. આઇ. સાહેબનો હુકમ ન. અને તારીખ વાળુ આસન. જી/૧૪૪૨૩ તા. ૨-૧૧-૨૦ | મે. ડિ પી. આઇ. સાહેબનો હુકમ નં. અને તારીખ વાળુ આસન. ઇ/૧૨૪૨૩ તા ૨-૧૧-૨૦. |

પ્રાથમિક, માધ્યમિક શાળાઓ અને ટ્રેનિંગ કોલેજો માટે મ. ઉ ભા એ ઇ સાહેબે મંજુર કરેલી પુસ્તકોની યાદી સર્વની જાણ માટે પ્રસિદ્ધ કરવામાં આવે છે.

| નંબર | પુસ્તકનું નામ. | જે ભાષામાં તે છપાયું હોય તેનું નામ | શા માટે પુસ્તક મંજુર કરવામાં આવ્યું છે તે. | કિંમત રૂ. | આ | પા | રિમાર્ક. |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | મિ જીવણલાલ અમરશી મહેતા પીરમશા રોડ—અમદાવાદ<br>" પૈસાદાર કેમ થવાય ? " પ્રથમ આવૃત્તિ. | ગુજરાતી. | પ્રાથમિક અને માધ્યમિક શાળાઓમાં ઇનામ અને લાયબ્રેરિના પુસ્તક તરીકે. | ૧ | ૦ | ૦ | |
| ૨ | ' સ્વાશ્રયી બનો ' પ્રથમ આવૃત્તિ | " | માધ્યમિક શાળાઓમાં ઇનામ માટે | ૦ | ૩ | ૦ | |
| ૩ | " ગીતા પરિચય " પહેલી આવૃત્તિ. | " | માધ્યમિક અને પ્રાથમિક શાળાઓમાં લાયબ્રેરિના પુસ્તક તરીકે. | ૧ | ૮ | ૦ | |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| | મિ. બાબુલાલ પુંજાદાસ શાહ. તાલુકા માસ્તર—ડભોડા. | | | | | |
| ૪ | "મહીકાંઠા એજન્સિની સામાન્ય ભૂગોળ" ત્રીજી આવૃત્તિ. | " | મહીકાંઠા એજન્સિમાં ગુજરાતી શાળાઓ માટે લાયબ્રેરિના પુસ્તક તરીકે. | ૦ | ૪ | ૦ |
| | મેસર્સ મેકમિલન એન્ડ કંપનિ લિમિટેડ. હોર્નબી રોડ—મુંબઈ | | | | | |
| ૫ | " ગીતાંજલી " કર્ત્તા મહારાણી શ્રી નંદકુંવરબા સી. આઈ. | " | હાયસ્કૂલોમાં ઇનામના પુસ્તક તરીકે અને પ્રાથમિક અને માધ્યમિક શાળાઓમાં લાયબ્રેરિના પુસ્તક તરીકે | ૧ | ૦ | ૦ |
| | મિ. પ્રેમચંદ કરમચંદ શાહ મિ કપડવંજ. | | | | | |
| ૬ | " સરળ ગુજરાતી બાળવ્યાકરણ." ૨૪ મી આવૃત્તિ, | " | પ્રાથમિક શાળાઓમાં લાયબ્રેરિના પુસ્તક તરીકે. | ૦ | ૪ | ૬ |
| | મિ ચુનીલાલ દુર્લભદાસ દેગાર્ડ વિજાપુર ( ઉત્તર ગુજરાત ) | | | | | |
| ૭ | " કર્મયોગ " પ્રથમ આવૃત્તિ. | " | માધ્યમિક શાળાઓમાં અને પ્રાથમિક ટ્રેનિંગ કાલેજોમાં લાયબ્રેરિના પુસ્તક તરીકે. | ૩ | ૦ | ૦ |

## છોકરીને બરતરફ કર્યાં બાબતની જાહેરખબર.

| છોકરીનું નામ. | ડિ. પી. આઈ. નો નં. તથા તારીખ. | ગુન્હો. | છોકરી, જે નિશાળમાં પહેલી ભણતી હતી તેનું નામ. | જે નિશાળમાં દાખલ થવા માગતી હોય તેનું નામ. | શિક્ષા. | શિક્ષાનો વખત. |
|---|---|---|---|---|---|---|
| રૂક્ષ્મણી ગોવિંદલાલ | ટી આર. ૧૮૫૯૦ તા. ૧૭–૨–૨૧ | અમદાવાદ મ. ટ્રે. કોલેજમાં દાખલ થતી વખતે ગર્લ્સ હાઈસ્કૂલ અમદાવાદના આપેલા સર્ટિફીકટમાં વગર રજાએ સુધારો કરી તે રજુ કર્યું હતું. | ગર્લ્સ હાઈ-સ્કૂલ અમદાવાદ | મહાલક્ષ્મી ટ્રેનીંગ કોલેજ ફોર વીમેન અમદાવાદ | કોઈપણ મંજુર કરેલી શાળામાં દાખલ થતી અટકાવવામાં આવે છે. | ૧૭–૨–૨૧ થી એક વરસ |

૨. જો કોઈ પણ નિશાળમાં આ છોકરીને દાખલ કરવામાં આવી હોય તો તરત કાઢી મૂકવી.

નં. ૧૫૩૯૪.
એ. એ. ઈ. સાહેબની ઓફીસ
અમદાવાદ. તા. ૨૫–૨–૨૧

(સહી) જે. એસ. કાદરી.
એજ્યુકેશનલ ઈન્સ્પેક્ટર. ઉ. વિ.

## ઇનામ પત્રક.

### પંચ મહાલ.

ગંભીરાપુરા—અમરીઆના ઠાકોર અમરા પેથા રૂ. ૬૨) ઇનામ. રૂ. ૫) ઓઢાઇ. ડેરોલ—ગામલોક રૂ. ૧૬) ઇનામ. ચંદુર—રાધનપુર સ્ટેટ ગામલોક રૂ ૨૦) સ્કૂલ જમાડી. ઊન—ગામલોક રૂ ૩૫) ઘડિઆળ. લાછરસ—રાજપીપળા. ગોવિંદભાઈ જેસીંગભાઈ રૂ. ૪૮) ઇનામ. ઓડવા—ચશિદ નગિલાલ ભવાનીશંકર રૂ. ૧૫) ક્રિકેટડંડા. કુળદભાઇ લલ્લુભાઈ રૂ. ૧૦) ઇનામ. પુરૂષોત્તમદાસ ચુનીલાલ રૂ ૭) ઇનામ. કોઠંબા—હલસુખ પ્રભુદાસ રૂ. ૯) ઇનામ. વાડી—તાલુકદાર રૂ. ૫) ઇનામ. હુળદરવાસ—મથુરચંદ મનોરચંદ તથા મહાજન લોક. રૂ. ૬૦) સ્કૂલ જમાડી. દેરોલ—ઠાકોર સાહેબ રૂ. ૬૦) સ્કૂલ જમાડી. ધોડાસર—ઠાકોર સાહેબ રૂ. ૧૦) સ્કૂલ જમાડી. રૂપાલ—ફકીરચંદ લીલાચંદ રૂ. ૬૦ સ્કૂલ જમાડી. વાસણા—ગામલોક રૂ ૬૫) સ્કૂલ જમાડી.

### અમદાવાદ વિભાગ.

કાંઝ—પા. બાપુભાઇ ગોપાલદાસ, અભારામ અમથાભાઇ તથા મફાભાઇ રણછોડદાસે સ્કૂલ જમાડી રૂ.૪૫) કાંઝ—પા. કેશવદાસ જેઠાદાસ, શંકર રણછોડ જેઠારામ તથા જેઠારામ ગૌરીશંકર અને આંબારામ મોતીરામે સુલેહની ખુશાલીમાં સ્કૂલ જમાડી રૂ ૪૫.) આકરૂ—ગામ લોકોએ સુલેહની ખુશાલીમાં સ્કૂલ જમાડી રૂ ૨૫.) વાગડ—ગામલોકો તથા શેઠ નારણદાસ મથુરદાસે સુલેહની ખુશાલીમાં લાડુ, છીટ, પેનસિલો અને પેનો વહેંચ્યાં. રનોડા વાગડ—ગામ લોકો તથા નારણદાસ મથુરદાસે સુલેહના લાડુ. છીંટ, પેન્સીલો, પેનો સુલેહની ખુશાલીમાં વહેંચ્યાં પોલાલપુર મહંત ગજરાજપુરજીએ સ્કુલ જમાડી રૂ ૨૫) શેઠ દયાળ મણીલાલ ચાંદળચંદભાઇએ રૂ. ૫) સાકર વહેંચી, ગાદ—ગામદાર ઠાકોર સાહેબ તરફથી ઇનામ તથા સાકર સુલેહની ખુશાલીમાં વહેંચી નિકોલ—ઠાકરડા રણછોડજી બહેચરજીએ સુલેહની ખુશાલીમાં રૂ ૩૦) સ્કૂલ જમાડી. વીસલપુર—ગામ લોકો તરફથી સુલેહની ખુશાલીમાં રૂ. ૫

(અપૂર્ણ.

**શાળોપયોગી સંવાદસંગ્રહ ભાગ ૧ લો પૃષ્ઠ. ૩૫૦ કિં. રૂ ૨).**
રૂ. ૧॥ ગ્રાહકોને પુસ્તક નીતિબોધક રસમય, અનુભવી અને વિદ્વાન લેખકોના ૫૫ સંવાદોનો સંગ્રહ, મહિનામાં બહાર પડશે. ભાગ ૨ જો પણ છપાય છે.

**ઠા૦ ચં. હાઈકોર્ટ, રેસીડેન્ટ સાહેબ; વ. પુ. શાહ—ડભોઈ.**

---

**૧. સરલ દેશીનામાની પદ્ધતિ-ટેક્સ્ટ બુક, આ ૨૯ મી ૦—૪—૬; ૨. સરલ ગુજરાતી બાળવ્યાકરણ- લાઇ. બુક, ઘણે ઠેકાણે ટેક્સ્ટ,** આ. ૨૪ મી, ૦-૪-૬; **૩. સરલ વ્યુત્પત્તિ-જ્ઞાનપ્રકાશ** ( ૫-૬-૭ મી ચોપડીના પાઠવાર શબ્દોના કોષ સહિત), લા. પ્રા. બુક, સુધારેલી. આ. ૩ જી, ૦-૮-૦, **૪. નવું સરલ સુખગણિત,** (બાળવર્ગથી ધો. ૫ સુધી એકજ બુકમાં ), **ઘણે ઠેકાણે ટેક્સ્ટ,** આ. ૧૦ મી, ૦-૩-૦; **૫. ગુજરાત પ્રાંતની ભૂગોળ વિદ્યા**—આ. ૯ મી, ૦-૧-૩: **મુખ્ય એજંટ અમદાવાદ,** એસ બી. શાહની કંપનિ, ઇ૦ ઇ૦.

**પ્રેમચંદ કરમચંદ શાહ, ગોંડળના માજી. ડે. એ. ઈ. મુ. કપડવંજ.**

---

**દેશીનામું. કિં. રૂ. ૦. પો. ૦)–**

નામદાર મુંબાઈ સરકારની જા. ખ. નં. ૧૪૮૭ લગત ડે. વિ. એ. ઈ. નં. ૪૪૩૮ તા. ૧૬-૧-૦૧ થી નવીન ટેક્સ્ટબુકોમાં મંજુર છે. નામા વિષે પ્રથમ ચર્ચા કરનાર સ્વતંત્ર પુસ્તક તો એજ. વ્યાવહારિક સિદ્ધાંતોની રચના. નવાં ધોરણે.

વેચનાર—સુરત, ક. ના. ની કંપનિ
એન એમ. ત્રિપાઠીની કંપની.
અને અમે પોતે.

---

**સૂગી વાઇ અને હિસ્ટીરિયા કયાં છે ?**

રામબાણ દવા. કિં રૂ. ૫). પો જુદું સરતથી કામ કરવાને મળશે

**છગનલાલ લલ્લુભાઈ શાહ દેશીનામાવાળા**
દયાળભાઈની શેરી—વડોદરા

## નડીઆદમાં નવીન સાહસ,

અમોએ કમ્પાસ બૉક્સો, સ્કૉલરસેટ અને પ્રાયમરીસેટ બે જાતની તૈયાર બનાવી છે; જેની અંદર પિત્તળની ધાતુના નક્કર કમ્પાસ, ડિવાઇડર, ધાતુના ફુટ, પ્રોટ્રેક્ટર, સેટસ્કવેર, પેનસીલ વીગેરે મેથેમેટીકલ ઈન્સ્ટરૂમેન્ટસ રાખવામાં આવ્યાં છે. પ્રાયમરી સેટની અંદર પિત્તળના ચેલા કમ્પાસ અને ડિવાઇડર છે. તે શિવાય તમામ સાધનો બન્ને કમ્પાસ બૉક્સોમાં સરખાં છે, અને તમામ અમારી બનાવટનાં છે તેમજ પદ્દેથી માલની બરાબરી સારી રીતે કરે છે તેને માટે રાવબહાદુર. ઇન્સપેક્ટર વગેરે સાહેબ અને કાદરી સાહેબ અને બીજા વિદ્યાધીકારી ઓફીસરોના ઘણા ઉત્તમ અભિપ્રાય મળ્યા છે.

### ભાવ નીચે મુજબ છે.

| | રૂ. આ. | રૂ. આ. |
|---|---|---|
| સ્કૉલર સેટ કમ્પાસ બૉક્સ | ૧—૧૨ | ૧૮—૦ |
| પ્રાયમરી સેટ કમ્પાસ બૉક્સ | ૧—૪ | ૧૪—૮ |

એક ડઝન કમ્પાસ બૉક્સ મંગાવનારને એક સારૂં કેલેન્ડર મોકલવામાં આવશે.

બનાવી પ્રસિદ્ધ કરનાર ધી ફોરવર્ડ એન્ડ કમ્પની—નડીઆદ.

### એજન્ટસ.

લીબરટી એન્ડ કું. નં. ૨૦૦ ચારાબજાર—મુબઈ.
લલ્લુભાઇ નારણદાસ સુરત.
હેમ.ઇ. વર્કસ. ભરૂચ.

ધી. સરસ્વતી બુકડીપો નડીઆદ અને ગોધરા.
ધી ભગવતી બુકડીપો રીચીરોડ અમદાવાદ.

---

નિશાળમાં ચાલતી સઘળી જાતની બુકો,
સ્ટેશનરી મળવાનું જાણીતું ને જુનું

## ઠે. ગુજરાત ઓરીએન્ટલ બુક ડીપો.

રતનપોળના નાકે—અમદાવાદ.

વી. પી. થી મોકલવામાં આવશે.

## સૂચના.

૧. પત્ર સબંધી લખાણ—ઍડિટર તરફ મોકલવાનું લખાણ કાગળની એક બાજુએ ચોકખે અક્ષરે લ યોગ્ય લાગશે તો છપાશે, નહિ પસંદ કરેલો લેખ ટિકિટ મે તો પાછો મોકલવામાં આવશે.

૨. લેખકને ઉત્તેજન—વિષયો લખી મોકલનારની પૈસા ઈચ્છા હશે તેને પ્રથમથીજ ખબર આપેથી ઠરાવેલ ધોરણ પ્રમાણે રૂ. ૧) સુધી આપવામાં આવશે. ચર્ચાપત્ર માટે કઈ નાહ આવે.

૩. લવાજમ—વરસ એકનો રૂ ૧-૮-૦ ટપાલ ખર્ચ અગાઉથી વિદ્યાર્થીઓ માટે ૦-૧૨-૦. છુટક અંકના રૂા પોસ્ટેજ રૂા ૦-૦-૬ જુદુ.

૪. મનિઑર્ડર—કૂપન પર ગામ કે શહેરનું ઠેકાણું સ્પષ્ટ તેમજ ત્યાં એકથી વધારે નિશાળો હોય તો નિશાળનો નંબર તથા ઑફિસ તરફથી છપાએના સરનામાના લેબલ ઉપરનો નંબર લખવો

### જાહેરખબરના ભાવ.

| મુદત | પેજ. | | |
|---|---|---|---|
| | આખુ | અર્ધું. | પા. |
| આખુ વ૫. | રૂ ૬૫ | રૂ ૩૪ | રૂ ૨૦ |
| ૭ માસ | રૂ ૩૫ | રૂ ૧૮ | રૂ ૧૨ |
| ત્રણ માસ | રૂ ૨૦ | રૂ. ૧૦ | રૂ ૭ |

છુટક છપાવવાનો દર

દર ત્રણ લીટીએ રૂ ૧-૦-રાખ્યા છે

આ પત્ર સાથે કોઈ પણ હે બીલ વહેંચવામાં આવશે નહિ

૫ શાળાપત્રમાં આપેલી ખાનગી જાહેરખબરોમાં જણાવેલી ચે ડીઓ ખાતાએ મંજુર કરેલીજ હોય એમ હમેશ હોતું નથી માટે દરે મંજુર કરેલી તરીકે ગણવી નહિ.

૬. શાળાપત્રનું વરસ જાન્યુઆરિથી ડિસેમ્બર સુધી ગણવામાં છે, માટે વરસની વચમાં જે ગ્રાહક બંધ થવા માગતા હશે તે પોસ્ટેથી જેટલા અંક તેમને મળ્યા હશે તેટલાની છુટક અંક લેખે કિ લેવામાં આવશે

તંત્રી

---

# ગુજરાત શાળાપત્ર.

પુસ્તક ૬૦ મું.  જૂન-જુલાઈ સને ૧૯૨૧  અંક ૬-૭.


## શિક્ષણને લગતી કેટલીક સૂચનાઓ.

શિક્ષકે પાઠ આપતી વખતે અથવા વર્ગશિક્ષક તરીકે કામ કરતી વખતે નીચેની બાબતો ઉપર લક્ષ આપવાની જરૂર છે. શિક્ષણની સફળતા એ પાઠનો મુખ્ય ઉદ્દેશ છે તેમા અંતરાયરૂપે પ્રવર્તતા કારણો દૂર કરવા પ્રયાસ થાય તો શિક્ષણ સફળ થયા વિના રહેતુ નથી.

૧. બાળકોની વિચારશક્તિ ખીલે એવી રીતે કામ કરવુ.

૨. શીખવતી વખતે ઉતાવળ કર્યાથી કંઈજ લાભ થતો નથી.

૩. અગત્યની બાબતો ઉપર લક્ષ દેવુ બીનજરૂરી હકીકત કે વીગત લખાવાથી પાઠ વખતસર પૂરો થતો નથી.

૪ બાળકો પ્રત્યે સમભાવના અને આખા વર્ગ તરફ ધ્યાન, એ બે બહુ જરૂરનાં સાધનો છે

૫ બાળકોની કે પોતાની મન્દતા હાનિકારક છે. સ્ફૂર્તિથી કામ કરવાની જરૂર છે.

૬. શિક્ષક કેટલાક પાઠમાં કે વિષયો શીખવતી વખતે માત્ર એકજ વિદ્યાર્થી પાછળ બહુ સમય ગાળે છે આથી વર્ગ અવ્યવસ્થિત થાય છે. માટે આખા વર્ગ પ્રત્યે નજર નાખવુ નેત્ર વર્ગ સામે રાખો.

૭ વિષય શિક્ષણ એકજ સ્વરુપમાં રજુ કર્યાથી નીરસ થવાનો ભય છે. વિવિધતા અને ભિન્નતા એ શિક્ષણનુ દૃષ્ટિબિન્દુ જોઈએ.

૮. પાઠનું સ્વરૂપ પ્રશ્નપદ્ધતિનું હોય છતાં શિક્ષક પોતે કેટલીક હકીકત બોલી જાય તો પાઠનો ઉદ્દેશ સફળ થયો ન કહેવાય. બને ત્યાંસુધી પ્રશ્નપ્રશ્નદ્વારા ઉત્તર બાળકો પામે કઢાવવો. માત્ર અપરિચિત શબ્દો કે સંજ્ઞા કે બાબતો શિક્ષકે વ્યાખ્યાનદ્વારા કહેવી.

૯. પુનરાવર્તન તો ભાગ્યેજ કરવામાં આવે છે. સમય કર્માંતે પહોંચતો નથી, અગર શિક્ષણના આ વિભાગ પરત્વે દુર્લક્ષ હોવાથી પુનરાવર્તન થતું નથી. વિષય શીખવતી વખતે બને તેટલા દૃઢ સંસ્કાર પાડવાની જરૂર છે. પુનરાવર્તન પણ બુદ્ધિપૂર્વક પ્રશ્નો પૂછી કરવામાં આવે તો જ્ઞાનની પ્રાપ્તિ થયા વિના રહેશેજ નહિ.

આ સિવાય પાઠની તૈયારી, સાહિત્યો અને કાળા પાટીઆનો ઉપયોગ વગેરે બાબતો શિક્ષણમાં અગત્યની મનાય છે. તેનું વિવેચન અનુકૂળ પ્રસંગે કરીશું.

## પનામાની નહેર

### કેટલીક માહીતી.

૧. વધુમાં વધુ લંબાઈ ૫૦ માઇલ ઓછામાં ઓછી ઉંડાઈ ૪૧ ફૂટ.

૨ પહોળાઈ ૩૦૦ થી ૧૦૦૦ ફુટ છુટક છુટક સ્થળે.

૩. ગાતુનનો બંધ—ઉંચાઈ ૮૦૦૦ ફુટ. વધારેમાં વધારે પહોળાઇ ૨૧૦૦ ફુટ. સમુદ્રની સપાટીથી ઉંચાઈ ૩૦ ફુટ.

૪ કુલેબ્રા કટ લંબાઈ ૯ માઇલ.

૫. નહેરના વિભાગનું ક્ષેત્રફળ ૪૩૬ ચોરસ માઇલ.

૬. ,, ની પહોળાઈ ૧૦ માઇલ.

૭. મુસાફરીનો સમય. ( નહેરમાં ) ૮ થી ૧૦ કલાક. લોકસ (બંધ) માં ૩ કલાક.

૮. કુલ ખર્ચ—૩૭૧,૦૦૦,૦૦૦ ડોલર્સ.

૯. કામે લાગેલા માણસો. ૪૦૦૦૦

### નહેરની ઉપયોગિતા.

મુસાફરીના માર્ગ. —

(અ) ન્યુયોર્કથી સાનફ્રાંસિસ્કો, હોનોલુલુ, મનિલા, યોકોહામા, હોંગકોંગ, મેલબોર્ન, વાલ્પારીઝો.

(બ) સાનફ્રાંસિસ્કોથી લીવરપુલ, હેમ્બર્ગ, જીનોઆ.

ન્યુયોર્કથી પનામા ૨૦૨૩ માઇલ.

સાનફ્રાંસિસ્કોથી પનામા ૩૨૭૭ માઇલ.

( રીવ્યુ ઓફ રીવ્યુઝને આધારે. )

# સ્વીડનમાં કેળવણીની પદ્ધતિ.

કેળવણીનો જુનો ઇતિહાસ તપાસીશું તો જણાશે કે જુના મર્મમાં લગભગ દરેક સુધરેલા પ્રદેશમાં કેળવણીનું તંત્ર ધર્મપ્રવર્તકો કે ધર્મોપદેશકોના અધિકારમાં હતું. સ્વીડનમાં પણ તેવીજ રીતે કેળવણીની શરૂઆત પાદરીઓએ કરી હતી. કેળવણીની શરૂઆત ૧૭મા સૈકામાં થઈ હતી. કાલક્રમે તે કામ રાજ્યને હસ્તક સોંપાયું. ૧૯મા સૈકામાં એક કાયદો પસાર થયો. તેની મુખ્ય શરત એ હતી કે દરેક પરગણામાં એક નિશાળ હોવી જોઈએ. શિક્ષક તરીકે ગમે તે વ્યક્તિને કામ કરવાનો હક ન હતો. અધિકારીઓ જેમને લાયકાતનું પ્રમાણપત્ર આપે તેનાજ પુરુષો શિક્ષક નિમાતા. ધીમે ધીમે દરેક જિલ્લા દીઠ નિશાળ સ્થપાતી ગઈ. પરીક્ષા આપી ટ્રેન્ડ થએલા સ્ત્રી કે પુરુષનેજ શિક્ષક નીમવામાં આવે છે. આ પ્રકારની કેળવણી આપનારી ત્યાં હાલ ૧૫ સંસ્થા છે. તેમાંની ૯ પુરુષો માટે છે અને ૬ સ્ત્રીઓ માટે છે. અભ્યાસક્રમ ૪ વર્ષનો રાખ્યો છે.

વિષયો:—ઘણીખરી શાળાઓમાં જે સામાન્ય વિષયો શીખવાય છે તે ઉપરાંત અર્થશાસ્ત્ર, પ્રાણિશાસ્ત્ર, શરીરશાસ્ત્ર, ધર્મને લગતી બાબતો જેવા વિષયો પણ ખાસ શીખવાય છે.

વિદ્યાર્થીઓ-કેળવણી ફરજીયાત છે. આ બાબત દેખરેખ રાખવાનું કામ સ્કૂલબોર્ડને સોંપેલું છે. નિશાળે જવાની વિદ્યાર્થીની ઉંમર ૭થી ૧૪ વર્ષ સુધીની છે. જે છોકરાંના માબાપ કે વાલી લુગડાં તથા ખોરાક પુસ્તક અને મારાં આપવા અસમર્થ હોય તેમને શાળામાંથી તેને લગતી મદદ કરી આપવામાં આવે છે. વ્યસની અને ન સુધરે તેવા છોકરાને માટે જુદી નિશાળો છે. ત્યાંજ તેમને મોકલી આપી તેમને લાયક કેળવણી અપાય છે. આથી સામાન્ય નિશાળોના નૈતિક વાતાવરણને શુદ્ધ સ્વરૂપનું જાળવી શકાય છે. દરેક વર્ગમાં આઠ માસનો અભ્યાસક્રમ હોય છે. કસરતના વિષય ઉપરાંત દાંતની સંભાળ વિષે તેમજ આરોગ્યને લગતી ઘણી બાબતો ઉપર બહુ લક્ષ અપાય છે.

નિશાળોમાં છોકરાઓને નહાવાની સવડ પણ હોય છે. ત્યાં નહાવાનું ગરમ પાણી મળે છે અને સ્વચ્છતા જળવાય એવી રીતે બાળકોને નવરાવનારા માણસ પણ હોય છે. તેમનાં કપડાં વરાળની મદદથી તેટલા વખતમાં

સ્વચ્છ કરવામાં આવે છે. આ સ્પષ્ટ બતાવી આપે છે કે ત્યાંની નિશાળોમાં અસ્વચ્છ કપડાં પહેરવાં એ દોષ મનાય છે. મોટી નિશાળોમાં ખોરાક નિશાળ પુરો પાડે છે. સ્ટોકહોમમાં સવારના નાસ્તાની ગોઠવણ પણ રાખેલી હોય છે.

રજા કે તહેવારના દિવસોમાં બહારગામ વિદ્યાર્થીઓને લઈ જવામાં આવે છે. ગરીબ અને નાજુક-નબળા બાંધાવાળાં-બાળકોને શહેરમાંથી ગામડે મોકલવામાં આવે છે. ત્રીમેક છોકરાને લઈ જવામાં આવે છે. દેખરેખ માટે મુખ્ય શિક્ષક અને બીજા જરૂરજોગ આસિસ્ટંટો પણ જાય છે. ગામડામાં શાળાને લગતાં માલકી મકાનો હોય છે ત્યાં આ વિદ્યાર્થીને ઉતારવામાં આવે છે. જ્યાં પોતાનાં મકાન ન હોય ત્યાં ભાડાના મકાનની ગોઠવણ કરવામાં આવે છે. પુષ્ટિકારક ખોરાક, ખુલ્લી હવા, અને દરીઆમાં નહાવાની મજા એ વિદ્યાર્થીને બહુ લાભકારક નીવડે છે.

આ સિવાય કેળવણીને અંગે પુસ્તકાલયની યોજના પણ છે. આની વ્યવસ્થા સ્કુલબોર્ડ કરે છે. ૧૯૧૪માં સ્ટોકહોમમાં આવાં ૧૬ પુસ્તકાલય હતાં જેમાં પુસ્તકોની સંખ્યા ૪૩૦૦૦ની હતી.

સ્વીડન દેશ કેળવણીને માત્ર બુદ્ધિને લગતા વિષયો શીખવવાના કર્તવ્યમાંથી જુદે માર્ગે દોરવામાં અગ્રસ્થાન ભોગવે છે. હસ્તકળાનો વિષય તે દેશમાં પ્રથમ શરૂ થયો છે. હાલ યુરોપની ઘણી શાળાઓમાં તે સ્વીકારાયો છે. સ્લોઈડ શબ્દથી પ્રત્યેક જણ હવે વાકેફ છે. તે ત્યાંની બધી શાળામાં શીખવાય છે. આ શિક્ષણ ઉપરાંત ધાતુના ઘાટ બનાવવા, રસોઈ કામ, બાગકામ ૪૦ વિષયો ઉપર પુરતું લક્ષ અપાય છે. સ્લોઈડનો વિષય હાલમાં આપણી શાળાઓમાં શીખવાય છે તેથી તે શિક્ષણ ત્યાં કેવા હેતુથી અને કેવી રીતે અપાય છે તે તપાસીએ. એ શિક્ષણનો મુખ્ય હેતુ આપણે જાણીએ છીએ તેમ કારીગર સુધાર બનાવવાનો નથી નિયમિતપણું, ખંત અને ઉદ્યોગ જેવા ગુણો કેળવી અને આંખને સત્ય અવલોકન કરતાં ટેવ પાડી, હાથને સારૂં કામ કરવા સમર્થ બનાવવાનું શીખવી તેમજ વિદ્યાર્થીનો નૈતિક, માનસિક અને શારીરિક વિકાસ કરવો એજ મુખ્ય હેતુ છે. આ થી પુસ્તકજ્ઞાનના શ્રમ સાથે તંદુરસ્તી આપનારી કસરત મદદરૂપ નીવડે છે. બન્નેનું સમતોલપણું જળવાય છે. સ્લોઈડ શિક્ષણનો સિદ્ધાંત "સંખ્યા-નમુનાની સંખ્યા-નથી પણ લાયકાત કેટલી વધી" તેજ છે. 'નાસ્કરેંદર'

તેનું કેન્દ્રસ્થાન મનાય છે. ત્યાં પ્રાયોગિક વિભાગના ઉપર બહુ ધ્યાન દેવાય છે. મુખ્ય હેતુ એટલોજ છે કે હથિયારોની મદદથી વિદ્યાર્થીઓ વ્યવહા-રમાં કામ આવે એવો નમુનો બનાવે, અને તે સૌન્દર્યની દૃષ્ટિએ સંપૂર્ણ બનવો જોઈએ. ઘર અને શાળાનો પરસ્પર સંબંધ જાળવવામાં ઉપયોગી નીવડે તેવાજ નમુના બનાવવામાં આવે છે. આ ઉપરાંત નેત્રેન્દ્રિય અને વિચાર શક્તિનો વિકાસ એ પણ બીજા અગત્યના ઉદ્દેશો છે. પ્રયોગ કરાવી પછી તે ઉપરથી નીકળતો સિદ્ધાંત શોધાવવો એ પદ્ધતિના પ્રચારથી બાળકોની વિચારશક્તિ સારી ખીલે છે. શિક્ષણનો આ પ્રધાન હેતુ બાળકનો પોતાનો એટલે કે આત્મીય વિકાસ કરવાનો છે. હુન્નરકળાની સરળતા કે આવડનો નથી. શિક્ષણ વ્યક્તિગત છે, વર્ગ પરત્વેનું નથી.

સામાન્ય વર્ગના મોટી ઉંમરના માણસોની કેળવણીનાં સાધનો વિ-જ્ઞાનના વિષયોનાં ભાષણો અને જાહેર પુસ્તકાલયો છે. કેટલીક મોટી નિશાળોમાં શકેરી તરીકેની ફરજોનું જ્ઞાન પણ અપાય છે. આવી મોટી નિશાળો સ્વીડનમાં ૪૮ છે. ખાસ મુકરર કરેલો અભ્યાસક્રમ તેમાં હોતો નથી. નિશાળ છોડતી વખતે પરીક્ષા પણ લેવાતી નથી.

વિજ્ઞાનને લગતાં ભાષણો મુખ્યત્વે કરીને વિચારને માર્ગે દોરનારા અને ફુરસદના સમયમાં ગમ્મત આપનારા વિષયો વિષે અપાય છે. ધાર્મિક કે રાજકીય ચર્ચા ઉત્પન્ન ન કરે એ વિષે ખાસ લક્ષ દેવાય છે, જાહેર પુસ્ત-કાલયો પણ લોકને મારેજ હોય છે. પુસ્તકો વાપરવાની દરેકને છૂટ છે. આમ લોક-સામાન્ય પ્રજા વર્ગ-કેળવાય-અને નિરક્ષરતા દૂર થાય એજ ઉદ્દેશ ત્યાંની કેળવણીનો છે.



## કવિતા.

એ ! શિક્ષા કુલગુરુ મારાં—
દિવ્ય ગિરિના ઉન્નત શિખરે—
વાસ સદા વસનારાં;
સ્વચ્છ પ્રકાશ હવાનું સેવન,
પ્રેમ ધરી કરનારાં એ શિક્ષા કુલગુરુ મારાં.

સાદાં વસ્ત્રો, સાદાં ભોજન.
સત્ય સદા વદનારાં;
અંતઃકરણે નિર્મળ રહીને,
આનંદે ફરનારાં— એ શિક્ષા કુલગુરુ મારાં.

સુંદર નિર્ઝર ગિરિમાં ટપકે,
પાત્ર ત્યાં ધરનારાં;
પૂર્ણ ભરાતાં પાન કરતાં;
ચાતક સમ બનનારાં— એ શિક્ષા કુલગુરુ મારાં.

જ્ઞાનદીપક જ્યોતિ પ્રકટાવી,
આત્માર્પણ-ગમનારાં,
સ્વથી અધિકા થાવા શિષ્યો
યત્ન સદા કરનારાં, એ શિક્ષા કુલગુરુ મારાં.

ઉન્નતિક્રમની સાધી સિદ્ધિ,
વિશ્વ દુઃખો દળનારાં—
યોગબળે નિવૃત્ત થવાથી
બ્રહ્મ પદે ભળનારાં, એ શિક્ષા કુળગુરુ મારાં.

મહડાકર—નાગર



# ઈશ્વરસ્તુતિ.

( લેખક. મિ. મોહનલાલ અંબાલાલ ઠાકર સ્કૂલ માસ્તર. શીશાંગ. )

( નાના બાળકોને સવારે બોલવા માટે-(પ્રાથમિક શાળા. )

સૃષ્ટિ રચી સકલ વિશ્વ-તણી ક્ષણોમાં,
મૂકયા ઘણા વિવિધ સ્વાદ ફળો જળોમાં,
બુદ્ધિ દીધી મનુષને કરવા સુકામે,
એ વિશ્વનાથ પ્રભુને કરીએ પ્રણામે. ૧

વ્યાપી રહી ભરણુ જે જગનું કરે છે,
ભક્તો તણા હિત વિષે અવતાર લે છે;
જેનો ન શાસ્ત્ર થકી પાર કદી પમાય,
એ વિશ્વનાથ પ્રભુને કરીએ પ્રણામ. ૨

ભૂલે પ્રમાદ ધરતાં નીતિના સુધારા,
આવી પડે અચૂક રોગ ખરે નકારા;
જેની અનંત પ્રભુતા થકી થાય આમ,
એ વિશ્વનાથ પ્રભુને કરીએ પ્રણામ. ૩

સત્તા ઘણી પવિત્ર શાસ્ત્ર વિષે જણાયે,
જે સ્પર્શયોગ* કરતાં અતિશે ગણાયે;
નૌકા ખરી જગ વિષે સમજાય આમ,
એ પૂજ્ય પાદ ગુરુને કરીએ પ્રણામ ૪

જેનાથી આ જગ વિષે ન પવિત્ર માયા,
જેની ઘણી સુરતરુ થકી શીળી છાયા;
જે સર્વ તીર્થ કરતાં વધી જાય નામે,
એ જન કે જનનીને કરીએ પ્રણામે. ૫

ઈંદ્રાદિ દેવ તણી શક્તિ ગણાય જેમાં,
લોકો તણું હિત વિશેષ સમાય જેમાં;
જે રાજ્ય ધર્મ થકી ઉજ્વળ અષ્ટ જામે,
એ ધર્મશીલ નૃપને કરીએ પ્રણામ. ૬

---

* સ્પર્શ મણિનો યોગ, જેનાથી હલકી ધાતુ સુવર્ણ બને છે.

## ઈશ્વર કૃતિ અને પ્રાર્થના.

( લેખક જશોદાગવરી હે મિ. ડભાણ. તાલુકે નડિઆદ. )

ભુજંગી છંદ.

દની નિંદ ત્યારે તું બચાવે,
નથી માય તારા વિના કોઈ આદે;
ઉગ્યો સૂર્ય તેજે થયો દિન સેજે,
થઈ રાત તેમાં ખુબી તાહારી છે. ૧

નમે શોભતાં ઝુંડ તારા તણાં તે,
વળી ચંદ્ર દીસે રૂપેરી નિશાએ;
ઘટે ને વધે તે વધીને ઘટે છે,
ટળા તેજ જોઈ પ્રભો યાદ આવે. ૨

પશુ પક્ષીને પ્રાણીને તું બનાવે,
બનાવ્યાં હવા પાણીને તેજ અર્થે;
અરે ઓ પ્રભો તારી અદ્દભુત શક્તિ,
નથી તેજ શક્તિ અમોથી કળાતી. ૩

થયાં પાપ તો છે અમોથી હજારો.
કરો મુક્ત તેથી પ્રભો તેજ આશે;
અમોને મળે સુખ દુઃખો વિદારી,
અમો ઇચ્છીએ તાહરો પ્રેમ સ્થાયી. ૪



## પાઠની નોંધ.

ધોરણ ૫ મું.

વિષય:—ભૂગોળ, હિંદુસ્તાનનાં દેશી રાજ્યો.

તા.

હેતુ:—અવલોકનશક્તિ કેળવવાનો ને હિંદુસ્તાનનાં દેશી રાજ્યો વિષે માહીતી આપવાનો.

શિક્ષક:—શીરીનબાઈ નસરવાનજી કોટવાલ. વનિતા વિશ્રામ મુંબઈ.

વખત ૦॥ કલાક

સાહિત્ય:—હિંદુસ્તાનનો નકશો, બોર્ડ, ચાક, પોઈન્ટર વગેરે.

### આરંભ પ્રશ્ન.

આ શેનો નકશો છે? વારુ, આમા જુદા જુદા રંગ આપવાની શી મતલબ હશે? આ પીળા રંગ કોના રાજ્યોનો હશે? દેશી રાજ્યો કોને કહીએ?

### પાઠનો મુખ્ય વિષય.

| સંક્ષિપ્ત નોંધ. | પૂર્ણ નોંધ. |
|---|---|
| હૈદરાબાદ પ્રાંતની ટુંક સમજ, જેમાં શહેર, ભાષા, વસ્તી વગેરે. | જુઓ, આ હૈદરાબાદ છે. (નકશામાં બતાવીશ). આ કોને તાબે હશે? જો નહિ આવડશે તો શીખવીશ કે નિઝામ નામના મુસલમાન રાજ્યકર્તાની સત્તા નીચે છે. ત્યારબાદ તે ભાગના રંગ તરફ લક્ષ ખેંચીશ. આ ભાગોના પીળા રંગ શા માટે પાડયા હશે? જો જવાબ |

ઉત્તર તરફના ભાગને ને કાવેરી નદી દક્ષિણ તરફના ભાગને પાણી પુરૂં પાડે છે તે સૂચક પ્રશ્નો પૂછી કહાવીશ. અહીં ટેકરીઓ પર ઝુંદદાણા થાય છે તે શીખવીશ હવે વિદ્યાર્થીઓને ભાષા વિષે પૂછીશ ને નહિ આવડે તો કાનડી ભાષા બોલાય છે તે શીખવીશ. મ્હૈસૂરનું મુખ્ય શહેર શું? જો નહીં આવડે તો હું શીખવીશ. એ શહેર નકશામાં દેખાડીશ. ત્યારબાદ હું સૂચના કરીશ કે અહીં દક્ષિણ હિંદુસ્તાનના રક્ષણ માટે ઘોડેસ્વારનું જબરૂં લશ્કર રહે છે.

ત્રાવણકોર ને કોચીનનાં રાજ્યો વિષે ટુંક વર્ણન.

હવે બીજાં દેશી રાજ્યો નકશામાથી શોધશો? આ ત્રાવણકોર ને કોચીનના રાજ્યમાં વરસાદ પુષ્કળ પડે છે તેથી અહીં ડાંગરના ખેતરો ને નાળિએર બહુ થાય છે તે સમજાવીશ. આ રાજ્યમાં કદી દુકાળ પડતો હશે કે નહિ તેનું કારણ કહાવીશ. ત્રાવણકોરનું મુખ્ય શહેર ત્રિવન્દ્રમ શીખવીશ ને નકશામાં બતાવવા કહીશ.

કાશ્મીરની ટુંકમાં હકીકત સમજાવીશ.

આ રાજ્યનું નામ વાંચો. (નકશામાં દેખાડીને પૂછીશ.) અહીં કોઈ નદી જુઓ છો? ઝેલમ નદી બરાબર નકશામાં દેખાડતાં શીખવીશ. પછી કાશ્મીર ઘણો રમણીય મુલક છે તેમજ ફળદ્રુપ છે તે શીખવીશ. બીજા દેશના લોકો ત્યાં ક્યારે જતા હશે? જો નહિ

## બાળવાર્તાનો હેતુ.

( લખક રા. રૂગનાથભાઇ હીરાલાલ ચોકશી. એમ. એ. નડિઆદ. )

( અનુસંધાન પુ. ૬૦ અંક ૩ પૃ. ૭૪થી )

### વાર્તા કહેવાની રીત.

બાળકો માટે જે વાર્તાઓ શિક્ષકના વાંચવામાં કે સાંભળવામાં આવી હોય તેમાં તેમની સ્થિતિને અનુરૂપ યોગ્ય ફેરફાર કરવો જોઈએ શી વધઘટ કરવી એ વાર્તા કહેનારની મુનસફી ઉપર છે. પણ વાર્તા કહેનારમાં કેવા ગુણની જરૂર છે તથા તે કેવી રીતે કહેવી જોઈએ એ બાબત હવે જોઈએ. વાર્તાનું ખરૂં રહસ્ય બાળકો સમજી શકે તે માટે શિક્ષકનામાં સહૃદયતાનો ગુણ હોવો જોઈએ. નહિ તો બાળકોનાં મન ઉપર કંઈ અસર થઈ શકશે નહિ, કારણ કે પ્રથમ તો શિક્ષકનું મન તે વાર્તાના અર્થમાં તલ્લીન થવું જોઈએ. એક ચિત્રકારે એવું કહ્યું છે કે જો ઝાડનું ચિત્ર કાઢવું હોય તો પ્રથમ ચિત્રકારે ઝાડરૂપ થવું જોઈએ. જ્યાં સુધી તેની લાગણી કે ઊર્મિ ઉદ્દભવ નહિ [illegible] શી રીતે ઉત્પન્ન થવાનો હતો ! વાર્તા વાંચવી અને સાંભળવી એમાં ઘણો ફેર છે. વાર્તા કહેવાથી કહેનારના વ્યક્તિ પ્રભાવની જે અસર થાય છે તે ફક્ત વાંચવાથી થતી નથી. પુસ્તકના શબ્દો નિર્જીવ હોવાથી બાળક અને શિક્ષકના મનની જે એકરૂપતા થવી જોઈએ તે થતી નથી. વાર્તા કહેવામાં આવે છે ત્યારે બાળકની દૃષ્ટિ તેના ચહેરા તરફ હોય છે, અને તે સ્વતંત્ર હોવાથી સાંભળનારની લાગણી અને વિચારની ક્રિયા પ્રમાણે તેમાં તે ફેરફાર કરે છે.

વાર્તાનો મર્મ કે સત્વ શિક્ષકે ગ્રહણ કરવામાં જોઈએ એટલુંજ નહિ પણ તેણે આખી વાર્તા જાણવી જોઈએ. એટલે આખી હકીકત મોએ હોવી જોઈએ એમ અર્થ નથી, પણ મુખ્ય હકીકત તેના મનમાં રમી રહેવી જોઈએ. તૈયારીને અભાવે શિક્ષક અટકી અટકીને બોલે છે કેટલીક બાબત ભુલી જાય છે, અને ગમે તેવાં વાક્યો ગોઠવી વાર્તા પુરી કરે છે. વાર્તા કટકટ કહી જવાથી પણ ખરો હેતુ ફળીભૂત થતો નથી. સાંભળનારના મનમાં જે ભાવ કે લાગણી ઉત્પન્ન થતી હોય તેને અનુકૂળ ફેરફાર અને ચેષ્ટાથી વાર્તા કહેવાની જરૂર છે: માટે. તૈયારી સારી જોઈએ. વાર્તાની

હકીકત ઉપર સંપૂર્ણ કાબુની જરૂર છે. આથી શિક્ષકનામાં આત્મશ્રદ્ધા સ્વતંત્રતા, સરળતા અને દૃઢતાના ગુણ આવે છે, અને તેથી કાર્ય સહજ થાય છે.

સહૃદયતાની સાથે બીજો ગુણ ઉંચી કલ્પનાશક્તિનો છે. તેના વડે આપણે કોઈ પણ વસ્તુ કે બનાવની ગેરહાજરીમાં તેનું ચિત્ર મનમાં ખડું કરી શકીએ છીએ. અમુક અમુક શબ્દથી સાંભળનારના મન ઉપર કેવી છાપ પડશે તેનો ખ્યાલ વાર્તા કહેનારના મનમાં હોવો જોઈએ. ( You must see what you say. ) વળી બાળકનું દૃષ્ટિબિન્દુ સમજવાને માટે પણ કલ્પનાશક્તિની જરૂર છે. બાળકના મનમાં કેવી જાતના વિચાર તરવરે છે, તથા તેને કેવા પ્રકારની લાગણી અને ઇચ્છા થાય છે તે જ્યારે શિક્ષક સમજે છે ત્યારે તેને અનુસરતું તે વાર્તાનું નિરૂપણ કરી શકે છે. બાળકની માનસિક શક્તિનો ખ્યાલ કલ્પનાશક્તિ વડે આવે છે. ભાષા બાળક સમજી શકે એવી સાદી અને સરળ જોઈએ, સંસ્કારી પણ હોવી જોઈએ. વાર્તા કહેનારનો અવાજ પણ મીઠો અને મધુર હોવો જોઈએ તેથી બાળકનું મન વિશેષ આકર્ષાય છે. વાર્તામાં આવતા પ્રસંગોને અનુસરી અવાજમાં ફેરફાર કરવાની જરૂર છે.

વાર્તા કહેનારમાં કેવા ગુણ તથા લાયકાત હોવી જોઈએ એ જોયા પછી તે કેવી રીતે કહેવી જોઈએ તેનું અવલોકન કરીએ. વાર્તા કહેનારને જે ભાગનો અનુભવ તેમાંથી થયો હોય તેજ સાંભળનારના મનમાં ઉત્પન્ન કરવાનો હોવાથી તેનામાં પ્રથમ તો સાદાઈના ગુણ હોવા જોઈએ. કંઈ પણ છળ કે ઢોંગની જરૂર નથી. સાદી ભાષામાં સરળ રીતે કહેવાથી બાળકો તે તરત સમજી શકે છે. ભાષા કિલષ્ટ કે આડંબરવાળી ન જોઈએ. વાક્યો ટુંકાં હોવાં જોઈએ. વાર્તા કહેતાં બીજી વાત ઉપર ઉતરી જવું નહિ. ઉત્સાહપૂર્વક અને શ્રદ્ધાયુક્ત કહેવાથી રસિક થાય છે. આબેહુબ વર્ણન એ કલ્પનાશક્તિની ક્રિયા છે. જે વાર્તામાં શિક્ષકને રસ ન પડે તે તેણે કહેવી જોઈએ નહિ. વાર્તા માયાળુપણે અને ધીમે તથા અસરકારક રીતે કહેવી. વાર્તા કહેતી વખતે વર્ગની વ્યવસ્થા ઉપર ધ્યાન આપવાનું છે. બાળકો ઘણાં પાસે કે ઘણાં દૂર ઘણી વખત હોય છે. વાર્તાની અસર પૂરી થાય માટે તેમને અર્ધ ચક્રાકાર ◠ ગોઠવવાં જોઈએ. તેથી દૃષ્ટિમર્યાદામાં

હોવા જોઈએ જેથી ધ્યાનપૂર્વક અને આતુરતાથી સાંભળી શકે. વાર્તા સરળ રીતે અને સળંગ કહેવી જોઈએ. કકડે કકડે કહેવાથી રસની ક્ષતિ થાય છે. આખી વાર્તા એકી વખતે કહેવાથી સારો રસ જામે છે, અને બાળકો ઉમંગથી સાંભળે છે. વાર્તાના સ્પષ્ટ ખ્યાલ માટે ઘણી વાર ચિત્રના ઉપયોગની જરૂર છે. ચિત્રનો વિશેષ ઉપયોગ કરવાથી બાળકની કલ્પનાશક્તિ કમી થાય છે. કેટલીક ગૂઢતા હોય છે ત્યારે ખુલાસા માટે જિજ્ઞાસા વધે છે.

શિક્ષક વાર્તા કહ્યા પછી તે સંબંધી કેટલાક પ્રશ્ન પૂછવા જોઈએ તેથી તે સમજ્યા છે કે નહિ તથા તેની હકીકત યાદ રહી છે કે નહિ તે જણાય છે. ત્યાર પછી બાળકો પાસે તેનું વર્ણન કરાવવું જોઈએ. થોડાક છોકરાં પાસે થોડી થોડી વાર્તા બોલાવી આખી વાર્તા પણ બોલવા તેમને કહેવું. આથી તેના વિચાર બહાર દર્શાવી શકે છે. તેનામાં જે કુદરતી ઉત્પાદક શક્તિ હોય છે તેને ઉત્તેજન મળે છે ભાષા ઉપરનો કાબુ વધે છે. નમનપૂર્વક વાક્યો બોલતાં આવડે છે. વાચન અને લખવાના કામમાં તેનો સારો ફાયદો થાય છે. વાર્તા બાળકો પાસે કહેવરાવવા ઉપરાંત ભજવી બતાવવાની જરૂર છે કોઈ પણ કામ કરવાનું બાળકને પ્રિય હોય છે, પણ જ્યારે મન પસંદ કામ કરવાનું હોય છે ત્યારે તેમને વિશેષ રસ પડે છે આવા પ્રસંગે બાળકના સ્વભાવનું ખરૂં સ્વરૂપ માલમ પડી આવે છે. વાર્તામાં આવતા પદાર્થ કે પાત્રનું ચિત્ર બાળક પાસે કઢાવવાની જરૂર છે. બાળક તેની શક્તિ પ્રમાણે ચિત્ર કાઢે તો બસ છે

ઘણી વખત શિક્ષકો નીતિબોધ સ્પષ્ટ શબ્દોમાં કહી દે છે. નીતિનું ખરૂં તત્ત્વ ટેવ કે ક્રિયા છે. નીતિબોધ બોલી જવાથી કે યાદ રાખવાથી ફાયદો નથી. વાર્તાનો ખાસ હેતુ બાળકને આનન્દ આપવાનો અને સૌંદર્યનો ખ્યાલ આપવાનો છે. જે વિચાર આપણા મગજમાં રસદ્વારા ભરાઈ જાય છે અને તેને જ્યારે આપણે જાણીએ છીએ ત્યારે તે પ્રમાણે કરવાનું આપણને મન થાય છે. સામાના કહેવાથી કે બોધથી પરાણે કરવામાં આવે તો તે ક્રિયા ઉપર ઉપરની હોય છે, અને તેના નિશ્ચયમાં કંઈ વધારો થઈ શકતો નથી. આ કારણને લીધે વાર્તા કહ્યા પછી કોઈ પણ પ્રકારનો બોધ કહેવાની જરૂર નથી જો વાર્તા ઠસી હશે તો આપોઆપ બાળક તેમાંથી જે કંઈક શીખવાનું હશે તે ગ્રહણ કરી લેશે.

---

## હીરા.

(લેખકઃ—રા. પોપટલાલ જેચંદ અંબાણી. હંટર મેલ ટ્રેનિંગ કોલેજ, રાજકોટ.)

જગતમાં જેટલી જાતના જવાહીર છે, તે સર્વમાં હીરો શ્રેષ્ઠ ગણાય છે. હીરા પર પ્રકાશ પડતાં તે અતિશય ચકચકીત દેખાય છે, અને તેમાં વિવિધ તરેહના મનોહર રંગો દ્રષ્ટિગોચર થાય છે. પ્રકાશના યોગે હીરામાં અતિ તેજસ્વિતા આવવાનું કારણ એ છે કે પ્રકાશના કિરણોનું શોષણ અને પરાવર્તન કરવાની તેમાં અલૌકિક શકિત છે. આ શકિત જવાહીરોને કાપવાની, પહેલ પાડવાની અને પોલિશ કરવાની વિવિધ વિધિઓને પ્રતાપે અનેક ગણી વધે છે. હીરાને સંસ્કૃત ભાષામાં વજ્ર પણ કહે છે. હીરાથી વધારે કઠણ પદાર્થ હજુ સુધી જગતમાં મળી શકયો નથી. જોકે હીરો આટલો બધો કઠણ છે, તથાપિ તે બરડ હોવાને લીધે સહજમાં તુટી જાય છે. એરણ પર હીરો મુકી, હથોડાનો ફકત એકાદ ઘા કરતાં, તેના સેંકડો ટુકડા થઈ જાય છે. હીરાના બરડપણાના સંબંધમાં આજથી લગભગ ૬૦ વર્ષ પર યુરોપિઅન ઝવેરીઓની માન્યતા છેક ભૂલભરેલી હતી. તે વખતે તે લોકો હીરાની પરીક્ષા નીચે પ્રમાણે કરતા હતા. હીરાને એરણ પર મૂકી, તે પર હથોડાના ઘા મારતા; જો ખરા હીરા હશે તો એરણમાં બેસી જશે, અગર હથોડામાં ખાડો પાડશે; પણ તેની કણી સરખી ખરશે નહિ. ખોટા હીરાના તો ટુકડે ટુકડા થઈ જશે આવી ઉંધી સમજને પરિણામે કોણ જાણે કેટલા અમૂલ્ય હીરા તે સમયમાં વ્યર્થ નાશ પામ્યા હશે!

હીરા પર એસિડની કશી અસર થતી નથી. હીરાને ગરમી આપતાં તેના પર એક જાતનું પાતળું અપારદર્શક પડ બંધાય છે; પરંતુ વધારે ગરમી આપતાં તે કોયલાની પેઠે બળી જઈ તેનો કાર્બોનિક એસિડ ગેસ બની જાય છે. હીરો એ શુદ્ધ કાર્બન તત્વ હોવાથી તેને બાળતાં એકલો કાર્બોનિક એસિડ ગેસજ થશે. રાખ કે એવું કશું બાકી રહેશે નહિ. હીરાને અગ્નિમાં મૂકતાં તે બળે કે નહિ, તે બાબતનો પહેલ વહેલો પ્રયોગ ઇ. સ. ૧૬૯૪માં ફ્લોરેન્સની વિજ્ઞાનપરિષદમાં થયો હતો. એ પ્રયોગને અંતે ખાતરી થઈ કે સખ્ત ગરમીમાં હીરો બળી જાય છે. વળી ઓસ્ટ્રિયા રાજા પહેલા ફ્રાન્સિસે ઇ. સ. ૧૭૫૧માં નાના નાના ઘણા હીરા એકઠા કરી તેને એક ભઠ્ઠીમાં મૂકયા અને ૨૪ કલાક સુધી સતત ગરમી આ

ફરી. એક કીમીઆગરના કહેવા ઉપરથી રાજા ફ્રાન્સિસની માન્યતા એવી હતી કે—નાના નાના હીરાને લાંબો સમય સખ્ત ગરમી આપવાથી તે બધા એકઠા થઈ જઈને એક મોટો હીરો બની જશે. પણ પરિણામ વિપરીત આવ્યું; ૨૪ કલાક પછી ભઠ્ઠીમાં જુએ છે તો એક પણ હીરો મળે નહિ !

ભૂગર્ભમાંથી ત્રણ જાતના હીરા મળી આવે છેઃ-(૧) સંપૂર્ણ સ્ફટિકમય – જેના સ્ફટિક પુરેપુરા બંધાયા હોય છે તેવા. (૨) અપૂર્ણ સ્ફટિકમય–જેના સ્ફટિક પુરેપુરા બંધાયા નથી તેવા. તેને ( Bort ) બોર્ટ પણ કહે છે, અને (૩) અસ્ફટિકમય જેમાં બીલકુલ સ્ફટિક બંધાયા નથી તેવા હીરાના સ્ફટિક કુદરતી અવસ્થામાં આઠ અગર બાર પહેલવાળા હોય છે. પ્રત્યેક પહેલ (બાજુ) ઘણું કરીને નતોદર (વચ્ચેથી બેસી ગયેલ) અગર ઉન્નતોદર (વચ્ચેથી ઉપસી આવેલ ) હોય છે ભારતીય હીરા ઘણું કરીને આઠ પહેલવાળા અને બ્રાઝીલીઅન હીરા બાર પહેલવાળા હોય છે.

કોઇ પણ જાતનો દોષ રહિત, તદ્દન નિર્દોષ, હીરો તો *જવલ્લેજ* મળે છે. ઘણું કરીને દરેક હીરા પર ઓછાવત્તા ડાઘ કે ધાબાં હોય છે. એ ડાઘ કે ધાબાં કાઢી નાખવાને તથા તેને અતિ તેજસ્વી બનાવવાને હીરાને કાપવો પડે છે, તથા પોલિશ કરવો પડે છે. આ કામ અતિ કઠણ અને હોશિઆરીનું છે. દુનિયા પર આ જાતનું કામ સર્વથી ઉત્કૃષ્ટ રીતે એમ્સ્ટર્ડામ શહેરમાં થાય છે.

સંવત્ ૧૭૫૬ સુધી હિંદુસ્તાનની હીરાની ખાણો જગતમાં સર્વથી મોટી ગણાતી હતી. સંવત્ ૧૭૨૧માં ટેવર્નિઅર નામનો ફ્રાન્સનો એક પ્રખ્યાત ઝવેરી હિન્દુસ્તાનમાં આવ્યો હતો. તેણે લખ્યું છે કે—"ગોવળકોંડાની હીરાની ખાણોમાં ૬૦ હજાર માણસ કામ કરતાં હતાં. એજ ખાણમાંથી કોહિનુર, હોપ, ઓરલોફ, પિટ વગેરે જગપ્રસિદ્ધ હીરા નીકળ્યા છે." વર્તમાન સમયમાં હીરાની ખાણો આપણા દેશમાં ત્રણ પ્રદેશમાં છે;—(૧) મદ્રાસ ઇલાકાને લગતો પ્રદેશ, જેમાં કડપા, બલારી, કરનુલ, કૃષ્ણા, ગોદાવરી તથા ગોવળકોંડાનો સમાવેશ થાય છે. (૨) મહા અને ગોદાવરી વચ્ચેનો પ્રદેશ; જેમાં સંબલપુર અને ચંદાનો સમાવેશ થાય છે, અને (૩) મધ્ય હિંદનો પ્રદેશ; એમાં હીરાની પેદાશ કરનાર મુખ્ય મથક પન્ના છે. જગતમાં હીરાની ઉત્પત્તિ કરનાર અન્ય દેશોને મુકાબલે હિન્દની

હીરાની પેદાશ અલ્પ છે. પરંતુ હિન્દી હીરા બ્રાઝીલ કે આફ્રિકાના હીરાથી અધિક ભારે, તથા ચમકમાં ચઢીઆતા હોય છે.

બ્રાઝીલમાં નદીઓની રેતી ધોઈ તેમાંથી સોનું શોધી કાઢવામાં આવતું હતુ. સોનાની સાથે વખતે સ્ફટિકમય કાંકરા (હીરા) પણ મળી આવતા. પહેલાં તો ત્યાંના લોકો આ સ્ફટિકમય કાંકરાને ફક્ત ચકચકિત પત્થર ધારતા હતા અને એક જાતની રમત રમવામાં તેનો ઉપયોગ કરતા. એક વખત એક પાદરી હિન્દની મુસાફરી કર્યા બાદ ફરતો ફરતો બ્રાઝીલ જઈ ચઢયો; બ્રાઝીલમાં ઉપર કહેલ સ્ફટિકમય કાંકરા જોતાંજ તેણે અનુમાન કર્યું કે આ કાંકરા નથી, પરંતુ હીરા છે; કારણ કે હિન્દના પ્રવાસ દર્મિઆન અનેક વખત હીરા તેના જોવામા આવ્યા હતા. તે પાદરી બ્રાઝીલથી એવા પુષ્કળ સ્ફટિકમય કાંકરા લઈ લિસ્બન આવ્યો, અને ઝવેરીઓ પાસે તેની પરીક્ષા કરાવી. બ્રાઝીલમાં પણ હિંદની પેઠે હીરા મળી આવે છે; આ વાત યુરોપીઅન ઝવેરી મંડળમાં જાહેર થતાં એ વર્ગ ગભરાયો; કારણ કે ઝવેરીઓને એવી ફીકર થઈ, કે હવે બ્રાઝીલથી પુષ્કળ હીરા યુરોપ આવવાના, અને તેથી તે સસ્તા થવાના, તેને લીધે ભારે કિંમતે ખરીદેલા હીરા આપણે સસ્તે ભાવે વેચવા પડશે આવા ભયની કલ્પના થતાં યુરોપના ઝવેરીઓએ પરસ્પર સંપ કરી, એવું જાહેર કરી દીધુ કે, બ્રાઝીલમાંથી હીરા મળી આવવાની વાત તદ્દન ખોટી છે; પણ હિંદના ખરાબ હીરા જેને રદ્દી સમજી છેક નજીવી કિંમતે વેચી નાખવામાં આવે છે તેને બ્રાઝીલીઅન લોકો ખરીદીને યુરોપ મોકલે છે આ સિવાય પોર્ટુગલના ઝવેરીઓએ એક બીજી યુક્તિ કરી;—તેઓ બ્રાઝીલની હીરા ખરીદી, હિન્દમાં ગોવે મોકલી દેતા. ગોવાથી હિન્દી હીરા તરીકે યુરોપમાં આવીને વેચાતા. બ્રાઝીલમાં કેટલીક નદીઓના પાત્રની માટીમાંથી હીરા મળી આવે છે. એપ્રિલથી ઓક્ટોબર સુધી ગરમીના ઋતુમાં નદીનાં પાણી સુકાઈને ઓછાં થઈ જાય છે, ત્યારે નદીઓનું પાણી નહેરો ખોદી તેમાં વાળી દે છે; પછી નદીના પાત્રમાંથી માટી ખોદી કાઢે છે, તે માટીને સાફ કરતાં તેમાંથી હીરા મળી આવે છે. વર્ત્તમાન સમયમાં હીરાની સર્વથી મોટી ખાણ આફ્રિકામાં પ્રીમીઅર ડાયમન્ડ માઇન નામની છે, જેમાંથી થોડાં વરસ પર કલીનેન નામનો ૮૨૫૪ કેરેટ વજનનો સર્વથી મહાન હીરો મળી આવ્યો હતો.*

* પ્રો. જવાહીરલાલ ગુપ્તના એક લેખ ઉપરથી.

## અપૂર્ણાંક.

( રા. ચંદુલાલ કેશરલાલ અમીન, બી. એ. એસ. ટી. સી. ડી. આ. મા. સરકારી હાઈસ્કુલ નડિઆદ. )

આ વિષય શીખવવાની શરૂઆત ગુજરાતી ચોથા ધોરણમાં થાય છે. તે વખતે સાધારણ રીતે બાળકોની સરાસરી ઉંમર આસરે સાડાનવ વરસની હોય છે. મુખગણિતમાં તેઓ સંખ્યા અને આંક શીખેલા હોય છે. ગણિતમાં તેઓ સહેલા સરવાળા, બાદબાકી, ગુણાકાર, તથા ભાગાકાર અને તે ઉપરાંત સાદાં કોષ્ટકો જાણે છે. તેઓ લઘુતમ, દૃઢભાજક, ચઢતી ઉતરતી ભાંજણીના દાખલા ગણી શકે છે. આટલા જ્ઞાનવાળાં બાળકોને અપૂર્ણાંક શીખવવાના હોય છે. અંગ્રેજી પહેલા ધોરણમાં આ વિષય ફરી શીખવવામાં આવે છે. ગુજરાતી તેમજ અંગ્રેજી આગળના ધોરણમાં જે ગણિતના વિષયો શીખાય છે તેમાં અપૂર્ણાંકની ઠેકાણે ઠેકાણે જરૂર પડે છે, અને પરીક્ષકો સ્કૂલ લીવિંગ સર્ટિફિકેટ પરીક્ષામાં પણ આ અપૂર્ણાંકનો એકાદ અઘરો દાખલો મૂકે છે.

વિષય અઘરો છે એટલે નાનાં બાળકોને તેનું સંપૂર્ણ યથાર્થ જ્ઞાન ન થાય એ સ્વભાવિક છે. એમ છતાં જેટલું શીખવવામાં આવે તેટલું બને તેટલી યથાર્થ રીતે શીખવવામાં આવે તો તેથી બાળકને ઘણો ફાયદો થાય તેમાં શક નથી. સાધારણ રીતે તો શિક્ષક અમુક નિયમો પ્રમાણે બે ત્રણ રીતના દાખલા ગણે છે, અને એવી રીતના બીજા દાખલા બાળકો તેજ પ્રમાણે ગણે છે. પણ તે રીતે ગણવાનું કારણ અથવા તે રીતને સબળ કરે એવાં એકાદ બે ઉદાહરણો બાળકને ભાગ્યેજ અપાયલાં હોય છે. આ નિયમને અપૂર્ણાંક અપવાદરૂપ નથી.

લખોટા યંત્ર, મણકા, મણકાની માળાઓ વગેરે સાધનોનો ઉપયોગ કરવાથી સંખ્યા શીખવવી સરળ થઈ પડે છે, અને બીજા એવાં સાધનોનો ઉપયોગ સંપૂર્ણ કરવાથી અપૂર્ણાંક સરળતાથી શીખવી શકાય.

### અપૂર્ણાંકનો અર્થ.

અપૂર્ણાંકનો અર્થ "અપૂર્ણ અંક એટલે પુરેપુરો નહિ તેવો અંક" થાય છે. એ રીતે ।, ॥, ।॥, ૨।, ૫॥, ૯॥ વગેરે અપૂર્ણાંક કહેવાય.

એટલે આણુપાણુ એ અપૂર્ણાંકનો એક ભાગ છે. અપૂર્ણાંકના બે ભાગ પાડી શકાય ખરા અપૂર્ણાંક અને મિશ્ર અપૂર્ણાંક એકથી ઓછા હોય તે ખરા અપૂર્ણાંક અને એકથી વધારે હોય તે મિશ્ર અપૂર્ણાંક ગણાય.

આપણે જાણીએ છે કે ૦। એટલે શૂન્ય વત્તા પા, ૦॥ એટલે શૂન્ય વત્તા અડધો, ૦॥। એટલે શૂન્ય વત્તા પોણો; તેવીજ રીતે મિશ્ર અપૂર્ણાંકોમાં ૧। એટલે એક વત્તા પા, ૩॥ એટલે ત્રણ વત્તા અડધો, અને ૫॥। એટલે પાંચ વત્તા પોણો છે.

આવી રીતે એકનો ચોથો ભાગ. એકનો બીજો ભાગ, અને બન્ને ભાગોનો સરવાળો, એ ત્રણ ખરા અપૂર્ણાંકો, તથા આ અપૂર્ણાંકો સાથે ગમે તેટલા આખા અંકો ( ૨, ૩, ૭૦૦, ૭૦૦૦, ૧૦૦૯૦ અથવા ગમે તેટલા ) મળી થતા મિશ્ર અપૂર્ણાંકો આણુપાણવાળા આંકડાથી દર્શાવી શકાય છે. પણ એકનો ત્રીજો ભાગ, એકનો પાંચમો ભાગ, વસ્તુના પાંચ ભાગ કરી તેમાંના બે ત્રણ કે ચાર ભાગ મળી થાય તે ભાગ, અથવા આવા ભાગ સાથે આખા અંક મળી થતા મિશ્ર અપૂર્ણાંકો દર્શાવવા સામાન્ય સંજ્ઞાઓની જરૂર માલમ પડે છે; એવી રીતે એક વસ્તુનો ત્રીજો ભાગ દર્શાવવો હોય ત્યારે $\frac{1}{3}$ એમ લખવામાં આવે છે. લીટીની નીચે લખેલો ૩, એ અંક બતાવે છે કે એક વસ્તુના ત્રણ ભાગ પાડેલા છે અને ઉપરનો ૧, એ અંક બતાવે છે કે એ ત્રણ ભાગ પૈકી એક લેવામાં આવ્યો છે. એવી રીતે $\frac{2}{3}$માં ત્રણ ભાગ પૈકી બે ભાગ લેવામાં આવ્યા છે, $\frac{7}{9}$ એ સંજ્ઞા દર્શાવે છે કે એક વસ્તુના નવ સરખા ભાગ પાડેલા છે અને તે પૈકી ૭ ભાગ ફરીથી લેવામાં આવેલા છે. ( આટલું શીખવ્યા પછી બાળકોને જુદા જુદા અપૂર્ણાંકના અર્થ પુછાય અને અર્થ આપી સંજ્ઞા પુછાય ) આ સંજ્ઞાઓ જે શબ્દો વડે બોલાય છે તે શબ્દો પણ તેમનો અર્થ દર્શાવે છે. એક વસ્તુના બે સરખા ભાગ પાડયા હોય તો દરેક ભાગ એક દ્વિતીયાંશ; ત્રણ ભાગ પાડયા હોય તો એક તૃતીયાંશ, ચાર ભાગ પાડયા હોય તો એક ચતુર્થાંશ, ૭ પાડયા હોય તો એક પષ્ઠાંશ, અગિઆર હોય તો એક અગિઆરાંશ એમ દરેક ભાગ કહેવાય છે. એમ દરેક અંક પછી અંશ ઉમેરી તેટલામો ભાગ બતાવાય છે. એકનો પચીસમો ભાગ એટલે એક પચીસાંશ; એવા સાત ભાગ લઈએ તો સાત પચીસાંશ કહેવાય. $\frac{7}{25}$ ને

શબ્દમાં કહીએ તો એકોતેર નેવાસ્યંશ (નેવાસી અંશ) કહેવાય. (એક વસ્તુના સરખા નવ્યાસી ભાગ પાડી તેમાંથી એકોતેર ભાગ મળી જે ભાગ થાય તે).

એવીજ રીતે મિશ્ર અપૂર્ણાંકનો પણ અર્થ નીકળી શકે. $\frac{૧૯૦}{૭}$ એટલે એક વસ્તુના સાત ભાગ પાડેલા હોય તે પૈકી એક ભાગ જેવા એકસો-નેવું ભાગ મળીને થયેલો ભાગ. સાત ભાગ મળીને એક ચીજ થાય છે તેવી રીતે ગણતાં ૧૯૦ ભાગની ૨૭ ચીજો બને, અને તે ઉપરાંત એક ભાગ વધે એટલે $\frac{૧૯૦}{૭}$ = ૨૭ + $\frac{૧}{૭}$=૨૭$\frac{૧}{૭}$. ( ૧+૦।। = ૧।। ની માફક.) આમ મિશ્ર અપૂર્ણાંકને સંખ્યા ને અપૂર્ણાંકના સરવાળા તરીકે દર્શાવી શકાય [ આને પૂર્ણાંક ( પુરેપુરા અંક ) કાઢયા કહેવાય છે ] અને સંખ્યા ( એટલે પૂર્ણાંક ) ને અપૂર્ણાંકના સરવાળાને મિશ્ર અપૂર્ણાંક તરીકે દર્શાવાય. દરેક અપૂર્ણાંકની સંજ્ઞામાં ઉપરના અંકને અંશ ને નીચેનાને છેદ કહે છે. છેદ એટલે એક વસ્તુના કેટલા કટકા, ભાગ પાડેલા છે તે. અંશ એટલે પાડેલા ભાગ પૈકી કેટલા ભાગ લીધા છે તે.

કોઈ પણ વસ્તુના ગમે તેટલા સરખા ભાગ પાડી તે બધા ભાગ એક સાથે લઈએ તો આખી વસ્તુ બની રહે છે. એટલે $\frac{૭}{૭}$, $\frac{૯}{૯}$, $\frac{૧૦૧}{૧૦૧}$ એ દરેકનો અર્થ એક છે. પહેલા અપૂર્ણાંકમાં વસ્તુના ૭ ભાગ પાડી બધા ભાગ લીધા છે, બીજામાં ૯ ભાગ તથા ત્રીજામાં ૧૦૧ ભાગ પાડી બધા ભાગ લીધા છે. દરેકમાં આખી વસ્તુ બને છે ને તેથી દરેકની કિંમત ૧ છે.

## છેદ ઉડાડવા વિષે.

ગમે તે એક ખરો અપૂર્ણાંક લો. અને એક મિશ્ર અપૂર્ણાંક લો; દાખલા તરીકે $\frac{૪}{૭}$ અને $\frac{૨૫}{૯}$. પહેલામાં એક ચીજના સાત સરખા ભાગ પાડી તેમાંથી ચાર ભાગ લીધા છે અને બીજામાં એક ચીજના નવ સરખા ભાગ પાડી તેમાંના એક ભાગ જેવા પચીસ ભાગ લીધેલા છે. દરેક ભાગના બે સરખા ભાગ પાડીએ તો બંને વસ્તુઓના અનુક્રમે ૧૪ ને ૧૮ ભાગ થાય અને પહેલામાંના ૪ ભાગના ૮ ભાગ થાય અને બીજામાંના ૨૫ ભાગના ૫૦ ભાગ થાય એટલે બે અપૂર્ણાંક અનુક્રમે $\frac{૮}{૧૪}$ અને $\frac{૫૦}{૧૮}$ થયા. એવી રીતે ત્રણ ભાગ પાડીએ તો તે અપૂર્ણાંકો અનુક્રમે $\frac{૧૨}{૨૧}$ અને $\frac{૭૫}{૨૭}$ લખાય. તેમ છતાં આપણે જોઈએ કે તેમની કિંમતમાં ફેર પડતો નથી. એટલે છેદવાળા દરેક ભાગના ગમે તેટલા ભાગ પાડીએ અને અંશના દરેક ભાગના તેટલાજ ભાગ પાડીએ તો તે અપૂર્ણાંકની કિંમતમાં ફેર પડે નહિ. એ ઉપરથી

એમ કહી શકીએ કે અંશ અને છેદને ગમે તે રકમે ગુણીએ તો અપૂર્ણાંકની કિંમતમાં ફેર પડતો નથી. એથી ઉલટી રીતે છેદના ભાગમાંથી બબ્બે ભાગના ત્રણ ત્રણ ભાગના અથવા ગમે તેટલા લઈ શકાય તેટલાં જોડકાં લઈએ અને અંશના ભાગોમાંથી તેટલા તેટલા ભાગોનાં જોડકાં લઈ શકાતાં હોય અને તે લઈએ તો અપૂર્ણાંકની કિંમતમાં ફેર ન પડે. દાખલા તરીકે:—

$\frac{૧૪}{૧૬}$માં બબ્બેનાં જોડકાં લખીએ તો તે $\frac{૭}{૮}$ થાય.

$\frac{૨૧}{૨૭}$ માં ત્રણ ત્રણનાં જોડકાં લઈએ તો તે $\frac{૭}{૯}$ થાય.

$\frac{૧૫૦}{૧૭૫}$માં પચીસનાં જોડકાં લઈએ તો તે $\frac{૬}{૭}$ થાય.

આ ત્રણે બાબતમાં અપૂર્ણાંકની કિંમતમા ફેર પડતો નથી. એ ઉપરથી એમ કહી શકીએ કે અંશ અને છેદને ગમે તે રકમે ભાગીએ તો તેની કિંમતમાં ફેર પડતો નથી. દાખલો $\frac{\frac{૧૧}{૧૪}}{\frac{૮}{૧૪}} = \frac{૧૧}{૮}$.

( બાળકો પાસે $\frac{૫}{૬} = \frac{૨૫}{૩૦}$ અને $\frac{૨૫}{૩૦} = \frac{૫}{૬}$ એવા દાખલા ગણાવવા અને મણકાની ઢગલીઓ, માળાઓ વગેરે સાધનો વડે આવા દાખલાઓની સમજુતી મેળવવી. )

## અપૂર્ણાંકનો અપૂર્ણાંક ભાગ.

એક માણસે બે ભાઈ બેન વચ્ચે અડધું જામફળ આપ્યું ત્યારે દરેકને કેટલું મળ્યું ? જવાબ ૦ા કેમકે અડધાનું અડધ ૦ા.

કોઈ માણસ પોતાનાં ત્રણ છોકરાં વચ્ચે તડબુચનો ત્રીજો ભાગ વહેંચે તો દરેક છોકરાને કેટલો ભાગ મળે ? તડબુચના ત્રીજા ભાગનો ત્રીજો ભાગ એટલે નવમો ભાગ દરેકને મળે અપૂર્ણાંકમાં દર્શાવીએ તો $\frac{૧}{૩}$ ના $\frac{૧}{૩} = \frac{૧}{૯}$; $\frac{૧}{૨}$ ના $\frac{૧}{૨} = \frac{૧}{૪}$; તેવીજ રીતે $\frac{૧}{૪}$ ના $\frac{૧}{૪} = \frac{૧}{૧૬}$; $\frac{૧}{૫}$ ના $\frac{૧}{૫} = \frac{૧}{૨૫}$.

પા તડબુચ સાત છોકરાં વચ્ચે વહેંચ્યું તો દરેકને કેટલું મળ્યું ? પા એટલે એકનો ચોથોભાગ; ચોથા ભાગનો સાતમો ભાગ દરેકને મળ્યો. અપૂર્ણાંકમાં લખીએ તો $\frac{૧}{૪}$ ના $\frac{૧}{૭} = \frac{૧}{૨૮}$. પોણો ભાગ સાત છોકરાં વચ્ચે વહેંચીએ તો અઠાવીસમા ભાગ જેટલા ત્રણ ભાગ દરેક બાળકને મળે. એટલે $\frac{૩}{૪}$ ના $\frac{૧}{૭} = \frac{૩}{૨૮}$; તડબુચનો $\frac{૩}{૨૮}$ ભાગ દરેકને મળે; એક રેટીનો સાતમો ભાગ આપી દીધો; બાકી રહેલા ભાગનો પોણો મેં લીધો અને પા ભાગ બીજાને આપ્યો ત્યારે મને આખી રેટીનો કેટલામો ભાગ

મળ્યો ? સાત ભાગમાંથી એક ભાગ આપી દેવાયો એટલે ૬ ભાગ રહ્યા એટલે ટકીનો $\frac{૬}{૭}$ ભાગ રહ્યો. અંશ ને છેદના ચાર ચાર ભાગ કર્યા એટલે અપૂર્ણાંક $= \frac{૨૪}{૨૮}$; આ ચોવીસ ભાગનો પોણો ભાગ એટલે ૧૮ ભાગ મેં લીધા; મારો ભાગ $= \frac{૧૮}{૨૮}$; બન્ને ભાગનાં જોડકાં લઈએ તો $\frac{૧૮}{૨૮} = \frac{૯}{૧૪}$.

ટુંકમાં $\frac{૬}{૭}$ ના $\frac{૩}{૪} = \frac{૧૮}{૨૮} = \frac{૯}{૧૪}$,

ઉપરના દાખલામાંથી આપણે જાણી શકીએ કે એક અપૂર્ણાંકનો બીજો અપૂર્ણાંક ભાગ કાઢવો હોય તો અંશનો ગુણાકાર કરવો ને તે જવાબના અપૂર્ણાંકનો અંશ ગણવો. અને છેદનો ગુણાકાર કરી તેને જવાબના અપૂર્ણાંકનો છેદ ગણવો. જરૂર પડે તો અંશને અને છેદને સામાન્ય અંકે ભાગવા. એક સિવાય કોઈ પણ સામાન્ય અંકથી અંશ અને છેદને ભાગી ન શકાય તેવું અપૂર્ણાંકનું રૂપ તે સંક્ષિપ્ત (ટુંકું) રૂપ કહેવાય છે, એ રીતે $\frac{૫}{૭}$ એ $\frac{૨૫}{૩૫}$, $\frac{૭૫}{૧૦૫}$, $\frac{૧૫૦}{૨૧૦}$ તથા $\frac{૫૫૦}{૭૭૦}$નું સંક્ષિપ્ત રૂપ છે.

દાખલો. $\frac{૧}{૪}$ ના $\frac{૨}{૭}$ ના $\frac{૭}{૧૦}$ ના $\frac{૫}{૯}$.

$= \frac{૧×૨×૭×૫}{૪×૭×૧૦×૯} = \frac{૭૦}{૨૫૨૦} = \frac{૧}{૩૬}$ જવાબ.

અંશને અને છેદને ૭૦થી ભાગી શકાય છે. એમ ભાગવાથી $\frac{૧}{૩૬}$ જવાબ આવ્યો. આમ ગુણીને પછીથી ભાગવા કરતાં પહેલેથી ભાગીએ તો દાખલો સરળ થાય એટલે $\frac{૧×૨×૭×૫}{૪×૭×૧૦×૯} = \frac{૧}{૩૬}$ એમ પણ દાખલો ગણાય.

---

## નિબંધના સામાન્ય દોષો.

( લેખક—જેમ્સ ઉકાભાઈ ખ્રિસ્તી, શિક્ષક, આઈ. પી. મિશન ટ્રેનિંગ કૉલેજ ફોર મેન, અમદાવાદ )

"કેળવાએલા પુરુષો પણ મહાવરા વિના સારા લેખો લખી શકતા નથી." આ વાક્ય પરથી સ્પષ્ટ સમજાશે કે નિબંધ લખવો એ અતિ મુશ્કેલ કામ છે. શિષ્ય શિક્ષક ઉભયને લાભ થાય એટલા માટે આ વિષયને લગતા મારા ટુંક અનુભવને ઉદ્દેશીને આ લેખ લખ્યો છે.

નિબંધના સામાન્ય દોષો નીચે પ્રમાણે છેઃ—

## નિબંધના સામાન્ય દોષો.

(૧) લખાણ સંબંધી દોષો:—

અ. અસ્વચ્છ લખાણ—કેટલાક લખાણ એવાં હોય છે કે તે પ્રથમ દર્શનેજ કંટાળાજનક થઈ પડે છે. લખાણ બેકાળજીથી થતું હોવાથી અનેક સ્થળે છેકછાક કરવું પડે છે, અને જે શબ્દ કે શબ્દસમુદાય છેકવામાં આવે છે, તેની ઉપરજ બીજો શબ્દ કે શબ્દસમુદાય લખવામાં આવે છે. આવું લખાણ ગમે તેવા સારા વિચારોથી ભરપુર હોય, કે ગમે તેવી સારી ભાષાથી શણગારેલું હોય, તોપણ પરિણામે તે યોગ્ય સફળતા પામતું નથી.

બ. ખરાબ અક્ષર—સામાન્ય રીતે એમ જોવામાં આવે છે, કે ઘણા થોડાજ વિદ્યાર્થીઓ સારા અક્ષરે લખી શકે છે. સારા અક્ષર લખાણની સુંદરતા વધારે છે એટલુંજ નહિ, પણ એકંદરે વિશેષ લાભ પ્રાપ્ત કરે છે.

ક. શબ્દો વચ્ચે યોગ્ય અંતરનો અભાવ—કેટલાક વિદ્યાર્થીઓને એવી કુટેવ પડી હોય છે, કે તેઓ ઘણાખરા શબ્દો જાણે એકજ શબ્દ હોય, તેમ લખી કાઢે છે, તેથી નિબંધ વાંચનારને ઘણી મુશ્કેલી નડે છે.

ડ. પરિચ્છેદનો અભાવ—કેટલાક વિદ્યાર્થીઓ નિબંધની શરૂઆતથી માંડીને અંતસુધી એક સરખું લખાણ લખ્યા જાય છે. એમ કરવાથી લખાણ કઢંગુ લાગે છે એટલુંજ નહિ, પણ જુદા જુદા મુદ્દાના વિચારોનું મિશ્રણ થઈ જાય છે, અને એમ વિચારસંકલનાનું નિયમિતપણું સચવાતું નથી.

(૨) વિરામચિહ્નોના દોષો:—

વિરામચિહ્નોનો યોગ્ય ઉપયોગ કોઈકજ વિદ્યાર્થી કરી શકે છે, એ ઘણા ભાગે સત્ય છે, ક્રિયાપદની પછી વિરામચિહ્ન હોવું જોઈએ, એવી ઝાંખીને કારણે કેટલાક વિદ્યાર્થીઓ એકાદ ચિહ્ન—ઘણું કરીને પૂર્ણવિરામ મૂકે છે, વળી કેટલાક તો પોતાના નિબંધનાં બધાંજ વિરામચિહ્ન શિક્ષકના સુધારા સારૂ છોડી દે છે। વ્યાકરણ તેમજ શિક્ષણશાસ્ત્રમાં વિરામચિહ્ન વિષેની સંપૂર્ણ હકીકત આપવામાં આવેલી છે તે પર શિક્ષકો શિષ્યોનું લક્ષ ખેંચી વખતોવખત સૂચના કરતા રહેશે, તો ધીમે ધીમે સારો સુધારો થઈ શકશે.

(૩) વાક્યરચનાના દોષો—

અ. અસંબદ્ધ અને અસ્પષ્ટ વાક્યોઃ—અમુક મુદ્દાને લગતી હકીકત લખતી વખતે એવાં વાક્યો યોજવામાં આવે છે કે તે વાક્યો વચ્ચે કોઈ પણ જાતનો સંબંધ હોતો નથી, મતલબ કે લીધેલા મુદ્દાને અંગે એવાં વાક્યોનો સંબંધ સંભવતોજ નથી. કેટલાક વિદ્યાર્થીઓ ગુજરાતીમાં જાણે એકજ અવ્યય હોય, તેમ 'અને' સંયોજકનો ઉપયોગ છૂટથી કરે છે. એથી વાક્યનું લંબાણ થતુંજ જાય છે, અને પરિણામે વાક્ય અસ્પષ્ટ થાય છે, અને તેનું મોંમાથું શોધી કાઢવું મુશ્કેલ થઈ પડે છે.

બ. વિશેષણ અને વિશેષ્ય વચ્ચે રાખવામાં આવતું અધિક અંતરઃ—કેટલાંક વાક્યોની રચના એવી કઢંગી હોય છે, કે વિશેષણ લખ્યા બાદ ઘણા શબ્દસમૂહો આવી જાય છે, છતાં વિશેષ્યનું ઠામઠેકાણું હોતું નથી. આવી રચનાથી વાક્યની સરળતાનો ક્ષય થાય છે, અને અસ્પષ્ટતાનો અંશ વધતો જાય છે. આવી રચના વાચનમાળામાં પણ ઘણે સ્થળે જોવામાં આવે છે.

(૪) વ્યાકરણદોષોઃ—

અ. અસંભવિત અર્થ અને કાળનાં ક્રિયાપદોનો પ્રયોગઃ—કાળ-અને અર્થના અજ્ઞાનને અંગે તેનો—ક્રિયાપદનો ગમે તેમ પ્રયોગ થતો જોવામાં આવે છે. "વ્યક્તિ કે ચીજનો અનુભવ કર્યા વિના આપણે તેના સંબંધમાં આવીશું, તો કદાપિ આપણને વિમાસવું પણ પડે." જે ક્રિયા ભવિષ્યમાં કરવાના છીએ, તેનું ફળ પણ ભવિષ્યમાંજ પ્રાપ્ત થશે, અને તેથી ઉપરની રચના વ્યાકરણદોષવાળી છે. એજ પ્રમાણે નીચેની દૂષિત રચનાઓ પણ જોવામાં આવી છેઃ—

"જ્યારે આપણે તેઓનો અનુભવ કરીએ ત્યારે આપણને આજાયબી લાગ્યા વગર રહેજ નહિ." "દરેક નજીવી વસ્તુના સંબંધમાં પણ કાળજી રાખવી જોઈએ, નહિ તો નજીવી વસ્તુથી પણ નુકસાન થાય છે." "મોરો કળા કરી થનથન નાચી રહેલા જોવામાં આવે છે, તે સાથે પોતાના મધુર રાગે પૃથ્વીને ગજાવી મૂકી છે" કાળ અને અર્થના અજ્ઞાનને અંગે કેવા દૂષિત પ્રયોગો થાય છે, તેનો ખ્યાલ ઉપરનાં ઉદાહરણોથી થયા વિના રહેશે નહિ.

ઋ. જાતિદોષ—"દૂધ અને ચોખા રંગે સરખા છે, પણ ગુણમ સરખા નથી." "લેડિ સાહેબ તથા મૅટ્રન આ અમારી સાથે આવ્યા હતા." "પશુપંખી અને મધમાખ" "ભૂલતા નથી." "ઈશ્વરે આપણને તર્ક શક્તિ તથા જ્ઞાનશક્તિ આપ્યા છે!" આ પ્રમાણે જાતિના અજ્ઞાનને લીધે થતા દોષો ઝાઝી સંખ્યામાં જોવામાં આવે છે.

ક. વચનદોષ:—"કેટલાંક પુસ્તકોનાં નામ સુંદર સોનેરી અક્ષરથી લખેલું હોય છે." "જ્યારે પુરુષ પરણવાનો હોય છે, ત્યારે કન્યાની સુંદરતા તરફજ નજર કરે છે પણ તેના ગુણ તરફ નજર કરતા નથી" આવી રીતે બેકાળજીને લીધે નિંદ્ય દોષો પણ થતા જોવામાં આવે છે. "દરેક માણસો આવતાં હતાં." આ વાક્યમાં 'દરેક, શબ્દ પૃથક્ પૃથક્ વ્યક્તિ દર્શાવે છે, માટે તેની સાથે સબંધ રાખતો શબ્દ પણ એકવચનમાંજ લખવો જોઈએ.

ડ. સામાસિક શબ્દોનું અજ્ઞાન અને તેથી થતો દોષ:—સમાસ કેમ બનાવવા તેના નિયમોથી અજ્ઞાત હોવાને લીધે કેટલાક વિદ્યાર્થીઓ નીચે પ્રમાણે રચના કરે છેઃ—"ગ્રંથોદ્ધાર; 'વચનોદ્ધાર; 'પુસ્તકોદ્ધાર' વગેરે. એ પ્રયોગો અશુદ્ધ છે. (જુઓ મધ્ય વ્યાકરણ ૧૮મા પૃષ્ઠમાં "તત્સમ શબ્દમાં સંધિ" એ મથાળા નીચે સમાસ બનાવવા માટે આપેલી રીત.)

ઢ. સામાસિક શબ્દોના અંગો છુટાં લખવાં:—"જન સમાજ; 'લુચ્ચા લફંગા; 'સંસાર સાગર; તર્ક શક્તિ,' 'પશુ પંખીઓ,' 'લોક કલ્યાણ,' 'ખાડા ટેકરા' વગેરે.

(૫) શબ્દરચનાના દોષો;—

વિશેષણ ઉપરથી નામ બનાવતી વખતે ઘણી ભૂલો જોવામાં આવે આવે છે. કેટલાક વિદ્યાર્થીઓ ભાવવાચક નામ બનાવવા માટે વિશેષણને એક પ્રત્યય લગાડયા છતાં પણ બીજો પ્રત્યય લગાડી એક માથે બે ટોપી પહેરાવવા જેવો હાસ્યજનક પ્રયોગ કરે છે. 'સ્વતંત્ર' વિશેષણ ઉપરથી ભાવવાચક નામ સ્વતંત્રતા કે સ્વાતંત્ર્ય છે, પણ 'સ્વાતંત્ર્યતા' નથી. 'વિચિત્ર, પરથી વિચિત્રતા કે વૈચિત્ર્ય પણ વૈચિત્ર્યતા નહિ. 'ઉદાર ઉપરથી ઉદારતા કે ઔદાર્ય પણ 'ઔદાર્યતા' નહિ. આવી રીતે વિશેષણને ભાવવાચક નામનો પ્રત્યય લાગતાં જે ફેરફાર થાય છે, તે પર ખાસ લક્ષ આપવું.

વળી નામને 'ઇક, પ્રત્યય લાગતાં ફેરફાર સાથે જે વિશેષણ બને છે તેનો પ્રયોગ પણ અશુદ્ધ થતો જોવામાં આવે છે. સ્વભાવ + ઇક = સ્વાભાવિક પણ 'સ્વભાવિક' નહિ. ઇતિહાસ+ઇક=ઐતિહાસિક પણ ઇતિહાસિક નહિ. ઉદ્યોગ+ઇક=ઔદ્યોગિક પણ 'ઉદ્યોગિક' નહિ આ રચનામાં થતો ફેરફાર પણ લક્ષમાં રાખવો એટલુંજ નહિ, પણ 'ઇક' પ્રત્યયમાં 'ઇ' હ્રસ્વ છે, તે પણ ધ્યાનમાં રાખવુ.

## (૬) જોડણી દોષો:—

ગુજરાતી લિપિમાં જોડણી વિષેનો ઝગડો ચાલતોજ આવે છે. તોપણ વિદ્યાર્થીઓએ વાચનમાળાની જોડણીને વળગી રહેવાનું છે, એ વાત ભૂલવી નહિ. સંસ્કૃત મૂળ અને વ્યુત્પત્તિના અજ્ઞાનને લીધે નીચે પ્રમાણેના દોષો થતા જોવામા આવે છેઃ—, નિતિ.' 'રુચી,' 'પ્રીતી.' વગેરે. ધાતુ પર 'તિ' 'પ્રત્યય આવી ભાવવાચક નામ બને છે તે પર ધ્યાન ખેંચવું, અને સંસ્કૃતમાં ધાતુની જોડણી શી છે, તે પણ યાદ રાખવુ જોઇએ. " શક્તિવાન, અને 'ભક્તિવાન, શબ્દ અશુદ્ધ છે; શક્તિમાન અને ભક્તિમાન જોઇએ, સુવાસિત અને આનંદિત, જેવા શબ્દોમાં ઇત પ્રત્યયમાં ઇ હ્રસ્વ છે, તેથી 'આનંદીત' અને 'સુવાસીત' શબ્દો જોડણીદોષવાળા છે. ધાતુ પર અનીય પ્રત્યય આવી વિશેષણ બને છે, જેથી 'રમણિય' અને 'વર્ણનિય' શબ્દો અશુદ્ધ છે, રમણીય અને વર્ણનીય એ શુદ્ધ શબ્દો છે.

## (૭) પરભાષાના અજ્ઞાનને અંગે થતા દોષો:—

ગુજરાતીમાં પરભાષાના શબ્દો બે રીતે ઉતરી આવે છે. કેટલાક મૂળ સ્વરૂપમાં રહીનેજ ઉમેરાય છે, અને કેટલાક વિકાર પામી વપરાય છે. જે સ્વરૂપ ભાષામાં ચલણી થયું હોય, તે સ્વરૂપનો પ્રયોગ કરવો. કેટલાક શબ્દો વિદ્યાર્થીઓને તદ્દનજ અપરિચિત હોય છે, ૧તાં પણ તેનો પ્રયોગ કરે છે. જેમકે મૅટ્રનને બદલે 'મેલટ્રન,' કમ્પાઉંડને બદલે 'કમ્પાઉન્ડર' વગેરે. કેટલાક વિદ્યાર્થીઓ સાદા અને સહેલા સંસ્કૃત ઉતારામાં પણ ભૂલ કરે છે.

નિબંધમાં કેટલાક શબ્દો કે શબ્દસમુદાયો વારંવાર વપરાતા જોવામાં આવે છે. કેટલાકને એવી ટેવ પડી હોય છે કે એકજ અર્થવાળા શબ્દો, શબ્દસમુદાયો, કે વાક્યો સહેજ ફેરફાર સાથે અનેક વખતે લખે છે.

જેમકે "વધારે લાભ થાય છે." "વણો લાભ થાય છે." "વિશેષ લાભ થતો જોવામાં આવે છે." વગેરે.

(૯) અનુસ્વારનો અસ્થાને ઉપયોગઃ—

"માંણસ, નુકસાંન, પ્રથમ, આસું, ખેડું તો, પ્રમાંણ, ધ્યાંન, લખાંણ, નહિં" વગેરે. અશુદ્ધ ઉચ્ચાર કરવાની ટેવ રૂઢ થઈ ગએલી હોવાને લીધે આવી ભૂલો થવા પામે છે. અશુદ્ધ ઉચ્ચાર કરવાની ટેવને લીધે જેમ અયોગ્ય સ્થળે અનુસ્વારનો ઉપયોગ કરે છે, તેમ તેજ કુટેવને કારણે જ્યાં અનુસ્વાર મૂકવું જોઈએ, ત્યાં તેનો ઉપયોગ કરવામાં આવતો નથી. કેટલાક વિદ્યાર્થીઓ એવા પણ જોવામાં આવે છે, કે આખા નિબંધમાં ભાગ્યેજ પાંચસાત સ્થળે અનુસ્વારનો ઉપયોગ કરતા હોય! જો વિદ્યાર્થીવર્ગ આ સામાન્ય દોષો લક્ષમાં રાખી પોતાનું લખાણ સુધારવા યત્ન કરશે, તો મારો યત્કિંચિત શ્રમ સફળ થયો લેખાશે.

---

## ગુજરાતી ભાષામાં વપરાતા કેટલાક અરબી, ફારસી વગેરે.

( અનુસંધાન પુ૦ ૫૯. પૃ૦ ૧૫૫થી )

( લખનાર—અમીરમીયાં હમ્દૂમીયાં ફારૂકી. )

મોઆવીઆ (અ) મુઆવિયા. હજરત પેગંબર સાહેબ (સ. અ.)ના એક મિત્રનું નામ છે. જે હજરત અલી ( ર. અ. )ના સમયમાં તેમની વિરૂદ્ધ થઈ કેટલીક લડાઈઓ કરી તુર્કસ્તાન ( એશિઆનું )ના બાદશાહ થયા હતા. હજરત ઇમામ હુસેન ( ર.અ. )ની સાથે કર્બલાના રણમાં લડનાર યઝીદના પિતા.

મોકમ (અ.) મુકમ શબ્દ જુઓ. મજબૂત. મોકમચંદ નામ હોય છે.

મોકાસદાર (ફા.) મુકાસ્દાર. મુકાસ=રાહદારી, મેહસુલ+દાર. રાહદારી મેહસુલ ઉઘરાવનાર.

મોકુફ (અ.) મવ્કૂફ. બંધ, સ્થિર.

મોખ (અ.) મોકઅ. જગા, સ્થળ કામ કરવાની જગા.

મોઘમ (અ) મબ્હમ શબ્દ જુઓ.

મોજ (અ.) મવ્જ. પાણીની લહેર. પાણીનાં મોજાં. ગુજરાતીમાં વૈભવ, સુખ.
મોજશો (અ.) મવ્જ ને ફશો પ્રત્યય લાગ્યો છે.
મોજું (ફા.) મોજા. હાથ પગનાં મોજાં.
મોજુદ (અ.) મવ્જૂદ. હાજર.
મોજે (અ.) મવ્જઅ. રાખવાની જગા. ગામ. સ્થળ.
મોજેજો (અ.) મુઅજિઝા. ચમત્કાર. અદ્‌ભુત બનાવ.
મોત (અ.) મવ્ત. મરણ.
મોતાજ (અ.) મુહ્‌તાજ. જરૂરવાળો.
મોદી (અ.) મુવદ્દી. અદા કરનાર. પોહોંચાડનાર.
મોબેદ (અ.) મુઅ્‌બિદ. ઈબાદત કરવાનું સ્થળ. મસ્જિદ
મોબેદ (ફા.) મૂબિદ. મૂબદ. વિદ્વાન. સૂર્યની પૂજા કરનાર. પારસીઓના
    ધર્મગુરુ.
મોબેદ (અ) મુઅબ્બિદ. ઈબાદત કરનાર.
મોમો (ફા.) મુહાબા. બીક, ડર, રોબ.
મોમ (ફા.) મોમ, મૂમ. મીણ.
મોમના (અ.) મુઅ્‌મિન. ઈમાનવાળા.
મોરકસ (ફા.) મુહર્કશ. લુગડાને ઘુંટી શોભીતું કરનાર, મોહોરો આણનાર.
    એક જાત છે.
મોરચો (ફા.) મોર્ચા કે મૂર્ચા કે મોર્ચલ. કિલ્લો સર કરવા માટે તેની ચારે
    તરફ જે ખાડો ખોદવામાં આવે છે તે.
મોરી (ફા.) પાણી નીકળવાની નીક.
મોલવી (અ.) મવ્‌લવી. મવ્‌લા ઉપરથી મવ્‌લા=માલેક ઈ. લાગવાથી. મવ્‌લવી
    =સરદાર.
મોલા (અ.) મવ્‌લા. સ્વતંત્રતા આપનાર. મદદગાર ઉપરી, સરદાર, માલિક.
મોવાળા (ફા.) મૂ=વાળ ઉપરથી.
મોસમ (અ) મવ્‌સિમ. ઋતુ.
મોસલ (અ.) મુહસ્સિલ, ઉઘરાવનાર. એકઠું કરનાર.
મોહબત (અ.) મહબ્બત, પ્રીતિ.

મોહંમદ (અ.) મુહંમદ. મુસલમાનોના પેગંબર સાહેબ (સ. અ.) નું નામ. અરબસ્તાનના પ્રખ્યાત કુટુંબ કુરેશમાં પેદા થયા હતા. હજરત ઈસ્માઈલ (અ. સ.) બિન હજરત ઈબ્રાહીમ (અ. સ.)ના વંશમાં ૩૦મી કે ૬૦મી પેઢીએ પોતે હતા. તા. ૧૦મી નવેંબર ઇ. સ. ૫૭૧ને દિવસે મક્કામાં જન્મ્યા. ૪૦ વર્ષની ઉંમરે પેગંબરીનો દાવો કર્યો. ૬૩ વર્ષની ઉંમરે મદીનામાં ગુજરી ગયા. આપની ડાબી બાજુએ હજરત અબૂબક્ર ને ઉમર (રિ. અ.)ની કબરો છે.

મોહોરમ (અ.) મુહર્રમ. હિજરી વરસનો પહેલો મહીનો. પ્રાચીન સમયમાં અરબ લોકો આ મહીનામાં લડાઈઓ કરતા ન હતા માટે એ નામ પડ્યું. હરમ=મનાઈ કરી. નિષેધ કર્યો ઉપરથી.

મોહોર (ફા.) મુહ્ર. સિક્કો, સીલ.

મોહોરૂ (ફા.) મુહ્રા. કોડી. શંખ, શેત્રંજનાં મોહરાં.

મંગ (ફા.) જુગારખાનું જુગાર, બડબડવું. ચોર, લુટારો, એક જાત છે.

મંજુર (અ.) મંજૂર. દૃષ્ટિ કરેલો, પસંદ, કબૂલ.

મંદ. (ફા.) પ્રત્યય છે. વાળો, હોશમંદ, અકલમંદ.

મંદીલ (અ.) રૂમાલ. પાઘડી, કેડે બાંધવાનું લુગડું.

માંદગી (ફા.) માંદગી, દર્માંદગી. માંદન=રહેવું, છોડવું ઉપરથી.

મુંબાઈ (યુનાની) મુમ્યા, મુમ્માઈ, કાળા રંગની એક દવા છે. કેટલાક કહે છે કે ખાણમાંથી નીકળે છે, કેટલાક ઝરણુ કહે છે ને કેટલાક બનાવટી કહે છે. છણુ વાગ્યુ હોય તે વખતે ચોપડવાના ને ખવડાવવાના કામમાં વાપરે છે.

---

## જીવજંતુ.

( લેખક. છોટાલાલ કહાનદાસ પટેલ. સુરત ).

જીવજંતુઓ એ પ્રાણીઓના 'સાંધા સાંધાવાળા' વિભાગમાં આવે છે, કેમકે તેમનું શરીર લાંબું હોય છે અને વીંટી વીંટી જેવા આકારથી સંધાઓ મળીને થએલું છે; માટે ચોકસ કહીએ તો તેઓ સાંધાવાળા પ્રાણીના વીંટીવાળા પેટા વિભાગમાં આવે છે. ઘણુંકરીને જીવડાંની જાતીના ૬ ત્રણ અને પેટના નવ વિભાગો હોય છે. માથામાં વીંટી આકારો જણાતા

નથી. આ વિભાગોના ઉપરના ભાગો કઠણ છે, તેથી એમનું રક્ષણ થાય છે. એમનું શરીર દરેક સાંધેથી વળી શકે છે, કારણ કે વીંટીવાળા કઠણ સાંધાઓ પાતળી ચામડીથી સંધાએલા હોય છે, અને દરેક વીંટી બે અર્ધ ગોળ જોડાઈને બનેલી જણાય છે; તે અર્ધગોળોના સાંધા ઉપર નીચે નહિ પણ છેવડોની બને બાજુ પર આવેલા છે.

માથું, છાતી, અને પેટ એ ત્રણ ભાગો એ વર્ગના આખા શરીરના હોય છે.

માથું.—એક સામટો કકડો છે, જેથી તેમાં વિભાગ જણાતા નથી. એના બહાર પડતા ભાગો મોં, મૂછ, અને આંખો છે. કોઈકને સૂંઢ પણ હોય છે, જેથી તેઓ ફૂલોમાંથી મધ ચુસી લે છે

આંખ—એ ખુલ્લો આગળ પડતો માલમ પડી આવે એવો ભાગ છે. એની સ્થિતિ તદ્દન આગના ભાગ પર નહિ પણ જરા બાજુ પર છે, તેથી તેઓ ચોગરદમ જોઈ શકે છે દરેક આંખ એક નથી પણ ઘણી નાની નાની આંખોનો જથો છે—એટલે, સુધી કે વખતે આંખના હજારો કટકા પણ હોય છે, તેથી તેઓ પોતાના ઘણી જાતના દુસ્મનોને જોઈને તરત પોતાનો બચાવ કરી શકે છે.

જીવાંની મૂછો જુદા જુદા આકારની અને કદની હોય છે. તે કર્ણેન્દ્રિય, સ્પર્શેન્દ્રિય અને ઘ્રાણેન્દ્રિય પૈકી કોઈ કોઈનું કામ સારે છે. મૂછ વગર જીવડું જીવી શકતું નથી, માટે એ અંગ બહુ અગત્યનું છે.

મોં—એ અવયવના ચાર ભાગ છે:—ઉપનો હોઠ, કરડવાનાં જડબાં, ચાવવાનાં જડબાં, અને નીચલો હોઠ; મધમાખીની સૂંઢ એ બે હોઠની સાથે લાગેલું અંગ છે અને તે હોઠ લાંબો વધવાથીજ બને છે.

છાતી—એને વળગેલા ૬ પગો હોય છે. પણ નીચેથી વળગેલા હોય છે. અને ઉપની બાજુએથી પાંખો વળગેની હોય છે. જીવડાંને સામાન્ય રીતે બે જોડ પાંખો હોય છે તોપણ કેટલાકને એક જોડ પણ હોય તો એક જોડ આગળથી અને એક જોડ પાછળથી હોય છે. ઊડવામાં પાછળની પાંખોજ વપરાય છે. આગળની પાંખો પાછળનીનું રક્ષણ કરે છે. જ્યારે જીવડું પાંખો બંધ કરે છે ત્યારે આગળની પાંખ

જે કાણુાશવાળી હોય છે તે ઉપર આવે છે અને પાછળની નીચે આવી જાય છે.

**પગઃ**—એ ત્રણ જોડ હોય છે. દરેક પગમાં લાંબી ભરાઉ જાંગ, ઉપલો પગ, અને નીચલો પગ એમ ત્રણ ભાગો છે. માકડી, તીડ, વગેરેની જાંગો મજબુત ને પગ લાંબા હોય છે, કેમકે તેમને કુદકા મારવા પડે છે. કેટલાકને દર બનાવવાનું કામ હોય છે, તેમના પગ ટુંકા ને મજબૂત હોય છે. સુંઢની ટોચનો ભાગ ઘણો તીણો અને નીચેથી છિદ્રવાળો હોય છે, જેથી તેને અન્ય પ્રાણીના શરીરમાં ઘોંચીને તેઓ લોહી ચૂસી શકે છે.

જીવડાં પોતાનાં ઈંડાં જ્યાં ખોરાક મળે તેવી અનુકૂળ જગા જોઈ ત્યાંજ મૂકે છે. આ એમની ઇંડાં મૂકવાની ચતુરાઈ છે. શેતુરના કીડા પોતાનાં ઈંડાં શેતુર વગેરેનાં પાંદડાં ઉપરજ મૂકે છે. આવી ચતુરાઈ તેમની તર્કશક્તિના ફળ રૂપે નહિ પણ અંગજ્ઞાનથી તેમનામાં હોય છે. જેમ ગરૂડ પોતાના માળા ટેકરીની ટોચ પર બાંધે છે, બ્લેકબર્ડ પોતાના માળા ઘણીજ ઝાડીમાં બાંધે છે, કાચબા વગેરે રેતીમાં પોલાણ કરીને તેમાં ઇંડાં મૂકે છે, તીતુડી પણ સમુદ્ર કિનારે રેતીમાં ઇંડાં મૂકે છે; તેમ જંતુઓ પોતાનાં ઈંડાં મુકવામાં બચ્ચાના રક્ષણને અનુકૂળ સ્થાન પણ પસંદ કરે છે. તેઓ ઝાડનાં પાંદડાં, ફળ, બી, મૂળ વગેરે દરેકે દરેક ભાગમાં તેમજ દરેક કોહતા પદાર્થમાં પોતાનાં ઇંડાં મૂકે છે—ચામડામાં, માંસમાં, બીજાં જીવડાંના અવયવો પર અથવા બીજાં પ્રાણીઓ પર, માટીમાં કે કચરામાં સર્વ જગાએ પોતાના ઇંડાં ચતુરાઈથી તેઓ મૂકી શકે છે.

ઈંડાં પછીની જીવડાંઓની ત્રણ અવસ્થા છે. બીજી અવસ્થા ઇયળની છે, ઈંડાં સેવાયા પછી લારવા કે ઇયળની અવસ્થાનું જીવડું માબાપના આકાર અને રૂપનું હોતું નથી, પરંતુ કદરૂપું ને બેડોળ હોય છે. તે પેટ વડે ચાલે છે. આ અવસ્થામાં જીવડાં ઘણાં ભૂખાળવાં હોય છે તેથી તેઓ ખાખાજ કરે છે ને ઘે છે. તેઓ પાકી ઉંમરનાં થતાં પહેલાં પોતાના શરીર ઉપરથી ચામડી ઉતારતાં માલમ પડે છે આ દશામાં તેઓ પાકને બહુજ નુકસાન કરે છે. ચામડીનું આખું ખોળીઉં તેઓ સર્પની પેઠેજ ઉતારે છે. એ ખોળીઆમાં નખ જેવો ઝીણો ભાગ પણ માલમ પડી આવે છે.

કેટલાક જીવડાંની ઈયળો એક લાંબા સળીઆ રૂપેજ હોય છે, મતલબ કે તેમાં કોઈ અવયવ જણાતો નથી પણ ફકત એક સળીઓજ માલમ પડે છે; અને કેટલાકની ઈયળો સળીઆને છેડે માથાનો ભાગ જુદો જણાઈ આવે એવી હોય છે; તેમજ કેટલાકની ઈયળોમાં માથું અને છ પગ પણ માલમ પડે છે, તે ઉપરાંત તેમાં પીઠના માંસલ ભાગો પણ જણાઈ આવે છે. પહેલી જાતની ઈયળો ઘરની માખની તેમજ મધમાખીની હોય છે અને બીજી જાતની ઈયળો બીટલ જંતુની જણાય છે, જ્યારે ત્રીજા પ્રકારની ઈયળો પતંગીઆની હોય છે.

ઈયળોનો ખોરાક:—અધેળ ઈંડાંમાંથી ઉત્પન્ન થતી ઈયળો પહેલા પાંચ દિવસની અવસ્થામાં છ રતલ પાંદડાં ખાય છે, ત્યાર પછીના ચાર દહાડાની અવસ્થામાં બાવીશ રતલ, અને ત્રીજી ૭ દહાડાની અવસ્થામાં પાંસઠ રતલ, ચોથી સાત દિવસની અવસ્થામાં બસેં રતલ, અને પાંચમી નવ દિવસની અવસ્થામાં બારસો રતલ મળીને એકંદરે એકત્રીસ દિવસમાં ૧૨૯૩ રતલ ખોરાક તેઓ લાર્વા અવસ્થામાં ખર્ચ જાય છે.

ત્રીજી અવસ્થા સુષુપ્તિની કે પ્યુપા અવસ્થા કહેવાય છે. આ હાલતમાં પ્રાણી શાંત સ્વભાવનું રહી ખોરાકનો ત્યાગ કરી જીવતું હોવાની કોઈ સ્થિતિ બતાવ્યા વગર કોશેટા જેવું ઘર બનાવી તેમાં પડી રહે છે. આખરે એ અવસ્થા પુરી થયા પછી જાગૃત થઈને બ્હાર નીકળે છે. મધમાખી પ્યુપા અવસ્થામાં લગભગ બે અઠવાડીઆ રહે છે, પણ દરેક પ્રાણીને એ અવસ્થામાં રહેવાની જુદી જુદી મુદ્દત હોય છે. આ અવસ્થાની મુદ્દતનો આધાર કેટલેક દરજ્જે હવામાન ઉપર પણ છે.

ચોથી અવસ્થામાં પ્રથમ પાંખ અને પગ દુર્બળ હોય છે, પણ ઘણાજ થોડા વખતમાં તે દૃઢ અને જોરાવર બને છે, તેથી કરીને જાણે ઘણા લાંબા વખતથી અભ્યાસ હોય તેમ તેઓ સહેલાઈથી ઊડી શકે છે. આ પૂર્ણાવસ્થા પ્રાપ્ત કર્યા પછી જાણવા લાયક બાબત એ છે કે તે પછી કદી પણ વધતુંજ નથી—એટલે કે સુષુપ્તિમાંથી બહાર નીકળતાંજ જે કદ હોય છે તેવું ને તેવુંજ આખર સુધી રહે છે. પૂર્ણાવસ્થામાં આવેલાં કેટલાંક જીવડાં તો થોડોકજ વખત જીવે છે, અને બીલકુલ ખાતાં પણ નથી. આ અવસ્થામાં ખોરાક સંબંધી મોટો ફેર જણાય છે તે એ છે કે પ્રથમ જે તેઓ બહુજ ખાઉધરાં હતાં તે હવે મટી જઈ ફૂલના રસ જેવા જુજ ખોરાક ઉપરજ રહે છે.

---

# એવરેસ્ટ અને ગૌરીશંકર.

(લખનાર મહાશંકર ઇન્દ્રજી દેવ. દેરાશેરી રાજકોટ.)

સાધારણ રીતે શિક્ષક સમાજમાં એવો મત પ્રચલિત છે કે નગાધિરાજ હિમાલયનું સર્વથી ઉંચું શિખર 'એવરેસ્ટ છે, અને તેનું બીજું નામ' 'ગૌરીશંકર' છે. પાઠ્ય પુસ્તકોમાં પણ એ મતનું સમર્થન કરેલું હોવાથી આજકાલ "એવરેસ્ટ અને ગૌરીશંકર" નામથી ઓળખાતું શિખર એકજ નહિ પણ જુદાં જુદાં છે એવી કલ્પના પણ કોઈ શિક્ષકને આવતી નહિ હોય. પરંતુ તે ભૂલ સુધારવાની જરૂર છે.

એવરેસ્ટ એ નામ અંગ્રેજોએ આપેલું છે. આપણી ભાષામાં 'એવરેસ્ટ' એ નામ પ્રચલિત છે છતાં ભૂગોળ વિદ્યાની ચોપડીમાં 'એવરેસ્ટ અથવા ગૌરીશંકર' એમ બે નામથી તેની ઓળખાણ આપેલી છે. પરંતુ એવરેસ્ટ અને ગૌરીશંકર એક નથી. એક યુરોપી મુસાફરે ભૂલથી હિમાલયનાં એક જાદંજ શિખરને એવરેસ્ટ માની તેનું દેશી નામ ગૌરીશંકર છે એમ કહ્યું કે તરતજ આપણા દેશના જનસમાજે પણ દેશી નામના જાદુથી મુગ્ધ થઈ એ નામ નિર્વિવાદે ગ્રહણ કર્યું.

હિંદી જરીપ વિભાગના કાર્યવાહકોએ ઇ. સ. ૧૮૫૦માં અથવા લગભગ એ અરસામાં પોતાના કાર્યપ્રદેશનું કેન્દ્ર હિમાલયની તળેટી સુધી વધાર્યું એ નવીન કેન્દ્રથી તપાસ આરંભતાં ઇ. સ. ૧૮૪૯ના નવેમ્બર માસથી ઇ. સ ૧૮૫૦ના માસના મધ્ય ભાગ સુધીના દિવસોમાંના કોઈ એક દિવસે ટિમેટની અંદર આવેલી વિષુવરેખાથી ૨૭° ૫૯" ૭" ડીગ્રી ઉત્તરે અને ગ્રીનીચથી ૮૬° ૫૪" ૭" ડીગ્રી પૂર્વે એક શિખર જોયું. તેની ઉંચાઈ માપતાં તે પૃથ્વીમાંના બધા પર્વતો કરતાં ઉંચું જણાયું. કારણ કે તેની ઉંચાઈ ૨૯૦૦૨ ફુટ થઈ. આપણા અજ્ઞાનતાથી તે શિખરનું નામ જણાયું નહિ, તેથી લંડનની રોયલ જ્યોગ્રાફિકલ સોસાઇટિએ ઇ. સ. ૧૮૫૧ની ૧૧મી મેએ એક સભા ભરી અનેક વાદવિવાદ પછી ભારત વર્ષના સહુ પહેલા સર્વેયર જનરલ એવરેસ્ટના નામ સાથે તેનું નામ જોડી એવરેસ્ટ એવું નામ રાખ્યું. કર્નલ એવરેસ્ટ સાથે એવરેસ્ટનાં શિખરનો સંબંધ માત્ર એટલોજ કે તેણેજ પ્રથમ (૧૮૨૩ થી ૪૩)આ દેશમાં વૈજ્ઞાનિક ઉપાય વડે જરીપનું કામ કરવાનો પાયો નાખ્યો હતો.

અંગ્રેજી ભાષામાં હજુ સુધી એવરેસ્ટ એજ નામ પ્રચારમાં છે, પરંતુ યુરોપના બીજા ભાગોમાં અર્થાત્ ઇંગ્લાંડ સિવાય આખા યુરોપમાં તે ગૌરીશંકરના નામથી ઓળખાય છે. આમ થવાનું મૂળ કારણ H. Schlagintweit શ્લેગિન્ટવેઈટનું ભ્રમપૂર્ણવાતનું પુસ્તક છે. તેણે જે શિખરને એવરેસ્ટ ધારેલ તે શિખરના દેશી નામની શોધ કરતાં ખટમંડુના નેપાળીઓએ તેને ગૌરીશંકરનું નામ આપ્યું હતું; માટે તે પણ એવરેસ્ટને ગૌરીશંકરના નામથી બનાવી ગયો.

પરંતુ આપણા દેશના લોકો હજુ પણ જાણતા નથી કે એવરેસ્ટ અને ખરેખરો ગૌરીશંકર એ બંને એકજ પર્વતો નથી. હિંદના આજી સર્વેયર જનરલ વોલ્ટર અને તેની સાથે કામ કરનાર કર્નલ ટેનર એ બંને એ આ વાત સાબીત કરી બતાવી છે. શ્લેગિન્ટવેર્ઇટે જાહેર કરેલું કે તેણે ખટમંડુ અથવા કાઉલીઆ અને કાકાનિ પર્વત પરથી એવરેસ્ટનું દર્શન કર્યું, અને તેનું દેશી નામ શોધતાં આસપાસના રહેવાસીઓએ તેને ગૌરીશંકર એવું નામ આપ્યું. પરંતુ સાબીતી તરફથી સિદ્ધ થયું છે કે સદરહુ સ્થાનો પરથી એવરેસ્ટ ભૂપૃષ્ઠની વક્રતા અને કેટલાંક બીજાં શિખરોની વચ્ચે આવી જવાથી દેખાવો અશક્ય છે. પદાર્થવિજ્ઞાનના નિયમ પ્રમાણે પણ અસિદ્ધ છે; આથી વધુ વિરૂદ્ધ પ્રમાણ બીજું કયું હોઈ શકે ? કર્નલ ટેનર સાહેબે આથી પણ વધુ સ્પષ્ટ રીતે કહ્યું છે કે શ્લેગિન્ટવેર્ઇટ જેને એવરેસ્ટ અથવા ગૌરીશંકરના નામથી ઓળખાવી ગયેલ છે, તે ખરેખર એવરેસ્ટ નથી, પરંતુ ગૌરીશંકરના નામથી ઓળખાતું એક બીજુંજ શિખર છે, અને તેની ઉંચાઈ એવરેસ્ટ કરતાં ૫૦૦૦ ફુટ ઓછી છે.

કર્નલ ટેનરે કહ્યું છે કે:—" I have now before me the panoramic profiles and angular measurements of Major Wilson, for sometime Resident in Nepal, who observed from Sheopuri, a point on the Kaulia ridge. Schlagintweit's " Gaurishankar ", the Everest of successive (political) Residents in Nepal—was pointed out to Major Wilson, and from his angular measurements I am able to indentify that peak as "No, XX" 23,117 ft, more than a mile lower than Everest, and in point of distance very far short of it,"

આ પરથી નિર્વિવાદ કહી શકાય તેમ છે કે એવરેસ્ટ અને ગૌરીશંકર એ એક નથી--ગૌરીશંકર તો હિમાલયમાંનાજ એક બીજા શિખરનું નામ છે.

એવરેસ્ટ એ નામ અંગ્રેજોએ આપેલું છે, આ નામ વાજબી છે કે નહિ એ પણ વિચારવા જેવું છે; કારણ કે પ્રથમ જણાવ્યા મુજબ કર્નલ એવરેસ્ટ સાથે આ શિખરની શોધનો કંઈ ખાસ સંબંધ નથી. આ શિખરને સહુથી પ્રથમ જોનાર તથા તેની ઉંચાઈ માપી દુનિયામાંના સર્વોચ્ચ શિખર તરીકે સમજનાર ભાગ્યશાળી પુરુષનું નામ આ સાથે જોડાયલું હોત તો વધુ યોગ્ય હતું. કદાચ એમ પણ હોય કે ઘટનાક્રમે એક દેશી માણસે આ શોધ કરી હોય, અને તે મારેજ તે બિચારાનું નામ વિસ્મૃતિ સાગરમાં નંખાયું હોય. જે થયું તે બાબતની ચર્ચા અત્યારે નકામી છે વળી જે નામ અર્ધી સદી ઉપરાંત ભૌગોલિક સાહિત્યમાં સ્થાન મેળવતું આવ્યું છે, તેની વિરૂદ્ધ કંઈપણ જાણવા જેવી સાબીતી વિના બોલવું એ અનધિકારનું કામ છે. એક પ્રકારની ગાંડાઈ છે. પરંતુ એમ હોવા છતાં અજ્ઞાનના ગાઢ અંધકારમાં ઢંકાઇ રહી જે ભૂલથી એવરેસ્ટનું બીજું નામ આપણી ભાષામાં અચલિત થઇ ગયુ છે, ભૂલનો પાયો દૃઢ કર્યે જવું એ આજ કાલના યુગ ધર્મથી પ્રતિકૂળ છે.

નસર્ગિક અથવા બીજા કોઈ કારણવશાત્ હિંદુસ્તાન અને હિમાલયનો સંબંધ એવો તો ગાઢ થઈ ગયો છે કે અત્યારે હિમાલયનો ઘણો ખરો ભાગ હિંદના તાબામાં નથી છતાં આપણે આખો હિમાલય પર્વત હિંદનુંજ અંગ છે એમ માનીએ છીએ. હિમાલયનું એવરેસ્ટ નામક શિખર આધુનિક સભ્ય જગતની નજરે દુનિયામાં ઉંચામાં ઉંચું શિખર મનાય છે * અર્થાત પૃથ્વીના કોઈ પણ દેશમાં તે શિખર કરતાં વધુ ઉંચાઈનું શિખર અત્યાર સુધી જાણવામાં આવ્યું નથી. આ બાબત આપણા દેશ માટે કંઈ ઓછી ગૌરવયુક્ત નથી. હજુ પણ જો એ શિખરનું દેશી નામ ન

*અંગ્રેજ મુસાફરોને જુદી જુદી રીતે ખબર મળી છે કે વર્તમાન સમયમાં ન જણાએલા ન શોધાયલા પ્રદેશમાં ટિબેટની અંદર આવેલા હિમાલયના ફરતા ભાગમાં એવરેસ્ટ કરતાં પણ ઉંચા શિખરો છે. સગવડ મળ્યે તે બાબતની ચર્ચા કરવાની ઇચ્છા છે.

હોય, ને આપણું જુનાં સમૃદ્ધ સાહિત્યમાં આવા જમાનામાં પણ દેશને ગૌરવશાળી બનાવનાર આવી મહા સંપદનું નામ દેશી ભાષામાં ન બનાવી શકાય, અને તેના નામ માટે પણ વિદેશી ભાષાનો આશ્રય લેવો પડે તો તે કરતાં લજ્જાકર વિષય બીજો કયો હોઈ શકે ?

ઉપરના લેખની બધી હકીકત બંગાળી ભાષાના એક લેખમાંથી લીધેલી છે.

## ચર્ચાપત્ર.

### શું સંસ્કૃત ભાષા પ્રાચીન છે ?

(લેખક—શેઠ લાલજદાસ, ચોવટીઆ, સ્કૂલ માસ્તર–સામેત્રી. પોસ્ટ દખીઆલ.)

પૂર્વ દેશના પ્રાચીન તથા અર્વાચીન સાક્ષરો અને પાશ્ચાત્ય ભાષા શાસ્ત્રીઓ એકે અવાજે સંસ્કૃત ભાષાની પ્રાચીનતા અને ગૌરવી શિષ્ટતા કબુલ કરે છે. કિન્તુ તેની વર્ણોત્પત્તિની પ્રાચીનતામાં મને શંકા હોવાથી આ ચર્ચાપત્રદ્વારા તેનો ખુલાસો કરાવવા મારી નમ્ર યાચના છે.

(૧) ડાર્વિનનો ઉત્ક્રાન્તિવાદ અને ઉપનિષદનો અસત્‌ષ્ટિવાદ એકજ કોટિના સિદ્ધાંતોવાળા છે. મૂળ ખડબચડા લાકડામાંથી સુથાર સાગ આકારનું પુતળું ઉભું કરે છે. તેવી રીતે પ્રાચીન કાલે જે અસંસ્કૃત હોય તે કાળ જતાં સંસ્કૃત–સંસ્કાર્ય–થાય. ત્યારે પ્રારમ્ભેજ સંસ્કૃત કયાંથી ?

(૨) વસ્તુતઃ લિપિની ઉત્પત્તિ સંબંધી નીચે પ્રમાણે ક્રમ હશે ? એટલે (૧) વસ્તુચિત્ર (૨) શબ્દચિત્ર (૩) શબ્દ અને છેવટ (૪) અક્ષર. ઘણા પ્રાચીન કાળમાં ચિત્રો વડે લખવાની શૈલી અનેક દેશજાતિઓમાં પ્રચલિત હતી. એ બાબત સપ્રમાણ તે માનવા જોગ છે. આંખના ચિત્ર વડે પરમેશ્વરની સર્વજ્ઞતા અને કુંડાળા વડે તેની સર્વવ્યાપકતા દર્શાવાતી હતી. મિસર દેશના આવા અનેક લેખો અત્યારે હાથ લાગ્યા છે, ને હાલ પણ ચીન, જાપાન, અને કોરીઆ વગેરે દેશોની ભાષા ચિત્રલિપિના જેવીજ છે. પણ ખરૂં જોતાં તે સંજ્ઞાદર્શક છે. અર્થાત ચિત્રો પરથી ટુંકાં થયેલાં રૂપોને આશરે ૭૦૦૦૦ સંજ્ઞા-સૂચક શબ્દો તે ભાષાઓમાં છે.

આ પરથી નિર્વિવાદે કહી શકાય તેમ છે કે એવરેસ્ટ અને ગૌરીશંકર એ એક નથી- -ગૌરીશંકર તો હિમાલયમાનાજ એક બીજા શિખરનું નામ છે.

એવરેસ્ટ એ નામ અંગ્રેજોએ આપેલું છે, આ નામ વાજબી છે કે નહિ એ પણ વિચારવા જેવું છે; કારણ કે પ્રથમ જણાવ્યા મુજબ કર્નલ એવરેસ્ટ સાથે આ શિખરની શોધનો કંઈ ખાસ સંબંધ નથી. આ શિખરને સહુથી પ્રથમ જોનાર તથા તેની ઉંચાઈ માપી દુનિયામાંના સર્વોચ્ચ શિખર તરીકે સમજનાર ભાગ્યશાળી પુરુષનું નામ આ સાથે જોડાયલું હોત તો વધુ યોગ્ય હતુ. કદાચ એમ પણ હોય કે ઘટનાક્રમે એક દેશી માણસે આ શોધ કરી હોય, અને તે મારેજ તે બિચારાનું નામ વિસ્મૃતિ સાગરમાં નંખાયુ હોય. જે થયુ તે બાબતની ચર્ચા અત્યારે નકામી છે વળી જે નામ અર્ધી સદી ઉપરાંત ભૌગોલિક સાહિત્યમાં સ્થાન મેળવતું આવ્યું છે, તેની વિરૂદ્ધ કંઈપણ જાણવા જેવી સાબીતી વિના બોલવુ એ અનધિકારનું કામ છે. એક પ્રકારની ગાંડાઈ છે. પરંતુ એમ હોવા છતાં અજ્ઞાનના ગાઢ અંધકારમાં ઢંકાઇ રહી જે ભૂલથી એવરેસ્ટનું બીજુ નામ આપણી ભાષામાં પ્રચલિત થઇ ગયુ છે, ભૂલનો પાયો દૃઢ કર્યે જવુ એ આજ કાલના યુગ ધર્મથી પ્રતિકૂળ છે.

નસર્ગિક અથવા બીજા કોઈ કારણવશાત્ હિંદુસ્તાન અને હિમાલયનો સંબંધ એવો તો ગાઢ થઈ ગયો છે કે અત્યારે હિમાલયનો ઘણો ખરો ભાગ હિંદના તાબામાં નથી છતાં આપણે આખો હિમાલય પર્વત હિંદનુજ અંગ છે એમ માનીએ છીએ. હિમાલયનું એવરેસ્ટ નામક શિખર આધુનિક સભ્ય જગતની નજરે દુનિયામાં ઉંચામાં ઉંચું શિખર મનાય છે * અર્થાત પૃથ્વીના કોઈ પણ દેશમાં તે શિખર કરતાં વધુ ઉંચાઈનું શિખર અત્યાર સુધી જાણવામાં આવ્યું નથી. આ બાબત આપણા દેશ માટે કંઈ ઓછી ગૌરવયુક્ત નથી. હજુ પણ જો એ શિખરનું દેશી નામ ન

*અંગ્રેજ મુસાફરોને જુદી જુદી રીતે ખબર મળી છે કે વર્તમાન સમયમાં ન જણાએલા ન શોધાયલા પ્રદેશમાં ટિબેટની અંદર આવેલા હિમાલયના ફરતા ભાગમાં એવરેસ્ટ કરતાં પણ ઉંચાં શિખરો છે. સગવડ મળ્યે તે બાબતની ચર્ચા કરવાની ઇચ્છા છે.

હોય, જો આપણાં જુનાં સમૃદ્ધ સાહિત્યમાં આવા જમાનામાં પણ દેશને ગૌરવશાળી બનાવનાર આવી મહા સંપદનું નામ દેશી ભાષામાં ન બનાવી શકાય, અને તેના નામ માટે પણ વિદેશી ભાષાનો આશ્રય લેવો પડે તો તે કરતાં લજ્જાકર વિષય બીજો કયો હોઈ શકે ?

ઉપરના લેખની બધી હકીકત બંગાળી ભાષાના એક લેખમાંથી લીધેલી છે.

---

## ચર્ચાપત્ર.

### શું સંસ્કૃત ભાષા પ્રાચીન છે ?

---

(લિખક—શેય લાજરસ, ચોલાણુ. સ્કૂલ માસ્તર—સામેત્રી. પોસ્ટ રખીઆલ.)

પૂર્વ દેશના પ્રાચીન તથા અર્વાચીન સાક્ષરો અને પાશ્ચાત્ય ભાષા શાસ્ત્રીઓ એક અવાજે સંસ્કૃત ભાષાની પ્રાચીનતા અને ગૌરવી શિષ્ટતા કબુલ કરે છે. કિન્તુ તેની વર્ણોત્પત્તિની પ્રાચીનતામાં મને શંકા હોવાથી આ ચર્ચાપત્રદ્વારા તેનો ખુલાસો કરાવવા મારી નમ્ર યાચના છે.

(૧) ડાર્વિનનો ઉત્ક્રાન્તિવાદ અને ઉપનિષદનો અસત્‌સૃષ્ટિવાદ એકજ કોટિના સિદ્ધાંતોવાળા છે. મૂળ ખડબચડા લાકડામાંથી સુથાર સારા આકારનું પુતળું ઉભું કરે છે. તેવી રીતે પ્રાચીન કાળે જે અસંસ્કૃત હોય તે કાળ જતાં સંસ્કૃત—સંસ્કાર્ય—થાય. ત્યારે પ્રારમ્ભેજ સંસ્કૃત ક્યાંથી ?

(૨) વસ્તુતઃ લિપિની ઉત્પત્તિ સંબંધી નીચે પ્રમાણે ક્રમ હશે ? એટલે (૧) વસ્તુચિત્ર (૨) શબ્દચિત્ર (૩) શબ્દ અને છેવટ (૪) અક્ષર. ઘણા પ્રાચીન કાળમાં ચિત્રો વડે લખવાની શૈલી અનેક દેશજાતિઓમાં પ્રચલિત હતી. એ બાબત સપ્રમાણ ને માનવા જોગ છે. આંખના ચિત્ર વડે પરમેશ્વરની સર્વજ્ઞતા અને કુંડાળા વડે તેની સર્વવ્યાપકતા દર્શાવાની હતી. મિસર દેશના આવા અનેક લેખો અત્યારે હાથ લાગ્યા છે, ને હાલ પણ ચીન, જાપાન, અને કોરીયા વગેરે દેશોની ભાષા ચિત્રલિપિના જેવીજ છે. પણ ખરું જોતાં તે સંજ્ઞાદર્શક છે. અર્થાત ચિત્રો પરથી ટુંકાં થયેલાં રૂપોને આશરે ૭૦૦૦૦ સંજ્ઞા- સૂચક શબ્દો તે ભાષાઓમાં છે.

(૩) પ્લેટોના લખવા પ્રમાણે થ્યુથ નામના મિસરીએ પ્રથમજ અક્ષર-વિદ્યાનો શોધ કર્યો હતો, બાદ આ લેખનકલાને મુસા પેગમ્બર કનાનમાં લઈ ગયા. ત ત્યાંથી ગ્રીક લોકોને પ્રાપ્ત થઈ. અને ગ્રીક લોકોના સંસર્ગથી કદાપિ આર્યોએ પ્રાપ્ત કરી હોય. આ તો ભાષા સંબંધી નહિ પણ લેખનકલા સંબંધી મારી સંભવિત કલ્પના છે. તે અગાઉ સંસ્કૃત ભાષા બોલાતી હશે, પણ તેના અક્ષર નક્કી કરેલા નહિ હોય; અત્યારે પણ કેટલીક ભાષાઓ બોલાય છે, પણ તેમના ભાવોચ્ચારદર્શક નિશ્ચિત અક્ષરો ન હોવાથી લખાતી નથી. તેથીજ ભાષાના ત્રણ વિભાગ પડે છે. (૧) બોલાય અને લખાય. (૨) બોલાય પણ લખાય નહિ. (૩) લખાય પણ બોલાય નહિ. મૃત ભાષાઓ આ ત્રીજા વર્ગ પૈકીનીજ ગણી શકાય.

(૪) હેબ્રુ ભાષા પણ પ્રારંભે ચિત્રલિપિજ હશે ! કારણ કે હેબ્રુ આદ્યક્ષર "આલફા"નો અર્થ બળદ એવો થાય છે. બીજા અક્ષર બેથનો અર્થ ઘર થાય છે. તૃતીયઅક્ષર ગિમેલનો અર્થ ઊંટ થાય છે વગેરે. એટલે આલફા અક્ષર લખવો હોય ત્યારે પ્રથમના લોકો બળદજ ચિતરતા હશે. પણ પાછળથી તેનું ટુંકું રૂપ થતાં થતાં અક્ષરલિપિ નીકળી હોય! હેબ્રુ આલફા ઉર્દુ અલેફ અને અંગ્રેજી A વચ્ચે વૈવિધ્ય કરતાં પણ સામ્ય વિશેષ છે, ને લગભગ બધી જાણીતી ભાષાઓમાં અ પ્રથમાક્ષર છે.

(૫) ફીનિશીયન ભાષામાં કેવળ ૧૬ જ અક્ષર હતા. તે બીજી પ્રજાઓએ લઈ તેમાં પુષ્કળ ફેરફાર કર્યો. હેબ્રુ ભાષાના મૂળાક્ષરો ૨૨ છે. અંગ્રેજી મૂળાક્ષરો ૨૬ છે. ઉર્દુ અલફ બે વગેરે ૩૩ છે. ને ગુજરાતીમાં ૫૨ છે. પણ તેમાં ઘણા વપરાશના તો ૪૬ છે. વળી સંસ્કૃત તથા ગુજરાતીના કેટલાક વર્ણોમાં ફરક પડે છે. અક્ષરને માટે વપરાતો "વર્ણ" શબ્દજ રંગ કે ચિત્રદર્શક છે. આ બધી ભાષાઓના મૂળાક્ષરોનું અવલોકન કરવાથી કંઈક આનંદ આવે છે.

(૬) વેદોની પ્રાચીન અને હાલની અર્વાચીન સંસ્કૃત ભાષામાં ચોકખો ફેર છે. ને પ્રારંભે આવી નિયમબધ્ધ ને સંસ્કાર્ય. ભાષા શી રીતે

ઉત્પન્ન થઈ હશે તે સમજાતું નથી. કારણ કે સરળતા અને સંસ્કારિતાજ તેનું અર્વાચીનપણું બતાવી આપે છે.

(૭) વસ્તુ માત્ર વિકારને આધીન છે, અને કુદરતી વિકારીજ વસ્તુના વિકાસનું સબળ કારણ છે. સબળનો નિર્વાહ અને નિર્બળનો નાશ એ જીવનકલહનું મહાન સૂત્ર છે. તો મારી સદરહુ શંકાઓનો કોઈ ખુલાસો આપશે એવી આશાથી શાળાપત્રનાં કીમતી પૃષ્ઠ રોકવાં પડે છે; નિર્મૂલ્ય કે હાસ્યાસ્પદ ગણી તિરસ્કારી કાઢવાનું નથી. કારણ કે દુરાગ્રહથી નહિ પણ સત્ય વસ્તુ જાણવાની જિજ્ઞાસાથીજ ઉપર્યુક્ત મહાન ને ગંભીર પ્રશ્ન મેં સ્વયં ઉપસ્થિત કર્યો છે. મને આશા છે કે તેનો યથોચિત ખુલાસો કરવામાં આવશે. એજ વિનંતી.
તા. ૨૫–૩–૨૧.

---

નં. ૨.

૧. ચોમાસામાં કરોળીઆ રસ્તાની બન્ને બાજુએ આવેલી વાડ ઉપર એક તરફથી બીજી તરફ સુધી તાંતણા નાખે છે. આમ કરવામાં તેઓ અધર તાંતણા કેવી રીતે લઈ જતા હશે તે સમજાતું નથી તો તેનો ખુલાસો થવાની જરૂર છે.

૨. ગુજરાતી ભાષામાં રમત રમનારાઓમાંથી જે હારે તેમને માથે દાન આવ્યું એમ કહેવાય છે, પણ આ તરફ "દાનને" બદલે "ગદ" શબ્દ વપરાય છે તો તે શબ્દ કઈ ભાષાનો હશે? અને તેની વ્યુત્પત્તિ થઈ શકે કે નહિ?

૩. દ્વિદળ વનસ્પતિનું લાકડું ઉપરથી પોચું અને અંદરની તરફ સખત હોય છે એ સામાન્ય નિયમ છે; તો થોર (હાથલીઓ), અરડુસો, આકડો, એરણ્ડકાકડી, વગેરેનાં લાકડાં અંદરથી પોલાં હોય છે તેનું શું કારણ? તેને દ્વિદળ કહેવાં કે નહિ?

હરિલાલ છગનલાલ પરમાર
સ્કૂલ માસ્તર કણોઈ.

---

( તા. ક. બીજા કેટલાક પ્રશ્નો નિરર્થક હોવાથી અત્રે મૂક્યા નથી. )
તંત્રી

નં. ૩.

(૧) છઠ્ઠી ચોપડી પાઠ. ૧૦ "પરવાળાના કીડા જાત જાતના છે. કેટલાક કીરમજી કેટલાક આસમાની. કેટલાક પીળા, કેટલાક જાંબુઆ હોયછે. તે મરી જાય છે ત્યારે ધોળા થઈ જાય તેનું શું કારણ?

(૨) ફૂલમાં વજ્રપત્ર અને ફૂલમણિ એવાં બે ઢાંકણ હોય છે, એ ઢાંકણ એકદળ અને દ્વિદળ બન્ને જાતની વનસ્પતિને હશે કે નહિ?

(૩) હંસરાજ, સેવાળ, ફૂગ, લીલ, વગેરે કયા વર્ગની વનસ્પતિ મજકુર અને તેને ફૂલ થતાં નથી તો સ્ત્રીકેસર, પુંકેસર, બીજાશય કયા ભાગમાં રહેતાં હશે?

લી. ઉમરખાન શેતાનખાન.
ચોરવડાદરા, મુખ્ય સ્કુલના
ત્રી. આ. તા. સાણંદ.

નં. ૪.

રા. કાળાભાઈ વલ્લભભાઈ પટેલ. મુ. કનીજ. લખે છે "નર્મગદ્યમાંની નીચેની કવિતાની સમજુતી જણાવવા કૃપાવંત થશો."

(૧) અચકો મચકો કારેલી, એ ઉંચીને શું કરશો લાલ,
ઉંચી કેડે કુંચી લાલ. અચકો.

(૨) સાસુ રાજરે રાજ, અમને બાળ કુંવાર રાખ્યાં રાજ;
તડાકબધી તાંદલીઓ મગમેલનીઓ. અચકો.

વગેરે.

નં. ૫.

૧. મારડંનકૃત ઇતિહાસ પાનું ૧૪૪માં લખે છે કે અકબરનો પાટવી કુંવર સલીમ જ્યારે મોટો થયો ત્યારે અકબરે જોધપુરના રાજાની જોધબા નામની કુંવરી સાથે પરણાવ્યો. હવે વિઠ્ઠલદાસ તનજીભાઈ-કૃત ઇતિહાસ પાનું ૧૦૧માં લખે છે કે જોધપુરના રાજા માલદેવની કુંવરી વેરે પણ તે પરણ્યો. પોતાના છોકરાને પણ રજપુત કન્યા પરણાવી હતી. એટલે અકબર જોધબાઈ સાથે પરણ્યો. હવે કુંવરી શબ્દ આગળ*ખાત્રી નિશાની કરી નીચે લખે છે કે એ કુંવરીનું નામ જોધબા હતું ને તેનો છોકરો સલીમ હતો. તો એમાં જોધબાઈ કોની સાથે પરણી હતી.

નં. ૬.

દરેક પુષ્પમાં નૈસર્ગિક રીતે ગર્ભાશય ઓકિસરની નજીના ભાગમાં હોય છે, ને ત્યાં ફળ બંધાય છે, પરન્તુ કેરડાના પુષ્પમાં જ્યાં ઓકિસરની નળીનું મુખ હોવું જોઈએ ત્યાં ફળ બંધાય છે. ત્યારે તે ભાગને ગર્ભાશય કહેવું? અથવા તેને નળિકાનું મુખ કહેવું? ને જે ભાગને ફળ બાઝી રહે છે, તેને ઓકિસરની નળી કહેવી, કે ફળનું ડીંટું કહેવું? ને એ રચના કયા કુદરતી કારણથી બની હશે? આ વિષે સવિસ્તર હકીકત જાણવાની મારી ખાસ ઉત્કંઠા છે.

ડુંગરજી નાથાજી
મિશનસ્કૂલ માસ્તર
કેરીપુર.

નં. ૭.

૧. મધ ચૂસનારા જંતુ, પતંગીઆ, મધમાખ અને ભમરા છે, કે તે સિવાયના જંતુ મધ ચૂસતાં હશે?

૨. પાણી વિના દરેક જીવજંતુને ચાલતું નથી, એમ લોકમાન્યતા છે; પણ લાકડાં કાપનારા ઘણ (એના બીજાં નામ લખવાં) ઘણું દિવસ લાકડાંના પોલમાં રહે છે તેને અમુક દિવસ સુધીમાં પણ પાણી જોઇએ કે કેમ?

સેવક—વિઠ્ઠલજી જયરામ જોશી.
મહેતાજી બાગવાડી નવાનગર.

---

## અંક ૪થાના ચર્ચાપત્રના ઉત્તર.

(લ. દામોદરદાસ મોરારદાસ પટેલ દેત્રોજકર)

"ચાર ઘાસની કોળી લઈને મૂકો સૌ આ પાસ." એમાં ચારનો અર્થ ઘાસ નથી. પણ ચાર એ સંખ્યાવાચક શબ્દ છે અને ચાસની સંખ્યા બતાવે છે. માટે "ચાર ચાસના ઘાસની કોળી લઈને સૌ આ પાસ મૂકો" એ પ્રમાણે અન્વય કરી શીખવવાનું છે.

(૨) બટાટા, શકરીઆં, ગાજર અને કુંવાર એ ચારમાંથી ગાજર અને કુંવારના પાઠાને બી થાય છે, અને તેમની ઉત્પત્તિ નીચે પ્રમાણે છે.

બટાટા એનાં પૃષ્ઠ ઉપર જે ખાડા જણાય છે એ ખાડાને અંદરના ગર સહિત અનિયમિત આકારમાં કાપી કાઢે છે એટલે એક બટાટા ઉપર જેટલા ખાડા હોય તેટલાં બી એક બટાટામાંથી નીકળે છે. પછી તેને રેતાળ ખેતરમાં અગર નદીની રેતમાં વાવે છે. એને ગદડીનું ખાતર અગર ગટરનું પાણી ઘણુંજ માફક છે.

શકરીઆં:—

એનાં બી હોતાં નથી. એના વેલાની કુંપળો ખેતરમાં ક્યારા કરી ઘાલે છે. પછી પાણી પાય છે. એ કુંપળો ત્રણ ગાંઠાવાળી વેત દોઢ વેંત લાંબી હોય છે. તેમાં નચેના પાંદડ વાળી ગાંઠ ભોંયમાં ઘાલે છે, તેમાં વેલો લાંબો વધી ગાંઠે ગાંઠે શકરીઆં બાઝે છે. જેને શકરીઆં વાવવાં હોય તેણે આવી કુંકા વેચાતી લાવવી પડે છે. અને વેચનાર લોકો આવી કુંપળો વેચ્યા પછી શકરીઆં ખોદે છે.

જો કુંપળો ન મળે તો બજારમાંથી પાનડાં શકરીઆં લાવી તેના બે ભાગ કરી બંને છેડે જે મૂળનો પાતળો ભાગ છે તે ભોંયમાં ઘાલે છે. એટલે તેમાંથી નવા છોડ ઉત્પન્ન થાય છે તેને ધરૂ કહે છે જો ખેડુતને વધારે ધરૂ જોઈતું હોય તો તે વેલાની કુંપળો કાપી કઈ ઉપરની રીતે નવા છોડ ઉત્પન્ન કરવામાં આવે છે.

ગાજર:—

એનાં બી ઝીણું બાજરીના દાણાથી કંઈક મોટાં ચપટા આકારનાં બદામીઆ રંગનાં હોય છે, તે ગર્ભપાતને માટે અતિ ઉપયોગી સાધન છે.

કુંવારના પાઠાને વચ્ચે એક લાંબો ડાંડો ફૂટે છે તેના ઉપર ફૂલ હોય તે આછા ગુલાબી રંગનાં હોય છે. તેમાં બી થાય છે અને તેના પાંદડાને કાપી ફક્ત મૂળનોજ ભાગ ભોંયમાં ઘાલે છે. એ મૂળના જેટલા વિભાગ હોય તેટલા છોડ ઉત્પન્ન કરવા હોય તો પણ થઈ શકે છે.

ચામાચીડીઉં:—

બચ્ચાં જણે છે. જેમ વાંદરી પોતાના બચ્ચાને જન્મ્યા પછી તરતજ પેટે વળગાડી દે છે તેમ આ ચામાચીડીયાનાં બચ્ચાં જન્મ્યા પછી તરતજ લાકડાની કે ભીંતની સાથે ચોંટી જાય છે.

સાંઢનું દૂધ ખરાબ વાસવાળું હોય છે. તેનું દહીં, ઘી વગેરે બનતું નથી તેનું કારણ કે ત્રણ કલાક કરતાં વધારે મુદત રાખે તો તેમાં ઝીણા જંતુઓ ઉત્પન્ન થાય છે. જો ગરમ કરી રાખે તો ત્રણથી વધારે કલાક રહી શકે છે, પણ કંઇ વધુ મુદતરાખવાથી જંતુઓ ઉત્પન્ન થાય છે માટે તેનું દહીં, કરતાજ નથી. તે દૂધ જાડું ને ગળ્યું હોય છે, અને ઘણુંજ પુષ્ટિકારક છે. માંદા માણસને ઘણા લોકો ખવરાવે છે.

મારી ધારણા પ્રમાણે ઉપર લખ્યા મુજબ પ્રત્યુત્તર છે તો જો યોગ્ય લાગે તો શાળાપત્રમાં પ્રસિદ્ધ કરવા કૃપાવંત થશોજી. એવી મારી આશા છે એજ તા. ૨૦–૪–૨૧

## ગુજરાત શાળાપત્ર પુ. ૫. અં ૪થાના ઉત્તરનો ઉત્તર.

એક ગૃહસ્થે સાંઢણીના (ઊંટના) દૂધ વિષેની હકીકત લખી છે તેમાં ચંદ્રા ઉત્પન્ન થાય છે; પરંતુ લખવાનું કે સાંઢણીના દૂધમાં અતિશય ગળપણ હોવાથી તે દૂધને પાંચ કલાક સુધી મૂકી રાખે તો તેમાં સહેજ જંતુઓ માલમ પડે છે, પણ દૂધને જમાવી દેવાથી થોડીજ વારમાં તે ન જમતાં (તેનું દહીં ન થતાં) તેમાં અતિશય જંતુઓ થઈ જાય છે.

એ ગૃહસ્થ લખેછે કે અરબસ્તાનમાં ઊંટના દૂધને ચામડાની કોથળીમાં વલોવી માખણ બનાવે છે પણ ત્યાં " દુમ્બા " નામના હલાલ જાનવરો વિશેષ થાય છે તેમનું દૂધ ચામડાની કોથળીમાં વલોવી માખણ બનાવતા હશે એમ માનવામાં આવે છે.

સાહેબ મહેરબાનની પવિત્ર સેવામાં વિનંતી જે આ ઉત્તર શાળાપત્રમાં છાપવા મહેરબાની કરશોજી એજ અરજ. તા. ૩–૫–૨૧.

સ્કોલર–અકબરઅલી સૈયદ મહમદ સૈયદ—પટવા.

## ચર્ચાપત્ર નં ૨ નો ખુલાસો.

(૧) બટાટા શકરીઆં અને કુંવારના પાઠાને બી થતાં નથી. ગાજરને બી હોય છે અને તે કાછીઆ વેચે છે. બટાટાની ઉપર ખાડા હોય છે, તેને તેની આંખો કહે છે. તે આંખો કાપી કાઢી તેનું વાવેતર કરે છે. શકરીઆં તેના વેલા વાવવાથી–રોપવાથી–થાય છે. કુંવારની ઉત્પત્તિ કુણની આપ્રૂક થાય છે.

(૨) કંસારી નામે જીવડાં પેટીમાં રહેવાથી તેનો રંગ બદલાય છે. કારણ કે લગભગ તેની આસપાસ જેવી પરિસ્થિતિ હોય, તેવો રંગ કુદરતી રીતે થાય તોજ તે ઓળખાય નહિ. ચોથી ચોપડી પાઠ ૯૨માનો બીજો પેરેગ્રાફ ધ્યાનપૂર્વક વાંચવાથી શંકાનું સમાધાન થશે.

(૩) ચામાચીડીઆને બચ્ચાં હોય છે. સાંઢનું દૂધ ગરમ, ગળપણવાળું અને સારી વાસવાળું ન હોવાથી બીજે દિવસે તેમાં દહિંજો પડે છે. માટે દહીં બનતું નથી.

(૪) કેરડાના ઝાડને પાંદડાં નથી એ કહેવું ખોટું છે. તેની કુમળી ડાળીઓમાં બે કાંટા વચ્ચે એકેક બારીક પાંદડાં હોય છે. આ પાંદડાં પાકટ થયા પછી ખરી પડે છે. કેરડાના કોમળ જણાતા ભાગો અને છાલ પાંદડાંની ઇંદ્રિય તરીકેનું કામ કરે છે.

સહી જટાશંકર મોહનલાલ શુકલ.
સ્કુલ માસ્તર સરોડા.

## જાહેર ખબર.

આથી ખબર આપવામાં આવે છે કે આ કોલેજમાં દાખલ થનાર સ્ત્રીઓની પ્રાવેશિક પરીક્ષા તા. ૨૮ માહે નવેમ્બર ૧૯૨૧ને સોમવારને રોજ સદરહું કોલેજના મકાનમાં સવારના ૧૧ વાગેથી લેવામાં આવશે.

પરીક્ષા કન્યાશાળાના નવા છઠ્ઠા ધોરણ પ્રમાણે લેવામાં આવશે. ૧૫ વર્ષથી ઓછી અને ૨૫ વર્ષથી વધારે ઉમ્મરની સ્ત્રીઓને દાખલ કરવામાં આવશે નહિ.

ઉમેદવારોએ પોતાની અરજ છાપેલા ફોર્મ ઉપર કરી મોકલવી. છાપેલાં ફોર્મ માગેથી અહીંથી મોકલવામાં આવશે.

ઉમેદવારોએ પોતાની અરજ અમને તા. ૨૭મી અકટોબર સને ૧૯૨૧ સુધીમાં પહોંચે એવી રીતે મોકલવી.

ફોર્મમાં લાયકાતને ઉંમર સબંધી હકીકત છે તે છેલ્લી નિશાળનાં મહેતીજી અથવા મહેતાજીએ પુરી ત્યાં પોતાની સહી કરવી.

જે ઉમેદવારોના ધણી ટ્રેનિંગ કોલેજમાં ભણતા હોય અથવા દાખલ થવા માગતા હોય તેમણે તે બાબતની હકીકત જણાવવી.

ટર્મના વચલા ભાગમાં આવનાર વિદ્યાર્થીને મહેરબાન એજ્યુકેશનલ ઇન્સ્પેકટર સાહેબની પરવાનગી વગર દાખલ કરવામાં આવશે નહિ.

મહાલક્ષ્મી ટ્રેનિંગ કોલેજ ફોર વીમેન,
અમદાવાદ તા. ૨૪-૪-૨૧

A. M. Shillidy.
એ. લેડી સુપ્રીન્ટેન્ટ.

## જાહેર ખબર.

( રાવસાહેબ માધવલાલ હરિલાલ સ્મારક ફંડની. )

કોઈ નક્કી કરેલા વિષય ઉપર સૌથી સરસ પાઠ આપવા માટે પંચમહાલ જિલ્લો, પંચમહાલ એજન્સિ, રેવાકાંઠા, મહીકાંઠા, અને પાલણપુર એજન્સિની કોઈ સ્રીશિક્ષકને સ્મારક ઈનામ તરીકે રૂ. ૩૦)નાં પુસ્તકો અથવા સાહિત્યો આપવાની ગુજરાત વર્નાક્યુલર સોસાઇટિએ ગોઠવણ કરી છે.

પરીક્ષા તા. ૩૭ ઑક્ટોબર સને ૧૯૨૧ ને સોમવારને દિવસે મહાલક્ષ્મી ટ્રેનિંગ કૉલેજ અમદાવાદની પ્રૅક્ટિસિંગ સ્કૂલમાં, કૉલેજના લેડી સુપ્રીન્ટેન્ડન્ટ અને પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કૉલેજના પ્રિન્સિપલ લેશે.

પાઠનો વિષય અને તે જે વર્ગમાં આપવાનો હશે તે એક કલાક અગાઉ કહેવામાં આવશે.

સઘળી અરજીઓ તારીખ ૧૮મી સપ્ટેમ્બર ૧૯૨૧ સુધીમાં પોતાના જિલ્લાના ડેપ્યુટિ એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબ મારફત મહાલક્ષ્મી ટ્રેનિંગ કૉલેજનાં સુપ્રિન્ટેન્ડન્ટ તરફ મોકલવી.

પાંચ વરસ ઉપરની અને પંદર વરસ અંદરની નોકરીવાળી સ્રી. શિક્ષકો આ ઇનામ માટે લાયક ગણાશે.

મહાલક્ષ્મી ટ્રેનિંગ કૉલેજ કૅાર પીગેન
અમદાવાદ તા. ૨૩–૪–૨૧

A. M. Shillidy.
એ. લેડી સુપ્રીન્ટેન્ડન્ટ.

## જાહેર ખબર.

---

### રાજકોટ બાર્ટન ફીમેલ ટ્રેનિંગ કૉલેજની સને ૧૯૨૨ની સાલની પ્રવેશિક પરીક્ષા.

૧. તમામ નિશાળના માસ્તરો, આસિસ્ટંટો, અને સ્રીશિક્ષકોને ખબર આપવામાં આવે છે કે આ કૉલેજમાં દાખલ થવાને જે બાઈઓ ઉમેદ રાખતી હોય, તેમની ઉંમર અભ્યાસ વગેરે હકીકતનું પત્રક સને ૧૮૯૩ની સાલના ગુજરાત શાળાપત્રના પૃષ્ઠ ૨૬૪મે છાપેલા નમુના પ્રમાણે બનાવી તેમાં માગેલી હકીકત બરાબર પુરી આ જાહેર ખબર પહોંચે કે જેમ બને તેમ તાકીદથી અમારી તરફ મોકલવું. તા. ૨૦મી માહે ઑગસ્ટ સને ૧૯૨૧ પછી આવાં પત્રકો લેવામાં આવશે નહિ.

૨. પ્રાવેશિક પરીક્ષા હરકોઈ ઉંમરની બાઈ આપી શકશે પરંતુ જેમની ઉંમર પંદર વર્ષથી ઓછી નહિ હશે, તેમજ ૨૫ વર્ષથી વધારે નહિ હશે, તેમને સ્કોલરશિપ મળી શકશે.

૩ પ્રાવેશિક પરીક્ષા કન્યાશાળાના સને ૧૯૦૨ના જાન્યુઆરિ માસમાં પ્રગટ થએલા ધોરણ ૫ મા પ્રમાણે લેવામાં આવશે.

૪. દાખલ થવા ઉમેદ રાખનાર બાઈઓએ સારી ચાલનું સર્ટિફિકેટ સ્કૂલ કમિટિના મેમ્બરોનું અથવા સારા જાણીતા ગૃહસ્થોનું ઉપરના પત્રક સાથે મોકલવું. ઉમેદવારમાં શરીર સંબંધી કંઈ પણ જાતની ખોડ હોવી ન જોઈએ.

૫. પ્રાવેશિક પરીક્ષા તારીખ ૭ સપ્ટેમ્બર સને ૧૯૨૧ બુધવારને દિવસે સવારના અગિઆર વાગે કૉલેજના મકાનમાં શરૂ થશે.

૬. કૉલેજમાં દાખલ કરવા યોગ્ય જે બાઈઓ માલમ પડશે તેમની તનદુરસ્તી બાબતની ખાતરી દરસાલ મુજબ કરવામાં આવશે.

( સહી. ) M. H. Oza.

રાજકોટ, તા. ૧લી મે સને ૧૯૨૧. | સુપ્રિન્ટેન્ડેન્ટ, કાઠિઆવાડ બાર્ટન ફીમેલ ટ્રેનિંગ કોલેજ—રાજકોટ.

## જાહેર ખબર.

### હંટર મેલ ટ્રેનિંગ કોલેજની પ્રાવેશિક પરીક્ષા.

૧. આથી ખબર આપવામાં આવે છે કે હંટર મેલ ટ્રેનિંગ કોલેજની ચાલુ સાલની પ્રાવેશિક પારીક્ષા તા. ૧૯ માહે સપ્ટેમ્બર સને ૧૯૨૧ સોમવારે સવારના અગિઆર વાગે, અને તે પછીના દિવસોએ રાજકોટ મેલ ટ્રેનિંગ કોલેજના મકાનમાં લેવામાં આવશે. આ પરીક્ષા સાતમા ધોરણમાં થશે, માટે જેમણે સાતમા ધોરણનો અભ્યાસ કર્યો હોય, તેવા વિદ્યાર્થીઓએ હાજર થવું.

૨. સને ૧૮૮૦ના સપ્ટેમ્બર માસના શાળાપત્રમાં નમુનો છપાયો છે, તે મુજબ મહેતાજીઓએ સર્ટિફિકેટ આપતાં જણાવવું કે ઉમેદવારની ઉંમર ૧૭ વર્ષથી વધારે, અને ૨૨ વર્ષથી ઓછી છે. તેમ કાંઈ ખોડખાંપણ નથી, ને ચાલચલગત સારી છે, ચાલચલગતની બાબતમાં ખાસ તપાસ કરી પોતાની ખાત્રી કરીનેજ મહેતાજીઓએ સર્ટિફિકેટ આપવું.

૩. સર્ટિફિકેટમાં ઉંમરનાં વર્ષ, માસ અને દિવસ લખવાની સાથે અંગ્રેજી અને ગુજરાતી જન્મતિથિ લખવા ચૂકવું નહિ.

૪. પંદર વર્ષ કરતાં નાની ઉંમરના ઉમેદવારોને પરીક્ષા આપવા સારૂ મંજુરી મેળવવાની જરૂર નથી. તે પાસ થશે તોપણ તેને કોલેજમાં દાખલ કરવામાં નહિ આવે.

૫. બાત્રીસ વર્ષ કરતાં મોટી ઉંમરના વિદ્યાર્થીઓએ પરીક્ષા આપવા માટે, તેમ પાસ થયા પછી કોલેજમાં દાખલ થવા સારૂ કાઠિયાવાડ એજન્સિના મેહેરબાન એજ્યુકેશનલ ઓફિસર સાહેબ બહાદુરની ખાસ પરવાનગી મેળવવી પડશે.

૬. જે ઉમેદવારે પરીક્ષા પહેલાં બાર માસમાં એક કરતાં વધારે મહેતાજી પાસે અભ્યાસ કર્યો હોય, તેમણે તે સઘળાનાં સર્ટિફિકેટ લાવવાં. ચાલચલગતની બાબતમાં તો પરીક્ષા પહેલાં એક માસ અગાઉનું સર્ટિફિકેટ ખાત્રી લાયક ગણાશે.

૭. પરીક્ષા થઈ રહ્યા બાદ લાયક જણાએલા ઉમેદવારોને શરીર સમ્બન્ધી તપાસ માટે મેહેરબાન ડાકતર સાહેબ પાસે મોકલવામાં આવશે, માટે તેઓને અહીં વધારે વખત રોકાવું પડશે.

૮. દર વર્ષે પ્રાવેશિક પરીક્ષાની જાહેર ખબર બનતાં સુધી શાળાપત્રમાં પ્રગટ કરવામાં આવશે, પણ પરીક્ષાની તારીખ ઉતાવળે જાણવાની જેની આતુરતા હશે, તેને રાજકોટમાં રહેતા તેના લાગતા વળગતા તરફથી અગર રેકોર્ડો તરફથી તે મળી શકશે; કારણ કે, તારીખ મુકરર થયેથી તુર્ત કોલેજના નોટિસ બોર્ડ ઉપર તે જાહેર કરવાનો રિવાજ છે.

રાજકોટ મેલ ટ્રેનિંગ કોલેજ. તા. ૫ માહે મે. સને ૧૯૨૧.

M. S. Dvivedi.
પ્રિન્સિપાલ,
હુંટર મેલ ટ્રેનિંગ કોલેજ રાજકોટ.

---

ગ. ઉ. ભા. ના એ. ઇ. સાહેબના તા. ૨૧-૪-૨૧ ના હુકમ નં. ૧૯૦૪ ઉપરથી.

મે. ડિ. પી. આઇ. સાહેબ પોતાના લાખુમેરિ નં. ૫૨૧ તા. ૧૩-૪-૨૧ થી જણાવે છે કે સરકારે તા. ૨૬-૧૧-૨૦ ના કેળવણી

ખાતાના સરકારી ઠરાવ નંબર ૫૦૯૬ થી કન્યાવાચનમાળા પુસ્તક ૧, ૨, ૩ ની કિંમત અનુક્રમે ૦-૭-૦, ૦-૮-૦, ૦-૯-૦, ને બદલે રૂ. ૦-૮-૦, ૦-૯-૦, અને ૦-૧૧-૦ કરી છે.

---

મ. સૈ. ઇ. સા. ઉ. ભા. ના તા. ૨૮-૪-૨૧ ના હુકમ નં. ૧૭૩૧ ઉપરથી.

મે. ડિ. પી. આઇ. સાહેબ પોતાના હુકમ નં. ૧૧૮૭ તા. ૨૨-૪-૨૧ ઉપરથી જણાવે છે કે ૧૯૨૩ ની સાલથી વર્નાક્યૂલર ફાઇનલ પરીક્ષા ઉર્દુમા ધોરણોના ગમે તે એક પ્રકારમાં લેવામાં આવશે.

## જાહેરખબર.

આ ઉપરથી ખબર આપવામાં આવે છે કે મહાલક્ષ્મી ટ્રેનીંગ કોલેજમાં તા. ૨૧ મી. જુલાઇ સને ૧૯૨૧ ના દિવસે નીતિના પાઠો કર્લાસમાં શીખવવા માટેની સ્ત્રીઓની પરીક્ષા લેવામાં આવશે અને તેમાં સૌથી સારા માર્ક મેળવનારને રૂ. ૨૦) ની કિંમતનો ચાંદ ઇનામ તરીકે આપવામાં આવશે.

આ પરીક્ષામાં સૌને ૧૯૨૦ તથા ૧૯૨૧ ની સાલના કોલેજના પહેલા બીજા તથા ત્રીજા વરસના સ્ત્રી વિદ્યાર્થીઓ તેમજ ગોધરા, નડીઆદ, સુરત તથા ભરૂચ ટ્રેનિંગ સ્કૂલોના સ્ત્રીવિદ્યાર્થીઓ પણ ઉમેદવારી કરી શકશે.

જે ઉમેદવારોને પરીક્ષામાં બેસવુ હોય તેમણે પોતાની અરજી પોતાના ઉપરીની મારફત અમદાવાદ મહાલક્ષ્મી ટ્રેનિંગ કોલેજના લેડિ સુપ્રીન્ટેન્ડન્ટ તરફ તા. ૧૫-૭-૨૧ સુધીમા મોકલી આપવી.

પાઠનો વિષય પરીક્ષાના દિવસ પહેલાં જણાવવામાં આવશે.

મહાલક્ષ્મી ટ્રેનિંગકોલેજ<br>અમદાવાદ તા. ૧૬-૨૧ } A. M. Shillyde.<br>એ. લાડ સુપ્રિન્ટેન્ડન્ટ.

## જાહેરખબર.

( ઉ. ભા. ના એ. એ. ઈ. સાહેબના તા. ૨૬-૫-૨૧ ના હુકમ નં. ૩૨૦૧ ઉપરથી. )

### વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા.

### ઉત્તર ભાગ.

ઠરાવ નં. ૨૫૩૮

તા. ૨૪ મી જુન ૧૯૧૫ ના મુંબઇ સરકારી ગેઝેટના, ભાગ ૧ લા ના ૧૬૨૧-૧૬૨૪ મે પૃષ્ઠે તા. ૧૪ મી જુન ૧૯૧૫ ના કેળવણી ખાતાના સરકારી ઠરાવ નં. ૧૭૩૮ ના મુજબ તથા જેમાં તા. ૨૬-૧૨-૧૮ ના મુંબઇ સરકારી ગેઝેટના ભાગ ૧ લાના ૨૪૬૪ મે પૃષ્ઠે તા. ૨૧-૧૨-૧૮ ના કેળવણી ખાતાના ઠરાવ નં ૩૪૩૮ પ્રમાણે સુધારો કરવામાં આવ્યો છે તે પ્રમાણે સને ૧૯૨૧ ના એપ્રિલ માસમાં લેવાતી વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા માટે નીચે જણાવેલી ચોપડીઓ મુકરર કરવામાં આવી છે.

#### ૧ ભૂમિતિ.

ગુજરાતી શાળાઓ માટેની ખાતાની નવી ભૂમિતિ:—ભાગ ૧ લો. ખંડ ૧, ૨, ૩, પુરા. પ્રમેય તથા કૃત્યોને લગતા સહેલા પ્રશ્નો સાથે.

#### ૨. ગુજરાતી.

(અ) સરકારી ગુજરાતી વાચનમાળા પુસ્તક ૭ મું (છેલ્લી આવૃત્તિ પૃષ્ઠ.

(બ) ૭ મી ચોપડીમાંના પાઠ ૭, ૧૧, ૧૫, ૨૪, ૨૮, ૩૨, ૪૦, ૪૪, અને ૫૩ માં પાઠમાં આપેલી કવિતાઓની ૩૦૦ લીટીઓ. ( છેલ્લી આવૃત્તિ મુજબ.)

#### ઉર્દૂ.

(અ) ઉર્દૂ મિડલ કોર્સ ભાગ ૨ જો. પંજાબ સિરિઝ પૃષ્ઠ ૧ થી ૧૦૫

(બ) મુસદ્દાસ-એ-હાલી ૫૦ સ્ટાન્ઝા ( બંધ ) અથવા ૩૦૦ મીસરા ( હેમીસ્ટીક્સ) ૫૬ મા સ્ટાન્ઝાથી શરૂ કરીને.

( સહી ) જે. એસ. કાદરી.
સ્ટાન્ઝા એ. ઈ. ઉત્તર ભાગ.

## જપ્ત થએલાં પુસ્તકો તથા ચોપાનીઆં સંબંધી જાહેરખબર.

| નં. | ચોપાનીઉં અગર પુસ્તકનું નામ | કર્તા કે પ્રસિદ્ધ કરનારનું નામ, ઠેકાણું ઇ. | સરકારી ઠરાવની તારીખ નંબર. ઇ. | જપ્ત કરવાનાં કારણ | ઠરાવની હકીકત. |
|---|---|---|---|---|---|
| | (૧) એડવર્ડ ગેમન્સે લખેલું " ઇન્ડિઆ ઇન રિવોલ્ટ" (ચોપાનીઉં). | ' હિંદુસ્તાન ગદ્દપાર્ટીવાળાએ સાન્ફ્રાન્સિસ્કો" કેલીફોર્નિઆમાં પ્રસિદ્ધ કરેલું. | ન્યાય ખાતું નં. ૮૦૭૮ સેક્રેટરિએટ, મુંબઈ ૨૭-૮-૨૦ | પ્રેસ એક્ટની કલમ ૧૨ ની પેટા કલમ ૧ ને આધારે. | બધી નકલો જ્યાં મળી આવે ત્યાં તથા એના તરજુમા પણ જપ્ત કરવામાં આવે છે. |
| | (૨) " ઇન્ડીઆ એ ગ્રેવયાર્ડ " | ન્યુયોર્કના " ઇન્ડિઆ લેબર યુનિઅન ઓવ અમેરિકા "એ પ્રસિદ્ધ કરેલું. | " | " | " |
| | (૩) " અવેકનિંગ ઓવ એશિઆ " | હિન્દમેન નામના સખ્સે લખેલી અને બોની અને લીવરાઈટ ન્યુયોર્કવાળાએ અથવા બીજા કોઈએ પ્રસિદ્ધ કરેલી. | " | " | " |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૨ | " નાર-એ-ખીલાફત " ( ખીલાફતનો ઘોષ ) નામના ઉર્દુ કાવ્યોનો ગુજરાતીમાં છાપેલો સંગ્રહ. | શંકરલાલ ઘેલાભાઇ બેન્કરે પાનકોરનાકા—અમદાવાદ. નવજીવન પ્રેસમાં છાપેલું, અને એમ. એમ. મની-આર, દીલ્હવા ચોકી અમદાવાદવાળાએ પ્રસિદ્ધ કરેલું. | " ૮૪૧૮ ૭-૯-૨૦ | પ્રેસ એક્ટની કલમ ૪ના પેટા વિભાગ ૧ ક માં બતાવેલા લખાણવાળી હોવાથી. | બધી નકલો અથવા ગમે તે કોઇએ તેમાંના છાપેલા કે પ્રસિદ્ધ કરેલા ઉતારા જપ્ત કરવામાં આવે છે. |
| ૩ | ઉર્દુ ચોપાનીયું. "ઇશ્વરના કાર્ય માટે દાન આપવાનો સૌથી પહેલો અને મુખ્ય માર્ગ. | અબ્દુલ સત્તા ઇસ્માઇલે લખેલું અને રંગુન, ૨, ૩૨મા મહોલ્લામાં નાસે પ્રિન્ટીંગ વર્કસમાં છાપેલું. | ૨૭-૯-૨૦ નં. ૮૯૫૮ બરમાં સરકારનો હુકમ નં. ૨૪૯ તા. ૯-૯-૨૦ ઉપરથી) | " | બધી નકલો જ્યાં મળી આવે ત્યાં જપ્ત કરવામાં આવે છે. |
| ૪ | "ખીલાફત" એટલે ઇશ્વરની પ્રાર્થના." એ નામનું ઉર્દુમાં લખેલું પુસ્તક કે તરજુમા. | અહમદ ઉલ મતબા પ્રેસ-કાનપુરમાં મહમદ અબ્દુલ ગની નામના વેપારીના કહેવાથી છાપેલી. | " ૯૦૫૬ તા. ૨૯-૯-૨૦ (સંયુક્ત પ્રાંતોની સરકારનો હુકમ નં. ૧૫૯૧ -૮ મુ-૩૫૭ તા. ૧૪-૯-૨૦ ઉપરથી) | " | બધી નકલો કે ઉતારા જ્યાં મળી આવે ત્યાં જપ્ત કરવા. |
| ૫ | (૧) " બ્રિટિશ ટેરર ઇન ઇન્ડિઆ. " | હિંદુસ્તાન ગદ્રપાર્ટી સેન ફ્રાન્સિસ્કો કેલીફોર્નિઆવાળાએ પ્રસિદ્ધ કરેલું. | " ૯૨૨૭ ૫-૧૦-૨૦ | " | બધી નકલો તથા તેના તરજુમા કે ઉતારા જ્યાં મળી આવે ત્યાં જપ્ત કરવામાં આવે છે. |

| | | | | |
|---|---|---|---|---|
| (૨) " લેબર રિપોર્ટ ઇન ઇન્ડિઆ " | હિંદુસ્તાનના સ્વરાજ્યના મિત્રો, ન્યુયોર્ક' તરફથી. | " | " | " |
| (૩) ' હિંદુસ્તાન અને આયર્લૅન્ડ " | હિંદુસ્તાન ગદર પાર્ટી સાન ફ્રાંસીસ્કો કેલીફોર્નિઆમાંની એ પ્રસિદ્ધ કરેલું. | " | " | " |
| (૪) ૨૮-૨-૧૯૨૦ ને રોજ ન્યુયોર્કમાં ડીવેલેરાએ " હિંદુસ્તાન અને આયર્લૅન્ડ " ઉપર " ફ્રેન્ડસ ઑવ ફ્રીડમ ફોર ઇન્ડિઆ" ની મીટીંગમાં આપેલું જે સ્વરૂપમાં પ્રસિદ્ધ થાય તે ભાષણ. | | " | " | " |
| "હઝરત ખીતાબ ચક્રતાયંન કી ખીદમતમેં ખુલી ચીઠ્ઠી " ( ઇલ્કાબ ધરાવનારને ખુલ્લો પત્ર ). | ફકીર મુસ્લીમ વેસોરી તરફેન બિલ્ડિંગ પાર્ક બાવરી પરેલ મુંબઈવાળાનો | " ૯૩૪૨ ૮-૧૦-૨૦ (સંયુક્ત પ્રાંતોની સરકારના હુકમ નં.૧૬૩૧-૮—૩૬૨ તા. ૨૧-૯-૨૦ ઉપરથી ) | " | બધી નકલો તથા તેના ભાગો તથા તરજુમા મળી આવે ત્યાં જપ્ત કરવામાં આવે છે. |
| " બ્રિટિશનો હિંદુસ્તાનમાં ત્રાસ " | સુરેન્દ્ર કર' નામના સખ્સે લખેલું અને હિંદુસ્તાન | " ૯૪૧૧ | હિંદુસ્તાનની સરકાર સામે તિરસ્કાર ઉ | બધી નકલો તથા જેમાં આ ચોપાનીઆ- |

| | | | | | |
|---|---|---|---|---|---|
| | | ગડ્પાર્ટી કેલી ફાર્નિઅરએ પ્રસિદ્ધ કરેલું-૧૯૧૯ના પંજાબના તોફાનને લગતું | ૧૧-૧૦-૨૦ પંજાબ સરકારનો હુકમ નં. ૨૨૦૪૮ જ.૧૫-૯-૨૦ | ત્પન્ન કરાવે તેવું છે | માથી ઉતારા લીધા હોય તે સર્વ જપ્ત કરવામાં આવે છે. |
| ૮ | "બ્રિટિશ લોકોની હિંદુસ્તાનમાં દુષ્ટતા" | "યંગ ઈન્ડીઆ" ન્યૂયોર્કમાં પ્રસિદ્ધ કરેલું. | " ૯૫૨૬ તા. ૧૨-૧૦-૨૦ | " | બધી નકલો તથા તેના તરજુમા અને ઉતારા જ્યાં મળી આવે ત્યાં જપ્ત કરવામાં આવે છે. |
| ૯ | "ખીલાફત શું છે" અને "મુસલમાનો ઇસ્લામીને બચાવો" નામનાં બે ચોપાનીયાં. | શફાયત અલી ઉલવી અમીનાબાદ, લખનૌનાએ લખેલાં, અને રશદ પ્રેસ લખનૌમાં છાપેલાં. | " ૧૦૨૯૨ ૩-૧૧-૨૦ સંયુક્ત પ્રાંતની સરકારના હુકમ નં. ૧૭૧૬-૮૩ ૪૦૯ તા. ૬-૧૦-૨૦ ઉપરથી | " | બધી નકલો કે ઉતારા જપ્ત કરવામાં આવે છે. |
| ૧૦ | "ફ્રાતવાસ ઓવ ધી ઉલેમાસ ઓવ ઇન્ડિઆ" | અનનાઝીર પ્રેસ લખનૌમાં ઇશાક અલી અલવીએ છાપેલી. | " ૧૦૪૪૩ ૮-૧૧-૨૦ સંયુક્ત પ્રાંતોની સરકારના હુકમ નં. ૧૮૧૪ ૮૩. ૪૧૭ તા.૧૫-૧૦-૨૦ ઉપરથી | " | બધી નકલો કે ઉતારા જ્યાં મળી આવે ત્યાં જપ્ત કરવા. |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૧ | ઉર્દુમાં છાપેલું ચોપાનીઉં. "ઈલન એ-આમ અફ્‌વાજ એ. હિંદ કે નામ" (ઈન્ડીઆના લશ્કરને સામાન્ય નોટિસ ) | પ્રોવિન્શનલ ગવર્નમેન્ટ ઓફ ઇન્ડિઆ મિલિટરી ડિપાર્ટમેન્ટે પ્રસિદ્ધ કરેલું. | હોમ ખાતું નં. ૧૦૬૬૧ તા.૧૭-૧૧-૨૦ પંજાબ સરકારના હુકમ નં.૨૪૨૧૭ જ. તા. ૧-૧૧-૨૦ ઉપરથી | પ્રેસ એક્ટના વિભાગ ૪ના પેટા વિભાગ ૧ માં લખેલા વર્ણનવાળું છે | બધી નકલો અથવા તેમાંની બધી કે થોડી હકીકતવાળાં લખાણો જ્યાં મળી આવે ત્યાં જપ્ત કરવામાં આવે છે. |
| ૧૨ | ઉર્દુમાં-"ફાતવા ધી ઈમામ ઓફ ઇન્ડિઆ" એ લખેલું. | મૌઝા તાહલી તાન્ડા ઇલાકા હોશીઆરપુર જિલ્લાના મહમદ સૈયદખાને પ્રસિદ્ધ કરેલું, અને મોતી-પ્રિન્ટિંગ પ્રેસ હોશીઆરપુરમાં છાપેલું. કલકત્તામાં મૌલ્લાના અબ્દુલ અઝીઝ પ્રમુખ તરીકે આપેલા ભાષણમાંના ઉતારા દર્શાવનાર. | નં. ૧૧૧૬૯ ૩૦-૧૧-૨૦ પંજાબ સરકારના હુકમ નં. ૨૫૫૦૩ જ તા. ૧૨-૧૧-૨૦ ઉપરથી. | પ્રેસ એક્ટના વિભાગ ૪ના પેટા વિભાગ ૧ના અ,ક,ઈ, માં લખેલા લખાણવાળું હોવાથી | બધી નકલો અથવા વિષયને લગતો થોડાં કે પુરાં લખાણોવાળા ઉતારા જ્યાં મળે ત્યાં જપ્ત કરવાં. |

એ. એ. ઈ. સાહેબના હુકમ નં ૧૩૮૧૦. તા ૩૧-૧-૨૧ ઉપરથી.

( ૠપ્રીમના બોઢથી ચાલુ. )

અમદાવાદ વિભાગ.—વાટજ-ગામના ગૃહસ્થો તરફથી સુલેહની ખુશાલીમાં રૂ. ૫૧) લાડુનું જમણ. વિંઝુવાડા—સ્કૂલ કમિટિના મેમ્બરોએ સુલેહની ખુશાલીમાં રૂ. ૨૪ાા સ્કૂલ જમાડી. ઝુંડાલ—ગામલોકો તરફથી સુલેહની ખુશાલીમાં રૂ. ૪૦) લાડુનું જમણ આપ્યું. શાહવડાદરા—સ્કૂલ કમિટિના મેમ્બરો તથા સદ્‌ગૃહસ્થોએ રૂા. ૮૭) સ્કૂલ જમાડી તથા રૂ. ૫) પતાસાં વહેંચ્યાં. અમદાવાદ ચ્ય. નં ૪૫ દરિયાપુર ઉર્દૂ સ્કૂલના છોકરાઓને રૂ. ૬૨) મદ્રેસામાં સેખ આબેદલ ઈસ્લામના કાર્ય વાહકોએ કપડાં તથા ફી માટે રોકડી રકમ આપી. અસ્વાળા—કંઈ ઓરડું ધરી બધી સ્કુલો જમાડી અને નામદાર સીઆઈના ઠાકોર સાહેબનો જન્મ દિવસ હોવાથી રૂ. ૧૨૭ાાાન્ય પથી તેમણે મિઠાઈ વહેંચી. વલાદ—અડાલજના શા. પ્રેમચંદ મનસુખરામે રૂ. ૫૦) બેન મણીના લગ્ન પ્રસંગે વાટકી, તથા રૂ. ૬ાા પતાસાં રૂ. ૧૦) ફંડમાં આપ્યા. હરસોલના શા. હરગોવિંદ મોતીચંદે રૂ. ૫૦) શાહ ડાહ્યાલાલ ઉગરચંદની દીકરી બેન મંગળાના લગ્ન પ્રસંગે પ્યાલા, રૂ. ૬ાા ના પતાસાં. રૂ. ૫) ફંડમાં આપ્યા. ઓગણજના શા. લલ્લુચંદ ભાઈચંદે શા. જોઈતારામ ફુલચંદની દીકરી બેન ડાહીના લગ્ન પ્રસંગે રૂ ૫૦) તથા પ્યાલા રૂ. ૧૩) પેંડા રૂ. ૧૦) ફંડમાં આપ્યા. પેથાપુરના શાહ સોમાલાલ લલ્લુભાઈ વાલચંદની દીકરીના લગ્ન પ્રસંગે મોટા પ્યાલા, રૂ. ૬ાા પતાસાં, રૂ. ૧૫) ફંડમાં આપ્યા. રૂ. ૧૦૦) કુલ પેથાપુરના શા. હકમચંદ મળચંદે શા. દલસુખરામની દીકરીના લગ્ન પ્રસંગે રૂ. ૧૦૦) મોટા પ્યાલા ર. ૬ાા પતાસાં રૂ. ૧૫) ફંડમાં આપ્યા. ઉનાવાસદના શા ડાહ્યાલાલ જમનાદાસે રૂ. ૩૦) પાટલીઓ તથા રૂ. ૧૨) પતાસાં વહેંચ્યાં. વાસણાના શા. હેમચંદ ડુંગરદાસે શા. મોતીલાલ મંગળલાલની દિકરીના લગ્ન પ્રસંગે રૂ ૨૫ાા ક્રમાટ આપ્યું. રૂ. ૪) પતાસાં વહેંચ્યાં ભટ્ટ મેલનરામ ધનેશ્વર પોતાના ભત્રીજા સાંકળેશ્વરના ઉપવીત પ્રસંગે રૂ (૪) બંને સ્કૂલ જમાડી. સુંવાળા—પા. હરગોવિંદ પ્રભુદાસ જાત્રા કરી આવ્યા તે નિમિત્તે રૂ. ૨૫) લાડુનું જમણ આપ્યું. રોજકા—બાશ્રી તખ્તકુંવરબા દેવસિંહજીએ રૂ. ૪૫) કન્યાશાળા તથા નિશાળ જમાડી.

---

## ખેડા જિલ્લો.

અનારા—ગામ લોકોએ રૂ. ૨૦) સ્કૂલ જમાડી. મંજીપુરા—ગામ લોકોએ રૂા ૨૫ સ્કૂલ જમાડી. કરમસદ—પટેલ જેઠાભાઈ લલ્લુભાઈએ પોતાના ભાઈ ગુજર્યા તે નિમિત્તે રૂ. ૩૫૧) ગુજરાતી સ્કૂલ, અંગ્રેજી સ્કૂલ અને કન્યાશાળા જમાડી. અંબોડજ—પટેલ ફુલાભાઈ લાલભાઈએ રૂ. ૪૦) સ્કૂલ જમાડી. ગોપાળપુરા—પટેલ મથુરભાઈ લાલદાસે રૂ. ૨૦) સ્કૂલ જમાડી. વાસદ—પા. પુરુષોત્તમ ગંગાદાસ રૂ. ૮૯) ખાંડના લાડુનું જમણ સ્કૂલમાં આપ્યું. વાસદ—પા. ત્રિભોવનભાઈ ત્રીકમભાઈએ રૂ. ૯૯) ખાંડના લાડુનું સ્કૂલમાં જમણ આપ્યું. ઉત્તરસંડા—પટેલ જેઠાભાઈ શિવાભાઈ અને મોતીભાઈ લલ્લુભાઈએ રૂ. ૨૦૦) સ્કૂલ જમાડી. આમોદ—પા. ખુશાલભાઈ વાઘજીભાઈએ રૂ. ૬૦) સ્કૂલ જમાડી. દાવડા—સૂણાવના પા. દેસાઈભાઈ ગોવિંદભાઈ અને ઈશ્વરભાઈ નાથાભાઈએ લગ્ન પ્રસંગે, રૂ. ૪૭ ના મઠીઆળ, ઓઢણીઓ અને પતાસાં નિશાળ ખાતે આપ્યાં. દાવડા—દેસાઈભાઈ ધોરીભાઈએ રૂ. ૨૭ાા ખર્ચી નિશાળમાં લાડુનું જમણ આપ્યું. રામપુરા—પગી ભૂતા ફુલાએ રૂ. ૨૫) સ્કૂલ જમાડી. કપડવંજ મ્યુ. કન્યાશાળા—હરીલાલ મનસુખરામ મ્યુ. કોન્સીલરે રૂ. ૪૦ મિઠાઈ વહેંચી. ડુંડકુવા—પા. મોતીલાલ પ્રભુદાસ તથા પા. રેવનદાસ ભીખાભાઈએ રૂ. ૪૫ાા સ્કૂલ જમાડી. સીલી—લુહાર નાથજી બહેચરે રૂ. ૩૫) સ્કૂલ જમાડી. વણાસણ—ઇનામદાર કાળીદાસ જેભાઈએ રૂ. ૨૦) સ્કૂલ જમાડી. જીતોડીઆ—પા. ખુશાલભાઈ કાશીભાઈએ રૂ. ૪૯ાાા સ્કૂલ જમાડી. વાસણા—પા. ફીશાભાઈ જીવાભાઈએ રૂ. ૩૫) સ્કૂલ જમાડી. દહેવાણ—ઠાકોર બાવાસાહેબજી ખુમાન સાહેબજીએ રૂ. ૮૫) સ્કૂલમાં લાડુનું જમણ આપ્યું. મેનપુરા—પા. મથુરભાઈ ખુશાલભાઈની વિધવા બાઈ રેવા પાં. સોમાભાઈ મંગળભાઈ, પા. શનાભાઈ શંકરભાઈ, અને પા. બાબરભાઈ શંકરભાઈએ મળી રૂ. ૬૮) સ્કૂલ જમાડી. અજુપુરા—પા મોતીભાઈ મથુરભાઈએ રૂ. ૨૫) સ્કૂલ જમાડી. અંબાવ—સુથાર લલ્લુભાઈ કુબેરભાઈએ રૂ. ૨૫) સ્કૂલ જમાડી. રાણીઆ—સંભાવિત ગૃહસ્થો, સ્કુલપંચ, અમદાવાદના શા. પુરુષોતમ છગનલાલ અને શા. આશારામ ભુલાભાઈએ રૂ. ૨૧) મીઠાઈ અને કાપડમાં વહેંચ્યા. તથા સ્કુલફંડમાં ભર્યા.

અપૂર્ણ.

---

## જાહેર ખબર.

જોઇએ છે:—(૧) આખો દિવસ કામ કરનાર ડ્રોઇંગ અને ચિતરવાનું કામ જાણનાર શિક્ષક; હિંદી કળાનું સંપૂર્ણ જ્ઞાન ધરાવનાર અને પૂરી કુશળતા વાળો.—

(૨) માટી કામ ફ્રેટવર્ક (Fret work) નેતર ભરવાનું કામ (Cane work અને સુથારી કામ વગેરેનું સારૂં જ્ઞાન ધરાવનાર, હસ્તકળા માટે આખા દિવસ માટેનો શિક્ષક. બાળસ્વભાવનું પૂર્ણ જ્ઞાન આવશ્યક; મોન્ટેસોરી સિદ્ધાંત જાણનારની પહેલી પસંદગી કરવામાં આવશે.

(૩) નાનાં બાળકો માટે આખો દિવસ રોકાય તેવો શિક્ષક; બાળકોનો પરિચય, ગુજરાતી ભાષા તથા કિંડરગાર્ટન અને મોન્તેસોરીનું જ્ઞાન તેનામાં હોવું જોઈએ. સ્ત્રી કે પુરુષ ગમે તેને અરજી કરવાની છુટ છે. અરજી કરનાર ગમે તે કોમનો હશે તો ચાલશે. સારી કેળવણી તથા શિષ્ટાચારવાળો હોવો જોઈએ. ઉંચામાં ઉંચા પ્રમાણપત્ર રજુ કરવાં. અરજી કરનારે પોતાનો પગાર, બધી સરતો તથા બીજી હકીકત નીચેને સરનામે લખી જણાવવું.

" મિસિઝ અંબાલાલ સારાભાઈ "

" ધી રીટ્રીટ. શાહીબાગ " અમદાવાદ.

---

## જાહેર ખબર.

### ( નવરોજજી પેસ્તનજી વકીલ. સ્કોલરશિપ. )

આથી ખબર આપવામાં આવે છે કે અમદાવાદ શહેરમાં અગર તેના પરાઓમાં આવેલી સરકારે મંજુર કરેલી કોઈ પણ શાળાની દેશી કન્યાઓને નવરોજજી. પેસ્તનજી વકીલની ચાર સ્કોલરશિપો આપવા માટે સને ૧૯૨૧ના ઓગષ્ટ માસની ૧૦ મી તારીખને બુધવારે તેમજ તે પછીના દિવસોએ સવારના ૧૧ થી તે સાંજના ૫ વાગતાં સુધી અમદાવાદની " કન્યાઓ માટેની હાઇસ્કુલ " ના મકાનમાં હરિફાઇની પરીક્ષા લેવામાં આવશે.

(૨) પરીક્ષા ઉત્તર વિભાગના એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબ લેશે. પરીક્ષામાં બેસવા માટેની અરજીઓ ઉત્તરર વિભાગના એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબને સરનામે મોકલવી, અને ૨૦ મી જુલાઇ ૧૯૨૧ને રોજ અથવા તે પહેલાં તેમને પહોંચાડવી જોઇએ. તે તારીખ પછી કોઇ પણ અરજી લેવામાં આવશે નહિ.

(૩) ઉમેદવારની ઉંમર, પરીક્ષાના વિષયો, સ્કોલરશિપની રકમ તથા તે કેટલા વખત ચાલુ રહેશે વગેરે હકીકત તેને લગતા ધારાઓમાંથી મળશે.

| ઉ. વિ. ના. એ ઇ. સાહેબની ઓફિસ અમદાવાદ, તા. ૨૩ મી જૂન ૧૯૨૧ | ( સહી ) જે. એસ. કાદરી. એ. ઇ. ઉત્તર વિભાગ. |
|---|---|

શિક્ષકો તેમજ શિષ્યવર્ગમાં અતિશય પ્રિય થઈ પડેલાં

# સૃષ્ટિજ્ઞાનનાં પુસ્તકો.

ટ્રે. કા. ટ્રે. કૉલેજમાં શિક્ષણનો બોધ મેળવનારા અને અનુભવી સિનિયર શિક્ષકો પાસે ધોરણવાર સૃષ્ટિજ્ઞાનનાં પુસ્તકો પ્રશ્નોત્તર રૂપે અને સંપૂર્ણ વિવેચન સાથે અમે તૈયાર કરાવેલાં છે. જે ઘણાં ઉપયોગી હોઈ શિક્ષક વર્ગમાં પ્રશંસાપાત્ર નીવડ્યાં છે. એ પુસ્તકોનો ટુંક સમયમાં એટલો બધો પ્રચાર થયો છે કે તેમાંના ઘણાં તો પાંચમી અને છઠ્ઠી આવૃત્તિએ પહોંચી ગયાં છે. વળી વર્નાક્યુલર, ફાઈનલ અને ટ્રેનિંગ કૉલેજના ઉમેદવારો માટે

# સૃષ્ટિજ્ઞાન યા વિદ્યાના પાઠો.

એ નામનું પુસ્તક એજ શિક્ષકો પાસે તૈયાર કરાવી બહાર પાડ્યું છે. તેમાં સાતમી ચોપડીના વિદ્યાના પાઠોનું સંપૂર્ણ વિવેચન કરવામાં આવ્યું છે. તેમજ ભિન્નભિન્ન દૃષ્ટિએ પરીક્ષામાં પુછાયલા સવાલોનો પણ તેમાં સંગ્રહ કરવામાં આવ્યો છે, જેથી એના અભ્યાસ પછી વિદ્યાના વિષયમાં નાપાસ થવાનો લેશ પણ ભય રહેતો નથી. વધારે પ્રશંસાની જરૂર નથી. બુક વાંચવાથી ખાતરી થશે. થોડી નકલો શીલીકમાં છે, ત્યાં સુધી એ બુક રૂ. ૦-૪-૬ (સૂણ) કિંમતેજ આપવામાં આવશે. બીજી કોઈ હોઇ બુકોની કિંમતમાં થોડો થોડો વધારો કરવાની જરૂર પડી છે. આશા છે કે આમારા સુજ્ઞ ગ્રાહકો કાગળોની તથા પ્રેસ બીલોની વધતી જતી મોંઘવારીને લીધે એ ફેરફારને ધ્યાનમાં લેશે નહિ. જથાબંધ લેનારને સારૂં કમિશન. ધોરણવાર કિંમત નીચે મુજબઃ—

બાળોપયોગી પ્રશ્નોત્તર રૂપે સરળ સૃષ્ટિજ્ઞાન ધો. ૧ લું. (આ. ૪) કિંમત રૂ. ૦-૨-૦
" ધોરણ ૨ જું (આ. ૬) રૂ. ૦-૧-૬
" ધોરણ ૩ જું (આ. ૬) રૂ. ૦-૩-૦
" ધોરણ ૪ થું (આ. ૬) રૂ. ૦-૩-૦
" ધોરણ ૫ મું (આ. ૫) રૂ. ૦-૪-૦
" ધોરણ ૬ ઠ્ઠું (આ. ૫) રૂ. ૦-૪-૦
" ધોરણ ૭ મું (આ. ૧) રૂ. ૦-૫-૬
પ્રશ્નોત્તરરૂપ ભરતખંડનો સરળ ઇતિહાસ (ધો. ૫) રૂ. ૦-૨-૦
" (ધો. ૬) રૂ. ૦-૩-૦

કમિશન રપ ટકા આપવામાં આવશે.

**તા. ક.**—આ ઉપરાંત ધોરણવાર નોટો પણ અમોએ પ્રગટ કરી છે. તેને માટે પણ યોગ્ય કમિશન આપીશું. લખોઃ—

મણિલાલ મુળજીભાઈ ઉપાધ્યાય.
બુકસેલર ઍન્ડ પબ્લિશર. મુ. પેટલાદ (વાયા આણંદ)

REGISTERED No B 43.

પુસ્તક ૬૦ મું.] [અંક ૮ મો.

# Gujarat School Paper.

# ગુજરાત શાળાપત્ર.

ઑગસ્ટ, સને ૧૯૨૧.

---

અનુક્રમણિકા



---

કેળવણીખાતાના હુકમથી

તંત્રી અને પ્રકાશક (ઑક્ટોબર ૧૯૧૪ થી)

મિ. [illegible] બી. એ.,

પ્રિન્સિપાલ, મેલ ટ્રેનિંગ કૉલેજ—અમદાવાદ.



ધી સૂર્યપ્રકાશ પ્રિન્ટીંગ પ્રેસમાં [illegible] મોહનલાલે છાપ્યું,

ઠે. કાળુપુર ટંકશાળમાં—અમદાવાદ.

## સૂચના.

૧. પત્ર સંબંધી લખાણ—એડિટર તરફ મોકલવું. છાપવા મોકલવાનું લખાણ કાગળની એક બાજુએ ચોકખે અક્ષરે લખવું. છાપવા યોગ્ય લાગશે તો છપાશે, નહિ પસંદ કરેલા લેખ ટિકિટ મોકલી હશે તો પાછો મોકલવામાં આવશે.

૨. લેખકને ઉત્તેજન—વિષયો લખી મોકલનારને પૈસા લેવાની ખુશી હશે તો પ્રથમથીજ ખબર આપેથી દર છાપેલે પાને યોગ્યતા પ્રમાણે રૂ. ૧) સુધી આપવામાં આવશે. ચર્ચાપત્ર માટે કંઇ આપવામાં નહિ આવે.

૩. લવાજમ—વરસ એકનો રૂ. ૧-૮-૦ ટપાલ ખર્ચ સાથે અગાઉથી. વિદ્યાર્થીઓ માટે ૦-૧૨-૦. છુટક અંકના રૂ. ૦-૨-૦; પોસ્ટેજ રૂ. ૦-૦-૬ જુદું.

૪. મનિઓર્ડર—કુપન પર ગામ કે શહેરનું ઠેકાણું સ્પષ્ટ લખવું. તેમજ ત્યાં એકથી વધારે નિશાળો હોય તો નિશાળનો નંબર તથા શાળાપત્ર ઓફિસ તરફથી અપાએલા સરનામાના લેબલ ઉપરનો નંબર લખવો.

### જાહેરખબરના ભાવ.

| મુદત. | પેજ. | | |
|---|---|---|---|
| | આખું. | અર્ધું. | પા. |
| આખું વર્ષ. | રૂ. ૬૫ | રૂ. ૩૪ | રૂ. ૨૦ |
| ૭ માસ. | રૂ. ૩૫ | રૂ. ૧૮ | રૂ. ૧૨ |
| ત્રણ માસ. | રૂ. ૨૦ | રૂ. ૧૦ | રૂ. ૭ |

છુટક છપામણનો દર.

દર ત્રણ લીટીએ રૂ. ૧-૨-૦ રાખ્યા છે.

આ પત્ર સાથે કોઇ પણ હેંડબીલ વહેંચવામાં આવશે નહિ.

૫. શાળાપત્રમાં આપેલી ખાનગી, જાહેરખબરોમાં જણાવેલી ચોપડીઓ ખાતાએ મંજુર કરેલીજ હોય એમ હમેશ હોતું નથી. માટે દરેકને મંજુર કરેલી તરીકે ગણવી નહિ.

૬. શાળાપત્રનું વરસ જાન્યુઆરિથી ડિસેમ્બર સુધી ગણવામાં આવે છે; માટે વરસની વચમાં જે ગ્રાહક બધે થવા માગતા હશે તેમની પાસેથી જેટલા અંક તેમને મળ્યા હશે તેટલાની છુટક અંક લેખે કિંમત

તપસી

## નોટિસ.

ટ્રે. રા. ટ્રે. કૉલેજના ત્રણે વર્ષની વાર્ષિક પરિક્ષા તા. ૭-૧૧-૨૧ થી કૉલેજના મકાનમાં શરૂ થશે તેમજ ઉત્તર વિભાગની ટ્રેનિંગ સ્કુલોની વાર્ષિક પરીક્ષા તેજ તારીખથી તે સ્કૂલોનાં મકાનોમાં શરૂ થશે.

(સહી) કે. એ. ખાલા. પ્રિન્સપલ.

## વિનંતી.

આળાપત્રનું ચાલુ વર્ષ અર્ધું પુરું થઈ ચુક્યું છે જે સભાસદોએ ચાલુ વર્ષના તેમજ ગઈ સાલના લવાજમ ન ભર્યાં હેય તેમણે તાકીદે મોકલવાની આપવા

તંત્રી.

## શુદ્ધિપત્ર.

પુસ્તક ૬૦ અંક ૬-૭ પૃ૦ ૧૭૫.

પંક્તિ—૩ સુકામ.

" ૪ પ્રણામ.

" ૨૦ પ્રણામ.

પૃ૦ ૧૭૬

પંક્તિ પહેલી. 'ત્યારે પછી ખગે' શબ્દ મૂકરો.

પૃ૦, ૨૦૮, લીટી ૯ સેતખાન વાંચવું.

તંત્રી.

## શિક્ષકો અને વિદ્યાર્થીઓને થોડા શ્રમે ઘણું જ્ઞાન મળે એવાં પુસ્તકો.

**સમેકૃત નવી ભૂમિતિનો શિક્ષક**:—તેમાં વ્યાખ્યાઓ રીતો, સિદ્ધાંતો અને પ્રશ્નોના ‘૩૪૫’ આકૃતિઓ સાથે સંપૂર્ણ ખુલાસા કરવામાં આવ્યા છે. આ પુસ્તક ધોરણ ૭, સાત ને ૧૦ ફા૦ ના વિદ્યાર્થીઓને અતિ ઉપયોગી છે. ટ્રેનિંગ કોલેજના પહેલા વર્ષના વિદ્યાર્થીઓને પણ ખાસ ઉપયોગી છે. કિં૦ ફક્ત ૦–૧૪–૦

**હિંદનો ઇતિહાસ**:—૧૦ ફા૦ ના તમામ વિદ્યાર્થીઓ આ ઇતિહાસનો ઉપયોગ કરી પાસ થાય છે. તેમાં આજ સુધીના ૧૦ ફા૦ પરીક્ષાના પ્રશ્નો તથા તેના ઉત્તરો આપેલા છે. ધોરણ ૬ થી સાત સુધીના તમામ વિદ્યાર્થીઓને આ ઇતિહાસ અતિ પ્રિય થએલો છે કિં૦ ફક્ત ૦–૯–૬.

**નીતિ સંવાદો**:—નીતિનું શિક્ષણ આપી શકાય તેવા સંવાદોની બુક તૈયાર છે. આ સંવાદો શાળાઓમાં નીતપાઠો તરીકે ચલાવી શકાય તથા શાળાઓને લગતા તમામ જાતના ઉત્સવોમાં ભજવી શકાય તેવા છે. કીં. ૦–૨–૦

**નીતિ વાચનમાળા** કિંમત ૦–૫–૦ નીતિની શિખામણો, કિં. ૦–૨–૦ અને તેવાજ નીતિને લગતાં બાળાશિક્ષણ ઉપયોગી ઇનામ લાયબ્રેરી માટે મંજુર થયેલાં પુસ્તકો અમારે ત્યાંથી મળશે.

ઉપરનાં પુસ્તકો ઉપરાંત ગુજરાતી, અંગ્રેજી ઉર્દુ અને સંસ્કૃત શાળાઓમાં ચાલતા તમામ પુસ્તકો, ગણિતના ખુલાસા, ગુજરાત-મુંબઇ, હિંદુસ્તાન અને એશિયાની ભૂગોળની વિગતવાર નોટો, પ્રવેશિકનો શિક્ષક, પીંજણની નોટો, સ્ટેશનરી, કાગળોનાં રીમ, કોરી અને ચિત્રવાળી ડ્રોઇંગ બુકો, એક્સરસાઇઝો, ડાયરીઓ, નવા ધારા મુજબ છપાયેલા ગણોત પટા, અંગુઠો છાપવાની ઇંક પેડ વગેરે જથાબંધ બીજા વેપારીઓ કરતાં અમારે ત્યાંથી ખાસ કિફાયત ભાવે મળશે, રૂા. ૨૫ નો ઓર્ડર આપનારને કમીશન ઉપરાંત સુંદર ભેટ આપવામાં આવે છે

નીતિનું શિક્ષણ આપવા માટે ખાસ તૈયાર કરેલાં પુસ્તકો.
વિદ્વાનોના ઉંચા અભિપ્રાયવાળાં.

## નીતિ વાચનમાળા.

કર્તા—ડાહ્યાભાઇ વ્રજલાલ પંડિત.

| | |
|---|---|
| પુસ્તક ૧ લું. (પ્ર. શા. માટે મંજુર) | ૦–૧–૬ |
| પુસ્તક ૨ જું. ( ,, ) | ૦–૨–૯ |
| પુસ્તક ૩ જું. ( ,, શ્રીયુત છ. હ. પંડયાની પ્રસ્તાવનાસહિત) | ૦–૫–૦ |
| પુસ્તક ૪ થું. | ૦–૯–૦ |
| નીતિ સંવાદો (બારે ઋતુના) | ૦–૨–૦ |

સરનામું:—ધી સરસ્વતી બુકડીપો—નડીઆદ

## સ્થાપન ૧૯૦૪.

"અમોને ઘણાજ પ્રદર્શનોમાંથી સોનાના ને ચાંદીના ચાંદ મળેલા છે."

અમારા કારખાનામાં સ્કુલ ને કોલેજોના શિક્ષણના સાધનો, ફરનીચર, બાળકોને રમવાનાં રમકડાં, કલબ ને ઘરમાં રમવાની રમતોનાં સાધનો, બનાવવા તથા વેચવામાં આવે છે. પોલીશીંગ ને ઇલેકટ્રોપ્લેટીંગ વર્કસ દાખલ કરવાથી દરેક નમુનો ઘણોજ મજબુત ને ચિત્તાકર્ષક થાય છે હાલમાં અમો કેપિટલ વધારી દરેક કામ મશીનથી તૈયાર કરીએ છીએ, ને ઓરડર આપેથી માલ તુરત રવાના કરવામાં આવે છે સાહિત્યો. જેવા કેઃ— સૂર્યમાળા, ટીલ્યુરીયન, ઋતુભેદ, ચંદ્રની ક્ષયવૃદ્ધિ, નાના મોટા પૃથ્વીના ગોળા, બ્લોકના, ચીતરવાના ને સપાટી દર્શક નકશા, ઝાડ, છોડ, ફળ, ફૂલનાં ચિત્રો, માણસના શરીરના અંતર ભાગો, મગજ, કાન આંખ, ધડ, હૃદયના નમુનાઓ ને ચિત્રો ઝેરી સર્પો, કિન્ડરગાર્ટન, મોન્ટેસોરી, ગણિત, કસરત, કવાયત, ફળ ફૂલના નમુનાઓ, એરપંપ બેલેન્સ, વેટ્સ, વગેરે લેબોરેટરીના પ્રયોગોના એપેરેટસો ને કેમીકલ્સ, વગેરે ઘણાજ વિષયોના સાધનો બનાવવામાં આવે છે. અમારા લિસ્ટમાં જે સાધનો નહિ હોય તેની પણ માગણી કરવાથી તેના પર પુરતું ધ્યાન આપવામાં આવશે. આયમરી કે હાઇસ્કૂલો ઉઘાડનારને બધો સામાન અત્રેથી મળી શકશે. અમારૂં કારખાનું અમદાવાદ પ્રાંતીજ રેલ્વેના દહેગામ સ્ટેશન પર આવેલું છે. જોવા આવનારને ઘણું સમજવા ભરેલું છે. અમદાવાદથી ચાર ગાડીઓ અત્રે આવે છે ને જાય છે. રેલ્વે ભાડું ફક્ત રૂા. ૦–૪–૬ છે. પત્ર વહેવાર નીચેના સરનામે કરવો.

કાશીભાઈ છગનદાસ. પટેલ એજન્ટ.

શ્રી નડીઆદ શિક્ષણ સાહિત્ય કાર્યાલય કંપની. લિમિટેડ.

દહેગામ. ( અમદાવાદ પ્રાંતીજ રેલ્વે ).

---



---

# ગુજરાત શાળાપત્ર.

પુસ્તક ૬૦ મું. ઓગષ્ટ સને ૧૯૨૧. અંક ૮.

## મુંબઇ સરકારના કેળવણી ખાતાનો ૧૯૧૯-૨૦ નો રિપોર્ટ.

સને ૧૯૧૯-૧૯૨૦ની સાલનો કેળવણી ખાતાનો રિપોર્ટ થોડા સમય થયા બહાર પડ્યો છે. શાળાઓ તેમજ વિદ્યાર્થીની સંખ્યામાં પ્રતિવર્ષ વધારો થતો જાય છે એ એક આનન્દજનક હકીકત છે. જેમ જેમ કેળવણીનો પ્રચાર વધશે તેમ તેમ દેશમાં-ખાસ કરીને-આ ઇલાકામાં નિરક્ષરતા ઘટતી જશે. દરેક સ્કૂલ પાછળ થતું સરાસરી વાર્ષિક ખર્ચ પણ વધ્યું છે. ૧૯૧૯-૨૦ માં રૂ. ૮૯૩ નું થયું છે વિદ્યાર્થી દીઠ સરાસરી ખર્ચ રૂ. ૧૫ નું છે. નિશાળનાં મકાનોની હકીકત જોતાં લોકલ બોર્ડ સ્કૂલોની કુલ સંખ્યાનો ૨૯ ટકા જેટલો ભાગ સરકારી મકાનો છે. આમાં પણ ૪ ટકા જેટલી નિશાળો વિદ્યાર્થીની સંખ્યા વધી જવાથી ભાડાનાં મકાન વાપરે છે. કેટલીક નિશાળો માટે ભાડાનાંજ મકાનો છે લગભગ અર્ધો ભાગ મંદિર કે ધર્મશાળા જેવાં મકાનોનો વગર ભાડે ઉપયોગ કરે છે. નિશાળનાં મકાનો કેળવણીમાં અગત્યની બાબત મનાય છે, છતાં ઘણી લોકલ બોર્ડ સ્કૂલોને નાણાંની ભીડ કે અગવડને લીધે આ મુશ્કેલી વેઠવી પડે છે. સરકારે ગઈ સાલમાં ૭૯ નવાં મકાનો બંધાવ્યાં છે, ૨૦ જુનામાં વિસ્તાર કર્યો છે, ૬૩ નવાં બંધાય છે. ખાનગી મદદ પણ કેટલીક શાળાઓને વર્ષ દરમિયાન મકાન માટે મળી છે. અમદાવાદ જિલ્લામાં આવેલા પાટડી શહેરના દરબારે રૂ ૪૦૦૮) ખર્ચી છોકરીઓની નિશાળ માટે મકાન બંધાવી આપ્યું છે. રૂ ૧૦૦૦ નો એટ-રમોર્ન ઉરક પણ ખરીદી આપી છે સોયકામના શિક્ષણ અર્થે નિશાળને રૂ. ૧૦૦૦ ની ભેટ કરી છે. આમ ખેડા, રત્નાગિરિ અને ધારવાડ જિલ્લામાં પણ ત્રણ મકાન ખાનગી ખર્ચે બંધાયાં છે. આ દાન સ્તુતિપાત્ર છે. પ્રજા આવી રીતે કેળવણી પ્રત્યે ઉદારવૃત્તિ દર્શાવે અને સરકાર પણ ધીમે ધીમે તે કામ હાથ લે તો મકાનોની ખૂમ સત્વર દૂર થાય

શિક્ષકો—આમની સંખ્યા પણ વધી છે. અનટ્રેન્ડ શિક્ષકો હવે કમી થતા જાય છે, જો કે હજી ૪૦ ટકા ટ્રેન્ડ, અને ૬૦ ટકા અનટ્રેન્ડ શિક્ષકો છે. નવી ટ્રેનિંગ સ્કૂલો ઇલાકામાં ઉઘડવાથી ઘણી પ્રાથમિક શાળાઓમાં હવે ટ્રેન્ડ શિક્ષકો પુરતી સખ્યામાં મળતા જશે. ટ્રેન્ડ શિક્ષકોનું પ્રમાણ સરકારી શાળાઓમાં ૭૭ ટકા, મ્યુનિસિપલ સ્કૂલોમાં ૪૫ ટકા, લોકલબોર્ડ સ્કૂલોમાં ૪૨ ટકા, ગ્રાન્ટ લેતી નિશાળોમાં ૧૭ ટકા, અને ગ્રાન્ટ ન લેતી શાળાઓમાં ૧૯ ટકા હતું.

લોકલબોર્ડ સ્કૂલોના ટ્રેન્ડ શિક્ષકોને ફેરકુંજ મુસાફરી આપવા પાછળ રૂ. ૧૮,૧૮,૬૮૭ ખર્ચ થયું છે રાત્રશાળાઓ પણ લોકહિત અર્થે વધતી જાય છે. ૩૫ હતી તેને બદલે વધી ૧૭૩ થઈ છે. પ્રાથમિક શાળામાં અંગ્રેજી શીખવવાનો પ્રચાર શરૂ થયો છે. આ ખાતે કુલ ૨૦ વર્ગો ઉઘડયા છે; તેમાંના બે ઉર્દુ સ્કૂલમાં છે. ઉત્તર વિભાગમાં આ યોજનાનો બહુ લાભ લેવાય છે

ટ્રેનિંગ સંસ્થાઓ—આ સંસ્થાઓમાં પણ ઘણો વધારો થયો છે. કેળવણી સારી અપાય તેને માટે સારા શિક્ષકોની જ જરૂર હોય છે તેટલા માટે તેમને ટ્રેન્ડ કર્યા વિના કેળવણીનો આશય ફળીભૂત થતો નથી. ટ્રેનિંગ સંસ્થાઓમાં ૧૯૧૯–૨૦ માં કુલ ૩૦૧૮ વિદ્યાર્થીઓ હતા સ્ત્રીઓ માટેની ટ્રેનિંગ સંસ્થામાં હજી દાખલ થનારની સંખ્યા ઓછી છે આમાં લોકમત ઘણો જવાબદાર છે વખતરૂપી ચોક્સ કસોટીને આ નિર્ણય સોંપીશું. આ સંસ્થાઓને અંગે કુલ વાર્ષિક ખર્ચ રૂ. ૬,૪૭,૭૦૪ નું થયું છે.

સ્ત્રીઓ માટેની ટ્રેનિંગ સંસ્થાના અભ્યાસક્રમમાં પણ અનુકૂળ ફેરફાર થયા છે. પ્રાવેશિક પરીક્ષામાં બેસનારને હવેથી કન્યાશાળાનું છઠ્ઠું ધોરણ પાસ કરવું પડે છે હાઈજીન, સીવણકામ જેવા વિષયો ફરજીઆત થયા છે સદ્દવિજ્ઞાન પણ શીખવું પડે છે. ચાલુ વર્ષમાં ૯ નવી ટ્રેનિંગ સ્કૂલો ઇલાકામાં ઉઘડી છે, ૨ ઉત્તર ભાગમાં, ૩ મધ્યમાં, ૨ દક્ષિણમાં અને ૨ સિંધમાં મુસ્લીમોની ટ્રેનિંગ સ્કૂલમાં હવેથી ટ્રેનિંગ કોલેજનો ત્રણે વર્ષનો પુરો અભ્યાસક્રમ ચાલે છે, અત્યારે અમદાવાદ અને પુનામાં ઉર્દુ ટ્રેનિંગ કમાગે ને અંગે અનુક્રમે ત્રીજા અને બીજા વર્ષ સુધીનું શિક્ષણ અપાયામાં આવે

અમદાવાદમાં ઉર્દૂ પ્રેક્ટિસિંગ સ્કૂલ નવી ઉઘડી છે. સ્કોલરશિપ રૂ. ૧૨ થી રૂ. ૧૫ ની વધી છે. વાઈસ પ્રિન્સિપલને પુસ્તકો તપાસવાના કામમાંથી થોડા મુક્ત કરી વર્ગ શીખવવાનું કામ હવેથી સોંપાયુ છે.

અત્યાર સુધી છોકરીઓ માટેની હાઈસ્કૂલ ટ્રેનિંગ સંસ્થાની સંગી હતી તેને આ વર્ષથી છુટી પાડવામાં આવી છે. આ બહુ ઉપયોગી ફેરફાર થયો છે. સ્ત્રીઓ વધુ સંખ્યામાં કેળવણી લઈ શકશે સ્ત્રી કેળવણીને અંગે થતુ ખર્ચ અને નિશાળે ભણતી છોકરીઓની સંખ્યા પ્રતિવર્ષ વધતી જાય છે. કુલ સંખ્યા ૧,૫૭૯૬૫ છે આમાંની ૩૭ ટકા જેટલી છોકરીઓ છોકરાઓની નિશાળ માં સંગી શીખે છે સરાસરી વાર્ષિક ખર્ચ (યુરોપીઅન છોકરીઓ ન ગણીએ તો) એક છોકરી દીઠ માધ્યમિક શાળામા રૂ ૭૫ અને રૂ ૧૭ પ્રાથમિક શાળાને અંગે પડે છે સ્ત્રી કેળવણી વિશેષ પ્રચાર પામે અને તેની સંખ્યા તથા ખર્ચનું પ્રમાણ હજી વધતું જાય એજ ઇષ્ટ છે

ઇલાકાની કેટલીક ટ્રેનિંગ સંસ્થાઓના અભ્યાસક્રમમાં ફેરફાર પણ આ વર્ષથી થયો છે ટ્રેનિંગ કોલેજોમાં વિદ્યાર્થીને અભ્યાસનો ઘણો સમય કેટલાક નકામા વિષયોમાં ગાળવો પડે છે અને શિક્ષણની એક અગત્યની બાજુ–ટ્રેનિંગ–પ્રાયોગિક અનુભવ–વર્ગ શિક્ષણ–બહુ ઓછુ મળે છે એમ માની એક કોન્ફરન્સ પુનામાં ભરાઈ હતી પરિણામે સંસ્કૃત તથા ઍક્ષરસાઈઝ જેવા વિષયોને તિલાંજલિ આપવામાં આવી છે ચિત્ર કામનો વિષય ત્રણે વર્ષમાં ફરજીઆત થયો છે સ્લૌઈડ તથા માટીકામને ઐચ્છિક વિષય ગણ્યા છે સૃષ્ટિજ્ઞાનનો વિષય ૧ લા તથા બીજા વર્ષમા શીખવવાનુ ઠર્યું છે. પ્રાવેશિક પરીક્ષા કાઢી નાખી છે. આને અંગે ચર્ચા કરવી અમે યોગ્ય ધારતા નથી આ બધા ફેરફાર સર્વાંશે સારા કે ઇષ્ટ છે એમ પણ કહેવાનો હેતુ નથી, સ્ત્રી શિક્ષકો પુરતી નથી. કેટલીક શાળાઓમાં સાહિત્યની પણ ખામી હોય છે. આ બધી ખામીઓ સત્વર દૂર થાય એજ યુક્ત છે.

હવે મુસલમાનની કેળવણી વિષે વિચાર કરીએ. સરકારે છેલ્લાં દસેક વર્ષથી આ પ્રશ્નનો બહુ વિચાર કરી ઘણી સરળતા કરી છે મુસલમાન વિદ્યાર્થી વધુ સંખ્યામાં ભણતા થાય તેને વાસ્તે સ્કોલર્શિપ વગેરેની પણ ખાસ મદદ આપવામાં આવે છે પ્રાથમિક શાળામાં ૧,૫૪,૬૬૨, સંખ્યા-

કમાં ૬,૧૩૧, અને ટ્રેનિંગ સંસ્થામાં ભણનાર ૪૧૪ મુસલમાન વિદ્યાર્થી તા. લોકલબોર્ડ સ્કૂલના મુસલમાન શિક્ષકને બીજે ગામ નોકરી કરવા બદલ માસિક રૂ ૫ નું ભથ્થું મળે છે. ઉર્દૂ શિક્ષણના પ્રચાર માટે પણ સરકારે કટલીક નવી રકમ ખર્ચ માટે મજુર કરી છે. મુસલમાન વિદ્યાર્થીઓમાં આગી તરીકે માધ્યમિક શાળામાં ભણનારની સંખ્યા ૨૫૭ ની હતી.

આવી રીતે અનેક પ્રકારે આ કોમની કેળવણી ફેલાવવા માટે સરકાર જોઈતા પ્રયાસ કરે છે.

વાર્ષિક રિપોર્ટમાંથી જેટલી હકીકત પ્રાથમિક કેળવણી સાથે સંબંધ ધરાવે છે તેટલીજની અહીં સમાલોચના કરી છે. કેળવણી ખાતુ હવે પ્રજાના મંત્રીને સોંપાયું છે એ દર્શાવી આપે છે કે કેળવણીના વિસ્તાર અર્થે પુસ્તી-રકમ અને સાહિત્ય વગેરેની સરળતા કરવા સરકાર હમેશાં તૈયાર છે.

---

## શારીરિક આરોગ્ય ને બાળસંભાળ.

(લે. દેવશંકર જેઠાલાલ પંડ્યા. ગ્રે. સ. ટ્રે. કૉ. અમદાવાદ).

કોલેરા, મેલેરિઆ, પ્લેગ, ક્ષય ઇત્યાદિ રોગો વારવાર ફાટી નીકળી મનુષ્યના પ્રાણ લે છે. આ રોગો ચાંચડ, મચ્છર તથા માખીદ્વારા ફેલાય છે, માટે જેમ બને તેમ તે જંતુઓનો નાશ કરવો.

માખી—મનુષ્યની દુશ્મન છે. તેને ચીકણા પદાર્થો તથા મેલુ ખાવાની ટેવ હોય છે. ખાધા પછી તે ઓકો કાઢે છે. મિઠાઈની વસ્તુઓ, તથ ખાવાપીવાની વસ્તુઓનું માખીઓથી રક્ષણ કરવુ. કેમકે માખીઓ અને સ્થળેથી ચેપી રોગનાં જંતુઓ લાવી ખાવાના પદાર્થમાં ઓકી કાઢે ઝાડો કરે છે અથવા ચેપવાળું પોતાનું શરીર લુછે છે. નાનાં બાળકોને આંખ સુજી જવી, શીતળા, ધાવરૂં ઇત્યાદિ રોગોનો ચેપ માખી ફેલાવે આ સિવાય બીજા ઘણા રોગો ફેલાવવામાં માખીઓ સહાય થાય છે.

નાશ—ઉનાળામાં માખીઓ જન્મે છે, તેથી તે વખતે સંખ્યાબંધ જોવામાં આવે છે. તે વખતે ૧૦ ભાગ ગોળ, ૧૦ ભાગ સોમલ તથા ૧૦૦ ભાગ પાણીનું મિશ્રણ કરી જે સ્થળે માખીઓ બેસતી હોય તે સ્થળે છાંટવું. લાંબી લાંબી દોરીઓ આ મિશ્રણમાં બોળી ઘરમાં ઉંચે લટકાવી રાખવાથી માખીઓ તે પર બેસશે, અને મરી જશે.

હવે આપણે શરૂઆતમાં જણાવેલા ભયંકર રોગો સંબંધી વિચાર કરીએ.

કોલેરા—કેટલાક લોકો આને કોગળીઉ કહે છે. રોગીને પુષ્કળ ઝાડા તથા ઉલટી થાય છે. પેશાબ બંધ થઈ જઈ દર્દી નસોસ થઈ જાય છે. આ રોગનાં ચેપી-જંતુ કાચાં ને સડેલાં ફળમાં તથા કુવાના પાણીમાં દાખલ થઈ તે દ્વારા મનુષ્યના શરીરમાં પ્રવેશ કરે છે. આ રોગ સ્પર્શથી જલદી ફેલાય છે, માટે જેમ બને તેમ કોલેરાના દર્દીનો સ્પર્શ બીજાઓને થવા ન દેવો.

દર્દીનાં ઝાડો, ઉલટી તથા કપડાં બાળી નાખવાં, બિછાનું ધોઈને સ્વચ્છ કરવું.

જે વખતે કોલેરા ચાલતો હોય તે વખતે કુવામાં પોટાસ પરમેંગેનીઝ નાખવો, સડી ગએલાં ફળ, મિઠાઈની વસ્તુઓ ઇત્યાદિનો ત્યાગ કરવો.

સારવાર—ડાકટરની મદદ મળતાં સુધી ૧ થી ૬ ગ્રેન 'પોટેશિયમ-પરમેંગેનીઝ' પાણીમાં નાખી પિવાય તેટલો પાવો. દર્દીને સ્નેહ રોજ રાખવો. બરફ ને પાણી અથવા બરફ ને સોડા પીવા આપવાં. સુધારો થયે ઝીણુ એરેરૂટ, દુધ અને સોડા, દૂધ અને જવનું પાણી કે ચોખાનું ઓસામણ ખોરાક રીકે આપવું.

મેલેરિયા—આ રોગ ફેલાવનાર માદા જાતના "એનોફેલિન" મચ્છરો છે. તાવવાળા માણસના શરીરપર આ મચ્છર બેસી તાવના જંતુ લઈ બીજાના શરીરમાં મૂકે છે. આમ એક બીજાના શરીરમાં તાવના જંતુઓ દાખલ કરે છે, તેથી સખત મેલેરિયા ફાટી નીકળે છે. આ વખતે ક્વીનાઈન પીવાથી મેલેરિઆના જંતુનો નાશ થાય છે.

મચ્છરો બંધિયાર પાણીમાં ઈંડાં મૂકે છે. આ ઈંડાંમાંથી ઈયળો થાય છે, તેને બહારની હવા લેવી પડે છે; આ વખતે પાણીમાં કેરોસીન રેડવાથી ઈયળોને મળતી હવા કેરોસીનના પડને લીધે બંધ થશે, તેથી તે મરી જશે,

-ચ્છરથી અથવા મચ્છરદાનીમાં સુવુ, ઘરની અંદર તેમ આજુબાજુ ભેજ-
થા કચરો એકઠો થવા ન દેવો.

પ્લેગ—પ્રથમ ઉંદરને લાગુ પડે છે ઉદર મરી જાય ત્યારે તેના
શરીરપરના ચાચડો મનુષ્યના શરીરપર હલ્લો કરેછે, ને પ્લેગના જંતુ
દાખલ કરે છે ઉંદરો મરવાની શરૂઆત થતા જ તે સ્થળ છોડી ચોકખી
હવા વાળા નિર્ભય સ્થાને જઈ રહેવુ પાછા ઘેર આવતી વખતે ઘરને
ધોળવુ તથા અંગારા પાથરી ચાંચડને મારી નાખવા

પ્લેગથી દૂર રહેવા ઉંદરો થવા ન દેવા, ઘરની આજુબાજુ સ્વચ્છતા
રાખવી કે જેથી ઉંદરોને ખોરાક ન મળે, તથા પ્લેગની મોસમમાં દરેકે
રસી મુકાવવી

ક્ષય—છાકટાઈ, અનિયમિતતા, વૈતરૂ, ધુમાડો, ધૂળ, બધ બારીઓ,
કામ કરવાના ઓરડામાં ગીચોગીચ સુવુ, મોથી શ્વાસ લેવો એ બધાં કાર-
ણોથી ક્ષય રોગ લાગુ પડે છે.

ક્ષયના દર્દીને સ્વચ્છ હવા અને પ્રકાશવાળાં મકાનમાં સુવાડવો, પૌષ્ટિક
ખોરાક આપવો, પુષ્કળ આરામ આપવો, ને વૈદની દવા આપવી દર્દીને
ગમે ત્યાં થુકવા ન દેવુ, પણ તેનું થુક રૂમાલ કે કાગળમા લઈ બાળી
નાખવુ એમ નહિ કરવાથી ક્ષયના જંતુઓ માખીઓ દ્વારા બીજા માણ-
શરીરમાં જશે

ઉપર જણાવેલા રોગો સિવાય પણ કેટલીક નજીવી ભૂલો થી કે બે
દરકારીથી તદુરસ્તી બગડે છે માટે તે બેદરકારી દૂર થવી જોઈએ, શરીરની
બહારની સ્વચ્છતા વિષે પણ ઓછી સંભાળ રાખવાની નથી તે સ્વચ્છતા
નહાવા ધોવાથી સચવાય છે

દાંતપર મેલ ચડવા ન દેવો બહુ પાન તથા તમાકુ ખાવાથી દાંત
વહેલા સડી જાય છે દાંતમાંથી મેલ દૂર કરવા દતમજન ઘસવુ

ઘણાની આંખો નાનપણથીજ ટુકી નજરવાળી થઈ જાય છે, તો
તેમ ન થવા પ્રથમથી જ નીચેની બાબતોપર લક્ષ આપવુ જોઈએ.
(૧) રાત્રિના વખતે બહુ ઝીણા અક્ષરોનુ લખાણ વાંચવુ નહિ (૨) દેવતા,
સુર્ય કે ચકના પ્રકાશે વાંચવુ નહિ (૩) પ્રકાશ પાછળથી આવે એવી
રીતે વાચવુ (૪) પ્રકાશ સ્થિર જોઈએ (૫) નાનાં બાળકોના અભ્યાસ-
[illegible] ખંડમાં પ્રકાશ પુરતો જોઈએ.

દારૂની ખરાબી:—દારૂ પીવાથી હોજરી, ફેફસાં, કલેજુ, અને હૃદય સડી જઈ કાણાં પડે છે કે સુઝી જાય છે, અને આયુષ્ય ઓછું થાય છે. પૈસાની ખરાબી થાય છે, ઘણી વખત દેવાદાર થઈ જવાથી ઘરની માલ-મીલકત વેચવી પડે છે. આ નુકસાનો તરફ નજર કરી દારૂના વ્યસનીએ દારૂનો સંગ છોડી દેવો જોઈએ, તેમ બીજાઓને સમજાવી છોડાવવો જોઈએ.

બાળસંભાળ—કેટલાક બાળકો જન્મથીજ રોગી હોય છે તેનું કારણ બીનકેળવાએલી માતાઓજ છે.

સુવાવડ વખતે માતાઓ માટે જે વ્યવસ્થા હોવી જોઈએ તેથી ઉલટીજ વ્યવસ્થા આપણામાં હોય છે, સુવાવડી સ્ત્રીને સુવાની ઓરડી ગંદી ને ફાટયાં તુટયાં ગોદડાંની હોય છે, પહેરવાનાં લુગડાંનું પણ તેમજ; વળી દાયણો પણ બીનકેળવાયલી હોય છે તેથી પુરેપુરી અસ્વચ્છતામાં જન્મેલા બાળકમાં રોગનાં જંતુ વાસ કરે છે. સુવાવડી સ્ત્રીઓને માટે ખુદાં સુવાવડ-ખાનાંની જરૂર છે, ત્યાં સંપૂર્ણ સ્વચ્છતા ને હવા તથા પ્રકાશનો રસ્તો ખુલ્લો રહેવો જોઈએ. સામાન્ય રીતે આપણે ત્યાં દર ત્રણ જન્મને પરિણામે લગભગ બે માતાઓ અને બે બાળકો એક વર્ષની અંદર મરણ પામે છે.

બાળકને અમુક અમુક સમયેજ માતાએ ધવરાવવું જોઈએ વારંવાર ધવરાવવાથી બાળકની તંદુરસ્તી સુધરતી નથી. દૂધની શીશીથી પણ ધાવવું ઘણુંજ હાનિકર્તા છે, કેમકે તેથી બાળકની શ્વાસ નળી સાંકડી થઈ જાય છે, આથી તેને મોએથી શ્વાસ લેવાની માઠી ટેવ પડે છે.

બાળકને સ્વતંત્રતાથી આનંદ કરવા દેવો. તેને ખુલ્લી હવામાં જેમ બને તેમ વધારે લાભ આપવો. સુવા બેસવાની જગાઓ પણ બાળકનાં અંગો વિકાસ પામે તેવી હોવી જોઈએ.

આ રીતે આપણે શારીરિક આરોગ્ય સંબંધી તથા બાળસંભાળ સંબંધી કેટલાક વિચારો કરી ગયા. આમાં જણાવેલા રોગોપચારો વગર આવે કરવા સુગમ નહિ. જેમ બને તેમ રોગથી દૂર રહેવાની દરેક તજ-વીજ રાખવી. આટલા માટે બાળવયથીજ તેની સંભાળ લેવી જોઈએ.

---

( સેનિટરી એસોસિએશન, અમદાવાદ, તરફથી મળેલો ઇનામી નિબંધ. ) તંત્રી.

## પ્રાર્થનાનાં ગીત.*

### (૧)

(લેખક-એચ. એન. વૈષ્નવ બી. એ. હેડ માસ્તર, ધાંગધ્રા હાઈસ્કૂલ).

અભિવંદન પ્રભુ ઉર લાવજો,
તમ સ્તવન પ્રીતિ ઉભરાવજો... ... ...અભિ.

સદ્‌બુદ્ધિ અમ હૃદયે રોપી,
નીતિ વિમળ પ્રગટાવજો... ... ...અભિ.

દુર્મતિ કંટક દૂર વિદારી,
સુકર્મ કુસુમ વિકસાવજો... ... ...અભિ.

વિદ્યા ધનથી જનસેવામાં,
અમ ઊર્મિ ઉછળાવજો... ... ...અભિ.

જગપાલક બાલક સહુ યાચે,
પ્રેમસુધા પીવરાવજો... ... ...અભિ.

આત્મભાવમાં રસ બસ રેલી,
સરળ જીવન સુહાવજો... ... ...અભિ.

### (૨)

### ઝુલણાછંદ.

(લેખક-શાસ્ત્રી નર્મદાશંકર દામોદર, સંસ્કૃત શિક્ષક-ભાવનગર હાઈસ્કૂલ).

નિત્ય નમીએ પ્રભુ વિમળ મતિ આપજો, સ્થાપજો ભક્તિની છાપ ચિત્તે;
કાપજો કષ્ટ કરુણાનિધિ સર્વનાં, સ્થાપજો શાંતિને સંપ પ્રીતે. નિત્ય.

જ્ઞાન વન વાટિકા પૂર્ણ ખીલાવજો,
મધુર ફળ વેદ તણાં સર્વ ચાખે;
સરસ સદ્‌બોધની ઊર્મિ અંતર ધરી,
ભાગ્ય અભ્યાસીઓ મત્ય રાખે. નિત્ય.

* ... ... માટે યોજેલાં.

પ્રેરજો શ્રી પ્રભુ નિત્ય શુભ કર્મમાં,
કુમતિ કુવિચારને દૂર કરજો;
રાખી શુભ સંગના રંગમાં સ્નેહથી,
આત્મબળ અર્પવા પ્રેમ ધરજો નિત્ય.

હૃદયમાં જ્ઞાનની જ્યોતિ પ્રગટાવજો,
તિમિર અજ્ઞાનનું સર્વ વામો.
શરણ આપો નિરંજન નિરાકાર પ્રભુ,
પૂર્ણ નર્મદ કરો સર્વ કામો. નિત્ય.



## વર્ગમાં ફરતા રહી શિક્ષણ આપવાથી ફાયદા.

( લેખક,–માધવજી અભારામ રાવલ, અસીનિર શિક્ષક, વથની–નેહડ )

આ લેખનું મથાળું વાંચી ઘણા શિક્ષક ભાઈઓને નવાઈ લાગશે, ઘણા ભાઈઓને રુચશે નહિં કારણ લાગશે અને નારાજ થશે, પરંતુ તેના ફાયદા જાણ્યા પછી તે પ્રમાણે વર્તશે તો તેમને લાભાલાભની ખાત્રી થશે, અને ઘણા ઉમંગથી તે પ્રમાણે કામ કરવા તત્પર થશે. તેના ફાયદાઓ હું ટુંકમાં નીચે ટાંકુ છું તે દરેક ભાઈ લક્ષમાં લેશે એવી આશા છે.

### શિક્ષકને થતા ફાયદા.

વર્ગના વિદ્યાર્થીઓ શિક્ષકની બેઠકથી અમુક અંતર પર છૂટે હોય છે. ત્યાં તે શું કામ કરે છે તે જોઈ શકાતું નથી. જો ક્લાસમાં કલાકના ૦ાા કે ૦ાાા કલાક ફરતા રહી કામ કરીએ તો શિક્ષણ સારૂં આપી શકાય, તેમજ દરેક છોકરાપર બરાબર ધ્યાન આપી શકાય.

૨. બેઠાં બેઠાં કામ કરવાથી શિક્ષકનું શરીર સુસ્ત થઈ કામ કરવા ઉમંગ રહેતો નથી, અને તેથી વિદ્યાર્થીઓ બેપરવા થઈ જેમ તેમ બેસી ગરબડ તથા તોફાન કરે છે; ત્યારે શિક્ષકને ખુરશીપર બેઠાં બેઠાં જોરથી બરાડા પાડી તેમને શાન્ત કરવા તથા કામે વળાડવા

બહુ માથાકુટ કરવી પડે છે આ પ્રમાણે મગજનો લાંબા વખત સુધી નકામો વ્યય થવાથી શિક્ષ ના મગજને તેમજ શરીરને હાનિ પહોચે છે

૩ ૧ વર્ગમાં ફરતા રહી કામ કરવાથી ઉપરની ઉપાધિ મટે છે, તેમજ શિક્ષકના શરીરના અવયવોના હલામણુથી કસરતની ગરજ સરે છે, અને ખોરાક પચી શરીર સારૂ રહે છે, તેમ મગજ પણ સારૂ રહી લાંબા વખત સુધી કામ કરવા આપણને શક્તિમાન બનાવે છે

૪ દરેક વિદ્યાર્થીપર ધ્યાનથી કામ થાય છે, અને તેથી વિદ્યાર્થીઓ પણ સારી રીતે કામ કરે છે કેઈ અભ્યાસમાં પાછળ હી ગયેલા હોય અથવા ન ગયા હોય, તો તેના પર બરાબર ધ્યાન આપી શકાય છે તેથી શિક્ષક પોતાના સાગ ન સા પરિણામની ફીકરમાંથી મુક્ત થાય છે

૬. ગુનગાર તથા તોફાની, આળસુ વિદ્યાર્થીને તુરત પકડી શકાય છે, અને તેથી શિક્ષકની વિદ્યાર્થીઓપર સારી છાપ પડે છે

## વિદ્યાર્થીને થતા ફાયદા.

૧ વિદ્યાર્થીઓને ઉભા થઈ શિક્ષક પાસે આવી લખેલા વિષયો બતાવવાને કે શંકા સમાધાન માટે આવવા જવાની અડચણ પડતી નથી, તેમજ દરેક અડચણના તુરત ખુલાસા થવાથી સમજણ સાથે જ્ઞાન મળે છે અને તેથી વધારે હોંશિયાર બને છે.

૨. શિક્ષક ખુરશીપર બેઠા બેઠા કામ કરતા હોય તો વિદ્યાર્થીઓને ઓછી બીક રહે છે, અને બરાબર કામ પર લક્ષ આપતા નથી, પરંતુ ફરતા રહેવાથી બધાને ડર રહે છે કે "સાહેબ, હમણાં મારી પાસે આવશે, અને શું કામ કરૂં છું તે પૂછશે, તો શું જવાબ આપવો" એવા ડરથી દરેક પોતાના કામમાં પુરતું લક્ષ રાખશે, જેથી વિદ્યાર્થીઓનો અભ્યાસ સચોટ બનશે.

૩ વર્ગમાં ગરબડ કે ઘોંઘાટ ઓછો થવાથી વિદ્યાર્થીને પૂછવા શિક્ષકને કે શિક્ષકને પૂછવા વિદ્યાર્થીને બરાડા પાડવા પડતા નથી, અને

શાન્તિથી કામ થવાથી યાદશક્તિ તાજી રહે છે, અને ખુલાસાઓ પણ બધાના ધ્યાનમાં આવી તે સંકાને બીજી વાર સ્થાન મળતું નથી.

૪. વારંવાર ઉઠવા થવાની, એક બીજા પાસે જવાની, વાતો કરવાની કે તોફાન કરવાની કુટેવોથી બચશે, અને નમુનેદાર વર્ગ બનશે.

આ પ્રમાણેના અનેક ફાયદાઓ ઉભા રહી શિક્ષણ આપવામાં સમાયેલા છે, તેનો જો યોગ્ય રીતે ઉપયોગ કરી અનુસર લઈએ તો ઉત્તમ કામ કરી શકીએ. આ ઉપરથી મારૂં કહેવું એમ નથી કે પાંચ કે છ કલાક કામ કરવાનું હોય તે બધો ટાઈમ ઉભા કે ફરતા રહી શિક્ષણ આપવું ને એમનુંજ નહિ; પરંતુ બની શકે તેટલો વખત ફરીને કે ઉભેલા કલાક શિક્ષણ આપી પછી બેઠાં બેઠાં શિક્ષણ આપવું. આ પ્રમાણે ક્રમ રાખવાથી શિક્ષક તેમજ શિષ્યોની બંનેની કેટલીક મુશ્કેલીઓ દૂર થશે, અને બંને પક્ષને લાભ થશે અને શિક્ષકની માનસિક તેમજ શારીરિક સંપત્તિનો નકામો વ્યય થતો અટકશે. અસ્તુ.

---

## સૃષ્ટિનિરીક્ષણ. *

( યોજક–રા. શંકરलाल રણછોડભાઇ પંડ્યા, (નડિઆદ નિવાસી. )

હાલ–મુખ્યશિક્ષક–મ્યુ. પ્રાથમિક (ગુજરાતી)શાળા નં. ૧૭. વાંદરા, જી. થાણા.)

### આપણી શાળાઓમાં આ વિષયનું શિક્ષણ દાખલ કરવામાં સમાએલો હેતુ અને સૃષ્ટિ નિરીક્ષણના વિષયનું શિક્ષણ કેવી રીતે આપવું તે સંબંધી કંઇક માર્ગદર્શક સૂચનાઓ.

આપણી શાળાઓનાં ધોરણોમાં ચાલતા અભ્યાસક્રમમાં 'સૃષ્ટિનિરીક્ષણ અને બાગકામ' એ વિષયનું શિક્ષણ આપવાનું દાખલ કરવામાં

---

* મરાઠી માસિક કન્યા શિક્ષકના 'માર્ચ, એપ્રિલ, મે, જૂન અને જુલાઈ ૧૯૨૦ ના સંયુક્ત અંકના પૃષ્ઠ ૭૨ ઉપરથી શરૂ થતા 'સૃષ્ટિ નિરીક્ષણ શિકવિણ્યા વિષયીં સૂચના' એ શિર્ષક એક લેખ ઉપરથી.

વામાં આવ્યું છે, અને તે વિષય દરેક ધોરણોમાં કેટલો કેટલો શીખવવો તે પણ પ્રગટ કરવામાં આવ્યું છે.

પ્રાથમિક શાળાઓમાં કામ કરનારા શિક્ષકવર્ગ પૈકી મોટા ભાગના શિક્ષકોને 'સૃષ્ટિનિરીક્ષણ' નો વિષય અપરિચિત વિષય જેવો છે, અને તેથી નવીન અભ્યાસક્રમમાં દાખલ કરેલા એ વિષયનું શિક્ષણ વિદ્યાર્થીઓને કેવી રીતે આપવું એવો પ્રશ્ન ઉત્પન્ન થવાનો સંભવ હોવાથી તે સબંધી કંઈક અલ્પ માર્ગદર્શક સૂચનરેખા દોરવાનો પ્રયત્ન મેં સદર લેખમાં કર્યો છે, અને તેમ કરતાં મેં પૂર્ણ ખાતરી રાખી છે કે 'સૃષ્ટિનિરીક્ષણનું શિક્ષણ વિદ્યાર્થીઓને કેવી રીતે આપવું' એ બાબતથી અજાણ્યા શિક્ષક બંધુઓ અને શિક્ષિકા બહેનોને આ 'માર્ગદર્શક સૂચન' ખરેખર રીતે કંઈક પણ ઉપયોગી નીવડયા વિના નહિજ રહે.

હેતુ—'સૃષ્ટિ પ્રત્યે, અને પદાર્થ માત્ર સબંધી જિજ્ઞાસા બાળકોના મનમાં ઉત્પન્ન કરવી.' એ સૃષ્ટિનિરીક્ષણ વિષયનો મુખ્ય હેતુ છે'

સૃષ્ટ પદાર્થોમાં નજરે પડતાં રૂપાન્તર, અને તે પદાર્થોની વૃદ્ધિ, એ સંબંધી દુનિઆમાં જે બહુવિધ પ્રકાર દેખાય છે, તેનું નિરીક્ષણ કરવાનું વિદ્યાર્થીઓને શીખવવાનું છે. બાળક પોતે પદાર્થનું નિરીક્ષણ કેટલું ત્વરાથી—જલદીથી—કરવા માંડે છે—કરી શકે છે, અને ભિન્નભિન્ન પ્રકારની વસ્તુઓ એકઠી કરી તે શિક્ષક પાસે લાવી મૂકે છે એ જોઈ અતિ આશ્ચર્ય લાગે છે. જે શિક્ષકને સૃષ્ટિનિરીક્ષણનું જ્ઞાન ન હોય, અગર તો જે શિક્ષકે આ વિષયનું—સૃષ્ટિનિરીક્ષણનું—કદી પણ અધ્યયન કર્યું નથી, તેમણે હતાશ—ના—ઉમેદ કે નાહિંમત—થવાનું કંઈજ કારણ નથી, તે પણ વિદ્યાર્થીઓની સાથે સાથેજ એ 'સૃષ્ટિનિરીક્ષણ'નો વિષય શીખી શકશે.

મુખ્ય તત્ત્વ—'એકાદ વસ્તુ પ્રત્યક્ષ જોઈ તપાસી તે તેવીજ કેમ હશે એ બાબત પ્રયત્ન કરીને સમજી લેવી' એ તત્ત્વ સૃષ્ટિનિરીક્ષણના શિક્ષણની પદ્ધતિમાં મુખ્ય છે.

'સૃષ્ટિ નિરીક્ષણ' એ વિષયમાં વનસ્પતિ, પ્રાણી (પશુ, પક્ષી, કીટક—કીડા અને માખીનો વર્ગ) તથા હવા એ ત્રિપુટીના નિરીક્ષણનો

અંતર્ભાવ થઈ શકે છે. પ્રત્યેક વર્ગ-ધોરણ-માટે આ વિષયનો જે અભ્યાસ-ક્રમ ઠરાવેલો છે, તેમાં તે ત્રિપુટી-વનસ્પતિ, પ્રાણી અને હવા-પૈકી પ્રત્યેકનો થોડો થોડો ભાગ પણ દાખલ થવો જોઈએ, કેમકે એથી 'સૃષ્ટિનિરીક્ષણ'ના વિભિન્ન પ્રકારોથી વિદ્યાર્થીઓ પરિચિત થશે-અર્થાત્ તેના જુદા જુદા પ્રકારો સાથે વિદ્યાર્થીવર્ગનો પરિચય થશે.

સૃષ્ટિનિરીક્ષણના ઉપર્યુક્ત ત્રણ ભાગો-વનસ્પતિ, પ્રાણી અને હવા-પૈકી પ્રત્યેક ભાગના નિરીક્ષણ વખતે પોતાની આસપાસ નજરે પડતા પદાર્થોનું શિક્ષક વિદ્યાર્થી પાસે અવલોકન કરાવવું, અને તેવા પદાર્થોનું વિદ્યાર્થીઓ પોતે નિરીક્ષણ કરે, તેમજ તે પદાર્થ સંબંધી તેના અંતઃકરણમાં જિજ્ઞાસા ઉત્પન્ન થાય તે માટે શિક્ષકે તેઓને ઉત્તેજન આપવું. શિક્ષકે વિદ્યાર્થીની સાથે સહાનુભૂતિ કરવી જોઈએ; એટલે તેઓએ સાથે મળી જઈ કુટુંબી જેવો ભાવ પ્રકટાવી કામ કરવું. શિક્ષકે વિદ્યાર્થીઓને ફરવા જવા માટે ગામ બહાર લઈ જવા જોઈએ, પોતે જુદી જુદી જાતનાં પાન અને ફૂલ, નમુના આણવા જોઈએ, અને વિદ્યાર્થીઓને પણ નિરનિરાળા નમુના લાવવા માટે તેઓને ઉત્તેજન આપવું જોઈએ. વિદ્યાર્થીએ આણેલી વસ્તુના રહેલી વિશેષતા શિક્ષકે બાળકની નજરે જાણમાં આણવી, અને તે બાબત ઉપર પરસ્પર ભાષણ-વાદવિવાદ કરવા. તેવીજ રીતે બીજી તેવીજ વસ્તુઓ ભેગી કરી લાવતાં તેમાં કોઈ મુખ્ય બાબત ઉપર લક્ષ આપવું તે તેને એવીજ રીતે સમજાવવું. પ્રત્યક્ષ પદાર્થની મદદ સિવાય, તે પદાર્થનું કેવળ વર્ણન તદ્દનજ નિરુપયોગી છે, કેમકે એવી રીતે આપેલી કેવળ વર્ણનાત્મક માહીતી વિદ્યાર્થીને-બાળકોને-અતિ કંટાળા ભરેલી લાગે છે, અને તેને સૃષ્ટિનિરીક્ષણના વિષયમાં અતુલ્યતાભર્યો રસ પડતો નથી. વિદ્યાર્થીઓને જે માહીતી શીખવવાની તે તેઓના સંસર્ગમાં આવતી વસ્તુઓ સબંધીની, તેમજ તેમની આસપાસની વસ્તુ સંબંધીની આપવી જોઈએ. ઉદાહરણ તરીકે બાગમાં ઉગતા આસપાસ નજીકનાં ખેતરોમાં થતી વનસ્પતિ, ગામડાની અંદર ઝાડ ઉપર માળા બાંધીને રહેનાર પક્ષી, ખેતી કામના ઉપયોગના તેમજ ઘર આગળ પાળેલ-પાળવામાં આવતાં-જાનવરો અને જમીનમાંથી ઉપજનારાં જંતુ-કીડા વગેરે.

સૃષ્ટિનિરીક્ષણના પાઠોની યોજના ઋતુઅનુસારે કરાવવી. ઉદાહરણ તરીકે આંબાના ઝાડને મોર આવ્યો હોય તે મોરનું નિરીક્ષણ તેમજ આમલી અને બાવળાદિનું નિરીક્ષણ જૂન અગર જુલાઈ મહિનામાં, ગુલ-મોહરનું નિરીક્ષણ એપ્રિલ અને મે મહિનામાં કરાવવું અનુકૂળ નીવડી શકશે. પક્ષી, જન્તુ-કીડા તેમજ ઇતર પશુ વગેરેનું નિરીક્ષણ કરાવતાં તેનાજ નિયમો ઉપસ્થિત કરી પાળવા. જેમકે પક્ષીનું નિરીક્ષણ કરવું છે તો તેને માટે સરસ સમય તેઓ પોતાના માળા બાંધે છે તેજ રાખવો: કારણ કે પક્ષી પોતાના માળા કેવી રીતે બાંધે છે, ત્યાં ઇંડા કેવી રીતે મૂકે છે, કેવી રીતે તેનું સેવન કરાય છે, અને આગળ ચાલતાં પોતાનાં નાનાં બચ્ચાંને તે કેવી રીતે પાળે છે, કેવી રીતે તેમને ખોરાક આપે છે, અને 'ઉઘાડી પાંખ મારી, ઉઘાડ સાઈ તાહરી' એમ બોધ આપવાને તે શક્તિમાન થાય ત્યાં સુધી તેમની કેવી કાળજી રાખવામાં આવે છે એ વગેરે બાબતો તેવા સમયમાંજ જોવાનું મળે તેમ છે. પતંગની અવસ્થાદિનું નિરીક્ષણ કરવા લાયકનો સમય, તે પતંગ કીટ અવસ્થામાં હોય છે તે ઠીક હોઈ શકે, તેવીજ રીતે દેડકાની અવસ્થાનું નિરીક્ષણ કરવાના સુયોગની સમય માટે ચોમાસાના શરૂઆતના દિવસો ઘણી સગવડ આપશે. ધાન્ય અને ભાજીપાલાના નિરીક્ષણના સમય માટે તે બીનું વાવેતર કર્યાના દિવસથીજ તે છોડની પૂર્ણ વૃદ્ધિ થાય ત્યાં સુધીની મુદત ઠીક કામ આપી શકશે. એટલે તે કામ માટે ચોમાસુ એ ઉત્તમ સમય છે ભાજીપાલાના બી વાવ્યા પછી તે દરરોજ કેવા કેવા રૂપાંતરપણાને પ્રાપ્ત થતું જાય છે, તે દરરોજ કેટલું વૃદ્ધિ પામે છે તે જોવું એ વગેરે બાબત વિદ્યાર્થીઓ પોતાની મેળેજ શરૂ કરી શકે છે.

---

## પેન્સિલ.

( મિ. હીરાલાલ કહાનદાસ પટેલ, સુરત. )

અંગ્રેજી ભાષાનો 'પેન્સિલ' શબ્દ લેટિન 'પેનિસીલસ' શબ્દ ઉપ-રથી વ્યુત્પન્ન થયો છે એ શબ્દનો અર્થ 'નાની પુછડી' થાય છે. પુછડી

અને પીંછી બંને મળતી ચીજ હોવાથી પેન્સિલનો અર્થ 'પીંછી' પણ થાય છે જાપાનીસ લોકો લખવામાં પીંછીજ વધારે વાપરે છે. અસલના દસ્તવેજોમાં ગામ પાનામાં સીમાની સળીનો ઉપયોગ થતો હતો, પણ તેનાથી ડાઘા કે અક્ષર ઝાંખા પડતા હતા તેથી તેમજ ચિત્ર પાડતી વખતે ડાઘા પાડીને ભૂસવાની જરૂર બહુ પડે તે કારણથી પેન્સિલની બનાવટની શોધ થઈ હતી એ શોધથી ચિત્રકામમાં બહુ ફાયદો થયો છે

પેન્સિલના મુખ્ય ચાર પ્રકાર છે—૧ લેડ પેન્સિલ-જાળની પેન્સિલ કે પીંછી ૨ બ્લેકલેડ પેન્સિલ બ્લૈકલેડને પ્લમ્બેગો અથવા ગ્રેફાઇટ પણ કહેવામાં આવે છે ૩. સ્લેટ પેન્સિલ-પેન ૪ ચૉક પેન્સિલ. આ સિવાય કૉપિંગ અથવા ઈંક પેન્સિલ વગેરે પેટા પ્રકારો બીજા ઘણા છે

કોલસા અને હીરાની પેઠે ૧, પ્લમ્બેગો અથવા ગ્રેફાઇટ એ એક જાતનો શુદ્ધ કાર્બન છે ઈ સ ૧૫૬૫ માં સ્વિટ્ઝર્લેન્ડના ઝુરિચમાં એ ચીજ વપરાતી હતી એવો ઉલ્લેખ છે, તોપણ તે છેક ૧૭ મી સદીથી વપરાતી આવેલી ચીજ તરીકે જાણીતી છે

ઇંગ્લાન્ડના કમ્બર્લૅન્ડ ભાગના બોરોડેલ પરગણાની ખાણોમાંથી નીકળતા પ્લમ્બેગોની લાંબા વખત સુધી સસ્તી પેન્સિલો થતી હતી એ ખાણો ઈ સ ૧૮૫૦ સુધી ચાલી હતી એ વસ્તુ જ્યારે બહોળા જથ્થામાં નીકળતી હતી ત્યારે તેના મોટા ને ચોકખા કકડા પેન્સિલો બનાવવામાં વપરાતા હતા. શરૂઆતમાં તો તેનીજ ચોખૂણાકાર સળીઓ બનતી હતી. એના ભૂકાની ઝાલર કરીને સળીઓ બનાવવાની શોધ પાછળથી થઈ હતી. બોરોડેલની ખાણો ખાલી થઈ ગઈ ત્યારપછી ઘણાં વર્ષ સુધી પારિસના કોન્ટી નામના વિદ્વાનની રીતથી ૧૮ મી સદીની આખરથી બ્લેકલેડ પેન્સિલ નીચે પ્રમાણે બનવા લાગી —

બ્લેકલેડ તથા માટીમાં બારીક ભૂકો કરીને તે બંનેને જુદા જુદા ગાળે છે કારણ કે ભૂકો ચોકખો હોતો નથી તેમાં લાદુ, રેતી અને બીજા પદાર્થો ભેળેલા હોય છે તેથી એ ભૂકાને ચાળીને તેમ મિનરલ ઑક્સિડ' કે જે એક ખનિજ પદાર્થ છે તેને મેળવે છે આવા મિશ્રણથી ભૂકામાં લોટ અને બીજી વાતુન કર્યુ હોય તે છુટા પડી જાય છે પછી

ને માટીને જરા ગરમ કરી પાણીમાં નાખવામાં આવે છે. એમ પાણીને પુષ્કળ હલાવીને એકમાંથી બીજામાં, અને બીજામાંથી ત્રીજા હવાડામાં પસાર કરવામાં આવે છે, જેથી ઉત્તરોત્તર છેક છેલ્લા હવાડામાં હલકા કણો ભેગા થાય છે. ઉંચા પ્રકારની પેન્સિલો એ છેલ્લા ભૂકાની બને છે. માટીને પણ એજ પ્રમાણે ધોવે છે. પછી બંને ભૂકાને મિશ્ર કરી એકાકાર કરી નાખે છે. મિશ્રણમાં જેટલું ગ્રેફાઈટ હોય તેટલીજ માટી હોય તો તે ઉત્તમ ગણાય છે, અને પ્રમાણમાં માટી જેમ વધતી જાય તેમ તે નરસું સમજવું; આ પ્રમાણે જો ૧ : ૨ જેટલું હોય તો તે છેક નરસું મિશ્રણ ગણાય છે. મિશ્રણનું પ્રમાણ ૧=૧ હોઈને ગરમી ઓછી અપાઈ હોય તો તે નરમ વધારે બને છે.

આવા મિશ્રણને વારંવાર દળતા જાય છે, અને તેમાં પાણી મેળવતા જાય છે. પછી તે લોંદાને હાઈડ્રોલિક પ્રેસ કે જે પાણીના જોરથી દબાય છે તેના વડે દબાવે છે જેથી તેમાંથી પાણી જતું રહીને ઘટ્ટ થઈ જાય છે. આ સ્થિતિમાં તેને ધાતુના નળામાં મૂકવામાં આવે છે. નળા નીચે ચાળણી જેવાં કાણાં હોય છે, તેથી ઉપરથી દબાવવાથી તેમાંથી સળીરૂપે પદાર્થ નીકળી પડે છે. આ ઝીણી સળીઓને પાટીઆ પર સૂકવવામાં આવે છે અને જ્યારે કડી પડે છે ત્યારે વાપરવા લાયક બને છે.

સને ૧૮૫૦ માં ગ્રેફાઈટની ખાણો પૂર્વ સૈબિરિઆમાં બોગોટોલસ્કમાં નીકળી હતી. તે કમ્બરલેન્ડની ખાણોથી જરાજ ઉતરતી હતી. બોહીમીઆ, બવેરિઆ, ન્યુઝીલાંડ, મેક્સિકો, યુનાઈટેડ સ્ટેટના ભાગો અને કેનેડામાં હાલમાં ગ્રેફાઈટની ખાણો નીકળી છે. તેમાં ૯૯.૯ ટકા જેટલું ચોકખું કાર્બન હોય છે. આપણે અહીં જર્મન-ન્યુરેમ્બર્ગ વગેરેમાં બનતી પેન્સિલો લડાઈ પહેલાં બહુ વપરાવામાં આવતી હતી.

પેન્સિલની બનાવટનું લાકડું:—વર્જીનિઆ, ફ્લોરિડા વગેરેમાં સીડર નામનું લાકડું થાય છે. તે સીધા રજકણોવાળું અને સહેલથી કપાય એવું હોય છે, જેથી આ કામને માટે તે વધારે લાયક છે; એવા લાકડાની કાટખુણું ચોખુણ લાંબી પટીઓ યંત્રથી કાપી કાઢે છે. તેમાંની એક

-- તેમાં ખોભણ પાડવાની હોય છે. ખોભણ પાડયા પૂ

તેમાં ગળી મૂકીને બીજી પટી સરેસથી તેના પર ચોંટાડી દે છે. કોઈક વખતે પટ્કોણાકાર પેન્સિલો પણ કરવામાં આવે છે. પછી કેટલીક પર રંગ ચટાવે છે અને કેટલીકને એમની એમ રાખે છે. સૌથી છેલ્લે તેના પર બનાવનારનું નામઠામ તથા પ્લંબેગોની જાત બતાવનાર અક્ષરો છાપવામાં આવે છે.

## યુરોપની પેન્સિલોની સંજ્ઞા.

H–હાર્ડ=કઠણ. H H–વધારે કઠણ. એ મુજબ ત્રણ એચ, ચાર એચ વગેરેનું સમજવું.

B–બ્લેક=કાળી આ સંજ્ઞાની પેન્સિલ નરમ પણ હોય છે. બે બી, ત્રણ બી, વગેરે સંજ્ઞાની પેન્સિલોમાં અનુક્રમે કાળાશ અને નરમાશ વધતી જાય છે.

H B–કઠણ અને કાળી–મધ્યમ.

F–ફર્મ=મજબૂત. આ પેન્સિલ એક એચ કરતાં જરા ઓછી કઠણ હોય છે.

## યુનાઇટેડ સ્ટેટ્સની પેન્સિલોની સંજ્ઞા:—

V H–વેરી હાર્ડ=ઘણી કઠણ. V V H–વેરી હાર્ડથી પણ વધારે કઠણ. એ મુજબ જેમ v અક્ષર વધતો જાય તેમ કઠણાશ વધારે જાણવી. S–સોફ્ટ=નરમ. V S–ઘણી નરમ. એમાં પણ v અક્ષર વધતો જાય તેમ નરમાશ વધારે જાણવી.

M–મીડીઅમ=મધ્યમ. M H મધ્યમ કઠણ.

ઇંગ્લાંડ, ઑસ્ટ્રિયા, જર્મનિ, અમેરિકા અને જાપાનમાં પ્લંબેગોની અને રંગીન પેન્સિલો બને છે. બવેરિઆના નુરેન્બર્ગમાં લડાઈ પહેલાં વીનેક કારખાનાં હતાં તેમાં ૧૦ હજાર માણસો કામ કરતાં હતાં, અને દર અઠવાડીએ લગભગ ૪૦ લાખ પેન્સિલો ત્યાં બનતી હતી. તેમાં દેવદારનું

નામ સૌથી પ્રખ્યાત છે. એ કુટુંબનું કારખાનું પ્રથમ ઈ. સ. ૧૭૬૧ માં નીકળ્યું હતું, લડાઈ પહેલાં યુનાઈટેડ સ્ટેટ્સમાં પણ દર વર્ષે ૧૭ લાખ પૌંડની પેન્સિલો સરેરાસ બનતી હતી; છતાં ત્યાં વેચાણ એટલો બધો ખપ છે કે બહારથી પણ તેની આયાત કરવી પડે છે.

રંગીન પેન્સિલો બનાવવાને પ્રશિયન બ્લ્યૂ અને પ્રશિયન યલો, (પીળો) એ બે રંગોને સુંદર અને ચરબીની સાથે મિશ્ર કરે છે, અથવા સફેદ મીણ અને ચરબીની સાથે મેળવીને તેમાં થોડી માટી મેળવે છે. આ મિશ્રણને બીલકુલ તપાવવામાં આવતું નથી.

કોપી ઈંક પેન્સિલોમાં ગ્રેફાઈટ અને ચિનાઈ માટી આવે છે એને જાંબુડા રંગના સખ્ત રસમાં બોળવવામાં આવે છે. એના લખાણ ઉપર પાણી લગાડવાથી તે સાહીનો દેખાવ તથા ગુણ ધારણ કરે છે.

ઓગણીસમી સદીના પ્રથમ અર્ધ ભાગ કરતાં હાલ પેન્સિલોની વપરાશ ઓછી થઈ છે, કારણ કે એક પરથી બીજાં ચિત્રો પાડવાની જુદી જુદી રીતો નીકળી છે. તેમાં રંગીન ચૉક અને ચારકોલ–કોલસાની એક જાત વિશેષ વપરાય છે; કેમકે તેનાં ચિત્રો પેન્સિલોનાં ચિત્રો કરતાં વધારે અસરકારક થાય છે.

---

| તારીખ | જુલાઈ. | | ઓગસ્ટ. | | સપ્ટેમ્બર. | | ઓક્ટોબર. | | નવેમ્બર. | | ડિસેમ્બર. | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | અષાઢ—અ. શ્રાવણ | | અ. શ્રાવણ—દ્વિ. શ્રાવણ | | દ્વિ. શ્રાવણ—ભાદરવો | | ભાદરવો—આસો | | આસો—કાર્તિક | | કાર્તિક—માગશર | |
| | તિથિ | વાર | તિથિ | વાર | તિથિ | વાર | તિથિ | વાર | તિથિ | વાર | તિથિ | વાર |
| ૧ | ૧૫ | ગુ. | ૨ | ર. | ૩ | બુ | ૪ | શુ. | ૫ | સો. | ૬ | બુ. |
| ૨ | ૧ | શુ. | ૨ | સો. | ૪ | ગુ. | ૫ | શ. | ૬ | મં. | ૭ | ગુ. |
| ૩ | ૨ | શ. | ૩ | મ. | ૫ | શુ | ૬ | ર. | ૮ | બુ. | ૮ | શુ. |
| ૪ | ૩ | ર. | ૪ | બુ. | ૬ | શ. | ૭ | મો. | ૯ | ગુ. | ૯ | શ. |
| ૫ | ૪ | સો. | ૬ | ગુ. | ૭ | ર. | ૮ | મં. | ૧૦ | શુ. | ૧૦ | ર. |
| ૬ | ૫ | મં. | ૭ | શુ. | ૮ | સો. | ૮ | બુ. | ૧૧ | શ. | ૧૧ | મો. |
| ૭ | ૬ | બુ | ૮ | શ. | ૯ | મં. | ૧૦ | ગુ. | ૧૨ | ર. | ૧૨ | મં. |
| ૮ | ૭ | ગુ. | ૯ | ર. | ૧૧ | બુ | ૧૧ | શુ. | ૧૩ | સો. | ૧૩ | બુ. |
| ૯ | ૮ | શુ. | ૧૦ | સો. | ૧૨ | ગુ. | ૧૨ | શ. | ૧૪ | મં. | ૧૪ | ગુ. |
| ૧૦ | ૯ | શ. | ૧૧ | મં. | ૧૩ | શુ | ૧૩ | ર. | ૦)) | બુ. | ૦)) | શુ. |
| ૧૧ | ૧૦ | ર. | ૧૨ | બુ. | ૧૪ | શ. | ૧૪ | મો. | ૧ | ગુ. | ૧ | શ. |
| ૧૨ | ૧૧ | સો | ૧૩ | ગુ | ૦)) | ર. | ૧ | મ. | ૨ | શુ. | ૨ | ર |
| ૧૩ | ૧૨ | મ. | ૧૪ | શુ | ૧ | મો | ૨ | બુ. | ૩ | શ. | ૩ | સો. |
| ૧૪ | ૧૩ | બુ | ૦)) | શ | ૨ | મ | ૨ | ગુ | ૪ | ર. | ૪ | મં. |
| ૧૫ | ૦)) | ગુ. | ૧ | ર. | ૩ | બુ. | ૩ | શુ. | ૫ | સો. | ૫ | બુ. |
| ૧૬ | ૧ | શુ | ૩ | મો. | ૪ | ગુ. | ૪ | શ. | ૬ | મ. | ૬ | ગુ. |
| ૧૭ | ૨ | શ. | ૪ | મ. | ૫ | શુ. | ૫ | ર. | ૬ | બુ. | ૭ | શુ. |
| ૧૮ | ૩ | ર. | ૫ | બુ. | ૬ | શ. | ૬ | સો. | ૭ | ગુ. | ૮ | શ. |
| ૧૯ | ૪ | મો. | ૬ | ગુ | ૭ | ર. | ૭ | મ. | ૮ | શુ. | ૯ | ર. |
| ૨૦ | ૫ | મં. | ૭ | શુ. | ૮ | મો. | ૮ | બુ. | ૯ | શ. | ૧૦ | સો |
| ૨૧ | ૬ | બુ. | ૮ | શ. | ૯ | મં | ૯ | ગુ. | ૧૦ | ર. | ૧૧ | મં. |
| ૨૨ | ૭ | ગુ | ૮ | ર. | ૧૦ | બુ | ૧૦ | શુ. | ૧૧ | સો. | ૧૨ | બુ. |
| ૨૩ | ૮ | શુ. | ૯ | મો. | ૧૧ | ગુ. | ૧૧ | શ | ૧૨ | મં. | ૧૩ | ગુ. |
| ૨૪ | ૯ | શ | ૧૦ | મં. | ૧૨ | શુ. | ૧૨ | ર. | ૧૩ | બુ | ૧૪ | શુ. |
| ૨૫ | ૧૦ | ર. | ૧૧ | બુ | ૧૩ | શ | ૧૩ | સો. | ૧૪ | ગુ. | ૧૫ | શ. |
| ૨૬ | ૧૧ | સો. | ૧૨ | ગુ. | ૧૩ | ર. | ૧૪ | મ. | ૧૫ | શુ. | ૧ | ર. |
| ૨૭ | ૧૨ | મં. | ૧૩ | શુ. | ૧૪ | સો. | ૧૫ | બુ. | ૨ | શ. | ૨ | સો. |
| ૨૮ | ૧૩ | બુ | ૧૪ | શ. | ૧૫ | મં. | ૧ | ગુ. | ૩ | ર. | ૩ | મં. |
| ૨૯ | ૧૪ | ગુ. | ૧૫ | ર. | ૧ | બુ. | ૨ | શુ. | ૪ | મો. | ૪ | બુ. |
| ૩૦ | ૧૫ | શુ. | ૧ | સો. | ૩ | ગુ. | ૩ | શ. | ૫ | મં. | ૫ | ગુ. |
| ૩૧ | ૧ | શ. | ૨ | મં. | | | ૪ | ર. | | | ૭ | શુ. |

(ટીપઃ—આ પંચાંગ રા. ખંડુભાઈ દાજીભાઈ દેસાઈ હે. મા. રાંદેર-વાળાએ છાપવા મોકલી આપ્યું છે. ૧૯૨૦ ની સાલનું પંચાંગ છપાય તો ઠીક એવી ઘણા શિક્ષકોની ઇચ્છાને અનુસરી આ વર્ષમાં આને સ્થાન આપ્યું છે.) તંત્રી.

---

## મહેરબાન ગુજરાત શાળા પત્રના અધિપતિ સાહેબ.

મુ. અમદાવાદ.

સલામ સાથે વિનતિ કે, (ગુજરાત શાળાપત્રમાં કેટલાંક વર્ષથી શિક્ષકો વગેરેની સુગમતા સારૂ દરસાલ તે કેલેન્ડર વર્ષનું પંચાગ છાપવામ આવે છે તે મુજબ ગઇ સાલનું એટલે સને ૧૯૨૦ ની સાલનું પંચાંગ સરત ચુકથી આપવાનું રહી ગયું હોય એમ લાગે છે. આમ થવાથી આઃ પાંચ વર્ષ પછી કદાચ કોઈ વિદ્યાર્થી નિશાળમાં દાખલ થવા આવે, અને તેની જન્મતારીખ બાબત વાલી સંવત્ મુજબ તિથિ કહે, તો તે પરથી તારીખ ઉપજાવવી મુશ્કેલ થઈ પડે એમ ધારી સને ૧૯૨૦ ના સાલનું પંચાંગ તૈયાર કરી શિક્ષક વર્ગના ઉપયોગ માટે પ્રસિદ્ધ થવા આ લખત સામેલ કરી મોકલ્યું છે. જે અવકાશે ગુજરાત શાળાપત્રના હવે પછીના કોઈ અંકમાં પ્રસિદ્ધ થવા વિનંતી છે.

તા. ૨૭-૬-૨૧

ખંડુભાઈ દાજીભાઈ દેસાઈ,
હેડ માસ્તર મ્યુનિ. મુખ્ય સ્કૂલ રાંદેર મુ. સુરત.

---

પાઠનો [illegible]

## ધોરણ ૬ ઠું.

વિષય—વાક્યપૃથક્કરણ (મિશ્ર વાક્યનું)

હેતુ—મુખ્ય વાક્ય, ગૌણવાક્ય અને મિશ્રવાક્યની વ્યાખ્યા સમજાવી, તેનું પૃથક્કરણ કરતાં શીખવવાનો; શુદ્ધ ભાષાજ્ઞાન શીખવવાનો.

સાહિત્ય—પાટીઉં, ચોક, રૂમાલ.

શિક્ષક:—

વખત.—

તારીખ.—

| પેટા ભાગ. | શીખવવાના મુદ્દા. | શીખવવાની પદ્ધતિ. |
|---|---|---|
| આરંભ. | સાદા વાક્યનું પૃથક્કરણ કરાવી તે બરાબર આવડે છે તેની ખાતરી કરવી. | 'મણિલાલ એક વાત કહે છે.' આ સાદા વાક્યનું પૃથક્કરણ પૂછવું. એમાં પુરક શું છે? વિધેયવર્ધક છે, કે નાહ? આ વાક્યમાં વિધેયવર્ધક તરીકે એક શબ્દ ઉમેરો. વગેરે, વગેરે. |
| પાઠનો મુખ્ય વિષય અને મુશ્કેલીઓ. | સાદા અને મિશ્ર વાક્યનો તફાવત. | ઉપર લખેલા સાદા વાક્યની નીચે 'મણિલાલ કહે છે, કે હું કાલે ગામ ગયો હતો' આ વાક્ય પાટીઆમાં લખવું. બન્ને વાક્ય ભિન્ન ભિન્ન જાતનાં છે તે પ્રશ્નો પૂછી કહાવવું સાદા વાક્યમાં કેટલાં ક્રિયાપદ છે? માત્ર એકજ. |

| | |
|---|---|
| | બીજા વાક્યમાં કેટલાં ક્રિયાપદ છે ? બે. તેમાં મણિલાલ શું કહે છે ? 'હું કાલે ગામ ગયો હતો' એમ કહે છે. સાદા વાક્યના ક્રિયાપુરક તરફ ધ્યાન ખેંચી બીજા વાક્યમાં 'હું કાલે ગામ ગયો હતો' એ વાક્ય ક્રિયાપુરક છે તે દૃઢાવવું. બન્ને વાક્યોનો તફાવત પ્રશ્નો પૂછી સ્પષ્ટ કરાવવો. |
| મિશ્ર વાક્યમાં એક વાક્ય ઉપર બીજું વાક્ય આધાર રાખે છે. | 'મણિલાલ કહે છે, કે હું કાલે ગામ ગયો હતો' આ વાક્યમાં 'મણિલાલ કહે છે' એનું પૃથક્કરણ કરીએ 'તો કહે છે' ક્રિયાપદના પુરક તરીકે અલ્પવિરામ પછીનું વાક્ય આવે છે. એટલે પહેલા વાક્યમાં અલ્પવિરામ પછીનું વાક્ય સમાઈ જાય છે. આમ સ્પષ્ટ રીતે સમજાવ્યા પછી 'મણિલાલ કહે છે' તેના ઉપર 'હું કાલે ગામ ગયો હતો' એ વાક્ય આધાર રાખે છે તે દૃઢાવવું. |
| મુખ્ય વાક્યની વ્યાખ્યા સમજાવવી. | કયા વાક્ય ઉપર કયું વાક્ય આધાર રાખે છે ? 'મણિલાલ કહે છે' તેના ઉપર તે પછીનું વાક્ય આધાર રાખે છે. એટલે આધાર આપનાર અથવા આગળ પડતું વાક્ય કયું છે ? "મણિલાલ કહે છે કે—" આવા વાક્યોમાં આધાર આપનાર અથવા આગળ પડતું વાક્ય 'મુખ્ય વાક્ય' અથવા 'પ્રધાન વાક્ય' કહેવાય છે આ પ્રમાણે વ્યાખ્યા શીખવવી. |

| | |
|---|---|
| ગૌણ પેટા વાક્યની વ્યાખ્યા સમજાવવી. | આધાર રાખનાર વાક્ય કયું છે ? 'હું કાલ ના . . . ગયો હતો' તે પછી આવાં વાક્યોમાં આધાર રાખનાર અથવા મુખ્ય વાક્યમાં સમાઈ જનાર વાક્યને ગૌણ વાક્ય કે પેટાવાક્ય કહે છે એ પ્રમાણે વ્યાખ્યા શીખવવી. |
| મુશ્કેલી–પહેલા વાક્યને મુખ્ય વાક્ય અને બીજાને પેટાવાક્ય કહી દે તે. | 'જો છોટાલાલ નહિ આવે, તો હું આવીશ.' આવું વાક્ય લેવું. તેમાં પહેલા વાક્યને મુખ્ય વાક્ય કહે અને બીજાને ગૌણ કહે, આવી મુશ્કેલી નડે તો મુખ્ય મુદ્દો શો છે તે કહાવવું 'હું આવીશ' એ મુખ્ય મુદ્દો છે. વળી 'જો છોટાલાલ નહિ આવે,' પણ એટલુંજ કહેવાથી કહેનારની મતલબ યથાર્થ સમજાતી નથી અને પછી બીજું કંઈક જાણવાની અપેક્ષા રહે છે, 'હું આવીશ' એટલું કહેવાથી તેવી અપેક્ષા રહેતી નથી. આ પ્રમાણે બરાબર સમજાવી આ વાક્યમાં પછીનો ભાગ 'હું આવીશ' એ મુખ્ય વાક્ય છે તે કહાવવું. આવી રીતે મુશ્કેલી ખસેડવી. બીજાં તેવાં વાક્યો લઈ દૃઢ કરાવવું. |
| મિશ્ર વાક્યની વ્યાખ્યા કહાવવી. | ઉપર થઈ ગએલી બાબતના જરૂર પડતા પ્રશ્નો પૂછી કહાવવું કે જે વાક્યમાં એક કરતાં વધારે ક્રિયાપદ હોય અને જેમાં મુખ્ય વાક્ય અને ગૌણ વાક્ય સમાયલાં હોય તેને 'મિશ્રવાક્ય' કહે છે. |

| | | |
|---|---|---|
| પુનરાવર્તન. | મિશ્ર વાક્યનું પૃથક્કરણ કરાવવું. | પ્રથમ મુખ્ય વાક્યનું પૃથક્કરણ કરાવવું તેમાં પુરકના આનામાં ગૌણ વાક્ય મુકાવવું. પછી પેટા વાક્યનું પૃથક્કરણ કરાવવું. |
| | જુદી જુદી જાતનાં વાક્યો લઈ મુખ્ય વાક્ય અને પેટા વાક્ય શોધાવી પૃથક્કરણ કરાવવું. | 'મગનલાલ કહે છે કે હું વાર્તા કહીશ.' અને 'જ્યારે તમે મને બોલાવશો, ત્યારે હું આવીશ' આ બે વાક્યો લઈ તેમાંથી મુખ્ય વાક્ય અને પેટા વાક્ય શોધાવી પૃથક્કરણ કરાવવું. |

## જાહેરખબરે.

( ઉ. વિ. ના મે એ. ઇ. સાહેબના હુકમ નં. ૯૨૫ એ તા. ૧૪-૪-૨૧ ઉપરથી. )

ઉ. વિ. ના મે. એ. ઇ. સાહેબે પ્રાથમિક અને માધ્યમિક શાળાઓ તથા ટ્રેનિંગ કોલેજો માટે મંજુર કરેલી ૧૯૨૧ના ૩૧ મી માર્ચ સુધીની ચોપડીઓની ત્રિમાસિક યાદી સર્વેની જાણ માટે પ્રસિદ્ધ કરવામાં આવે છે

| નંબર | પુસ્તકનું નામ. | જે ભાષામાં પ્રસિદ્ધ થઇ હોય તેનુંનામ | શા ઉપયોગ માટે ચોપડી મંજુર કરવામાં આવી છે તે. | કિંમત. | ટીકા |
|---|---|---|---|---|---|
| ૧ | ધી ઑનરરી સેક્રેટરિ. ગુજરાત વર્નાક્યૂલર સોસાયટિ, અમદાવાદ. "મહાભારતની નીતિ કથાઓ"પ્રથમ આવૃત્તિ | ગુજરાતી | પ્રાથમિક અને માધ્યમિક શાળાઓમાં લાયબ્રેરિના પુસ્તક તરીકે. | ૧—૦—૦ | |
| ૨ | મિ. ભાઇચંદ પુંજાદાસ શાહ, હેડમાસ્તર, તાલુકા સ્કૂલ ડભોડા. " પાલણપુર સંસ્થાનની સામાન્ય ભૂગોળ " બીજી આવૃત્તિ. | " | પ્રાથમિક શાળાઓમાં શિક્ષકોના ઉપયોગ માટે લાયબ્રેરિના પુસ્તક તરીકે. | ૦—૨—૧ | |
| | ધી-ઓરગેનાઇઝિંગ સેક્રેટરિ, સેનિટરિ એસો- | " | પ્રાથમિક અને માધ્યમિક શાળાઓમાં ઇનામ અને લાયબ્રેરિના પુસ્તક તરીકે. | ૦—૧—૧ | |

| | | | | |
|---|---|---|---|---|
| મિ ચાકુભાઈ ની. કાપડિઆ કલાર્ક, હજુર ઓફિસ. નડીઆદ. "ઘડિઆળ શિક્ષક" પ્રથમ આવૃત્તિ. | " | પ્રાથમિક અને માધ્યમિક શાળાઓમાં લાયબ્રેરિના પુસ્તક તરીકે. | ૧—૮—૦ | *દરેકની કિંમત બારઆના કરવાની શરતે. |
| મિ પ્રભુદાસ નથુભાઇ પારેખ, ઓડિટર, ચીફ એકાઉન્ટસ ઓફિસ. જુનાગઢ. "પગારની જંત્રી" | " | પ્રાથમિક શાળાઓમાં લાયબ્રેરિના પુસ્તક તરીકે. | ૦—૪—૦ | |
| મિ. નટવરલાલ કનૈયાલાલ વયાવ. જુનાગઢ. "ઇન્ફ્લુએન્ઝાના તાવ સંબંધી ઉપયોગી માહીતી, રચના તથા સામાન્ય ઔષધ." | " | પ્રાથમિક શાળાઓમાં લાયબ્રેરિ માટે. | ૦—૮—૦ | જો કિંમત ઘટાડીને ૦—૪—૦ કરે તો. |
| મિ. જી. એ. શેખ, આસિસ્ટંટ મેનેજર, છોટાણી સો મિલ્સ, સોપારી મુંબઇ. "સદ્ગુણી નસીબ" પ્રથમ આવૃત્તિ. | " | પ્રાથમિક અને માધ્યમિક શાળાઓમાં ઇનામ માટે. | ૧—૦—૦ | |

| | | | | |
|---|---|---|---|---|
| ૮ | ધી ઓરગેનાઇઝીંગ સેક્રેટરિ. એગ્રીકલચરલ, અમદાવાદ "મલેરીઆના મચ્છરો" બીજી આવૃત્તિ. | " | પ્રાથમિક અને માધ્યમિક શાળાઓમાં ઈનામ અને લાયબ્રેરિ માટે. | ૦—૧—૦ |
| ૯ | "કાયેરા-કોગળીયુ" બીજી આવૃત્તિ. | " | " | ૦—૧—૦ |
| ૧૦ | મિ. નગીનદાસ. એ. આડતીયા. હનુમાન બિલ્ડિંગ, હોમજી સ્ટ્રીટ, ફોર્ટ, મુંબઈ. "નીતિ શિક્ષણ" ચોથી આવૃત્તિ | " | " | ૦ ૧૨—૦ |
| ૧૧ | ધી ઓનરરિ સેક્રેટરિ, ગુજરાત વર્નાક્યુલર સોસાયટિ, અમદાવાદ. "માનસશાસ્ત્ર" પ્રથમ આવૃત્તિ. | " | પ્રાથમિક અને માધ્યમિક શાળાઓમાં લાયબ્રેરિ માટે | ૧—૦—૦ |
| ૧૨ | મિ પ્રભુદાસ નથુભાઈ પારેખ ઓડિટર, ચીફ એકાઉન્ટસ. ઓફિસ. જુનાગઢ. "રેડી રેકનર (હિસાબ તરત ગણવાનું સાધન.)" | " | " | ૧—૪—૦ |
| ૧૩ | ધી ઓનરરિ સેક્રેટરિ. ગુજરાત. વર્નાક્યુલર સોસાયટિ, અમદાવાદ, "સુભદ્રા હરણ" પ્રથમ આવૃત્તિ. | " | " | ૧—૦—૦ |

(સહી) જે. એસ. કાદરી.
એ. ઇ. ઉ. ભા.

## જાહેર ખબર.

## સરકારી યાદી.

### છોકરાઓ માટેની ગુજરાતી વાચનમાળા.

લડાઈને લીધે ઉત્પન્ન થએલી આર્થિક પરિસ્થિતિને લઈને મુંબઈ ઇલાકાની છોકરાઓ માટેની પ્રાથમિક શાળાઓ માટેની મેસર્સ મેકમિલન એન્ડ કંપનિએ પ્રસિદ્ધ કરેલી ગુજરાતી વાચનમાળા છાપવાનું ખર્ચ છેલ્લાં થોડાં વર્ષ થયાં બહુ વધારે વધ્યું છે. છાપવાની કિંમતનો વધારો માત્ર કાગળની કિંમત વધવાથીજ થયો છે એમ નથી, પરતુ છાપવાના અને પ્રસિદ્ધ કરવાના વેપારને અગે કામ કરતા દરેક વર્ગના માણસોને ભારે પગાર આપવો પડે છે તેને લીવે પણ ખર્ચ વધ્યું છે. સરકારને તેથી આ વચનમાળાની વેચાણ કિંમત વધારવાની મજુરી આપવાનો અથવા તો ખર્ચમાં પુરવણી રૂપે મદદ આપવાના બે માર્ગમાંથી એક માર્ગ સ્વીકારવાની સ્થિતિ આવી પડી છે. જોકે કેળવણીને લગતું પ્રાંતિક ખર્ચ ગઈ સાલ ૧૫ લાખ રૂ. હતું તે વધીને આ વર્ષે રૂ ૧૮૨ લાખનું થયું છે. બજેટની બધી મજુર રકમ અનિવર્ય તથા જરૂરી સ્વરૂપના ખર્ચ ખાતે પુરેપુરી ખર્ચવાની છે. બીજા ખર્ચની સગવડ થાય તેમ નથી. મુંબઈ સરકાર (ટ્રાન્સફર્ડ ખાતા) એ દીલગીરીથી નિર્ણય કર્યો છે કે છાપવાના ખર્ચને પહોંચી વળવા માટે વાચનમાળાની જુદી જુદી આવૃત્તિઓની વેચાણ કિમતમાં સહેજ વધારો કરવો. હાલના ખર્ચની કિંમત ગણી વાચનમાળાને વેચવાની× કિમત નીચેના

× ૧ લી જૂન ૧૯૨૧ થી.

૨. બધી વાચનમાળા હિંદુસ્તાનમાં છપાય છે કાગળ બાદ કરતાં છપવાનાના ખર્ચનો આધાર પુસ્તકો છાપનાર, વાળનાર, (બાંધનાર)

કોઠા મુજબ નક્કી કરી છે.

| | રૂ. આ. પા. | | રૂ આ. પા. |
|---|---|---|---|
| બાળપોથી | ૦-૧-૬ | ૪ થી ચોપડી | ૦-૯-૯ |
| ૧ લી ચોપડી | ૦-૪-૯ | ૫ મી ,, | ૦-૧૨-૦ |
| ૨ જી ,, | ૦-૫-૦ | ૬ ઠ્ઠી ,, | ૦-૧૪-૦ |
| ૩ જી ,, | ૦-૭-૦ | ૭ મી ,, | ૦-૧૪-૬ |

---

લઈ જનાર તથા લાવનાર અને છાપખાનાની ઓફિસના માણસોના પગાર ઉપર લગભગ પુરેપુરો હોય છે.

૩. બીજી કોઈ આડત મારફત સરકાર આ પુસ્તકો છપાવવા અને પ્રસિદ્ધ કરાવવા ધારે છે, તેથી આશા છે કે હાલ જે કિંમતે બજારમાં વેચાય છે તેના કરતાં ઓછી કિંમતે લોકો તે મેળવી શકે.

( ન. ૨૮૫૮-કેળવણી ખાતું, સેક્રેટરિએટ, જનિરે મુંબઈ. )

તા. ૩૧-૫-૨૧.

સ. એ. ઈ. સા. ના તા. ૨૧-૬-૨૧ ના પત્ર ન. ૪૧૦૫ ઉપરથી.

## ઇનામપત્રક.

### ખેડા વિભાગ.

સલુણ—તા. નડિઆદ. દવે નાનાલાલ વજેરામ રૂ. ૧૦૧ાન જમણ. રગીપૂરા—દેસાઇભાઇ મુળજીભાઇ રૂ. ૩૦) નિશાળ જમાડી. નાપાડ—દેસાઇ ભાઇનાલ સોમાભાઈ નડીઆદ રૂ. ૨૫) પિત્તળના પ્યાલા વહેંચ્યા. કુહાકુવા—તા. બોરસદ. છિનાભાઈ પ્રભુદાસ રૂ. ૧૬) પવાલાં. આસોદર જેઠાભાઇ ઝવેરભાઇ રૂ. ૫૭) નિશાળ જમાડી. મંગળભાઇ વહાલાભાઈ વીરેસલના રૂ. ૧૦) પવાલાં. ગામલોક રૂ ૧૦) મિઠાઈ પીપલાવ—તા બોરસદ પા. શામળભાઈ હરિભાઇ રૂ. ૨૫) પિત્તળના પ્યાલા તથા પતાસાં કન્યાશાળામાં ઇસણાવ—તા. બોરસદ પા. દેસાઇભાઈ દાજીભાઈ રૂ. ૩૫) નિશાળ જમાડી. આમોદ—તા. બોરસદ પા. આશાભાઇ મહીજીભાઈ રૂ. ૧૩) ઘડીઆળ તથા ગામલોકે રૂ. ૨૨) મંગલસ્થાનની કેટલીક વસ્તુએ. ખંભોલજ—તા. આણંદ પા. મથુરભાઈ કાશીભાઇ પા દેસાઈભાઇ જીભાઈ રૂ ૧૦૦) નિશાળ જમાડી. આશી—તા. બોરસદ લલ્લુભાઈ દલાભાઇ રૂ ૪૭) મિઠાઈ તથા પ્યાલા. ચામળા—તા. આણંદ પા પરભુદાસ નારણભાઇ રૂ. ૧૩૧) ખાંડના લાડુનું જમણ. નવાગામ—તા. માતર છોટાલાલ રૂ. ૨૩) નિશાળ જમાડી. આશી—તા. બોરસદ પા. ગોપાળજી જોરાભાઇ રૂ. ૪૫ મિઠાઇ, પ્યાલા પેન્સલ વગેરે. કઠલાલ—લલ્લુભાઇ નાથાભાઇ રૂ ૨૫) પ્યાલા તથા પતાસાં બોદાલ—માનરભાઇ ગિરધરદાસ રૂ. ૪૫ા ખાંડના લાડુ. શકરભાઇ પ્રાગલભ રૂ. ૪૦) જમણ. ગોવિંદભાઇ મથુરભાઇ રૂ. ૪૫ાા જમણ. કરમસદ—રણછોડદાસ જગજીવનદાસ રૂ. ૨૫૧) નિશાળ જમાડી. બોદાલ—તા. બોરસદ. પા. રહીભાઈ બાપુભાઈ રૂ. ૩૪) પતાસાં પત્રાળાં. વાસણાના દેસાઇભાઇ નરસિંહભાઇ સદેશરના રૂ. ૬ા પતાસાં પવાલાં. મહીજીભાઇ મકનભાઇ રૂ ૪૦) નિશાળ જમાડી. ખુશાલભાઇ ઝવેરભાઇ રૂ. ૪૫) નિશાળ જમાડી ડાહ્યાભાઈ રામદાસ દાભોલ રૂ. ૬ાા પતાસાં. પવાલાં, ઓઢણી. પીપળાવ—અંબાલાલ સોમાભાઇ રૂ. ૨૪) પિત્તળના પ્યાલા તથા મિઠાઇ. વાસણા—પા. શંકરભાઇ નરોતમદાસના ક્રિયા ખર્ચ વખતે રૂ. ૩૫) સ્કૂલ જમાડી. વલાસણ—પા. ઝવેરભાઇ કહાનદાસે વધા રૂ. ૩૦) પા. જાદુ-

ભાઈ નરોતમદાસે રૂ. ૨૫) સ્કૂલ જમાડી. આસ્તાપુર—આવસાર કુબેરદાસ પાનાચંદે રૂ. ૩૦) સ્કુલ જમાડી. ઓડ—પટેલ ડાહ્યાભાઇ રણછોડભાઇએ ઓડની બધી સ્કૂલો, ભરોડા, છીતપુરા, અને શીલીની સ્કૂલો જમાડી. ઓચાસણ—સુથાર પિતાંબર મૂળજીએ રૂ. ૭૦) સ્કૂલ તથા કન્યાશાળા જમાડી. દેગામ—પેટલાદના પગી છોટાલાલ મોતીલાલે રૂ. ૯૧) ધોતીઆં કબજા, ઓઢણીઓ તથા પતાસાં વહેંચ્યાં. નાપાડ—જડીગર શીવલાલગરે પોતાના પુત્રના મરણ નિમિતે રૂ. ૬૦) કન્યાશાળા જમાડી. ત્રણોલ—પા. રણછોડભાઇ મથુરભાઇ સ્કૂલ જમાડી. ખડોલ—પા. શંકરભાઈ ફુલાભાઈ તથા છગનભાઇ ફુલાભાઇએ રૂ. ૫૦) સ્કુલ જમાડી. ખેરોલ—રજપુત સામંતસંગ જેસંગજીએ રૂ. ૫૦) સ્કૂલ જમાડી.

## અમદાવાદ જીલ્લો.

નરોડા—પટેલ ભાઈલા કાળીદાસ. રૂ. ૯ ) પેંડા વહેંચ્યા. વીસલપુર—દસ્ક્રોઇ વાડીલાલ જમનાદાસ. રૂ. ૬૫) ટોપીઓ ઓઢણીઓ. રૂ. ના ઇનામ. વાલુકેડ—કારકુન નરસિંહભાઇ વીરચંદભાઇ રૂ. ૩૫) સ્કુલ તથા કન્યાશાળાને જમણ. રાયપુર—તા. દસ્ક્રોઇ શા. ડાહ્યાભાઇ રણછોડલાલ રૂ ૪૦) નિશાળ જમાડી. સોની ઇશ્વરભાઇ સાંકળચંદ રૂ. ૪૦) નિશાળ જમાડી. જાલીસણા—સાંકળદાસ પુરશોત્તમ રૂ. ૨) પતાસાં. માલદાસ ધનજી રૂ. ૧૩) સ્કૂલ જમાડી. ભોયણી—તા. વીરમગામ સોમચંદ ગીરધર રૂ. ૨૧ાના સ્કૂલ જમાડી. રમામલી—તા. દસ્ક્રોઇ આગેવાન ગૃહસ્થો રૂ. ૨૫) નિશાળ જમાડી. વટવા—પટેલ બાપુભાઇ મથુરભાઇ રૂ. ૧૨) નિશાળ જમાડી. અબનમીઆં સાહેબ રાજુમીઆ સાહેબ રૂ. ૧૦) મિઠાઇ શાહ બાપાલાલ શંભુલાલ રૂ. ૫) મિઠાઈ. મુળધરાઈ—સ્કૂલ કમિટિ રૂ ૧૫) સ્કૂલ જમાડી. ગામડી—તા. ધંધુકા મુળજીભાઇ નથુભાઈ રૂ. ૨૩) કપડાં; રૂ. ૩) પતાસાં. ખસ—તા. ધંધુકા ગામલોક રૂ. ૧૯) ઇનામતી. ચોપડીઓ. વલાદ—ઉ. દસ્ક્રોઈ દોલતરામ ધનેશ્વર રૂ. ૮૦) બન્ને સ્કુલો. જમાડી. નાથાલાલ બોર્ડતારામ. રૂ. ૭) પતાસાં. રૂ. ૧૫) મંગ્રહસ્થાનમાં, મીરોલી—દ. દસ્ક્રોઇ લવાર ફુલાભાઇ હીરાભાઈ રૂ. ૨૫) ચોપડીઓ તથા લુગડાં વહેંચવા.

---

---

## જાહેર ખબર.

મેસર્સ કરસનદાસ નારણદાસ ઍન્ડ સન્સ.

બુકસેલર્સ અને પબ્લીશર્સ સુરત.

તેમના તા. ૧૬-૪-૨૧ ના કાગળના જવાબમાં જણાવવામાં આવે છે કે મેસર્સ દિવાનજી અને દેસાઈ કૃત ભૂગોળ ભાગ ૨જા ની કિંમત ૦-૯-૦ ઠરાવવામાં આવે છે, વધારો કાયમલનો છે. અને ફક્ત આ આવૃત્તિ માટે છે.

પુના,
તા. ૬-૯-૨૧.
લાયબ્રેરી નં. ૪૭૫૨.

(સહી) એફ. ડબલ્યુ માર્સ,

ડી. પી. આઇ. વતી.

(મે. એ. ઈ. રા. ઉ. બા. ના તા. ૧૧-૯-૨૧ ના પત્ર નંબર ૫૮૨૩ ને આધારે.)

# જાહેરખબર.

નીચે લખેલાં પુસ્તકો મ. ઉ. ભા. એ. ઇ. સાહેબે પ્રાથમિક, માધ્યામિક અને ટ્રેનિંગ કોલેજને માટે મંજુર કર્યા છે. તા. ૩૦–૫–૧૯૨૧ સુધીના ત્રિમાસ માટેની યાદી સર્વની જાણ માટે પ્રસિધ્ધ કરવામાં આવે છે.

| નંબર. | પુસ્તકનું નામ. | જે ભાષામા છપાયું હોય તેનું નામ. | શા ઉપયોગ માટે મંજુર છે. | કિંમત |
|---|---|---|---|---|
| ૧ | ગુજરાત વર્નાક્યુલર સોસાયટિ, અમદાવાદ. "સુતાપડ અને બાળમંભાળ" ૧ લી આવૃતિ. | ગુજરાતી. | સ્ત્રીઓ માટેની પ્રાઇમરી ટ્રેનિંગ સંસ્થાઓમાં પુસ્તકાલયના ઉપયોગ માટે. | ૦–૩–૦ |
| ૨ | કેશવ હર્ષદ ધ્રુવ એસ્કવાયર, બી. એ. ખાડીઆ, અમદાવાદ. 'બાલણની કાદંબરી' ૧ લી આવૃતિ. | ગુજરાતી. | એ. વી. હાઇસ્કૂલો અને પ્રાયમરી ટ્રેનિંગ સંસ્થાઓમા પુસ્તકાલય માટે. | ૩–૦–૦ |
| ૩ | મેસર્સ મેકમિલન એન્ડ કો, મુંબઈ. ગુજરાતી ભાષાનું બૃહદ વ્યાકરણ ૧ લી આવૃતિ. | ગુજરાતી. | પ્રાથમિક તથા માધ્યમિક શાળાઓ અને પ્રાયમરી ટ્રેનિંગ સંસ્થાઓમા પુસ્તકાલય માટે; પ્રાયમરી ટ્રેનિંગ કોલેજ ફોર મેનમાં પાઠ્ય પુસ્તક તરીકે. | ૩–૮–૦ |
| ૪ | મિ. પોપટલાલ કેવળચંદ શાહ રાજકોટ "બાળ ઉછેર અને બાળકોનું આરોગ્ય" | ગુજરાતી. | પ્રાયમરી તથા ટ્રેનિંગ ઇન્સ્ટીટ્યુટસ ફોર વીમેનમા પુસ્તકાલય માટે. | ૦–૩–૦ |

નં. ૫૩૬૦ તા. ૬–૭–૨૧. } (સહી) જે. એસ. કાદરી.
એ. ઇ. ઉ. ભા.

વિનંતીઃ—શાળાપત્રનું ચાલુ વર્ષ અર્ધું પૂરું થઈ ચુક્યું છે જે સભાસદોએ ચાલુ વર્ષના તેમજ ગઈ સાલના લવાજમ ન ભર્યા હોય તેમણે તાકીદે મોકલાવી આપવા.

તંત્રી.

# નોટિસ.

પ્રે. રા. ટ્રે. કોલેજની ત્રણે વર્ષની વાર્ષિક પરીક્ષા તા. ૭-૧૧-૨૧ થી કાલેજના મકાનમા શરૂ થશે તેમજ ઉત્તર વિભાગની ટ્રેનિંગ સ્કૂલોની વાર્ષિક પરીક્ષા તેજ તારીખથી તે સ્કૂલોના મકાનોમા શરૂ થશે.

(સહી) કે. એ. ભાલા. પ્રિન્સિપલ.

## જાહેરખબર.

મુંબઇ સરકારનો તા ૨૨-૧-૨૧ નો હુકમ નંબર ૮૨૩ મી થી અને મ્હા સરકારના તા. ૧૧-૧૦-૨૦ ના હુકમ નંબર ૨૭૨ ઉપરથી નીચેનો સુધારો જાહેર કરવામા આવ્યો છે.

"લીફલેટ ઇન ઉર્દુ" નામની ચોપડી મુંબઇ સરકારે પોતાના તા. ૫-૮-૨૦ ના હુકમ નં. ૨૪૯ થી જપ્ત જાહેર કરી હતી તે ચોપડીના નામમા નીચેનો સુધારો માની લેવો

"લીફલેટ-ઇન-ઉર્દુ, તામીલ, ગુજરાતી અને બંગાળી તથા બીજી જે કોઈ ભાષામા છપાઈ હોય તો તે."

## જાહેરખબર

સરકારે નીમેલી "ફરજીયાત શિક્ષણ કમિટિ" સમક્ષ સાક્ષી આપવાની જે લોકોની ઇચ્છા હોય તેમણે તે કમિટિના સેક્રેટરિ ઉપર પોતાનું સંપૂર્ણ નામ, ઠેકાણું અને ધંધો જેમ બને તેમ જલદીથી મોકલી આપવા.

ઠેકાણું-પોસ્ટ બોક્સ ન. ૫૨.
પુણા, તા. ૧૩-૮-૨૧.

(સહી) P. Lory.
સેક્રેટરિ, ફરજીયાત શિક્ષણ કમિટિ.

## જાહેરખબર

મેસર્સ ગણપતરામ તુકારામ એન્ડ કો.

મેનેજીંગ પ્રોપ્રાયટર્સ તત્વવિવેચક પ્રેસ, પરેલ રોડ-મુંબઇ.

તેમને પ્રસિધ્ધ કરેલી "દરી હિસાબ ભાગ ૧ લો" નામની ચોપડીની કિંમત ૦-૧-૬ હતી તેને બદલે વધારી ૦-૨-૦ કરવાની મંજુરી આપવામા આવે છે. આ વધારો ફક્ત નવી આવૃત્તિ માટે છે

અમદાવાદ તા ૧૭-૫-૨૧
હુકમ નં. ૨૭૭૦

(સહી) જે. એમ. કાદરી.
એ. ઇ ડિ. ભાગ.

गुजरात शाळापत्र.

પુસ્તક ૬૦મું.　　　સપ્ટેમ્બર સને ૧૯૨૧　　　અંક ૯.

# શિક્ષણમાં " સમજુતી " ને સ્થાન.

સમજુતી એ શિક્ષણની એક યુક્તિ છે. વિષયનું શિક્ષણ સરળ અને સમજી શકાય તેવા સ્વરૂપમાં બાળકોને રજુ કરવા માટે તે ઉપયોગી સાધન છે દરેક વિષયને લગતી બાબતો, નિયમો, શબ્દો વગેરે યોગ્ય રીતે અને યોગ્ય તેમજ ખરા સ્વરૂપમાં સમજાવવાનો આધાર શિક્ષકની તૈયારી અને જ્ઞાન ઉપર હોય છે માટે જે શીખવવાનું છે તેનો સંપૂર્ણ ખ્યાલ શિક્ષકના મગજમાં હોવો જોઈએ સમજુતીની પદ્ધતિ વિષયની ઉદ્દેશાને યોજવી પડે છે. કેટલીક બાબતો થોડા સાદા શબ્દોથી સમજાવી શકાય છે. બીજી કેટલીક મુશ્કેલીઓ શિક્ષકને ધીમેથી તેમજ સાવધપણે દૂર કરવી પડે છે. મોટા સ્વરૂપની મુશ્કેલીઓ પ્રશ્ન પરંપરા યોજી દૂર કરી શકાય છે આમ વિષયનું સ્પષ્ટીકરણ કરવા અનેક રીત યોજવી પડે છે શિક્ષકો આ વિષયને અગત્યનો ન ગણે તો જરૂર કેટલાક દોષો ઉપસ્થિત થયા વિના નહિ રહે કયા નો વિષયનું નિરૂપણ બાળકોને જોઈએ તેથી વિશેષ થશે. વિષયમાં રસ ન પડે એવી બાબતો ભેળવી દેવાશે. પરોક્ષ રીતે કહીએ તો પોતાના જ્ઞાનનો આડં-બર થશે આથી બાળકો કદિ અદબ નહિ કરે માટે ગણિતનો નિયમ, ભુગોળની હકીકત, વાક્યની મતલબ તથા શબ્દાર્થ વગેરે બાબતો સમજાવવા બહુ સંભાળની જરૂર છે સમજુતી એ શબ્દનો રૂઢ પ્રયોગ વાચન પાઠને અંગે થાય છે તેથી તેને અંગે કેટલીક અગત્યની બાબત વિચારીશું પાઠ વચાવ્યા પછી સમજુતી પરત્વે પુરતું ધ્યાન શિક્ષકો આપતા નથી પાઠની હકીકત અને અઘરા કેટલાક શબ્દો જ્યાં સુધી વિદ્યાર્થીઓ નહિ સમજે ત્યાં સુધી ભાવપૂર્વક વાચનની આશા રાખવી વ્યર્થ છે સમજુતી પાછળ કેટલો સમય ગાળવો તેનો આધાર ધોરણ પરત્વે છે. વાચનપાઠ કે કવિતાનો પાઠ

સમજુતીનોજ પાઠ ન બને એ સૂત્ર હમેશા લક્ષમા રાખવુ. આમ અમુક નિયમો યોજવાનું કામ નિરર્થક તથા અસંભવિત છે. વિદ્યાર્થીઓની શક્તિ તથા પાઠની ઉપયોગિતા લક્ષમા રાખી કામ કરવુ. સમજુતી રસિક અને અસરકારક નીવડે માટે શિક્ષકે નીચેની બાબતો લક્ષમા રાખવી—

૧. સમજુતી મૂળ શબ્દ સાથે સંબંધવાળી જોઈએ.
૨. મૂળ શબ્દ કરતાં સમજુતીનો પ્રર્યાય અઘરો ન જોઈએ.
૩. સમજુતી જેમ બને તેમ ટુંકી, સાદી, સ્પષ્ટ અને જરૂરી શીખવવી.
૪. જ્યા જરૂર પડે ત્યા પાટીઆનો ઉપયોગ, ચિત્રો, તથા દર્ષ્ટાંતદ્વારા પણ શીખવવી.

બાળકોના મગજમા વિષયને લગતા સંસ્કારો સારા પડે તેથી દરેક વિષયને રસિક બનાવી સહેલી અને સમજી શકાય તેવી રીતે શીખવવો. શીખવવાના મુદ્દા જ્યા સુધી સ્પષ્ટ સ્વરૂપમા વિદ્યાર્થીઓ નહિ સમજ્યા હોય ત્યાં સુધી શિક્ષણ નિષ્ફળ છે એમજ માનવું. પ્રત્યક્ષજ્ઞાનનું એક સત્ર વિષયનું સ્પષ્ટીકરણ પણ છે.

---

## પુસ્તકો, રિપોર્ટો વગેરેનો સ્વીકાર.

### ૧. " આંકની ચોપડીની ભૂમિકા તથા પ્રસ્તાવના "

પ્રસિદ્ધકર્તા રા. તિલકચંદ તારાચંદ વધ. ઠે. ગીઆશેરીના ટેકરા. સુરત

આ નાના પુસ્તકમા ૧૩૫ આંક છે. પુસ્તક ૨૩ પાનાનુ છે તે ૧૩ પાના ભૂમિકા લખવામા અને બાકીના પ્રસ્તાવનામા રોક્યાં છે. ભૂમિ ની ભાષા અતિશય અઘરી યોજી છે. વિષયનું વિવેચન પણ સૃષ્ટિની ઉત્પ તુ સ્વરૂપ તથા નાદ, અને બાળકોના મગજની શક્તિઓ વગેરે બાબત કર્યું છે. મુખ્ય હેતુ આંકનો હોવાથી તેના સમર્થનમા આવું નિરર્થક સ્વ દર્શાવનારૂં વિવેચન જરૂરનુ નથી. પ્રસ્તાવના પણ કેટલીક અસંબદ્ધ તેમા રોકી છે. આંક પૂર્વે ગોખાતા હતા તે સર્વ જાણે છે. ઘણા રાખતા હતા તે પણ માનીએ છીએ, પણ માત્ર ગોખણપદ્ધતિ ઉપર ભાર મૂકે છે તે શિક્ષણના નવા નિયમો મુજબ તથા માનસશા દષ્ટિએ સ્વીકારી ન શકાય. પુસ્તક અમને બાળકોની દષ્ટિએ પ્ર નીવડે એમ લાગે છે.

## ૨. શ્રી દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવન.

### આઠમો વાર્ષિક વૃત્તાંત.

તા. ૧-૧-૧૯ થી ૩૧-૧૨-૨૦ સુધીનો પ્રસ્તુત રિપોર્ટ વાંચતાં જણાય છે કે વિદ્યાર્થીભવનના ઉદ્દેશ અને કાર્યક્રમ ઉત્તમ છે. વિદ્યાર્થીઓની તન્દુરસ્તી તથા અભ્યાસ પ્રત્યે સારી કાળજી રાખવામા આવે છે. " વિદ્યાર્થીના અભ્યાસ ઉપર ગૃહપતિની સીધી નજર રહે છે " એ વાક્ય બતાવી આપે છે કે શિષ્યો પ્રત્યે સમભાવ પણ છે. ગૃહનો મુખ્ય ઉદ્દેશ ચારિત્ર્ય ખીલવવાનો છે એ પણ સ્તુત્ય છે. ત્યા શારીરિક શિક્ષા કરવામાં આવતી નથી. માત્ર આડતરી રીતે લાભ થાય એમ તેમને બૂરોતું દર્શન કરાવે છે. પર્યટનનો વિષય પણ છે. સંગીતનો વિષય નવો દાખલ કર્યો છે. માબાપની સહાનુભૂતિ બરાબર નથી એ શોચનીય છે. વિદ્યાલયમા ૮ વર્ગો છે. કુલ પાચ વર્ગનો અભ્યાસ છે. વિષયશિક્ષણની પદ્ધતિથી ત્યાં શિક્ષણ અપાય છે. માતૃભાષાદ્વારાજ શિક્ષણ અપાય છે. ધર્મશિક્ષણ યોગ્યતાવાળા શિક્ષકોને અભાવે જોઈએ તેવું અપાતું નથી. પાઠ્ય પુસ્તકો સંસ્થાજ પ્રસિદ્ધ કરે છે. એક માસિક પણ છાપે છે. સંસ્થા રાષ્ટ્રીય શિક્ષણનીજ દૃષ્ટિ રાખી કામ કરે છે. આને અંગે "બાળમંદિર" પણ છે. એની શિક્ષણની રીત મોન્તેસોરી પદ્ધતિ મુખ્ય રાખી છે. અભ્યાસક્રમની યાદી જોતાં સ્વચ્છતા, વ્યવસ્થા, વિવેક, શરીરબળ ઇત્યાદિ ઘણી બાબતોને તેમાં સ્થાન આપેલું જણાય છે. આ યોજના સારી છે. બાળમન્દિર રિપોર્ટ વાંચતા ઉત્તમ કાર્ય કરી રહ્યું છે ,એમ જણાય છે. એક સુન્દર પુસ્તકાલય ભવને ઉભું કર્યું છે. કેટલાક ઉદાર દાનશીલ સદ્ગૃહસ્થોએ આર્થિક મદદ સારી કરી છે.

## [ ૩ ] 'શ્રી સૌરાષ્ટ્ર ઉદય' ત્રિમાસિક.

આ માસિક ત્રણ માસે છાપવાની યોજનાથી શરૂ કર્યું છે. શ્રી દસા સોરઠીઆ જ્ઞાતિની સેવા માટે પ્રગટ થાય છે. માસિકનો ઉદ્દેશ જ્ઞાતિહિતના પ્રશ્નો ચર્ચા જુના રીત રિવાજોને કાલની સાથે અનુકૂળ કેવી રીતે કરવા તે તેમજ સામાજીક અને આરોગ્યના વિષયો પણ ચર્ચવાનો છે. પહેલો અંક જોતાં માસિક ઉપયોગી લાગે છે. જ્ઞાતિ હિતના પ્રશ્નો છેડવાનું કામ સારા માસિકોજ કરી શકે છે.

## (૪) કાઠીઆવાડ હિંદુ અનાથ આશ્રમનો સંવત્ ૧૯૭૭ નો પ્રથમ ૭ માસિક રિપોર્ટ.

આ રિપોર્ટ અમને મળ્યો છે. પ્રસ્તાવના જોતા માલમ પડે છે કે આશ્ર-

ક મંડળ દેખરેખ રાખે છે. સવાર સાંજ બન્ને વખત ઈશ્વરપ્રાર્થના મા આવે છે.

(૫) સંવાદ સંગ્રહ—ભાગ ૧ લો. સયોજક અને પ્રકાશકો—રા. હરિલાલ ,લાલ ઠાકોર ( સાદરા ) તથા બાઈચંદ પુંજાદાસ શાહ. ડભોડા. આ તક અમને અવલોકન અર્થે મળ્યું છે. શાળાઓમા ઉજવાતા ઉત્સવો ા અન્ય પ્રસંગોના મેળાવડા સમયે બોલવાના સંવાદો જેમા એકત્રિત યા હોય એવા પુસ્તકોની ગુજરાતી ભાષામા ન્યૂનતા છે. તેવે સમયે પ્રકટ એલુ આ પુસ્તક ઉપયોગી ચરોજ. સંવાદો ગમે તેવા રચવા તેને બદલે ષ્ટ લેખકો તથા પ્રમાણ ભૂત સાહિત્ય ગ્રન્થોમાથી ચુંટી કાઢી તે સ્વીકા- વા એ પરિણામે બોધક તથા લાભકારકજ નીવડે છે. સંવાદોનો સંગ્રહ સારો છે. નીતિવિષયો, પુરાણની કથાઓ, હાસ્યરસની હકીકતો, ઐતિ- હાસિક બીનાઓને તેમજ અન્ય વિવિધ વિષયોને લગતા સંવાદો આમા આપ્યા છે. બાળકોને પુસ્તક બોધદાયક નીવડે તેવું છે. સાહિત્યના પ્રવેશમા પણ આ એક ઉપયોગી ભેટ છે. સંવાદો ગમે તે ક્રમમા છાપવાને બદલે વિષય- વાર એટલે કે તેમાથી નીકળતા સાર કે બોધ સાથે સંબંધ દર્શાવતા વિષ- યોના ક્રમથી—ગોઠવ્યા હોત તો પુસ્તક વિશેષ ઉપયોગી નીવડત

આંક અથવા કોઠા શીખવાની સહેલી રીત.

રચનાર મી० લખમીદાસ માણેકલાલ મહેતા, મુબઈ.

આ એક ૯ પાનાની નાની ચોપડી છે. તેમા આકની યોજના જુદીજ છે દુના ઘડીઆ પછી અર્ધાનો ઘડીઓ આપ્યો છે, કેમકે તે દુથી ઉલટા ક્રમનો છે. તેજ પ્રમાણે બીજા ઘડીઆ ગોઠવ્યા છે. છેલ્લે પાને "શિક્ષકને બે બોલ" લખ્યા છે. આકની નવી યોજનાના કારણો તેમા સ્પષ્ટ કર્યા છે. રીતનુ સ્વરૂપ શાસ્ત્રીય છે છતા વ્યવહારને ઉપયોગની દ્રષ્ટિએ અઘરૂં પડે એમ છે. ( શાળાપત્ર ઓફિસ )

## —નવા શિક્ષકને—

લખનાર—રા. ગોપાલ જગન્નાથ દવે—લુણાવાડા

બીજા ધધાઓ સાથે સરખાવતા શિક્ષકનો ધધો આર્થિક દ્રષ્ટિએ કદાચ ઓછો લાભપ્રદ મનાતો હશે, પરંતુ મનનું સમતોલપણું, સહિષ્ણુતા, તથા કર્તવ્યપરાયણતા વગેરે મનુષ્યત્વની જોઈતી સામગ્રી સાધવાની ઉત્તમ તક આપનારો તે ધધો છે એમ કહ્યા વગર ચાલે તેમ નથી. અન્ય ... ઉપગત મૂલ્યવાળે કરીને બાહ્ય વસ્તુઓ સાથે

વધુ સંબંધ રાખનારા છે, ત્યારે શિક્ષકનો વ્યવસાય ખાસ કરીને આંતર જગત સાથે વિશેષ સંબંધ રાખે છે, તેટલાજ માટે તે વધુ પવિત્ર હોવા ઉપરાંત જોખમદારી ભરેલો છે. રાજા રવિવર્મા તથા રા. રા. ધુરંધર જેવા પ્રસિદ્ધ ચિત્રકારોનું ચિત્ર-સૌન્દર્ય જોઈ આપણે ચકિત થઈએ છીએ; રાફેલ જેવા મહાન પ્રતિભાવાન શિલ્પીએ નિર્માણ કરેલાં ઇટલીનાં 'મિનરવા' વગેરેના દેવળો જોઈ તેની તારીફ કરીએ છીએ; રામ જેવા આદર્શ દૈવી પુરુષોનાં ચરિત્રથી આપણા હૃદય સંમાનની લાગણીઓથી ઉભરાઈ જાય છે, પરંતુ સૂક્ષ્મ-દૃષ્ટિથી જોનારને, ચિત્રકારનું કોરા કાગળ ઉપર ચિત્રની રૂપરેખા દોરવાનું કૌશલ્ય, શિલ્પીની અણઘડ પત્થર ઉપર ટાંકણાથી આકૃતિની રૂપ-રેખા બનાવવાની પ્રવીણતા, અને મહાત્મા વસિષ્ઠ અને વિશ્વામિત્ર જેવા ગુરુઓના અનુકરણીય ચારિત્ર્ય અને અનુભવનીજ પ્રસાદી અગ્રસ્થાને માલમ પડશે. બાળકોનાં કુમળાં કોરા કાગળ જેવા હૃદયો ઉપર સંસ્કૃતિની રૂપરેખા દોરવા માટે શિક્ષકને કેટલી તૈયારી, શ્રમ, પ્રેમ, ખંત અને ઉત્સાહની જરૂર છે તેનો ખ્યાલ રાખવાનો છે. ઓગણીસમા સૈકામાં થઈ ગયેલા મહકેસ્ટર નામના અંગ્રેજ શિક્ષણશાસ્ત્રીના શબ્દોમાં કહીએ તો " children are paid for the education of children " અર્થાત પોતાના ધંધાની શરૂઆતમાં તો શિક્ષક બાળક-વિદ્યાર્થી-સમાન છે. પોતાના વર્ગ રૂપી રાજ્યમાં બાળકો રૂપી પ્રજા ઉપર સત્તાનો દોર ચલાવી ઇતિકર્તવ્યતા માનવાની નથી, પરંતુ તેમના વ્યક્તિગત સ્વભાવથી વાકેફ થઈ માનસ-શાસ્ત્રનો સક્રિય અભ્યાસ તેણે કરવાનો છે. યુનિવર્સિટિની પદવી કે પ્રમાણ-પત્ર મેળવ્યા છતાં કોઈ પણ ધંધામાં પ્રવેશ કરતા પહેલા તે ધંધાની સંપૂર્ણ તાલીમની જરૂર પડે છે, અને પછી પસંદ કરેલા ધંધામાં તન્મય થઈ બધી શક્તિઓ કામે લગાડવાથી તેમાં સફળતા મળે છે. આ નિયમને આ ધંધો પણ અપવાદ રૂપ નથી, તેટલા માટે નવા શિક્ષકે પોતાના કર્તવ્ય-પ્રદેશમાં પ્રવાસ કરવા માટે કેટલીક તૈયારી રાખવાની જરૂર છે. ગમે તેટલી ઓછી તૈયારી, ઓછો પ્રયાસ અને ખંત હશે તોપણ આ ધંધામાં તો જેમ તેમ નભી શકાશે એવા વિચારને હૃદયમાં ક્ષણભર પણ સ્થાન આપવું યોગ્ય નથી.

યોગ્ય શિક્ષક થવા સારૂ શિક્ષણ બાબતની તૈયારી તથા અભિરુચિ રાખવી, અને તે લાવવા સારૂ નીચે જણાવ્યા મુજબ સાધનો કામના છેઃ—

(૧) અનુભવી શિક્ષણશાસ્ત્રીઓ તથા શિક્ષકોના વખતો વખત જાહેરમાં આવતા અભિપ્રાયોનું સતત વાચન.

( ૨ ) તેમની સાથે ચર્ચા કરવી તથા સલાહ લેવી

( ૩ ) અંગત અવલોકન કરવાની ટેવ.

( ૪ ) શિક્ષણ પ્રવૃત્તીમાં જોડાયવા શિક્ષક બંધુઓને સહાનુભૂતિ દેવી તથા લેવી.

( ૫ ) ધંધાની લાયકાત પ્રાપ્ત કરવા સારૂ સતત અભ્યાસી જીવન ગાળવું.

બાળકોને તદ્દન નવીન બાબતો શીખવવી ઘણી સહેલી છે, પરંતુ તેઓ ભૂલ ભરેલું શીખ્યા હોય તેને ફેરવવું એ ઘણુંજ મુશ્કેલ હોવાથી શિક્ષકે પોતે પ્રથમથી કુશળતા મેળવવી જોઈએ. પોતાનામાં ઉત્સાહ, સારાસાર વિવેકબુદ્ધિ, દક્ષતા, પોતાનામાં કે વિદ્યાર્થીઓમાં પોતાના માનસિક વલણને વળગી રહેવાની ટેવ હોય તે સમજી તેને જરૂર પડે ફેરવવાનો આગ્રહ, વગેરે ગુણોને શિક્ષકે ખીલવવા. આથી કરીને શિક્ષકે પોતાની જાતનો, વિદ્યાર્થીઓનો. ઉપરીઓનો, સહકારી શિક્ષકબંધુઓનો, વિદ્યાર્થીઓના માતા પિતાનો, ટુંકામાં દુનિયામાં ઘણી ખરી બાબતોનો અભ્યાસ કરવાનો હોય છે.

ઇંગ્લાંડના 'જેસ્યુઇટ' સંપ્રદાયના 'બાર્બિયર નામના એક શિક્ષણ શાસ્ત્રીએ નવા શિક્ષકને ઉદ્દેશીને કેટલીક કિંમતી સૂચનાઓ કરેલી છે, અને તે બહુ મનનીય છે. તે કહે છે કે આપણા હવાલામાં સોંપાયલા વિદ્યાર્થીઓ સાથેના પ્રથમ પરિચયના પહેલા અઠવાડીયામાં આપણું વર્તન તદ્દન ગૂઢ ભાવવાળું ( Reserved ) રાખવા યત્ન કરવો. આમાં ગમે તેટલા સખત રહીએ તેમાં અતિશયોક્તિનો અવકાશ નથી. આપણે દરેક વિદ્યાર્થીનું વ્યક્તિગત વર્તન, અને આખા વર્ગનું સામાન્ય વલણ તથા લાગણીઓનું બારીકાઈથી નિરીક્ષણ કરતા રહેવું; તેની સાથે એટલું પણ ભૂલવું જોઈતું નથી કે સાથે સાથે વર્ગના વિદ્યાર્થીઓ પણ આપણી સબળ અને નિર્બળ બંન્ને બાજુઓનું ધ્યાનપૂર્વક અવલોકન કરતાજ હોય છે. આપણી બોલવાની અને હુકમ આપવાની ઢબ, આપણો અવાજ તથા હાવભાવ ઉપરથી આપણા ચારિત્ર્યનો, આપણા ગોખનો, આપણી ખામીઓનો, તેઓ ખ્યાલ કરી લે છે. તેટલા માટે આપણે અભેદ્ય—તેઓ કળી શકે નહિ તેવા—બનવા પ્રયત્ન કરવો. પ્રથમ પરિસ્થિતિમાં આપણે ફતેહ પામીએ ત્યાં સુધી આ ગૂઢ ભાવને વળગી રહેવું. પાછળના વખતમાં તેમ કરવાની જરૂર રહેશે નહિ. બહુ દરદ થવા પ્રયત્ન ન કરવો, પરંતુ વિદ્યાર્થીઓએ પૂછેલા પ્રશ્નોના

લોક વિદ્યાર્થીઓમાં એવી દક્ષતા હોય છે કે આપણી સાથેની વાતચીતમાંથી આપણી અભિરુચિ શામાં છે, આપણા વિચારો કેવા છે, અને આપણું પૂર્વ વૃતાંત કેવું હતું તે બધું કળી જાય છે, માટે પ્રસંગ ઉપસ્થિત થતાં આપણા ગૂઢ ભાવશીલ વર્તનથી શરૂઆતના દિવસોમાં તો તેમને ગુંચવણમાં નાખવા, જેથી તેઓ એમ સમજે કે આપણા નવા શિક્ષકનું વલણ કેવું કેવું છે તે કળી શકાતું નથી. આ ઉપરથી એમ કદી પણ માનવું નહિ કે આખા વર્ષ સુધી આપણે આવા અતડાપણાને વળગી રહી વિદ્યાર્થીઓથી અપરિચિતજ રહેવું. આપણા મોભાને કંઈ પણ ધક્કો લગાડયા સિવાય વિદ્યાર્થીવર્ગ પ્રત્યે પ્રેમ, અને પિતા સમાન વાત્સલ્ય ભાવ રાખવાથી, તેમના કામ માટે સંતોષ તથા જોઈતા પ્રમાણમાં વખાણ કરવાથી, અને ગમત સાથે જ્ઞાન મળે તેવા પ્રસંગો ઉપસ્થિત કરાવી આપવાથી તેમની સાથેનો સારો અને વિશ્વાસપાત્ર સંબંધ આપણે ખરા દીલથી બાંધી શકીશું. આપણે આપણા વર્ગના વિદ્યાર્થીઓને સંતોષ ન આપી શકીએ, અને તેમને આવડે નહિ તેમાં તેઓને ઓછા દોષપાત્ર ગણી, આપણામાંજ કંઈ ખામી છે, એમ સમજી જીજ્ઞાસુ શિક્ષકે પોતાના કર્તવ્ય ક્ષેત્રમાં વિજય મળે તેવા પ્રયાસો કરવામાં મંડયા રહેવું.

---

## મોન્ટેસરી શિક્ષણપદ્ધતિના સ્તુત્ય વિચારો.

[ સ્કો. દેવશંકર જેઠાલાલ પંડયા બી. એ. પ્રે. રા. ટ્રે. કો. અમદાવાદ. ]

ડો૦ મેરિઆ મોન્ટેસરી બાઈ એ ઘણા વર્ષ સુધી બાળસ્વભાવનો અભ્યાસ કરી, કેવી રીતે શિક્ષણ આપવાથી બાળકની માનસિક શક્તિઓનો વિકાસ થાય છે તે શોધી કાઢ્યું છે. મોન્ટેસરી વિષે ગઈ સાલનાં શાળાપત્રમાં ઇસારો કરયો છે, તથા 'શિક્ષણશાસ્ત્ર'માં પણ તેની ટુંક જીવનરેખા આલેખાઈ છે, તે તરફ વાચકનું ધ્યાન ખેંચવાની જરૂર છે.

મોન્ટેસરીના સિદ્ધાંતોને અવલંબી મદ્રાસમાં રાષ્ટ્રીય કોલેજ ચાલે છે. જેના અધ્યાપક ( પ્રિન્સિપલ ) એરંડેલ સાહેબ છે. તેઓશ્રીએ બાળસ્વભાવનો અભ્યાસ એટલી બારીકાઈથી કર્યો છે કે તેઓ બાળકોની મનોવૃત્તિઓ સહેજમાં પારખી શકે છે. બાળકો સાથે તન્મય બની કામ કરવા-

( ૨ ) તેમની સાથે ચર્ચા કરવી તથા સલાહ લેવી.

( ૩ ) અંગત અવલોકન કરવાની ટેવ.

( ૪ ) શિક્ષણ પ્રણાલીમા જોડાયલા શિક્ષક બંધુઓને સહાનુભૂતિ વી તથા લેવી

( ૫ ) ધંધાની લાયકાત પ્રાપ્ત કરવા સારૂ સતત અભ્યાસી જીવન ગાળવું.

બાળકોને તદ્દન નવીન બાબતો શીખવવી ઘણી સહેલી છે, પરંતુ તેઓ ભૂલ ભરેલું શીખ્યા હોય તેને ફેરવવું એ ઘણુંજ મુશ્કેલ હોવાથી શિક્ષકે પોતે પ્રથમથી કુશળતા મેળવવી જોઈએ. પોતાનામા ઉત્સાહ, સારાનાર વિવેકબુદ્ધિ, દક્ષતા, પોતાનામા કે વિદ્યાર્થીઓમા પોતાના માનસિક લક્ષણને વળગી રહેવાની ટેવ હોય તે સમજી તેને જરૂર પડે ફેરવવાનો આગ્રહ, વગેરે ગુણોને શિક્ષકે ખીલવવા. આથી કરીને શિક્ષકે પોતાની જાતનો, વિદ્યાર્થીઓનો ઉપરીઓનો, સહકારી શિક્ષકબંધુઓનો, વિદ્યાર્થીઓના માતા પિતાનો, ટુકામા દુનિયામા ઘણી ખરી બાબતોનો અભ્યાસ કરવાનો હોય છે.

ઇગ્લાડના ' જેસ્યુઇટ ' સંપ્રદાયના ' બાર્બિયર નામના એક શિક્ષણશાસ્ત્રીએ નવા શિક્ષકને ઉદ્દેશીને કેટલીક કિંમતી સૂચનાઓ કરેલી છે, અને તે બહુ મનનીય છે. તે કહે છે કે આપણા હવાલામા સોપાયલા વિદ્યાર્થીઓ સાથેના પ્રથમ પરિચયના પહેલા અઠવાડીયામા આપણું વર્તન તદ્દન ગૂઢ ભાવવાળું ( Reserved ) રાખવા યત્ન કરવો. આખા ગમે તેટલા સખત રહીશું તેમા અતિશયોક્તિનો અવકાશ નથી. આપણે દરેક વિદ્યાર્થીનું વ્યક્તિગત વર્તન, અને આખા વર્ગનુ સામાન્ય વલણ તથા લાગણીઓનું બારીકાઈથી નિરીક્ષણ કરવા રહેવુ, તેની સાથે એટલું પણ ભૂલવું જોઈતું નથી કે સાથે સાથે વર્ગના વિદ્યાર્થીઓ પણ આપણી સમક્ષ અને નિર્ભય બન્ને બાજુઓનું ધ્યાનપૂર્વક અવલોકન કરતાજ હોય છે. આપણી બોલવાની અને હુકમ આપવાની ઢબ, આપણો અવાજ તથા હાવભાવ ઉપરથી આપણા ચારિત્ર્યનો, આપણા શોખનો, આપણી ખામીઓનો, તેઓ ખ્યાલ કરી લે છે. તેટલા માટે આપણે અભેદ્ય—તેઓ કળી શકે નહિ તેવા—મનના પ્રયત્ન કરવો. પ્રથમ પરિસ્થિતિમા આપણે ફતેહ પામીએ ત્યા સુધી આવા ગૂઢ ભાવને વળગી રહેવું. પાછીના વખતમા તેમ કરવાની જરૂર રહેશે નહિ. બહુ કડક થવા પ્રયત્ન ન કરવો, પરંતુ વિદ્યાર્થીઓએ પૂછેલા પ્રશ્નોના સભ્યતા અને આનાકાનીથી આપવા, અને જેમ બને તેમ થોડા શબ્દોમા કરવાની છૂટ ન લેવી. કેટ

લોક વિદ્યાર્થીઓમાં એવી દક્ષતા હોય છે કે આપણી સાથેની વાતચીતમાંથી આપણી અભિરુચિ શામાં છે, આપણા વિચારો કેવા છે, અને આપણુ પૂર્વ વૃતાંત કેવુ હતુ તે બધુ કળી જાય છે, માટે પ્રસંગ ઉપસ્થિત થતાં આપણા ગૂઢ ભાવશીલ વર્તનથી શરૂઆતના દિવસોમાં તો તેમને ગુંચવણમાં નાખવા, જેથી તેઓ એમ સમજે કે આપણા નવા શિક્ષકનુ વલણ કેવુ કેવું છે તે કળી શકાતું નથી આ ઉપરથી એમ કદી પણ માનવું નહિ કે આખા વર્ષ સુધી આપણે આવા અતડાપણાને વળગી રહી વિદ્યાર્થીઓથી અપરિચિતજ રહેવુ આપણા મોભાને કઈ પણ ધક્કો લગાડયા સિવાય વિદ્યાર્થીવર્ગ પ્રત્યે પ્રેમ, અને પિતા સમાન વાત્સલ્ય ભાવ રાખવાથી, તેમના કામ માટે સંતોષ તથા જોઈતા પ્રમાણમાં વખાણ કરવાથી, અને ગમત સાથે જ્ઞાન મળે તેવા પ્રસંગો ઉપસ્થિત કરાવી આપવાથી તેમની સાથેનો સારો અને વિશ્વાસપાત્ર સબંધ આપણે જરૂર દીવથી બાંધી શકીશું આપણે આપણા વર્ગના વિદ્યાર્થીઓને સંતોષ ન આપી શકીએ, અને તેમને આવડે નહિ તેમાં તેઓને ઓછા દોષ પાત્ર ગણી, આપણામાંજ કઈ ખામી છે, એમ સમજી જીજ્ઞાસુ શિક્ષકે પોતાના કર્તવ્ય ક્ષેત્રમાં વિજય મળે તેના પ્રયાસો કરવામાં મડયા રહેવુ

---

## મોન્ટેસરી શિક્ષણપદ્ધતિના સ્તુત્ય વિચારો.

[ રહો. દેવશંકર જેઠાલાલ પંડયા બી. એ. પ્રે ટ્રે. કો. અમદાવાદ. ]

ડો૦ મેરિઆ મોન્ટેસરી બાઈ એ ઘણા વર્ષ સુધી 'બાળસ્વભાવનો અભ્યાસ કરી, કેવી રીતે શિક્ષણ આપવાથી બાળમાંની માનસિક શક્તિઓનો વિકાસ થાય છે તે શોધી કાઢ્યું છે. મોન્ટેસરી વિષે ગઈ સાલના વાર્ગાપત્રમાં ઇસારો કરાયો છે, તથા 'શિક્ષણશાસ્ત્ર'માં પણ તેની ટૂંક જીવનરેખા આલેખાઈ છે, તે તરફ વાચકનુ ધ્યાન ખેચવાની જરૂર છે

મોન્ટેસરીના સિદ્ધાંતોને અવલબી મદ્રાસમાં રાષ્ટ્રીય કોલેજ ચાલે છે. જેના અધ્યાપક (પ્રિન્સિપલ) એરંડેલ સાહેબ છે તેઓશ્રીએ બાળસ્વભાવનો અભ્યાસ એટલી બારીકાઈથી કર્યો છે કે તેઓ બાળકોની મનોવૃત્તિઓ સહેજમાં પારખી શકે છે. બાળમ સાથે તન્મય બની કામ કરવા માંજ પોતાનુ કર્તવ્ય સમજે છે

તેઓ સાહેબ આ પદ્ધતિથી અપાતી કેળવણીના અભ્યુદયાર્થે - કેટલીક ઠેકાણે ફરી ભાષણો આપી તેમાં રહેલા તત્વો તથા રહસ્ય સમજાવે છે. અત્રે ( અમદાવાદમાં ) પોતાના બે શિષ્યો સાથે પધાર્યા હતા. તેમના તરફથી તા. ૧૫-૭-૨૧ ના રોજ 'શિક્ષણ સાહિત્ય'નું પ્રદર્શન ટ્રેનિંગ કોલેજના મકાનમાં ખુલ્લું મુકાયું હતું. એ સાહિત્યો વડે શીખવવાનો માર્ગ કેવી રીતે સરળ બનાવી શકાય છે, તથા બાળકના નિયોગેનો વિકાસ કેવી રીતે થઈ શકે છે, તેનો ખ્યાલ આપવા મિ૦ એમ૦ ટી૦ વ્યાસે—એરંડેલ સાહેબનાજ શિષ્યે—પ્રદર્શનની વસ્તુઓની સારી માહીતી આપી હતી; એટલુંજ નહિ પણ મેજીક લેન્ટર્ન—જાદુઇ ફાનસ—દ્વારા આકર્ષક ચિત્રો બતાવી આદર્શપૂર્ણ વિચારો રજુ કર્યા હતા. તેનો સાર શિક્ષક બંધુઓને ઉપયોગી થઈ પડે એમ જાણી આ ઉલ્લેખ કરવાની આવશ્યકતા ધારી છે.

મૉન્ટેસરી શાળામાં બે વર્ષથી પાંચ વર્ષ સુધીના ઘણા બાળકો હોય છે. બાળકો ખુશીમાં આવે તેવી રમત રમે, ગમે તેવા આકારો ગોઠવે, તેમાં શિક્ષક આડે આવતો નથી. એ શાળાઓમાં જ્ઞાતપત્રક તો છેજ નહિ! બાળકો એકનો એક વિષય કલાકોના કલાકો સુધી આનંદથી કર્યાજ કરે છે. બાળકોને શીખવનાર ઘણે ભાગે સ્ત્રી શિક્ષિકાઓજ હોય છે, કારણ કે સ્ત્રીઓમા બાળકની મનોવૃત્તિઓ સમજવાની અદ્ભુત શક્તિ હોય છે. સ્ત્રીશિક્ષિકાઓનેને ખાસ વિનંતી કે તમારે આદર્શભૂત અને બાળકોપર પ્રેમ ધરાવતા બનવું.

પ્રાચીન ગુરુકુળો વૃક્ષોની ઘટામાં, જંગલમાં, ઝુંપડામાં હજારો વિદ્યાર્થીઓને સમુદાયમાં રાખી, શિક્ષણ આપતા, એજ પદ્ધતિ હાલ મૉન્ટેસરી પસંદ કરે છે. મદ્રાસની રાષ્ટ્રીય કોલેજનું મકાન ચિત્રદ્વારા જોયું જોતાં પ્રાચીન કાળમાં ચાલતી સંસ્થાનો ચિતાર તાદૃશ થશે.

હવે આપણે મૉન્ટેસરી શાળાના અંદરના ભાગમાં પ્રવેશ કરીએ. આ શાળામાં વપરાતા સાહિત્ય સસ્તા છે, આપણા દેશમાં તથા કેટલાક આપણા ગામમાં પણ બનાવી શકાય તેવાં છે, તેમ હોઈ તેનો ઉપયોગ કરવા બાળકોની અનેક શક્તિઓ ખીલવી શકાય તેમ છે.

સૉકેટ્સ અનુમાન.

એક સરખી ઉંચાઈના નાનેથી મોટા ક્રમના વર્તુળ આકારના ન... તળીઆવાળા કટકા અને તેજ પ્રમાણમાં ખાના પાડેલ લાકડાનું ચોકઠું ...ની સામે મૂકવા. પ્રથમ તો બાળક ગમે તે કટકો ગમે તે ખાનામાં ... ગોઠવાઈ જતા બાળકના આનંદ...

રહેતો નથી। બે ત્રણ દિવસ પછી તો તે અનુમાનથીજ યોગ્ય સ્થાને કકડા ગોઠવી દેશે, આવી રીતે તેને ચોક્કસ અનુમાન કરવાની ટેવ પડે છે.

## ગણિતશિક્ષણ.

દસ ખાનાવાળું સૂપડા જેવું લાકડાનું ઘરૂં; જેમા ખાનાવાર નંબર લખેલા હોય તે તથા લાકડાની સળીઓ વિદ્યાર્થીઓ સમક્ષ મૂકવાં. બાળક એક સળી એકના ખાનામાજ, પાંચ પાચનામાંજ અને દસને દસના ખાનામાજ ગોઠવે છે. આવી રીતે વસ્તુ સાથે સંબંધ જોડી અંક સંખ્યાનું જ્ઞાન અપાય છે. મોન્ટેસરી શાળામાં કોઈ પણ સંખ્યા લખી બતાવવામાં આવે છે, પછી તે સંખ્યાને ઢાંકી દઈ બાળકો પાસે તે સંખ્યા સ્લેટમા લખાવે છે. બાળકો સ્મરણથી લખી શકે છે. ઝાઝા આંકડાની સંખ્યા હોય તો તેના વિભાગ પાડી વિદ્યાર્થીઓ યાદ રાખી શકે છે. આથી બાળકોને બરાબર અવલોકન કરી સંખ્યા યાદ રાખવાની ટેવ પડે છે.

## ભૂમિતિનું શિક્ષણઃ

વર્તુલ, ચોરસ, લંબચોરસ વગેરે જુદા જુદા આકારોના ખાનાવાળું ચોકઠું, તથા તેવાજ આકરનાં પત્તાં વિદ્યાર્થીઓ પાસે મૂકવા; વિદ્યાર્થીઓ દરેકને ગોઠવી દેશે. બાળક પોતાના કાર્યમા ફત્તેહમંદ થાય છે, તે વખતે તેના આનંદનો પાર રહેતો નથી. બાળકને મારામાં કંઈક છે એનું જાત વિષેનું ભાન થાય છે.આકૃતિઓના આકાર વિષેસચોટ જ્ઞાન અપાય છે. સરખીજ ઉંચાઈના પણ લંબાઈ, પહોળાઈના નાના મોટા ચોરસને એક ઉપર એક ગોઠવવા પ્રયત્ન કરે છે ઘણા પ્રયત્ને તે મિનારાનો આકાર બનાવે છે, વિદ્યાર્થી મિનારાનો આકાર બનાવે ત્યારપછીજ તેને આકારનું જ્ઞાન આપવું. લંબાઈ પહોળાઈ સરખી પણ ઉંચાઈ નાના મોટી હોય તેવા લંબચોરસ કકડાને એક પછી એક ક્રમવાર ગોઠવી બાળક પગથીઆનો આકાર બનાવે છે.

કોઈ કહેશે કે કિંડર્ગાર્ટન પદ્ધતિ પણ આવા આકારો બનાવતાં શીખવે છે, તો પછી કિંડર્ગાર્ટન અને મોન્ટેસરિ પદ્ધતિમા ફેર શો ? પહેલી પદ્ધતિમા શિક્ષક કૃતિ કરે તે પ્રમાણેજ સર્વને એક સરખા આકારો બનાવવા પડે છે, ત્યારે બીજી પદ્ધતિમા તેથી ઉલટુંજ છે.

## પ્રથમ સંખ્યા લેખનઃ

નરમ કાર્ડ્બોર્ડપર સેંડ પેપર ( કાચ કાગળ ) ના કાપી કાઢેલા અક્ષરો ચોડવા, તે અક્ષરોપર બાળકો પાસે આંગળી ફેરવાવવી, વારંવાર આંગળી

ફેરવ્યાથી તેનો મરોડ યાદ રહી જશે; સાદા પત્તાપર પણ તેજ અક્ષર પ્રમાણે બાળક આગળી ફેરવશે. પછી સ્લેટમા લખવાનું સરળ થઈ જશે. સ્લેટમાં લખતાં આવડયા પછીજ તે અક્ષરનું નામ આપવું. પ્રથમ લેખન પછીજ વાંચન જોઈએ.

વાર્તાઃ

શિક્ષકે એવી રસપૂર્વક વાર્તા કહેવી કે બધા શિષ્યો વાર્તામાંજ ધ્યાન આપે. મોન્ટેસરી શિક્ષક વાર્તા કહે છે, ત્યારે શિષ્યો એટલા બધા લીન થઈ જાય છે, કે તેમને બીજું કંઈ પણ ભાન રહેતું નથી.

સંગીતઃ

મોન્ટેસરિ શાળામાં જાત જાતના વાજીંત્રો રાખવામાં આવે છે, જેને જે પસંદ પડે તે વગાડતા શીખે. શિક્ષક ગાય ત્યારે શિષ્યો એકતાન થઈ ગગ બરાબર મગજમાં ઉતારી લે છે. કંટાળેલા મગજને સંગીતથી પ્રફુલ્લિત બનાવે છે.

રમતઃ

દેશી રમતો છોકરાઓના મંડળ રમે છે. શિક્ષક પણ તેમની સાથે રમતમા ભાગ લે છે. શિક્ષકને માથે દાન આવે ત્યારે છોકરાનો આનંદ ઉભરાઈ જાય છે. જરા પણ સંકોચ સિવાય છોકરા શિક્ષક પાસે દાવ માગે છે. શિક્ષક એવો આનંદી હોય છે કે દાવ આપી છોકરાને આનંદમસ્તરંગોળ કરી દે છે. રહસ્ય એ સમજવાનું છે કે છોકરા નાનપણથીજ પોતાના હક સમજતાં થઈ બીજાની પાસે તે હક માગવા હિંમતવાન બને છે.

સૃષ્ટિનિરીક્ષણઃ

બગીચામા લઈ જઈ જાતજાતનાં વૃક્ષોના તમામ અંગોનું અવલોકન કરાવવામાં આવે છે; બાળકોને પ્રાણીઓના સમુદાયમ. લઈ જઈ નિજ પ્રાણીઓનું અવલોકન કરાવવામા આવે છે.

શિષ્ય અને શિક્ષકનો સંબંધઃ

શિક્ષક શિષ્યને ચાહે તો શિષ્ય શિક્ષકને, ચાહેજ. મોન્ટેસૌરી શિક્ષકો ઇનામ કે શિક્ષાનો ઉપયોગ કોઈ દિવસ કરતાજ નથી. શિક્ષકો છોકરાની જૂઓ પણ વીણે!! શિક્ષક શાળામા આવે ત્યારે અથવા વાર્તા કહેતો હોય ત્યારે કે બીજા ગમે તે પ્રસંગે બાળકો શિક્ષકને-જેમ પોતાના છોકરા વળગે પડે તેમ વળગી પડે છે. જો શિક્ષક બેઠેલ હોય તો કોઈ પગ ઉપર તે કોઈ ખભા ઉપર, માથા ઉપર એમ જ્યાં જેને ઠીક પડે ત્યા આવી પડે છે શાબાશ છે, મોન્ટેસરી શિક્ષકોને! અભ્યાસમાથી કંટાળેલ બાળકને કલાસમા [illegible] બાની હરકત નહિ!

મોન્ટેસરી શિક્ષણ પદ્ધતિથી મોટામા મોટો ગુણ સ્વાશ્રયનો ખીલે છે. ભણવાના વિષયો પણ બાળક જાતેજ પ્રયાસ કરી શીખે, વળી પોતાને જમવાના વાસણો હાથે માજે, એક બીજાને સુઘડતાથી પીરસે, તથા આશ્રમ પણ જાતેજ સાફસુફ કરે. આથી દરેક કામ જાતે કરવાની અને કાળજીપૂર્વક કરવાની ટેવ પડે છે.

બાળ આરોગ્ય:

બાળકોની તદુરસ્તી માટે તો ખાસ ડૉક્ટરો રખાય છે. સારી તબીઅતવાળાં બાળકનેજ મોન્ટેસરી શાળામા દાખલ કરાય છે. રોગી બાળકને જુદા ખંડમા રાખી તેની સારવાર કરવામા આવે છે. આપણે પણ બાળકોની તંદુરસ્તી લક્ષમા રાખવીજ જોઈએ, દરેક પાસે સ્વચ્છતા રખાવવી જોઈએ. વાંકા વળી બેસવાથી કરોડ બગડે છે, શ્વાસોચ્છવાસ ઓછા લેવાય છે, તેથી આયુષ્ય ઓછુ થાય છે. શિક્ષકે ટગર બેસી શિષ્યોને ટટાર બેસાડવા. આરોગ્ય સાચવવાનો અત્યુત્તમ ઉપાય કસરત છે એ શિક્ષક ભુલવું જોઈએ નહિ. બાળકોને ખુલ્લા મેદાનમા લઈ જવા. શિક્ષકે જાતજાતની કૃતિઓ કરી બતાવવી. શિષ્યના મંડળમાથી જેને જે કૃતિ ફાવે તે કૃતિની કસરત કરવા દેવી બધાનુ બધારણ–શારીરિક બંધારણ–એક સરખુ ન હોવાથી દરેકને એક સરખી કસરત કરાવવી નુકશાનકર્તા છે.

બાળકના મનના વિચાર જાણવાથી શિક્ષણનો માર્ગ સરળ થઈ જાય છે. જો 'ગોવિંદ'ને કંઈ પણ શીખવવુ હોય તો પ્રથમ 'ગોવિંદ'ને ઓળખતા શીખવું જોઈએ' દરેક બાળકના મનના વિચાર જાણવાની એક યુક્તિ સારી છે. 'ધધો', 'ઉદ્યોગ', 'વેપાર', 'સત્ય' એવો કોઈ પણ શબ્દ બાળકના મગજપર પડતા દરેકના મનમાં જુદા જુદા વિચાર આવે છે. એ શબ્દ કહેતાંજ પ્રથમ દરેકના મનમા આવેલો વિચાર જાણવાથી શિક્ષક જાણી શકે છે કે અમુક વિદ્યાર્થી અમુક પ્રકારની કેળવણીનેજ લાયક છે. મોન્ટેસરી શાળામા આ પ્રમાણે દરેક બાળકના વિચારને જાણી લઈ તેને પુષ્ટિ મળે એ પ્રકારની કેળવણી અપાય છે.

મોન્ટેસરી શાળામા ને તે કોલેજોમા જાતજાતના હુન્નર ઉદ્યોગોની કેળવણી અપાય છે. તેથી ખેડુતનો છોકરો શિક્ષકનો ધધો નહિ લેતા પોતાનોજ ધધો વધારે ઉન્નત બનાવી શકાય એવી કેળવણી લે છે.

ઉપસંહાર

મોન્ટેસરીની શિક્ષણપદ્ધતિના કેટલાક સિદ્ધાતો, તે આપણે આપણા ટાઇમટેબલ અને મર્યાદિત અભ્યાસક્રમને અવલંબીને પણ અમલમાં મૂકી શકીએ. આ પદ્ધતિને અનુસરી લેખન, ગણિત, ભૂમિતિની સંજ્ઞા, વાર્તા,

રમત, સૃષ્ટિનિરીક્ષણ વગેરે વિષયોનું જ્ઞાન આપી શકાય તેમ છે. બાળક-નું આરોગ્ય તપાસવા ખાસ લક્ષ રાખવું. બાળકે દરેકની મનોવૃત્તિઓ જાણી લેવી જોઈએ. બાળકોને કયા વિષયોમાં વધારે મગજમારી થાય છે, તે વખત પત્રકથી કામ કરનાર શિક્ષકોને જાણવાની ખાસ જરૂર છે સંગીત ૪૦ ટકા, ડ્રોઇંગ ૬૦ ટકા, નિરીક્ષણ ૮૦ ટકા, ઇતિહાસ ૮૦ ટકા, ભૂગોળ ૮૦ ટકા, ભાષા ( પોતાની ) ૬૦ ટકા, પરભાષા ૧૫ ટકા, ગણિત ૧૦૦ ટકા, કસરત ૧૦૦ ટકા પણ સંગીત સાથે ૫૦ ટકા એ પ્રમાણમાં બાળ-કના મગજને પરિશ્રમ પડે છે થાકેલું મગજ સંગીતથી તાજું બને છે, માટે વચ્ચે સંગીત દાખલ કરવું માનસિક પરિશ્રમ જે વિષયમાં વધારે હોય તે વિષય ટાઇમટેબલમાં-સ્કૂલ ટાઇમના-પહેલાંજ કલાકમાં રાખવો જોઈએ.

આશા છે કે અન્ય શિક્ષક બંધુઓ મોન્ટેસરીના યોગ્ય સૂત્રો અમલ-માં મૂકી શિક્ષણનો વિષય રસિક બનાવી પોતાનો શિક્ષણ માર્ગ સરળ બનાવશે અસ્તુ

## પુનરાવર્ત દશાંશના ભાગાકાર*.

(રા. રા. રતનશી પુરુષોત્તમ અનડા. જનાના મિશન ટ્રે. કોલેજ અમદાવાદ.)

પુનરાવર્ત દશાંશના ભાગાકાર કરવા હોય તો તેને પ્રથમ વ્યાવહારિક અપૂર્ણાંકનું રૂપ આપવામાં આવે છે, ને પછી અપૂર્ણાંકની રીતે ભાગાકાર કરવામાં આવે છે, પરંતુ હમણાં મગજીના એક વિદ્વાન નામે નરેંદ્રનાથે પુનરાવર્ત દશાંશના ભાગાકાર કરવાની એક નવી રીત શોધી કાઢી છે, જે સરળ ને વ્યવહારમાં મૂકવા યોગ્ય લાગે છે એટલે તેને આ નીચે દર્શાવી છે.

નવી રીત —

પ્રથમ ભાજ્ય ને ભાજક બંનેમાં પુનરાવર્તના આંકડા સરખા કરવા. પછી બંનેના દશાંશ સ્થળ સરખા કરવા પછી બંનેમાંથી દશાંશ ચિન્હો કાઢી નાખવાં. પછી દશાંશ ચિન્હો કાઢી નાખવાથી બનતી સંખ્યાઓમાંથી પુનરાવર્ત ન હોય તેટલા આંકડાથી બનતી સંખ્યા બાદ કરી બાદ કરતાં જે બાકી રહે તેમનો ભાગાકાર કરવો અને દશાંશરૂપ આપવું.

ઉદાહરણ પહેલું. ૪.૨૬ --.૨૪

૪૨૬૬ - ૨૪ બંનેમાં સરખા પુનરાવર્ત.

૪.૨૬૬ --.૨૪૨ બંનેમાં સરખા દશાંશ સ્થળ

૪૨૬૬ - ૪૨ = ૪૨૨૪ } દશાંશ ચિન્હો કાઢી નાખ્યાથી બનતી સંખ્યાઓમાંથી પુનરાવર્ત ન હોય તે અંકથી થતી

૨૪૨ - ૨ = ૨૪૦ } સંખ્યા બાદ કરી

---

* [illegible]

```
૨૪૦ | ૪૨૨૪૦ | ૧૭૬
      ૨૪૦
      ----
      ૧૮૨૪
      ૧૬૮૦
      -----
       ૧૪૪૦
       ૧૪૪૦
       ----
       ૦૦૦૦
```

ઉદાહરણ બીજું. ૪·૪૫ ÷ ·૩

૪·૪૫ ÷ ·૩૩ બંનેમાં સરખા પુનરાવર્ત ને સરખાં દશાંશ સ્થળ.

૪૪૫ − ૪ = ૪૪૧.

૩૩ − ૦ = ૩૩

```
૩૩ | ૪૪૧·૦૦ | ૧૩·૩૬
     ૩૩
     ---
     ૧૧૧
      ૯૯
     ----
      ૧૨૦
       ૯૯
      ----
       ૨૧૦
       ૧૯૮
       ---
       ૦૧૨
```

ઉદાહરણ ત્રીજું. ૨·૪૫ ÷ ·૦૦૦૭૨

૨·૪૫ ÷ ·૦૦૦૭૨ સરખા પુનરાવર્ત.

૨·૪૫૪૫૪૫ ÷ ·૦૦૦૭૨ સરખાં દશાંશસ્થળ.

૨૪૫૪૫૪ − ૨૪૫૪ = ૨૪૩૦૦૦

```
૭૨ | ૨૪૩૦૦૦ | ૩૩૭૫.
     ૨૧૬
     ———
      ૨૭૦
      ૨૧૬
      ———
       ૫૪૦
       ૫૦૪
       ———
        ૩૬૦
        ૩૬૦
        ———
        ૦૦૦૦
```

ટીપ—ઉપરની રીતનું કારણ બહુ સ્પષ્ટ છે તેથી આ સ્થળે દર્શાવવું જરૂરનું લાગ્યું નથી.

---

## તાજ અને કુતુબ.

( રા. રા. સાકરલાલ અમૃતલાલ દવે. બી. એ. એસ. ટી. સી. ટી. આ. ડે. અમદાવાદ. )

### ( કેટલાક વિચાર. )

મારા વિદ્યાર્થીઓ સાથે આનંદપર્યટને જવાનો છએ વર્ષે વળી મને સુયોગ પ્રાપ્ત થયો. પર્યટન કરવામાં ઘણી ઘણી તિરમણાઓ પડે છે. શિક્ષક- ના મગજપર ઘણો બોજો રહે છે, શારીરિક તેમજ માનસિક થાક લાગે છે, છતાં હું કદીએ કામ કરવાની ના પાડું નહિ. કારણ કે અનેક અનેક રમણીય સ્થળો જોવાનું સદ્ભાગ્ય મળે છે તે મારાથી જતું કરી શકાય નહિ.

આ વખતના મારા પર્યટનમાંથી આ લેખ માટે બે સ્થળો મેં ખાસ પસંદ કર્યાં છે. તેમનું વર્ણન કરવું એ આ લેખનો હેતુ નથી, કેમકે વર્ણનો તો ઘણુએ થઈ ગયા છે. પરંતુ વિશ્વવિખ્યાત તાજમહેલ તથા કુતુબમિનાર જોતાં અને નિહાળતાં મારા મગજમાં કેવા કેવા વિચાર ઉપન્યા, તેનું [illegible] 'શાળાપત્ર'ના મારા વાચકો સમક્ષ ખડું કરવા ધારૂં છું.

રાજાને પરણેલી રાણીઓમાં સૌથી ભાગ્યશાળી કોણ એ પ્રશ્ન મને કોઈ પૂછે, તો હવે (અર્થાત તાજમહેલ નજરે જોયા પછી) હું તરતજ ઉત્તર દઉં કે મુમતાઝ મહાલ. દુનિયામાં રાણીઓ તો ઘણી થઈ ગઈ, અને થશે, રાજ્યારૂઢ રાણીઓ પણ થઈ ગઈ, અને થશે; પરંતુ રાજાનો હાથ ઝાલી તેની અનન્ય પ્રીતિ તથા ભક્તિ સંપાદન કરનાર અને તેને લીધે ચિરંજીવ થઈ જનાર તો એકજ—મુમતાઝમહાલ.

ઈ. સ. ૧૬૧૨ મા ૨૧ વરસની ભરજુવાનીએ ૨૨ વરસના તરુણ રાજકુમાર શાહજહાન સાથે સુંદરી નુરજહાનની ભત્રીજી મનોહર મુમતાઝ-મહાલનું પ્રેમલગ્ન થયું હતું. ૧૯ વરસ સુધી પરિણીત જીવન ગાળી ઈ. સ. ૧૬૩૧ મા ચૌદમી સુવાવડમા મુમતાઝમહાલ મરણ પામી. ૧૬૪૮–૪૯ મા તાજમહેલનું બાંધકામ સંપૂર્ણ થયું. છતાં પ્રેમની દિવ્ય મૂર્તિરૂપ તે કબર આજે જ પૂરી થઈ હોય એટલી તાજી અને સ્વચ્છ લાગે છે! રાત્રીએ પૂર્ણ ચન્દ્રના પ્રકાશમા તો અતિ મનોહર લાગે એમા નવાઈ નહિ.

, શાહજહાન પોતાની દિવ્ય પત્નીથી કદાપિ પોતાનો વિયોગ થવા દેતો નહિ. રણસંગ્રામમા પણ સકુટુંબ જતો, અને તેથીજ દક્ષિણમા લડીને પાછા વળતાં દાહોદમા ઔરંગઝેબનો જન્મ થયેલો (તા૦ ૧૪–૧૦–૧૬૧૮). આ દિવ્ય સ્નેહનું પરિણામ તે તાજમહેલ.

તાજમહેલ નીરખતા મને એક વિચાર એ આવ્યો કે જે સુન્દરીનું નામ જગતમાં તાજમહેલે કરી મશહૂર અને અમર થયું, તે બિચારીએ તો આ સુન્દર રોજો ન દીઠો; વળી બીજો દીલગીરીભર્યો વિચાર એ આવ્યો કે જે પત્નીભક્ત પતિએ પત્નીને અમર કરી, તેના નસીબમા તો દૂર આગ્રાના કિલ્લામા બેઠાં બેઠાં તાજમહેલના દર્શન કરી સંતોષ માનવાનો રહ્યો હતો. તાજ સંપૂર્ણ થયા બાદ થોડા વખતમા શાહજહાનને તેના પુત્રે કિલ્લામા કેદ રાખ્યો હતો પરંતુ સૌથી વધારે શોકપૂર્ણ વિચાર તો એ હતો કે સમાન-બુરજમાથી તાજ પ્રત્યે દૃષ્ટિ કરતાં કરતા પતિએ પ્રાણ છોડયો! પુત્રી જહાનઆરા સેવા કરે છે, વૃદ્ધ શાહજહાન દૂર તાજ પ્રત્યે જુએ છે, ને પત્નીને મળવા સ્વર્ગે સીધાવે છે, એવું "મોડર્ન રિવ્યુ"મા પ્રસિદ્ધ થએલું સુન્દર ચિત્ર મને ત્યા યાદ આવ્યું.

મેં તાજમહેલ નજરે જોયો તે પહેલા તેના અનેક ચિત્રો, ફોટોગ્રાફો, તેમજ સ્ટિરિઓગ્રાફ પણ જોયા હતા; છતા જ્યારે નજરે જોયો ત્યારે મને એમ થયું કે તે તે ચિત્રો વગેરે બિલકુલ કામના નથી. હું ચિત્રોથી ઉતરાયેલો હતો. નજરે જોવાથી, અને, આગ માગવા પ્રમાણે, નજરે જોવાથીજ, તાજની

રી પૂરી જાણી શકાય છે. કોઈ પણ ચિત્ર સંપૂર્ણ સૌન્દર્ય તેમજ રચના બતાવી શકતું નથી. તાજના ચિત્રમાં વચમાં જે નાનું કાણું દેખાય છે, તે તાજમાં પેસવાનું ૭ ફૂટ ઊંચું બારણું છે!

વળી ત્યાં ને ત્યાં પણ આપણી નજરને ભ્રમ થાય એવું છે. વચલા ફુવારા આગળ જઈએ છીએ ત્યારે તાજની મુખ્ય ઇમારતનો જે ખ્યાલ આવે છે, તે પગથિયાં ચઢી ઉપર ગયા પછી બિલકુલ ફેરવાઈ જાય છે. તાજની વિશાળ ઇમારત બહારથી છેક નાની દેખાય છે.

ચારે મિનારા સરખા છે, દરેક ૧૩૩ ફૂટ ઊંચા છે. જમના નદી તરફના એક મિનારાપર હું ચઢ્યો, ત્યારે અનેરો આનંદ થયો. દૂર આગ્રા શહેર એક બાજુએ કિલ્લો, નીચે શ્યામ નદી, પાસે તાજનો વિશાળ ઘુમટ, પવનની મીઠી લહેર—એ બધું દર્શનીય હતું.

તાજના ઘુમટપર સોનાનું શિખર હતું એમ ત્યાંના મુજાવરે કહ્યું, ત્યારે તે બિચારો વૃદ્ધ ડોસો ગળગળો થઈ ગયો. 'અભી તો પિત્તળકા રહા હૈ' એમ સાંભળતાં મારા હૃદયમાં પણ આઘાત થયો. એ શિખરપર બીજનો ચન્દ્ર (ચાંદ) બિરાજે છે, અને આખા શિખરની પ્રતિકૃતિ નીચે, પથ્થરપર કોરેલી દેખાય છે.

રોજામાં જાળીનું કોતરકામ ખરેખર આનંદજનક છે અને તે વર્ણનની ઉચ્ચ કળાનું ભાન કરાવે છે. જુદી જુદી આકૃતિઓ એક અખંડ આરસમાંથી મનોહર રીતે કોતરી કાઢેલી છે.

ઉપર, સુપ્રસિદ્ધ મુસાફર અને કવિ સર એડવિન આર્નોલ્ડના શબ્દમાં તાજની કદર કરીએ—'તાજ સર્વથા અવર્ણનીય છે તે જોતાં ચિત્તમાં અનેક ભાવ સામટા સ્ફુરે છે, આનંદ, આશ્ચર્ય, માન, પ્રેમ એવી વિવિધ લાગણીઓ એકી થઈ જાય છે મનુષ્યનું હૃદય દિવ્ય પ્રેમ અનુભવે છે તેની ભાવ સાખ તાજ પૂરે છે. પોતાની પ્રિયતમાને એક દિવસ પણ વધારે જીવાડી ન શકનાર પતિ—પ્રેમમુગ્ધ પતિ—તાજરૂપે તેને અમર કરી ગયો છે.'

'કુતુબમિનાર જોતાં વાત પ્રથમ વિચાર તો એ સ્ફુર્યો કે આ કૃતિ હિન્દુ રાજની કોઈ પણ નહિ. મિનારનું સ્વરૂપ, તેની રચના, તેના ઉપરની ઝુમખ ઝુમખ કારીગીરી મુસલમાની કળાની સાક્ષી દે છે. આપણા લોકો ઘણી વાર મિથ્યા સ્વરાષ્ટ્રાભિમાનથી દોરાઈ સત્યનો અનાદર કરે છે. પૃથ્વી રાજે પોતાની પુત્રીને સારૂ આ મિનાર બંધાવ્યો એમ વાચનમાળાની છ... ...ના બીજા ભાગમાં પણ લખ્યું છે. મારો અભિપ્રાય તો એવો છે કે ... ... આ મિનાર બંધાવ્યો ...

એમ કહી શકેજ નહિ. પહેલો માળ કુતુબુદ્દીને બંધાવ્યો ને બીજા પાંચ અલતમશે બંધાવ્યા એવા અરબી લેખો પણ ત્યાં છે.

પહેલો માળ ઘણો ઊંચો છે. આખા મિનારના ૩૭૯ પગથીયામાંથી ૧૫૫ પહેલા માળના છે. ચડતાં ઘણો શ્રમ પડે છે. પહેલા માળના સત્તાસો પગથીયા એકી સપાટે ચડતાં મારૂં હૃદય બંધ પડી જશે એમ મને બીક લાગી તેથી ત્યાંજ થોડો વખત ઊભા રહી પછી આગળ ચડવાનું શરૂ કર્યું. છેક છેલ્લો માળ વીજળી પડવાથી ખંડિત થતાં તેને નીચે ઉતારી એક ખૂણામાં મૂકવામાં આવ્યો છે.

મિનારની ઉંચાઈ ૨૩૮ ફુટ છે. ટોચપરથી આસપાસનો દેખાવ રમણીય લાગે છે.

મિનારની પાસે એક લોહસ્તંભ છે. તે ઉપરનો સંસ્કૃત લેખ મેં ઉતારી લીધો. તે સ્તંભ ચન્દ્ર* નામના કોઈ રાજાએ ઉભો કર્યાનું તે લેખમાં લખ્યું છે. મારી અટકળ પ્રમાણે તે રાજા "વિક્રમાદિત્ય" જેનું બિરુદ હતું તે ચન્દ્રગુપ્ત બીજો હશે. વિદ્વદ્વર્ય કેશવલાલ ધ્રુવનું માનવું છે કે તે સ્તંભ પ્રથમ ગયાજી* કે પ્રયાગમાં હતો ત્યાંથી કુતુબશાહે ઉપાડી મંગાવી તેને અહીં દટાવ્યો છે. છઠ્ઠી ચોપડીના બીજા પાઠમાં 'રાજા દેવે' એ સ્તંભ ઉભો કર્યાનું લખ્યું છે તે તો ચોક્કસ ભૂલજ છે. વાચનમાળામાં આવી મહત્વની ભૂલો થાય એ દીલગીરીની વાત છે.

## શહેર તથા ગામડાનું આરોગ્ય અને શિક્ષક તેમાં શું કરી શકે ?*



( લેખક—રૂકા કરીમભાઈ ભાઈજીભાઈ બારૈઆ. બી. ૧ પ્રે. ગ. ટ્રે. કોલેજ )

### ૧ શહેર તથા ગામડામાં રોગનું પ્રમાણ અને તેનો પ્રસાર.

પ્રાચીન કાળમાં જે રોગનાં નામ આપણા પૂર્વજોએ સાંભળ્યા પણ નહોતા, તેવા રોગોના ભોગ આપણે અનુભવ કરીએ છીએ. આવા રોગનો

* લેખની છેલ્લી ત્રણ પંક્તિઓ —

ते चन्द्राह्वयेन समग्रचन्द्रसदृशीं वक्त्रश्रियं बिभ्रता तेनायं प्रणिधाय भूमिपतिना भावेन विष्णौ मतिं प्रांशु विष्णुपदे गिरौ भगवतो विष्णोर्ध्वजः स्थापितः ॥

*અમદાવાદ સેનિટરિ એસોસિએશને લખાવેલો ઇનામી નિબંધ. તંત્રી.

હિંદમાં કેવી રીતે ફેલાવો થયો, તે જાણવાની જરૂર છે. એટલું તો નક્કી જ કે તે રોગ ચેપી છે, તેથી તે એક ગેક સ્થળેથી બીજે સ્થળે જઈ શકે. જેમ જેમ સુધારાનો આપણે સ્વીકાર કર્યો છે, તેમ તેમ આપણે નવા રોગોને સુખે મોઢે આવકાર આપ્યો છે. અલબત્ત આપણે સુધારાને સ્થાન આપવું જોઈએ, પરંતુ ઘટે ત્યાં વિવેકબુદ્ધિ વાપરીને સાવચેતી પણ રાખવી જોઈએ.

મુંબઈ શહેર સુધારાનું, ઉદ્યોગનું અને વ્યાપાર તથા અન્ય સંબંધોનું મુખ્ય મથક છે. તેનો ઘણો સંબંધ યુરોપ સાથે પણ છે. યુરોપના સુધારા સાથે આગબોટ દ્વારા ત્યાંના રોગ પણ મુંબઈ આવ્યા. મુંબઈએ અનુભવ પણ કર્યો. તે ઉપરાંત હિંદના મોટાં મોટાં શહેરોનો તેની સાથે સંબંધ હોવાથી તેમને પણ તેનો અનુભવ કરાવ્યો. રેલ્વેના ફાયદા સાથે તેના ફાયદાનો અભાવ "રોગનો પ્રસાર" પણ ગણી શકાય!

શહેરો સાથે ગામડાંનો સંબંધ હોવાથી રોગનો પ્રસાર ત્યાં પણ થયો, પરંતુ કમનસીબે રોગ ફેલાવનારાં કારણો ઓછાં હોવા છતાં શહેર તથા ગામડાંમાં તેનું પ્રમાણ ઓછું નથી. રોગ ઉત્પન્ન થવાનાં કારણો જાણવાથી આપણે તેનો અટકાવ કરવાને શક્તિમાન થઈ શકીએ. **હિંદમાં શરૂ થએલા રોગોના ઉપચાર કરવા કરતાં તે શરૂ થવા ન પામે એવા ઉપચાર કરવામાં જ ડહાપણ છે.**

**૨. આરોગ્યની જરૂર અને તે સાચવવાના ઉપાય.**

જે કોઈ વહાલી વસ્તુની કિંમત તેની હયાતી પછી જ જણાય છે, તે આરોગ્યની કિંમત તેની ગેરહાજરીમાં જ જણાય છે. આરોગ્યને માટે ડાહ્યા માણસોએ ઘણો પણ યોજેલા છે, અંગ્રેજો પણ "તંદુરસ્તી દોલત છે," એમ માને છે, અને તે માન્યતા નવાંશે સાચી છે એ નિઃસંશય.

મનુષ્યનું જીવન આશામય છે તે સિદ્ધ કરવાને ઘણું જ ઉત્કટ છે હોવા છતાં પણ શારીરિક અને માનસિક આરોગ્યને અભાવે તેમાં તે કાં મંદ થવા પામે નહિ એ દેખીતું છે. શરીર અને મનને ગાઢ સંબંધ તેથી શરીરનું આરોગ્ય સારૂં હોય, તો મનનું પણ સારૂં જ હોય છે. તંદુરસ્ત રહેવાને મુખ્ય ત્રણ બાબતોની જરૂર છે. તે તેના પ્રમાણ સાથે આપી છે.

શહેર તથા ગામડાનું આરોગ્ય અને શિક્ષક તેમા શુ કરી શકે ? ૨૯૫

૧. હવા દરરોજ ૩૦ રતલ. ) આ વસ્તુપર દુર્લક્ષ્ય ન રાખવું જોઈએ, જોકે તંદુરસ્ત રહેવાને આ કરતા બીજી ઘણી બાબતો જરૂરની
૨. પાણી „ ૫ „
૩. ખોરાક „ ૨॥ „

છે. તે ટુંકમા નીચે પ્રમાણે:—(૧) નિયમિત કસરત, (૨) નિયમિત આચાર વિચાર, (૩) બાળલગ્નનો અભાવ, (૪) માદક પદાર્થો તરફ ત્યાગવૃત્તિ, (૫) આનંદદાયક અને શક્તિદાયક વિચારોની મનમા સ્ફુરણા. (૬) કપડાં અને શરીરની સ્વચ્છતા. (૭) દૈનિક ધંધો, (૮) સંસર્ગ અને (૯) ઘર, મહોલ્લો અને ગામ કે શહેરની સ્વચ્છતા.

ઉપરના કારણો સ્પષ્ટજ છે. આરોગ્ય સાચવવાની કે મેળવવાની ઇચ્છા રાખનાર માણસે એ બાબતો હૃદયમા રાખી અમલ કરવા ઇચ્છવું જોઇએ.

### ૩. રોગનું ઉત્પત્તિ સ્થાન.

ગંદકી એ રોગની માતા છે, અર્થાત ગંદકીને લીધે રોગ ઉદ્ભવે છે. સાધારણ અસ્વચ્છતાને પણ ગંદકીમાંજ ગણીએ તો ગંદકી ઘણી ગીને થાય છે. ગંદકીને લીધે મચ્છર, ઘરની માખી, ચાચડ ઉંદર અને બીજા રોગોત્પાદક જંતુઓ ઉત્પન્ન થાય છે અને તેમને લીધે ક્ષય, ઇન્ફ્લુએન્ઝા, પ્લેગ, કોલેરા, ગઢીઓ તાવ અને એવાજ બીજા રોગો ઉત્પન્ન થાય છે. જ્યા ગંદકીનું પ્રમાણ વિશેષ ત્યા રોગનું પ્રમાણ પણ વિશેષ હોય છે. જેમ એક ઘરમા આગ લાગવાથી તે પોળ કે શહેરને હાનિ પહોચે છે, તેમ એક ઘરની અસ્વચ્છતાથી ઉત્પન્ન થએલો રોગ આગ કરતાં પણ કેવારે બધાથી આખા શહેરને હાનિકર્તા થઈ પડે છે.

### ૪. શહેર અને ગામડામાં જણાતી અસ્વચ્છતા.

બાજરૂ:—સ્વચ્છ રહેતા નથી, તેમ સ્વચ્છ કરાતા પણ નથી. જ્યારે મળ બહાર લઈ જવામા આવે છે, ત્યારે ગાડીનાં ઢાંકણાં બરાબર ન હોવાને લીધે સરીઆમ રસ્તાપર વેરાતો જઈ તેને નાખવાને ઠેકાણે પુરો પહોચતો નથી. પાણીની અસ્વચ્છતા—પાણીનો નિકાલ ગટરો મારફતે થાય છે, એ ગટરો અસ્વચ્છ રહેવાથી "ગટરનો ઉંદર" તેમા નિવાસ કરે છે, અને તેમા મળી આવતી ચીજોથી પોષણ ચલાવે છે.

સીનેમા અને નાટક:—રાત્રીના વખતમા ગીર્દીમાં જવાથી પુરતી અને સ્વચ્છ હવા મળી શકતી નથી; રોગના ખબખમ. તો મળી તેનો ફેલાવો પણ થાય છે, માટે તેમા જતી વખતે ઘણી સંભાળ લેવી રાખવાની જરૂર છે.

મિલો:—મજુરોની સ્થિતિ ઘણી ખરાબ હોય છે, સખત મહેનત, માદક પદાર્થોનું સેવન અને રૂની ઉડતી ઝીણી રજોટી તેમનું આરોગ્ય બગાડવામાં ઘણીજ મદદકર્તા છે.

રંગારા અને કસાઈ:—આ લોકોનો ધંધો હવા અસ્વચ્છ કરવામાં મદદ કરનાર હોવાથી રોગ ફેલાવવામા પણ સહાયભૂત ગણાય.

દૂધ:—શહેરોમાનું દૂધ તદ્દન સત્વ વગરનું હોય છે, તેથી તે ગુણકારી થઈ પડતું નથી. સારૂં દૂધ એ સંપૂર્ણ ખોરાક છે, કારણ કે તેમા ખોરાકનાં તમામ તત્વો હોવાથી તે બાળકો, વૃધ્ધો અને આજારીને માફકસરનો ખોરાક છે. ગાય અને ભેંસના સારા દૂધમાં નીચેના તત્વો હોય છે.

| તત્વ | ગાય | ભેંસ. |
|---|---|---|
| પાણી | ૮૬-૪ | ૮૧-૮ |
| સાકર | ૪ ૪ | ૪-૬ |
| ક્ષાર | -૭ | ૫ |
| ચરબી ચીતુ તત્વ | ૪-૫ | ૮-૨ |
| (કાર્બન) | | |
| કેસીન | | |
| (નાઇટ્રોજન) | ૪-૦ | ૪-૫ |
| | ૧૦૦ | ૧૦૦ |

માનસિક વિચારોની ભ્રષ્ટતા.—ગામડા કરતા શહેરમા વિશેષ હોય છે, તે પણ તંદુરસ્તીને હાનિકર્તા છે.

ગીચ વસ્તી:—આ કારણને પરિણામે ઝાડનો નાશ થયો છે. આથી સ્વચ્છ હવા કરવાનું એક સાધન કમી થયું છે. વળી વધારામાં ગામડાનો માણસ ભણ્યા પછી શહેરમા આવવા લલચાય છે પરંતુ તેમ ન કરતા પોતાના ગામમાંજ રહી સ્વાશ્રયી બની રહેવું એજ તેના જીવન માટે હિતકર છે.

ગામડામા શહેર જેટલી ગંદકી હોતી નથી, આ બાબત હરકોઇ સજ્જન શહેર અને ગામડાના પર્યટન પછી તરતજ કહી શકશે. ગામડામાં વસ્તી ગીચ હોતી નથી, તેમ ઝાડનો જથ્થો પુરતો હોય છે. લોકો મળત્યાગ ગામ બહાર કરે છે. મિલો, સીનેમા કે નાટક તો સારે નસીબે હોતાંજ નથી ... તેનાથી પણ આરોગ્યમાં ... થાય છે

આમ છતાં પણ ત્યાં રોગ તો ચાલે છેજ, કારણ કે કેટલીક બાબતમાં ત્યાં પણ અસ્વચ્છતા જણાય છે. ઘરની અસ્વચ્છતા વિશેષ હોય છે. પાણી ગાળવામાં પણ બેદરકારી રાખે છે. ઘરમાં રાંધેલું અનાજ તેમજ દાણા છુટા પડી રહેલા હોવાથી ઉંદરોને ખોરાક મળી રહે છે. રંગારાની દુકાનો, ચામડીઆના કુંડ, અને વાશીદાના ઉકરડા ગામની નજીકમાંજ હોવાથી તે આરોગ્યને વધારે હાનિ કરે છે. ઘરમાં હવડ ભાગ ઘણો પડી રહે છે. રસ્તા બંધેલા ન હોવાને લીધે ધૂળ પણ ઉડે છે. આ ઉપરાત શહેરમાંથી જતા આવતા લોકોને લાગુ પડેલા રોગો પણ ગામમાંજ ચવાઈને આખા ગામનું આરોગ્ય બગાડે છે.

## ૫. અસ્વચ્છતા અટકાવવાને કરી શકાય તેવા વહેવારૂ ઉપાય.

અસ્વચ્છતાથી રોગ ઉત્પન્ન થાય છે, તેમ મદદ પણ મળે છે, માટે રોગને નાબુદ કરવાને અસ્વચ્છતા ઓછી કરવી જોઈએ એ સ્પષ્ટજ છે. શહેર અને ગામડામાં મ્યુનિસિપાલિટિ અને સેનેટરિ બોર્ડ આરોગ્ય સાચવવાને સબાળ વેઠે આ ઉપરાત સેનેટરિ એસોસિએશન પણ આ કાર્ય બજાવે છે છતા પણ ' એક હાથે તાળી પડે નહિ ' એ કેહેવતુંજ છે માટે દરેક નાગરિક તેમને મદદ કરવી જોઈએ પોતે ઘરની સ્વચ્છતા રાખવી તેમજ પડોશીઓને પણ તેમ કરવા કહેવું જોઈએ આ પ્રમાણે જો બધે ઘરની સ્વચ્છતા જળવાય તો એક મોટું કાર્ય બજાવી શકાય !

રસ્તામાં એક તરફના ભાગમાં જે જગાએ ગંદકી થતી હોય તે, ભાગને સ્વચ્છ રાખવા પ્રયત્ન કરવો એક બાપણમાં જણાવ્યા પ્રમાણે — એક ગૃહસ્થે ફુલઝાડના છોડ કુંડામાં વાવીને તેવી જગાઓ સાફ કરાવી મુકવાથી ત્યાં ગંદકી થતી અટકી હતી.

પ્રકાશ —ઘરમાં ભેજ થવા નજ દેવો, કારણ કે તેથી મચ્છર આવે છે. મચ્છરના નાશને માટે સારામાં સારો ઇલાજ તમાકુની ધુણી છે, કારણ કે બીજી ધુણી તે સહન કરી શકે છે. એજ એમ કહ્યાને અને જંતુઓનો નાશ કરવાને માટે ઘરમાં સૂર્યનો પ્રકાશ દાખલ કરવો એક કહેવત છે, કે જે ઘરમાં પ્રકાશ ન આવે તે ઘરમાં ડાક્ટરને આવવાની જરૂર પડે છે. આ કથન સત્ય છે માટે જેમ બને તેમ ઘરમાં પ્રકાશ વધારે લાવવો.

શારીરિક સ્વચ્છતા —આંખ, કાન, નાક અને મોં એ રોગને પેસવાના દ્વાર છે, માટે તે તરફ તો ખાસ લક્ષ આપવું જોઈએ. બધા કરતા દાંતની સ્વચ્છતા તરફ ઓછું ધ્યાન અપાય છે. પરંતુ તે ઘણો ઉપયોગી ભાગ છે

દાંત સ્વચ્છ કરવાને દાતણ એ મન્ત્ર ઉપાય છે તે ઉપરાંત નાળીએરની કાચલીની રાખીઆ દાંતે ઘસવી જોઈએ, અથવા મીઠાનો ભુકો ઘસવો, પણ તેમાં સ્હેજ ખારાશ છે.

દૂધઃ—આગળના ભાગમાં જણાવ્યા પ્રમાણે સત્ત્વવાળું દૂધ ગરમ કરીને લેવું જોઈએ, બાળકોને દાંત આવતા સુધી તો તે ઉત્તમ ખોરાક છે.

બાળલગ્નઃ—આ રિવાજ સારો નથી, તે આરોગ્યમાં વૃદ્ધિ થતી અટકાવે છે

ઊંઘ અને આરામઃ—દિવસે થએલા ઘસારાની મરામત કરવાને તેની જરૂર છે.

બાગનો ઉપયોગઃ—સવાર કે સાંજના વખતે ખુલ્લી હવા લેવાને બાગમાં કે બીજી કોઈ સારી જગાએ જવું. હવા લેવાને સારો વખત સવારનો છે. કસરત, આનંદી સ્વભાવ અને રુચિકર ખોરાક એ પણ અગત્યનાં છે, તે ભૂલવું નહિ. પ્રત્યેક રોગ ઉત્પન્ન થવાના કારણો અને તે થયા પછી લેવાના ઇલાજ એ દરેક માણસે જાણી લેવા જરૂરનાં છે જ્યારે રોગ લાગુ પડી જાય ત્યારે કોઈ સારા ડાક્ટરની તાકીદે મદદ લેવી.

૬. આરોગ્ય સંબંધમાં શિક્ષકબંધુઓ શું કરી શકે?

શિક્ષકબંધુઓ ગામડામાં પોતાનું જીવન વ્યતીત કરે છે. તેમને નિર્દોષ બાળકો સાથે કામ લેવાનું છે. નિશાળમાં લગભગ સઘળી કોમના વિદ્યાર્થી આવતા હોવાથી તેમની મારફતે આખા ગામના સંબંધમાં આવી શકે છે. અને ગામની અસ્વચ્છતા જાણી શકે છે, તેઓ જો પોતાની ફરજ સમજીને ગામડાના આગેવાનોનું લક્ષ તે તરફ ખેંચે, તો ઘણી સહેલાઇથી એ અસ્વચ્છતા દૂર કરી શકે છે. આ ઉપરાંત વિદ્યાર્થી તરફ નીચેની બાબતો ધ્યાનમાં રાખી કામ લે, તો બાળકો કે જે ભવિષ્યની દેશની દોલત છે તેનું આરોગ્ય સુધારવામાં મદદગાર થઈ પડે.

(૧) વિદ્યાર્થીના શરીર અને કપડાં સ્વચ્છ રહે તે તરફ પુરતી કાળજી રાખવી.

(૨) તેમના વાલી સાથે પ્રસંગોપાત્ત મળીને ખોરાકની બાબતમાં જોઈતો સુધારો કરતા રહેવું.

(૩) આનંદપર્યટનમાં ગામ બહાર લઈ જઈ કુદરતનું સૌંદર્ય બતાવવું અને ખુલ્લી હવાનો લાભ આપવો.

(૪) નિયમિત કસરત કરાવવી.

(૫) નીતિપાઠમાં સદાચાર અને સદ્વિચાર તથા બ્રહ્મચર્ય પાળવા તરફ રુચિ પેદા કરે તેવા પાઠ આપવા,

(૬) વિદ્યાર્થીની બેસવાની સ્થિતિ તરફ લક્ષ આપવું, તથા આનંદી રહે તેમ શિક્ષણ આપવું.

(૭) રોગ ચાલતી વખતે વિદ્યાર્થીઓને મેળાવડામાં ન જવા સૂચના આપવી તથા વર્ગને ખુલ્લી હવામાં ઝાડ નીચે બેસાડવો.

(૮) તેમના હૃદયમાં ઠસાવવું કે ગંદકી એ રોગની જનેતા છે.

(૯) ચેપી રોગ સંબંધી મેનિટરિંગ એસોસિએશન તેમજ બીજી સંસ્થા તરફથી બહાર પડતી સૂચનાઓ વાંચી લઈ ચાલતા રોગમાં લોકોએ શી રીતે સાવચેત રહેવું તે સમજાવવા પ્રયત્ન કરવો.

૭. ઉપસંહાર:—

શહેર તથા ગામડાના આરોગ્ય સંબંધી ઘણી હકીકત જાણવા છતાં જો તે હકીકતનો જરૂર હોય ત્યારે ઉપયોગ ન કરીએ, તો તે ઉપયોગ વિનાના જ્ઞાન જેવું ગણાય. એક વિદ્વાને આરોગ્યના સંબંધમાં કહ્યું છે, કે હિંદમાં હાલ જે મરણ થાય છે, તેના ૭૮ ટકા એવા છે, કે જે સમુળગાં અથવા ઘણાખરા થાય નહિ. આપણે જો આ વાત ધ્યાનમાં રાખી તેના ઇલાજ લઈએ, તો દેશની એક મહાન સેવા બજાવી શકીએ તેમ છી, તો હું આશા રાખું છુ, કે આ લેખ સંબંધી વિગત ધ્યાનપૂર્વક વાંચી અનુકૂળતા પ્રમાણે તેનો યોગ્ય ઉપયોગ કરવામાં આવશે.

## કન્યાકેળવણીની આવશ્યકતા વિષે સંવાદ ?

( કુ૦ કૌમુદી બ્હેન ત્રિવેદી. ઠે. સૈયદપુરા કાછીઆ શેરી. સુરત )

કમળા—કેમ બેન કુમુદ, હું જાણીને દિલગીર છુ કે તમે ભણવાનુ તદ્દન છોડી દીધું છે. કેમ, એ વાત સાચી છે ?

કુમુદ—બેન, તમે જાણતા હશો કે પહેલા મને ભણવાની [illegible] હતી, પણ શું કરુ ? દશ જણી [illegible] વાત [illegible] કહે છે તે કાંઈ કાંઈ તેથી હવે મારૂં મન ભણવામાંથી [illegible] ગયુ છે. હું પણ એમ સમજુ છું કે ભણવાનું કામ છોકરીઓ કે સ્ત્રીઓનુ નથી.

કમળા—આ શુ કહો છો કુમુદ ! દશ જણીની વાત સાંભળવાથી તમારૂ મન ભણવામાંથી ઊઠી ગયુ શુ ? તમને એટલી પણ સમજણ નથી શુ ? તમે પોતે પોતાનો ભલા ભુંડાનો વિચાર પણ ન કરી શકો ? કોઈનું એ ન હોય તો તમે મનુષ્ય [illegible] કહેવાઓ ?

કુમુદ—ના બેન, તમે મને એટલી બધી મૂર્ખ ન સમજો. બીજાના કહેવાથીજ મે ભણવાનું છોડ્યું એમ કંઈ નથી, પરંતુ હું પણ એમ માનું છું કે ભણવાનું કામ પુરુષોનું છે, સ્ત્રીઓનું નથી

કમળા—ઠીક, તમે હવે ભણવાથી આટલા બધાં કેમ ગભરાઓ છો, તે મને પ્રથમ કહો ?

કુમુદ—મેં સાંભળ્યું છે કે શાસ્ત્રોમાં સ્ત્રીઓને ભણવાનું ના કહ્યું છે. ભલા, તમેજ વિચારો કે હું શાસ્ત્રની વિરુદ્ધ કામ કરું તો પાપી નહિ ગણાઉં.

કમળા—એ ખોટી વાત છે, કેમકે એ વાત સમજવામાં નથી આવતી આપણે ઝટ શાસ્ત્રનું નામ લઈને ભણવાનું માંડી વાળીએ છીએ. પણ એ તમને કોણે કહ્યું કે શાસ્ત્રમાં ભણવાનું ના કહ્યું છે શાસ્ત્રમાં લખ્યું છે કે.—

" कन्या ऽप्येवं पालनीया शिक्षणीया ऽतियत्नत "

એનું તાત્પર્ય એ છે કે આવી રીતે કન્યાનું પણ પાલન કરીને શિક્ષણ આપવું જોઈએ. આ વખતે મારી પાસે તે પુસ્તક નથી, નહિ તો હું એમાંથી પણ સ્ત્રીઓને ભણવાની જરૂર સંબંધી બીજા કેટલાક શ્લોકો બતાવત.

કુમુદ—બેન, શાસ્ત્રમાં ભલે એવું લખ્યું હોય, પણ જે કામ આજ સુધી કોઈએ કર્યું નથી તે કેમ કરાય ? નવો રિવાજ કેમ કરાય ?

કમળા—જે લોકો નવું એટલું ખોટું હોય છે એમ વગર વિચારે કહે છે તેઓ મૂર્ખ છે. આગગાડી અને તાર તે પણ નવી વાત છે. શું એનાથી લાભ નથી ? દિવસે દિવસે નવી નવી શોધો નીકળે છે, અને આખો સંસાર એ શોધોથી લાભ ઉઠાવે છે, પણ ઘણા ખેદની વાત છે કે ભારત વર્ષની સ્ત્રીઓ એવી નવી વાતોથી ગાઉના ગાઉ દૂર નાસે છે.

કુમુદ—કમળા બેન, હું નવી વાતોની નિંદા નથી કરતી, પરંતુ એ કહું છું કે એવી નવી વાતો શા કામની કે જેમાં લાભ નથી

કમળા—બેન, [illegible] લાભ [illegible] છે, તે હું પાછળથી વર્ણન કરીશ. પહેલાં હું તમારી શંકા દૂર કરું. જે લોકો એવું સમજે છે કે સ્ત્રીઓને ભણવું એ નવી વાત છે તેઓ ભૂલે છે. જો તમને પ્રાચીન ઇતિહાસ માલૂમ હોત તો તમે આવી વાત નહિ કહેત. પહેલાના શાસ્ત્રોમાં લખ્યું છે કે સ્ત્રીઓ પણ ભણતી હતી. કેમ, તમે લીલાવતીનું નામ નથી સાંભળ્યું ? ગણિતવિદ્યા જાણનારામાં એનું પણ નામ છે. લીલાવતીની પ્રશંસા આપણે નથી કરતા પણ અંગ્રેજો પણ કરે છે. એક લીલાવતી તો શું, પણ પ્રાચીન

સમયમા બધીજ સ્ત્રી વિદ્યા ભણતી હતી. ગાર્ગી અને મૈત્રેયી તો વેદ પણ ભણી હતી. મણ્ડનમિશ્રની સ્ત્રી કે જે ઉભારતીના નામથી પ્રખ્યાત છે, તે મોટા મોટા વિદ્વાનો સાથે શાસ્ત્રાર્થ કરતી હતી.

સીતા, દ્રૌપદી, શકુન્તલા, કૌશલ્યા વગેરે સ્ત્રીઓ ઘણી વિદુષી થઈ ગઈ છે. શુ તમે કાલિદાસનુ નામ નથી સાભળ્યું? એ સંસ્કૃતનો મોટો કવિ થઈ ગયો છે, પણ એ પહેલા મૂર્ખ હતો, એની સ્ત્રી વિદ્વત્તામા ઘણી વિદ્વાન હતી. કાલિદાસને પોતાની મૂર્ખતા ઉપર શરમ લાગી તેથી એ ઘરમાંથી નીકળી ગયો, અને સંપૂર્ણ વિદ્વાન થઈને ઘેર આવ્યો.

કુમુદ—બેન, આ તો મેં માન્યું કે પ્રાચીન કાળમા સ્ત્રીઓ પણ ભણતી હતી, પણ હુ એમ વિચારૂ છુ કે સ્ત્રીઓના ભણવાથી અવસ્ય કંઈ પણ બુરાઈ થાય છે. નહિ તો સ્ત્રીઓને ભણવાનો પ્રચાર બધ કેમ થાય? મને ઘણી સ્ત્રીઓ કહે છે કે ભણવાથી સ્ત્રીઓ બગડી જાય છે.

કમળા—બેન, તમે ભણેલા હોતે તો સ્વયં સમજી જતે કે ભણવાથી છોકરીઓ સુધરે છે કે બગડે છે. બુરાઈ ભલાઈ તો સંગતથી આવે છે. જે બુરાની સંગતમાં રહેશે તે બુરો થશે અને જે ભલાની સોબત કરશે તે ભલો થશે. જે છોકરીઓ થોડું ભણે છે, બુરી સોબત કરે છે, હલકી વાતોની ચોપડીઓ વાચે છે, તેઓ બગડે છે, પણ જે છોકરી ખૂબ ભણે છે, સારી સોબતમા રહે છે, તેઓ કદી પણ બગડતી નથી. ઉલટું બીજી બગડેલી છોકરીઓને પોતાની વિદ્યા અને બુદ્ધિથી સુધારે છે.

કુમુદ—બેન તમે તો મારી બધી વાત જુઠી પાડી દીધી. ઠીક, હવે એક બીજી વાત મને સમજાવો કે વગર ભણેલી સ્ત્રીઓથી શું નુકસાન થાય છે.

કમળા—બેન, નુકસાનનુ શુ પૂછો છો? તમે આજ કાલની સ્ત્રીઓની દશા જુઓ, અને વિચારો એટલે તમને માલમ પડશે કે સ્ત્રીઓને ન ભણવાથી શુ શું નુકસાન થાય છે. આજ કાલ સ્ત્રીજીવન પશુજીવનના જેવું છે. આપણે ખાવા, પીવા, અને સુવા સિવાય બીજુ કંઈજ કરતા નથી, અરે! કરી શકતાજ નથી. પુરુષ પણ આપણને મૂર્ખ સમજીને તિરસ્કાર કરે છે. આપણને રોવા માટે પુરુષોને દોષ દઈએ [illegible] ઉલટો એ અનાદર આપણી મૂર્ખતાથીજ થાય છે. જુઓ, નાના નાના છોકરા પણ એક બે ચોપડી ભણીને પણ વૃધ્ધ સ્ત્રીઓની ભૂલો કાઢે છે. પણ એટલું જોઈ સાંભળીને પણ આપણી આખો ઉઘડતી નથી, આપણામા પોતાની બુદ્ધિ નથી, બીજાઓ જેવું કહે તેનું સાચું માનીને કહેવા લાગીએ

છીએ. આપણે એક એક વાતને માટે બીજાના મો સામું જોવું પડે છે. આંખો હોય-છતાં પણ આપણે આંધળાં છીએ, છતે મોંએ મુંગા છીએ. કંઈથી ખાસ જરૂરનો પત્ર આવે તો આપણામાં એને વાંચવા જેટલી પણ અક્કલ હોતી નથી. આપણું કોઈ વહાલું પરદેશ ગયું હોય તો કાગળ લખીને તેના કુશળ સમાચાર પણ મંગાવી શકતાં નથી. જુઓ, ધણી વિદ્વાન અને સ્ત્રી મૂર્ખ હોય તો બંનેમા જોઈએ તેવો મેળ હોતો નથી. પતિ સ્ત્રીની સાથે જ્ઞાનચર્ચા કરવા ઇચ્છે છે, પણ સ્ત્રી બિચારીએ તો કાળા અક્ષરને કુટી માર્યો હોય, તો પછી પતિપત્નીમાં સુબુદ્ધિ અને સંપ કેવી રીતે હોઈ શકે ? ધર્મશાસ્ત્રોની વાતો વાંચવા, સાંભળવા ને સમજવાથી ચિત્તમા બહુ શાન્તિ અને સુખ થાય છે. સ્ત્રીઓ મૂર્ખ હોવાથી પરસ્પર ઝગડો કરે છે, જરા જરા વાતમાં સ્ત્રીઓ અભિમાન અને દ્વેષ કરે છે; સ્ત્રીઓનીજ મૂર્ખતાથી ઘર કુટુંબમાં કુસંપ અને વેર થાય છે. સ્ત્રીઓની અજ્ઞાનતાથીજ બાળકો બગડે છે. બેન, હજીએ કેટલું કહું; સ્ત્રીકેળવણીના અભાવથી હાલ ભારતવર્ષ કે જે પહેલાં સ્વર્ગ સમાન ગણાતું હતું, તે આજે નરકથી પણ ભુંડું થઈ રહ્યું છે.

કુમુદ—બેન, તમારી વાતો તો મને બહુ સારી લાગે છે. સ્ત્રીકેળવણીના અભાવથી થતી જે જે હાનિઓ તમે બતાવી તે બરાબર છે. પણ હું એટલુંજ પૂછું છું કે સ્ત્રીઓને કંઈ કચેરીમા જઈ નોકરી કરવાની નથી, કે સભામાં ઉભા રહી ભાષણ કરવાનું નથી. તો પછી એટલું બધું ભણીને શું કરવું છે ?

કમળા—બેન, વિદ્યા ભણવાથી થતા લાભો અને ન ભણવાથી થતી હાનિઓ હું તમને આ વેળા સમજાવી શકતી નથી. થોડુંક ભણવાથી કંઈ વિદ્વાન બનાતું નથી. વિદ્યાનું ફળ જ્ઞાન છે. વિદ્યા ભણવાથી જ્ઞાન ન મળ્યું તો ફળ કંઈજ ન થયું. વિદુષી સ્ત્રીઓ-ઘેર બેઠા બેઠાં આખા દેશની ખબરો જાણી શકે છે. વિદ્યા વિના પૃથ્વી, નાય, વાયુ આદિ પદાર્થોનું ખરું જ્ઞાન થતું નથી, જ્ઞાન થયા વિના સાચો ધર્મ ઓળખી શકાતો નથી, અને ધર્મ વિના કોઈને સુખ મળી શકતું નથી. આપણે કોણ છીએ, કોની સાથે આપણું શું કર્તવ્ય છે, અને પરલોક માટે શું કરવું જોઈએ, ઇત્યાદિ વાતોનું જ્ઞાન વિદ્યા ભણ્યા સિવાય થઈ શકતું નથી. વિદ્યા ભણવાથી ઈશ્વર પ્રત્યે ભક્તિભાવ વધે છે અને વિદ્યાથીજ મનુષ્યજીવનની ખરી સફળતા થાય છે. તમે વ્યાખ્યાન અને નોકરી કરવાની વાત કહો છો. એમ ધારો કે આપણા દેશમાં એ વાતોની એટલી જરૂર નથી, પણ એવા પણ કેટલાક

દેશ છે કે જ્યાં સ્ત્રીઓને એ બધાં કામો કરવાં પડે છે. વળી કેટલાક દેશોમાં સ્ત્રીઓ વ્યાપાર કરે છે, અને બીજાં કામોમાં મરદોને મદદ કરે છે પણ જો અહિંની સ્ત્રીઓ અધિક વિદ્યા ભણીને વિદુષી બનીને પાંચ દશ સ્ત્રીઓમાં બેસીને ધર્મોપદેશ કરવા માડે તો એમાં નઠારૂં શું છે? બેન, ખરૂં પૂછો તો સ્ત્રીશિક્ષણના અભાવથીજ ભારતવર્ષ પ્રતિદિન નિર્ધન બનતો જાય છે. કેમકે અજ્ઞાન સ્ત્રીઓના હાથમાજ પૈસાની પોટલી રહે છે, અને તેને તે વાતનું બીલકુલ ભાન નથી કે કયા કામ માટે કેટલું ખર્ચ કરવું જોઈએ. એ બધી વાતો વિદ્યા સાથે સંબંધ રાખે છે. એટલા માટે એ સઘળી વાતો જાણવા સારૂ ચહાય પુરૂષ હો ચહાય સ્ત્રી હો પણ એ સઘળાએ અવશ્ય વિદ્યા ભણવી જોઈએ.

કુમુદ—બેન, તમને આ કરેલી કૃપા માટે બહુજ ધન્યવાદ આપું છું. આજે તમે વિદ્યાના લાભો અને મૂર્ખતાના દોષોનું એવું સરસ વર્ણન કર્યું છે કે જે સાભળીને મારૂં ઘણું અજ્ઞાન દૂર થઈ ગયું. હું તમારો એ આભાર કદી ભૂલીશ નહિ. મને અત્યાર સુધી વિદ્યા ભણવાથી આટલા લાભ થાય છે એવું માલમ નહોતું, હવે તો મારૂં મન પણ વિદ્યા ભણવાને તલપાપડ થઈ રહ્યું છે. હું પોતે પણ ભણીશ અને બીજી કન્યાઓને પણ ભણવા પ્રેરણા કરીશ.

## ચર્ચાપત્ર.

મહેરબાન ગુજરાત શાળાપત્રના તંત્રીજીની સેવામાં,

મુ. અમદાવાદ.

ગત આપના નવીન વર્ષના પ્રથમ (જાન્યુઆરિ સન ૧૯૨૧ના) અંકમાં વાચનમાળાની ચોપડીની બે કવિતાઓનાં નોટેશન (notation) આપવામાં આવ્યાં છે. તેમાંના ઉગોર છંદનું તાલમાપ યથાર્થ નથી દર્શાવ્યું. એમા દરેક ખંડ ચાર ચાર માત્રાનો પાડી, એક તાલો દર્શાવી દીધો છે તે યોગ્ય નથી.

"માત્રા ચૌદનું પદ માન, ગુરુ અંતે ઉગોર પ્રમાણ" અર્થાત્ દરેક પદમાં ચૌદ માત્રા અને અંતે ગુરુ લઘુ, એવું ઉગોર છંદનું લક્ષણ પિંગળકાર જણાવે છે. એમાં તાલ ૬ આવે છે; અને એને માટે પણ પછીની પંક્તિમાં,

'નાવે એક ગજ ગજ આઠ, દશને બાર પર બાનુ પાંદ.' એવી રચના કરેલી છે. એ નિયમે પહેલી, ત્રીજી, પાચમી, આઠમી, દશમી અને બારમી માત્રાપર તાલ આવવા જોઈએ; છતા આ નીચેનું નવું બંધારણ માત્રા અને તાલ બન્ને બાબતમા દુષિત છેઃ—

| પે લું | બ ક રી | કે રૂં | ખા ળ |
|---|---|---|---|
| S S (o) | I I S (o) | S S (o) | S II (o) |
| વિ ખુ ટું | મા ડી | થી આ | કો ણ |
| I I S (o) | S II (o) | S S (o) | S II (o) |

પ્રથમ તો દરેક ચરણમા ચૌદને બદલે સોળ માત્રાં કરવી પડી છે, અને તાલ પણ પહેલી પાચમી, નવમી અને તેરમી ઉપર એમ છને બદલે ચાર આવે છે એ કેટલી બધી વિચિત્રતા કહેવાય!

હવે સ્વરોની બાબતમા દરેક ગાનાર બજાવનાર સ્વતંત્ર છે એટલે એ સંબંધી કાંઈ કહેવાતુ નથી, જે રાગની છાયા કરવી હોય તે રાગનો સ્વર-સમૂહ ગોઠવવાથી દરેક છંદબદ્ધ કાવ્ય દરેક રાગમા ગાઈ બજાવી શકાય છે; પરંતુ તાલ માપ ફરી જતા તો અજ્ઞાનતા ફેલાવાનો સંભવ છે; શાસ્ત્રીય બાબતમા સ્વેચ્છાચારને સ્થાન ન હોઈ શકે.

પિંગલમા માત્રાઓ સંબંધી વિચાર માત્ર લઘુ, ગુરુ અને પ્લુત એવી ત્રણજ સંજ્ઞાઓથી ટુંકામા કરવામા આવ્યો છે, પણ સંગીતમાં તો એથી વધારે ઉંડા ઉતરવું પડે છે. એમાં વધારેમા વધારે આઠ અને ઓછામાં ઓછી $\frac{1}{8}$ માત્રાનો હિસાબ પણ ઘણીજ ઝીણવટ વાપરીને કરવાનો છે. તેથી સુગમતાની ખાતર નોટેશન બનાવતી વખતે ઘણા છંદોમાં માત્રાની વધઘટ કરવી પડે છે, દાખલા તરીકે દોહરાના પ્રથમ અર્ધપાદમા તેરને બદલે સોળ અને બીજા અર્ધપાદમા અગીઆરને બદલે સોળ કરી લેવી પડે છે, પણ આવો ફેરફાર આ સ્થાને ઇષ્ટ નથી.

વળી એક-તાલાની તો માત્રા છ ગણાય છે, અને તેનું સ્વરૂપ દાદરા કે રૂપકને મળતું છે, આઠ, સોળ કે બત્રીસ એમ મેળ ગણ્યો એટલે ત્રિતાલોજ થયો ગણાય, છતાં "એકતાલો" લખ્યું છે તે યથાર્થ નથી. કદાચ કોઈ એમ કહે કે તાલ છ છે તેથી માત્રા છ એમ ગણી લઈ મથાળું કર-

આમાં ભૂલ થઈ હશે, પણ કોઈથી એમ કહેવાય એમ નથી ધારતું કે ચાર ચાર માત્રાના ખંડ પાડેલા પ્રત્યક્ષ છે. મારા ધારવા પ્રમાણે પહેલી ચોપડીની ખળાંવાળી કવિતા " આવો બાળકો આ વાર, દીસે જો ખળાં તૈયાર" એનુંજ અનુકરણ આમાં થયું છે; બાકી ઉધોર છંદનું તાલમાપ તો નીચે પ્રમાણે આવે છે, અને તાલ તેવરો છે તેથી દરેક ખંડ સાત સાત માત્રાનો પડે છે:—

ઉધોર છંદ. તાલ તેવરો, ખંડમાત્રા ૭.

| | પે | ખું | ખ | ક | રી | | કે | રૂ | બા | ળ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| **સ્વર માત્રા** | ऽ | ऽ | । | । | । | | ऽ | ऽ | ऽ | । |
| તાલ | ०7 | ०7 | ० | | | | ०7 | ०7 | ० | |

| | વિ | શુ | દ્ધ | મા | ડી | | થી | આ | કા | ળ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| **સ્વર માત્રા** | । | । | ऽ | ऽ | । | | ऽ | ऽ | ऽ | । |
| તાલ | ०7 | | ०7 | ० | | | ०7 | ०7 | ० | |

આ પ્રમાણે થવાથી ઉધોર છંદના તાલ અને માત્રાના લક્ષણો યથાર્થ સચવાશે. આશા રાખું છું કે આ ભૂલ હવે પછીના અંકમાં સુધારી લેવામાં આવશે એજ વિનંતી. લિ૦

આપનો આજ્ઞાંકિત સેવક,
ફુલચંદ ઝવેરચંદ શાહ.
ચિત્ર અને સંગીતકલાઓનો શિક્ષક. ટ્રેનિંગ સ્કૂલ, નડિઆદ.

મે. શાળાપત્રના અધિપતિ જોગ.

રા. રા. ફુલચંદ ઝવેરચંદ શાહ. જેઓ નડિઆદની સરકારી હાઈસ્કૂલના ચિત્રકામના શિક્ષક છે તેમણે શાળાપત્રના ચાલુ વર્ષના પ્રથમ અંકમાં છપાયેલી મારી કવિતાના નોટેશન વિષેના લેખ ઉપર એક ચર્ચાપત્ર લખી મોકલ્યું છે, જે આ અંકમાં પ્રસિદ્ધ કર્યું છે, તો તેને લગતો મારો ટુંકામાં ખુલાસો આપવાની રજા લઉં છું.

રા. ફુલચંદ ચિત્રકાર ઉપરાંત કાવ્યકાર અને સંગીતના વિષયના જાણકાર છે. એમને મારે એટલુંજ જણાવવાનું કે પિંગળના નિયમોનું બન્ધન કાવ્ય બનાવનાર કવિને જેટલું છે તેટલું ગાનારને નથી હોતું, બલ્કે જરા પણ નહિ.

કવિનાગોના નોટેશન જે હમેશા થા। છે તે ગનોના ને અમુક તાલમા મુકાય છે તો પછી તે તાલમા છે કે નહિ ને તાલની માત્રાના નિયમ મુજબ છે કે નહિ તે તે જાતનો અભ્યાસ કીધેલ નહિ હોવાથી માલમ પડે છે. જે એકતાલો એવું તાલનું નામ આપ્યું તે ચાર માત્રાનો એકતાલો તાલ છે. શાલાઅક્ષની વાચનમાળાના નોટેશન બાગોમા જોવાથી તેમનો ખુલાસો થશે. લિ૰

પ્રે. રા. ટ્રે. કો. બાપાલાલ અમૃતલાલ સંગીત શિક્ષક.

નંબર—૨

મે. પ્રિન્સિપલ સાહેબ, અમદાવાદ ટ્રે. કોલેજ.

સલામ વિગેર લખવાનું કે પ્રજાસત્તાક રાજ્યમાં સિક્કા કોના નામના પડતા હશે?

(સહી) એ. સી. જોશી.
સ્કૂલ કમિટિ મેમ્બર
બુવા, પોસ્ટ કેરવાડા, વાયા ભરૂચ.

નંબર—૩

મહેરબાન ગુજરાત શાળા પત્રના તંત્રી સાહેબ.

નમ્રતાપૂર્વક વિનંતી કે—માહે સપ્ટેમ્બર, અક્ટોબર ૧૯૨૦ ના શાળાપત્રના પૃષ્ઠ ૨૯૦ ઉપર છાપેલી "ગુણાકારની એક નવાઈ જેવી રીત" એમા નીચેનો વધારો કરવાની જરૂર છે.

(૧) ગુણક અને ગુણ્ય બંને બેકી હોય તો સરવાળામા ગુણકની રકમ ઉમેરવી નહિ

(૨) ગુણ્ય અને ગુણક બંને એકી હોય તો સરવાળામાં ગુણકની રકમ ઉમેરવી.

(૩) ગુણ્ય બેકી હોય અને ગુણક એકી હોય તો સરવાળામાં ગુણકની રકમ ઉમેરવી નહિ.

(૪) ગુણ્ય એકી હોય અને અને ગુણક બેકી હોય તો સરવાળામાં ગુણકની રકમ ઉમેરવી.

દા. આ ત્રિપાઠી
મહેતાજી વધાદ તા. ઉત્તર
દસક્રોઈ.

## ઉપરના ચર્ચા પત્રનો ખુલાસો.

ઉપરના વધારાની જરૂરજ નથી કારણ કે આપેલા નિયમોમા એ બધું સમાઈ ગયેલું છે. તે નીચેની બાબત પરથી સમજાશે. રીતમા બતાવ્યું છે કે "પહેલી રકમમાં એકી રકમો હોય તેની સામેની બીજી રકમો છેકી નાખો."

આ નિયમમા ઉપરના ચર્ચાપત્રના વધારા નં. ૧ તથા ૩ સમાઈ જાય છે. કારણ કે જો ગુણક એકી હોય તો તેની સામેની રકમ છેકાઈ જાય એટલે ગણત્રીમા આવે નહિ.

વધારા નં ૨. તથા ૪ ની જરૂર તો રહેતીજ નથી, કારણ કે એકી હોય તો તેની સામેની રકમ છેકવાનીજ નથી એટલે તે ગણત્રીમા આવી જાય.

લિ૦

ભોગીલાલ કેશવલાલ પટવા

નંબર—૪

મહેરબાન ગુજરાત શાળાપત્રના એડિટર સાહેબ, અમદાવાદ.

સલામ સાથે વિનતી કે, ગુજરાત શાળાપત્ર પુ. ૬૦ જાન્યુઆરિ ૧૯૨૧ ના પૃ૦ ૨૦ મા ગુજરાત શાળાપત્ર ૧૯૨૦ ના પૃષ્ઠ ૧૪૯ મા ધારેલો અંક ખોળી કાઢવાના નિયમમા રા. વલ્લભભાઈ તુળશીભાઈ પટેલ [ મહેતાજી ગંભીરા તા. ભાદરણ ] પોતાને ઉપજેલી શંકા બે રકમોના દાખલાથી બતાવી છે. તે શંકા અસલ નિયમમા નીચે મુજબ સુધારો કરવાથી દૂર થાય છે માટે સદરહુ હકીકત શાળાપત્રમા છાપી ખુલાસો જાહેર કરશોજી.

નિયમઃ—ધારેલી રકમના અંકોનો સરવાળો ધારેલી રકમમાથી બાદ કરતા બાકીના અંકોમાથી ધારેલા અંક સિવાયના અંકોને નવે ભાગતા જે શેષ વધે તેમા જેટલા ઉમેરવાથી નવ થાય, તેટલો અંક ધારેલો સમજવો.

અપવાદ—બાકીના અંકોમા શૂન્ય આવેલી હોય તો શૂન્ય ધારવી નહિ પરંતુ બીજા જમે તે અંક ધારવો.

તા—૧/—૧—૨૧ } માહી. ગકુલલાલ મગનલાલ માસ્તર, પ ચા. ઉનેવાવા તા. પીજ઼ાડા.

નંબર—૫

મે. ગુજરાત શાળાપત્રના તંત્રી સાહેબ. મુ. અમદાવાદ

સેવામા સલામ સાથે લખવા વિનતી એજ.

જાન્યુઆરિ ૧૯૨૧ નો શાળાપત્રનો અંક મને આજે વાચનાર્થે મળ્યો. તે વાચતા પાના ૨૧. ઉપર જૂન, જુલાઈ ૧૯૨૦ ના અંકના ચર્ચાપત્ર ૫ નો ખુલાસો જે મે મોકલ્યો હતો તે પ્રગટ થએલ વાચ્યો તેમા નીચે મુજબ

અશુદ્ધિ રહેલી છે જે યોગ્ય લાગે તો આવતા અંકમા મચનાદ્વારા પ્રગટ કરશોજી.

| પૃષ્ટ | લીટી | અશુદ્ધ | શુદ્ધ. |
|---|---|---|---|
| ૨૧ | ૧૪ | उदयपू | उदयपुर है. |
| ૨૧ | ૧૮ | ७५६० | १५६०. |

S. R. Pandya.
School Master.
Bandra ( Bombay )

## ચર્ચા પત્રોના ઉત્તરો.

### મિ. પુરશોત્તમ હરજીવન જોશી. ૫ આ. એ. વી. સ્કૂલ કડિઆકરો.

૧. ત્રીજી ચોપડી પાઠ ૩૧ "ધરી સદા સંતોષ—ઝુલે ફળ" પખીઓ હમેશા આનન્દમા રહી સ્વચ્છ જળ પીએ છે, અને સાજે પોતાના માળામા આવી વિરામ લે છે. "ભલી ભાતે ઝુલે ફળ" એ શબ્દો કુંડળીઆ છંદનું સ્વરૂપ દર્શાવવા મૂકયા છે. ખાસ અન્વયમસંક નથી. છતા અર્થ ઘટાવી શકાય કે (ઝાડ ઉપર) સારા જાતજાતનાં ફૂલ ઝુલે છે.

(૨) પાઠ ૩૬ મો ત્રીજી ચોપડી.

"કળી ફુલેય વેલમાં સુગંધ અંગમા ભરે"

અર્થ—વલાની કળી ખીલે છે અને પોતે સુગંધીવાળી બને છે.

### મિ. પરભુભાઇ ડાહ્યાભાઇ પટેલ મહેતાજી લેસ્તાન તાં. ચોયાશી.

છઠ્ઠી ચોપડી:—

(૧) પાઠ ૨૭ મો—પ્રશ્નનો ઉત્તર દેવા જેવો જણાતો નથી.

(૨) પાઠ ૪૭ મો—"ચાલતો શાર્દુલની ગત્ય ધ."

પંક્તિ—"ગતે કરીને જેવો યાય." આ લીટીઓમા પરસ્પર વિરુદ્ધતા તમે માનો છો તેવી નથી.

શાર્દુલની સાથે સરખાવના નગરાજ ! ડના ઉલગો વારતો હતો તે સૂચવ્યું છે.

પવન જોડે સરખાવતા ચાલવાની ત્વરા-ઝડપ-સૂચવી છે.

(શાળાપત્ર ઓફિસ)

---

REGISTERED No B 48

પુસ્તક ૬૦ મું. ] [ અંક ૧૧-૧૨ મો.

# Gujarat School Paper.

# ગુજરાત શાળાપત્ર.

નવેમ્બર-ડિસેમ્બર સને ૧૯૨૧.

## અનુક્રમણિકા.



કેળવણીખાતાના હુકમથી

તંત્રી અને પ્રકાશક ( ઓકટોબર ૧૯૧૪ થી )

મિ. કેખુશરૂ અરદેસર બાલા, બી. એ.,

પ્રિન્સિપલ, મે. રા. ટ્રેનિંગ કોલેજ—અમદાવાદ



ધી અમરસિંહજી પ્રિન્ટિંગ પ્રેસમાં પઠાણ નુરખાન અમીરખાને વહીવટે છાપ્યું,

૨ લાલ દરવાજા, લાલમાકા ચૌક—અમદાવાદ.

---

# गुजरात शाळापत्र.

પુસ્તક ૬૦મું. નવેમ્બર-ડિસેમ્બર સને ૧૯૨૧ અંક ૧૧-૧૨.


## અગ્રલેખ.

### (૧) આદર્શ શિક્ષક.

'શિક્ષક' શબ્દ મહાન અને અર્થગૌરવવાળો છે. દરેક ભાષામાં વપરાતા શબ્દો અર્થહીન હોતા નથી. પ્રત્યેક શબ્દ શક્તિસંપન્ન હોય છે. દરેક શબ્દને અંગે અમુક અર્થ યોજેલો હોય છે. તે ક્યાંતો યૌગિક, રૂઢ કે યોગરૂઢ હોય છે. એ દૃષ્ટિએ જોતાં 'શિક્ષક' શબ્દ પણ તેવોજ માની શકાય. શિક્ષક એટલે કોણ ? પ્રત્યેક પુરુષ શિક્ષકનો ધંધો સ્વીકાર્યા પછી માની લે છે કે પોતે સંપૂર્ણ લાયકાત પ્રાપ્ત કરી છે, અગર તો પ્રાપ્ત કરવાની તેને જરૂર નથી. કેળવણી આપી વિદ્યાર્થીને સુમાર્ગે દોરવાનું, નૈતિક દૃષ્ટિએ તેને ઉત્તમ ચારિત્ર્યવાન બનાવવાનું, અને બાળકોમાં રહેલી ગૂઢ શક્તિ કે તત્ત્વોને ખીલવવાનું—ટુંકામાં વિદ્યાર્થીનો વિકાસ કરવાનું–કામ શિક્ષકને કરવાનું છે. આથી શિક્ષકે પોતાના કાર્યને બહુ નજીવી દૃષ્ટિથી સહેલું માની લેવાનું નથી. જેમ મનુષ્યના સારા અને નરસા એમ બે પ્રકાર પાડી શકાય તેમ શિક્ષક વર્ગના પણ બે પ્રકાર છે. કેટલાક તે ધંધાને અંગે તનમનથી કામ કરનાર સંપૂર્ણ લાયકાતવાળા હોય છે, તો બીજો વર્ગ તે કાર્યપરત્વે બે-દરકારી બતાવી માત્ર દ્રવ્યલોભી કે સત્તાલોભી હોય છે. બીજું એક–અત્રે સૂચન કરવું પડે છે કે શિક્ષકોને પોતાના કાર્યપરત્વે કેટલાક ધર્મ ઉદ્ભવે છે, તેમજ તેમનામાં કેટલાક ગુણ પણ હોવાની જરૂર છે. આથી ગમે તે માણસ શિક્ષક થઈ શકતો નથી, તેમજ દરેક શિક્ષક આદર્શ શિક્ષક હોઈ શકે નહિ. કેટલાક શિક્ષકો પોતાની જાતને સંપૂર્ણ માની લે છે, પોતે કોઈ પણ દોષને પાત્ર નથી એવો ખોટો દંભ રાખે છે, પોતે જે શીખવે છે તે ખરૂંજ શીખવે છે એમ માની લે છે. વિદ્યાર્થીની જિજ્ઞાસા તૃપ્ત નથી કરતા, વિદ્યાર્થીના જ્ઞાનની ખાતરી કરી નવું જ્ઞાન આપવાનો પ્રયાસ કરતા નથી. ઉલટું

કૃત્રિમતાવાળી બનશે. શિક્ષકોમાના કેટલાક એમ માની લે છે, કે ગમે તે-અર્થે દરેક-વિષય પોતે શીખવી શકે એવી શક્તિ પોતાનામા છે. આથી તૈયારી નહિ જેવી કરે છે અને પાઠ સુંદર બનવાને બદલે કૃત્રિમ બને છે. આ સ્થળે પધ્ધતિનો અર્થ પાઠની બુધ્ધિપૂર્વક ખીલવટ તથા વિકાસ એવો માની લેવો પડશે. વિદ્યાર્થીઓની બુધ્ધિ ખીલે નહિ, વિકાસ ન થાય તો પાઠ કે પધ્ધતિ કામના શાં ?

શિક્ષકો પોતાની જાત વિષે એટલો ઉંચો મન કે અતિ વિશ્વાસ ધરાવે છે કે પોતાના શિક્ષણમા થએલા દોષો તેમનાજ શિક્ષકબન્ધુઓ દર્શાવે તો સહનશીલતાને અભાવે તે સ્વીકારતા નથી. જ્ઞાન પ્રાપ્ત કરવાનો અગર શિક્ષક તરીકે પરિપૂર્ણતા મેળવવાનો આ માર્ગ નથી. બારીક નિરીક્ષણથી જણાશે કે પાઠ આપવાનું કામ સહેલું કે સરળ નથી. કોઈ બે શિક્ષકો એકજ પાઠ એકજ રીતથી આપી શકતા નથી, તેમ એક શિક્ષક ઓનો એક પાઠ ફરીથી એકજ પદ્ધતિથી શીખવતો નથી. માટે કોઈ પણ વિષય શીખવતી વખતે શિક્ષક અમુકજ ઢબથી કે નિયમોથી કામ કરી નહિ શકે. તેના શિક્ષણનો મોટો આધાર તેના વર્ગના વિદ્યાર્થી ઉપર છે. શિક્ષક માર્ગદર્શક છે. વિદ્યાર્થી જ્ઞાનના અજાણ્યા પ્રદેશમા જનાર મુસાફર છે. ક્યા જવું તે બાળક રૂપી મુસાફર જાણે છે, પણ તે સ્થળ તરફ દોરનારો માર્ગ તે જાણતો નથી. આ કામ શિક્ષકે કરવાનું છે અને ખરો શિક્ષક પોતાના વિદ્યાર્થીને લક્ષમા રાખી તે કામ કરે છે, પોતાનું જ્ઞાન બતાવવાનો ડોળ કરતોજ નથી. આદર્શ શિક્ષક પાઠની તૈયારી કરે છે, વિદ્યાર્થીની મુસ્કેલી તેની દૃષ્ટિએ કલ્પે છે, શું શીખવવું છે, કેવી રીતે શીખવીશ વગેરે બાબતો લક્ષમાં રાખી કામ કરે છે. શિક્ષણની રીત તે તદન સ્વાભાવિક બનાવે છે. વિદ્યાર્થી સમક્ષ હકીકતો વ્યવસ્થા અને ક્રમિકતાથી ગોઠવી તેમની બુદ્ધિ ખીલે એજ હેતુથી કામ કરે છે. તેની રીતભાત ઉમંગી તથા માયાળુ હોય છે. ભાષા સ્પષ્ટ, સાદી, વર્ગને અનુકૂળ અને સંસ્કારી હોય છે. જોઈએ તેવો અવાજ કાઢી, કાન તથા નેત્ર ચપળ રાખી વર્ગવ્યવસ્થા જાળવે છે. ટુંકામા જ્ઞાનસંપન્ન કોઈ વિદ્યાર્થીને કંટાળો ન ઉપજે એવી રીતે જ્ઞાન આપી શકે છે. શિક્ષકે પોતાની જાત લાયકાતવાળી બનાવવા આવા ગુણો પ્રાપ્ત કરવાની જરૂર છે. જ્ઞાન ઘણા પ્રકારે આપી શકાય છે. તેથીજ તેની પદ્ધતિ પણ એકજ સ્વરૂપની જાળવી કામ કરવું અનુકૂળ પડતું નથી. ખલાસીને હોકાયંત્ર જે કામમાં આવે છે તે જ ઉપયોગ શિક્ષક પદ્ધતિનો કરે છે. પદ્ધતિના જ્ઞાનને અભાવે હોકાયંત્ર કે સુકાન વિના જેમ વહાણની સ્થિતિ થાય છે, તેવી

કની બને છે, માટે શિક્ષકને પદ્ધતિ પણ જરૂરની છે, શીખવવુ એ છે. આદર્શ શિક્ષક આ બધી બાબત લક્ષમાં રાખી કર્તવ્યપરાયણતાની થી પોતાનુ કાર્ય સહજ અને સુન્દર બનાવે છે.

---

## નોંધ

### (૧) વર્ગવ્યવસ્થાને લગતી આવશ્યક બાબતો.

( અનુવાદ )

1 પક્ષપાતથી શિક્ષકે દૂર રહેવું. વર્ગની દરેક વ્યક્તિને સમાન દૃષ્ટિથી જોવી.
૨. ન્યાયી થવુ ગુનો કરનારની સ્થિતિમા પોતાની જાતને મૂકી શિક્ષકે ન્યાય કરવો
3 પાઠની અગાઉથી તૈયારી કરવી
૪ નેત્રો ચપળ રાખવા.
૫. નવીનતા અને નૈસર્ગિકતા જરૂરી છે.
૬. સારી વ્યવસ્થા આચારથીજ રાખી શકાય છે
૭ વ્યક્તિપરત્વે લક્ષ આપવુ.
૮. બને ત્યા સુધી ન્યાયને દયાથી વિભૂષિત કરવો.
૯. મિજાજ ખોવો નહિ શાંત સ્વભાવથી ખનમ મિજાજવાળા વિદ્યાર્થી જલદી વશ થશે
૧૦. કોઈ પણ કામનો નસીબ ઉપર આધાર ન રાખવો, બોલો ત પ્રમાણે વર્તો વિદ્યાર્થીના હિત તથા સુખચેનની કાળજી રાખવી.
૧૧. દરેક કામ વિદ્યાર્થીની મદદથી કરવુ
૧૨. તમારા કામનો ઉત્સાહ નબળો ન પાડશો
૧૩. બને ત્યા સુધી કામ વધારે બનાવવા કરતા તેની સંગીનતા તરફ લક્ષ દેવુ; પણ ખરી રીતે તો કામની ઉપયોગિતાજ લક્ષમા રાખવી.
૧૪. પુનરાવર્તન, પુનરાવર્તન, પુનરાવર્તન.
૧૫. જરૂર પડે ત્યારેજ બોલો, પણ બોલો તેટલા શાંત અવાજથી
૧૬. તમારા વિદ્યાર્થીનો પુરો અભ્યાસ કરી તેને ઓળખો. તેમને વિષે હલકો અભિપ્રાય ન બાંધવો
૧૭. કલા તથા ઉત્તમ વર્ગવ્યવસ્થાના સાધને છે.
૧૮ તમારાં કાર્ય, શબ્દો, તથા પોશાક પ્રત્યે દેખરેખ રાખો.
૧૯. કોઈ ને બગાસા ખાવા ન દેવા એ રસ ન પડવાનુ ચિહ્ન છે.

## (૨) શિક્ષણપરત્વે કેટલીક સૂચનાઓ.

૧. વિદ્યાર્થીના મગજમાં બહુ હકીકત એકી વખતે ભરવી નહિ. જે વિષયને લગતું જ્ઞાન વિદ્યાર્થીના મનમાં બરાબર ઠસાવવું હોય તો તેને રસિક રીતે થોડા થોડા પ્રમાણમાં આપતા જવું. જે એમ લાગે કે વિદ્યાર્થીઓએ શીખવેલી બાબત ધારણ કરી નથી તો પ્રમાસનું વચ્ચે વચ્ચે પુનરાવર્તન કરવું. તેમને રસ પડે છે કે નહિ તે તરફ લક્ષ રાખવું. થાકી જાય એવી પુનરુક્તિ ન કરવી. વિદ્યાર્થી મોં વિકાસીને એકી નજરે લક્ષ આપે તેથી તે ધ્યાન આપે છે એમ માની ન લેવું. પ્રશ્નો વર્ગને વહેંચાતા પૂછવા પણ સુસ્ત, મન્દ અને રસ ન લેતા વિદ્યાર્થીઓને ક્વચિત પ્રશ્નો પૂછી જવાબ માગવા. આથીજ તમને ખાતરી થશે કે તમે જે શીખવો છો તે બાળકો સમજે છે.

## (૩) લુઈ પેશ્ટયૂર.

ફ્રાન્સનો મહાન રસાયણશાસ્ત્રી લુઈ પેશ્ટયૂરનું જીવન નવાઈ ઉપજાવનારૂં છે. તેણે ઔષધને લગતી માન્યતામાં બહુ ફેરફાર કર્યો છે. પદાર્થનું કહોવું, ગંધાવું, ૪૦ હવામાની ઑક્સિજનથી ન થતાં રોગનાંજ જંતુઓથી થાય છે એમ દર્શાવી આપનાર આ માણસ હતો.

ફ્રાન્સમા આવેલા વર્દૂન શહેરની પાસેના ગામડામાં ઇ. સ. ૧૮૨૨ માં તે જન્મ્યો હતો. તેનો પિતા નેપોલીઅનના લસ્કરમાં સૈનિક હતો. પ્રાથમિક શાળામાં ભણતો હતો ત્યારથીજ લુઈની બુદ્ધિની કુશળતા વર્ગમાં જણાઈ આવવા લાગી. તેનું શરીર નરમ રહેવાથી તેના બાપે તેને પારિસ મોકલવા વિચાર કર્યો. ઘરનાં સગાંવહાલાંને છોડી પારિસ જવા રાજી ન હતો. આથી પારિસ ગએલો પાછો આવ્યો. ઇ.સ. ૧૮૪૨ માં તેને ફરી મોકલવામાં આવ્યો. સારા અભ્યાસ બદલ તેને સ્કૉલરશિપ મળી હતી. આગળ જતાં રસાયણવિદ્યા તરફ તે બહુ લક્ષ દેવા લાગ્યો. તેમાં મોટી પદવી મેળવવાની તેની ઉત્કંઠા હતી. આગળ જતાં તે આ વિષયનો પ્રોફેસર એક વિશ્વવિદ્યાલયમાં નિમાયો. ઇ. સ. ૧૮૫૩ મા પોતાનું ધારેલું પદ પ્રાપ્ત કર્યું.

હવે તેની શોધનો વિચાર કરીએ. પહેલી શોધ એ કરી કે દૂધ, વીનેગાર (સરકો) ૪૦ માં-જણાતા સજીવ પદાર્થો (જન્તુઓ) સતત આથો બનવાની ક્રિયાના સાધન છે. એ જ્ઞાન ભઠીઆરાના ધંધાને અંગે લાગુ પાડી જોયું. ૨૦ વર્ષના પ્રયોગ પછી ભઠીઆરાના ધંધામા તે સુધારો કરાવી શક્યો. સાથે સાથે રેશમના કીડામાં જણાતા છૂપા રોગથી રેશમના વેપારીને

સીંચો અમૃતધાર તેં રગરગે દિવ્યૌષધિ સંગમા,
દેવા લ્હાણુ જગેજગે ધસમસે વીરાંગના ! રંગમાં. ૪
ઘેરા ગાન દિગંતમાં ગજવતી તું શૂલપાણીશ્વરે,
ભમ્યા ત્યાં ! શુકદેવજી, અનસુયા, ને વ્યાસ નાગમણિ
તારૂં ધ્યાન ધરી કબીર વડની શાખી ઘટા ને જટા,
લોએ નિત્ય-સમાધિથી નવ ડગે તુંમા ધરી માન્યતા. ૫
ભૃગુપુણ્યભૂમિ ભૃગુઋષિ વડે પુનીત તારે નીરે,
કીધા જ્યાં દશ અશ્વમેધ સરખા યજ્ઞો બલિએ તીરે.
ઊંડા નીર અપાર, પાર વીરલો, શી રૂદ્રેહા બની !
તારે નિત્ય પનાઈ, ભાવિક જનો, તારી કરૂણા ઘણી. ૬
શોધે સંત ખરે પરિક્રમણથી તારી અલૌકિકતા,
પામે તે ઠરી ઠામ બેસીં જપતા, સંસારને ત્યાગતા.
દેવી છો ગુજરાતની અમર તું, આત્મા ઢળે ચર્ણમાં,
સ્વીકારો નિજ-વત્સ ભાન ધરીં તે, રાખો સદા શર્ણમાં. ૭

---

## કિન્ડરગાર્ટન દડાનું ગીત.

### રંગનું ઓળખાણ.

રા. લલ્લુભાઈ નાથાભાઇ પટેલ આ. મા. કમાલછોડ (જિ. સુરત)

ચાલો ભાઈઓ આપણ સાથ,
બધા રમીએ હાથો હાથ,
દડા લઈને સંગાથ,
રૂડી રમત ખરી. ૧.

જુઓ દડા હાથમાં આવ્યા,
એ તો ઊનના બનાવ્યા,
કેવી ગુંથણ ગુંથી લાવ્યા,
કેવી કારીગરી ૨.

પોચા રૂના લોચા જેવા,
નથી ભારે હલકા તેવા,
લટકે તે તો લોલક જેવા,
જાણે ઝુમરના. ૩.

આ દડો જુઓ છે કેવો,
એ તો રંગે રતુ જેવો,

એને લાલ રંગ તો ક'વો,
ખરી ખોતે[1] ધરી. ૪.

આ બીજો દડો મારો,
એને હળદર જેવો ધારો,
એ તો પહેલા કરતા ન્યારો,
પીળો સરસ દીસે. ૫.

આ ત્રીજો દડો પેખો,
એને વાદળી રંગે લેખો,
આકાશી * જેવો દેખો,
સુંદર શોભતો ૬.

એ તો મૂળ રંગની જાતો,
બીજો કોઈ નથી સમાતો,
હવે ભેળસેળની વાતો,
વીરા કરીએ ખરા. ૭.

રાતો પીળા સાથે મળશે,
ત્યારે મૂળ રંગ તો ટળશે,
નારંગીના રંગે ભળશે,
જુઓ જુક્તિથી. ૮.

પીળા વાદળી સાથે જાય,
જોત જુદો રંગ જણાય,
એતો લીલો રંગ ગણાય.
બહુ મન ગમતો ૯.

રાતો વાદળી સાથે કેવો,
જાણે જાબુડાના જેવો
મેઘાડંબર † થાએ તેવો,
બહુ ભભક ભર્યો ૧૦.

એવી રીતે જુદી જાતો,
વધતો ઓછો મળવે થાતો,
થાએ ઘણી ઘણીએ જાતો,
જુદા જુદા રંગની ૧૧.

---

[1] ખોતે = ખંતે
* આકાશીવાદળના રંગનો એટલે મગનો
† મેઘાડંબર = નીળો ( મગીનો રંગ )

વિષયઃ—ગણિત. ભાગાકારની શરૂઆત. (ભાગ પાડવા)
હેતુઃ—વ્યાવહારિક જ્ઞાન સાથે વિચાર-શક્તિ કેળવવાનો.

# પાઠની નોંધ.

બીજું ધોરણ.

પાઠ પહેલો.

શિક્ષકઃ—ભોગીલાલ કુશળલાલ પટવા
સાધનઃ—મણુકા (દશક એકમ) રંગીત ચાક, રકાબીઓ.

| મુદ્દા અને ટુંક નોંધ | પૂર્ણ નોંધ. | કાળા પાટીઆ પરનું લખાણ. |
|---|---|---|
| તૈયારી.<br>ચિન્હોની સમજણ | + $34+7=41$.<br>— $34-7=27$. | |
| | ૨૭ માથી કેટલા લઈએ તો ૨૧ રહે?<br>૨૧ માથી ૫ જાય તો કેટલા રહે? | |
| સાદી બાદબાકી.<br>સામાન્ય વહેંચવાનું જ્ઞાન. | ૧૨ મણુકામાથી દરેકને ત્રણ ત્રણ આપો. કેટલા જણને અપાય?<br>૧૨ જાંબુ ચાર જણ વહેંચીને ખાઓ તો તે તમે શું કર્યું કહેવાય? | ભાગ પાડયા.<br>÷ (ભાગ પાડવા) |
| શું શીખવાનું છે.<br>નવો પાઠ. | આજે ભાગ પાડવા તે શીખવાનું છે.<br>૧૨—૩. ૧૨ ના ત્રણ ત્રણના ભાગ પાડયા. | |

| | | |
|---|---|---|
| આદમાણની રીતે ભાગ પાડવાની રીત. | (૧) ૧૨ ના ભાગ શી રીતે પાડ્યા? પહેલા કેટલા હતા! પછી શું કર્યું? કેટલા લીધા? બાકી કેટલા રહ્યા? તે લખવાની રીત. ત્રણ ત્રણ કેટલી વાર લેવાયા? (૨) આવી રીતે ૫ દરમાંથી પાચ પાચ કેટલીવાર લેવાય? | ૧૨ —૩ / ૯ —૩ / ૬ —૩ / ૩ —૩ ; ૨૪ —૨ / ૨૨ —૨ / ૨૦ ........ ૧૨ વાર કરવું. |
| | (૩) ૨૪ માથી બે બેના કેટલા ભાગ પડે? | $૨૪ \div ૨ = ૧૨$ |
| નેવી રીત–દશક તથા એકમ જુદા લઈને. બરાબર ભાગ જાય તેના દશક એકમ. | દશક એકમ<br>૨ ૪ ના બે સરખા ભાગ પાડો. (મણકા લેવા.) | દશક એકમ ૨ ૪ ; દશક એકમ ૧ ૨<br>$૨૪ \div ૨ = ૧૨$ |
| | ૬ ૮ ,, ,, ,, | દશક એકમ ૬ ૮<br>$૬૮ \div ૨ = ૩૪$ ૩ ૪ |
| બરાબર ભાગ ન જાય તેના દશક. | ૪ દશક. ,, ,, ,, | $૪૦ \div ૨ = ૨૦$ ૨ ૦ |
| | ૫ ,, ,, ,, ,, | $૫૦ \div ૨ = ૨૫$ ૨ ૫ |
| દશક વધે તેના એકમ કરવા. | એક દશક વધ્યો તેનું શું કરવું? (વટાવવા. જુદા કરવા.) શા માટે તેમ કરવું?<br>દશક એકમ<br>૫ ૪ ( એકમ ૧૦+૪=૧૪ )<br>૩ ૨ ( એકમ ૧૦+૨=૧૨ ) | $૫૪ \div ૨ = ૨૭$<br>$૩૨ \div ૨ = ૧૬$ |

| ...થમ શોધાવવો. ...નરાવર્તન (...પાઠ બીજાની તૈયારી.) | આવા દાખલામાં પ્રથમ એકમ વહેંચવા ઠીક પડશે કે દશક? એનું કારણ શું? શા માટે? | |
|---|---|---|

## પાઠ બીજો.

...ભાગાકારની શરૂઆત

| તૈયારી. | | |
|---|---|---|
| ...પહેલા પાઠનું જ્ઞાન તપાસવું. | ૩૨÷૨=૧૬. આનો અર્થ શો? ભાગ પાડવા હોય તો પહેલા શાના ભાગ પાડવા? પછી દશક વધે તો શું કરવું? પછી એકમનું શું કરવું? ગયા પાઠમાં શરૂઆતમાં ભાગ શી રીતે પાડયા હતા? (આંદળાઝીની રીતે.) | |
| | ૩૬ ના ત્રણ સરખા ભાગ પાડો. | ૩૬÷૩=૧૨ |
| | દશક એકમ ૭ ૨ ના ત્રણ સરખા ભાગ પાડો (રાખો) | ૭૨÷૩=૨... |

કરવો

આ દાખલો પાટીઆ પર મેં કર્યો છે તે ઉપર ધ્યાન આપો
જે સંખ્યાના ભાગ પાડવા છે તે ક્યાં લખી છે?

કેટલા કેટલાનો દરેક ભાગ કરવો છે? તે રકમ ક્યાં
લખી છે? કેટલા દશક છે? તેમાંથી પાંચ કેટલી
વખત અપાય?–૭ એટલે શું? કેટલા દશક રહ્યા?

દશક એકમ
૫ ) ૭ ૦ ( ૧ દશક
−૫
૫ ) ૨૦ ( ૪ એકમ
—૨૦

દાખલો કેમ લખાય તે પ્રશ્ન પૂછીને સમજાવવું.
એમ દશનો ભાગાકાર છુટો

તે ક્યાં લખ્યા છે? તેના ૨૦ કેમ થયા? ૨૦ શું
થયા? તેમાંથી પાંચ કેટલી વાર લેવાય? ૨૦
એટલે શું?
જવાબ કેટલા દશક અને કેટલા એકમ આવ્યો?
ટુંકમાં દાખલો લખો. (૭૦–૫=૧૪.)

૭૦ − ૫ = ૧૪

(બીજો દાખલો.
એકમ અને દશકનો ભાગાકાર સાથે રીતે)

(૨) ૯૬–૮.
આ દાખલો પણ ઉપર મુજબ સમજાવવો.
જવાબ કેટલો આવ્યો? તે ક્યાં લખ્યો?
હવે ત્યારે જે રકમના ભાગ પાડવા હોય તે ક્યાં
લખાય છે?
જેટલા ભાગ પાડવા હોય તે ક્યાં લખાય છે?

દશક એકમ દ. એ.
૮ ) ૯ ૬ ( ૧ ૨
—૮
૧૬
—૧૬

૯૬ − ૮ = ૧૨.

| | | |
|---|---|---|
| ૫, ભાજક, ભાગાકાર | જવાબ ક્યાં લખાય છે ?<br>જે રકમના ભાગ પાડવા હોય તેને ભાજ્ય કહે છે. ક્યાં લખાય ?<br>જેટલા ભાગ પાડવા હોય તેને ભાજક કહે છે ક્યાં લખાય ?<br>ભાગ પાડતા જવાબ આવે તેને ભાગાકાર કહે છે. ક્યાં લખાય<br>આવા દાખલાને ભાગાકારનો દાખલો કહે છે.<br>તમે આજે ભાગાકાર શીખ્યા. | ભાજક ) ભાજ્ય ( ભાગાકાર<br>૨ ) ૨૪ ( ૧૨<br>−૨<br>૪<br>−૪ |
| બાદબાકીવાળી લાંબી રીત સાથે સરખામણી.<br>પુનરાવર્તન.<br>આવડયાની ખાતરી. | બાદબાકીની રીત સાથે સરખામણી-કઈ રીત ટુંકી ?<br>ભાગાકાર શી રીતે થાય ? પહેલું શું ? કેમ લખાય ?<br>દાખલા— | ૨૪ −૨ = ૨૨ −૨ = ૨૦ −૨ = ૧૮ −૨ = ૧૬ −૨ = ૧૪ −૨ = ૧૨ −૨<br>૧૦ −૨ = ૮ −૨ = ૬ −૨ = ૪ −૨ = ૨ −૨ |

પાઠની નોંધ

# પાઠ ત્રીજો.

| તૈયારી. | | |
|---|---|---|
| પાછળના પાઠોના જ્ઞાન વિષે ધ્યાન. | ભાગાકાર કેમ થાય? ભાજ્ય ક્યાં લખાય? ભાજક ક્યાં લખાય? ભાગાકારનું ચિન્હ કેવું છે? ભાગાકારની રીત ન આવડતી હોય–તો કઈ લાણી રીતે ભાગ પડાયા? બોર્ડ પર લખેલો દાખલો સમજાવો. બોર્ડ ઉપરનો દાખલો જોઈ જોઈને આ દાખલો કરો. | ૮ ) ૯૬ ( ૧૨<br>−૮<br>——<br>૧૬<br>−૧૬<br>——<br>૯૬ ÷ ૮ = ૧૨ |
| નવો પાઠ.<br>દાખલો કરવા આપવો. | (૧) ૮૪–૪<br>(૨) ૬૫–૫<br>આવા દાખલામાં ઓગેળા દોરેલા હોય છે તેથી તરત સમજાય છે કે આ દાખલો ભાગાકારનો છે. માટે–નું ચિન્હ મૂકવાની જરૂર નથી. | રા. દ. એ.<br>૪ ) ૪ ૮ ૪ ( ૧૨૧<br>૪<br>——<br>૮<br>૮<br>——<br>૪<br>૪<br>—— |
| યતક લઈને દાખલા સમજાવવા.<br>ટુંકો ભાગાકાર સમજાવવા. | ૪૮૪–૪<br>પહેલો ભાગાકાર ક્યા અંકનો કરવો? શા માટે?<br>૪ \| ૪૮૪<br>  \| ૧૨૧      \| ૭૩૧<br>        \| ૧૪૬—૧ શેષ | ૪૮૪ ÷ ૪ = ૧૨૧<br>ભાજક ભાજ્ય.<br>ભાગાકાર,—શેષ |
| આવડયાની ખાતરી કરવી<br>દાખલા લખાવવા.<br>પુનરાવર્તન.<br>મૌખિક સવાલ પૂછવા | | |

( કબીર સાહેબના ) સત્સગે પવિત્ર મનાય છે. કબીર સાહેબનો સત્સગ કબીરવડને થયો તેથી તે વડ પવિત્ર થયો, વિશેષ કરીને કબીર પથી સાધુઓના મનમા. આમા પ્રશ્ન એકજ છે, સત્સગ કોનો—કબીરવડનો કે કબીર સાહેબનો? કબીરવડના સત્સગે કબીર સાહેબ પવિત્ર થયા એવો અર્થ કરવો ( અને એમ સામાન્ય રીતે થાય છે,) એ મને તો વિપરીત ભાસે છે મહાત્માના સગથી વડ પવિત્ર થય, વડના સગથી પવિત્ર મહાત્મા કેમ પવિત્ર બને? ( સત્સગ=સાધુ પુરુષનો સગ ) કબીર સાહેબ કદાચ કબીરવડે ન આવ્યા હોત તો તે ધર્માત્મા શુ ઓછા પવિત્ર ગણાત? ખરેખર, વડનો મહિમા તો ઓછોજ થઈ જાત

'પ્રજાની વૃદ્ધિએ નીત અમર કે'વાય તરુ'રા?'—સ્પષ્ટ છે. વડવાઈઓ વધ્યા જ કરે, ભોયમાં ઉતરે, ને નવા વડ થયાજ કરે, તેથી વડને અમર કહ્યો છે. એનો વશોચ્છેદ કદી થવાનો નહિ

૩—પ્રથમ તરુ = મૂળ વડ

ઉત્તરાર્ધમા રમણીય કવિતા છે શિવજી પોતાની ઘટાદાર જટાને માટે વિખ્યાત છે કવિ કલ્પના કરે છે કે શિવજી પહેલા તો આ કબીરવડેજ ( કૈલાસમા નહિ ) રહેતા હતા, પણ પાછળથી કબીરવડની મનોહર ઘટા જોઈ પોતે શરમાયા, પોતાની જટા કરતા વડની ઘટા ચઢિયાતી છે એમ જોઈ એમને ગ્લાનિ થઈ તેથી ત્યાથી નીકળી નાઠા, ને કૈલાસ પર આવી રહ્યા.

૮ 'ઉનાળાનો ભાનુ અતિઆકરો ભેદી નવ શકે
ઘટા ઉચે એવી, જન શાતળ છાયા સુખ લીએ'

—ખરેખર, નર્મદના શિયાળાનો ભાનુ પણ નિરાતે અદર આવતો હતો, અને ટાઢ ઉડાવી દઈ તાપથી અમને ખિન્ન કરતો હતો નર્મદે ભોગવેલુ સાન્દર્ય આપણા નસીબમા નથી!

૫—'ઘણા જાત્રાળુઓ અહીં ઉતરતા પુણ્ય સમજી' આપણા પ્રાચીનોએ જે જે જાત્રાના સ્થળ ઠરાવેલા છે, તે સર્વે બહુ રમણીય જળાશયવાળી જગાએ છે, અને તેથી જાત્રાળુઓ એક પથ ને દો કાજ કરી લેતા હતા આ જાત્રાનો ભાવ હવે ઓછો થતો જાય છે, છતા સૃષ્ટિશોભાનુ નિરીક્ષણ તો ઓછુ નજ થવુ જોઈએ

'હજારો લોકોને અડધણ સમાતા અહીં નહિ'—કહે છે કે કબીરવડની ઘટામા લૂટફાટ કરનાર ધાડપાડુઓ ભરાઈ રહેતા હતા, તેથી તેનો ઘણો ભાગ કાપી નખાવવો પડ્યો છે

૬— 'અહીંઆવી જોતી ચકચકતી વે'તી નદી દૂરે,
પશુ કો જોવા જે અહીં તહીં ચરે બેટ ઉપરે,
ઘટા ભારે જોતી, શબ્દ સુણતા કોઈ ખગના,
કોઈ વાંચે લેતા,—સુખ નવ લહે હીણા
તે કરમના'.

આ શ્લોક બહુ કર્ણસુભગ અને મનોહર છે. કવિ ખાસુજ કહે છે કે આવું આવું ઉત્તમ સ્વાભાવિક સુખ જે માણતા નથી, તે લોકો ખરેખર 'કરમના હીણા' અર્થાત્ અભાગિયા છે. પ્રભુને ઓળખવાનું બહુ સરસ સાધન કુદરત છે. માટે બાળકોને બચપણથીજ કુદરતની લીલા તરફ પ્રેમ થાય એવી યોજના દરેક મારી શાળામા હોવી જોઈએ. આનંદ-પર્યટનો આવા ઉદ્દેશથી જ યોજાયા છે.

૭—આ વર્ણન પણ આજે અસ્થાને થઈ પડયું છે. એમાંનું કશુ આજે ત્યાં સંભવિત નથી. થાળુ—ઉપર વૃક્ષોની ડાળીઓની ઘટા થાય; તેની નીચે લીંપીગુંપીને બનાવેલી ચોકખી જમીન તેનું નામ થાળુ. આવી અનેક ઘટાઓ અને એવા અનેક થાળા નર્મદે દીઠા હશે 'નિગતે જોયા તો ખુશી થતો ગમે લાવ-લવના'—આ પંક્તિ કવિનો નંગારી સ્વભાવ દર્શાવે છે.

૮—વડના પાંદડા જાડા ને ટુંકા હોય છે. ઠુમસાં = ઠુંઠ (ને જાડા.) છાયી = ઘટાદાર, અનેક પાંદડા પાસે પાસે હોવાથી નીચે છાયા પ્રસારનાર. ઠાર = ઝાકળ. પડો—જંતુઓના પડો. જમીનપર બાઝેલા અનેક જંતુઓના પડ ઉપર ઝાકળ, અને તે ઉપર સૂરજના કિરણ—એટલે એ બધા પડ બરફની પેઠે ચળકી ઊઠે છે.

૯—આ શ્લોક વારંવાર વાંચવો ગમે છે. આખા પરિશ્રમનું ફળ એમાં વર્ણવાએલું છે. હે કબીરવડ! તને નિહાળીને મારી આંખોને ટાઢક વળી; તારા પવિત્ર દર્શને કરીને મારા મનના મેલ કપાઈ ગયા, અને ખરેખર મારી જાત્રા થઈ. હે ગંભીર ઘણાજ઼ ઉદાર વટવૃક્ષ! નર્મદા નદીના સૌન્દર્યમા તું વધારો કરે છે, અને તારા સુખદાયક દર્શનથી હું નર્મદાશંકર ખરેખર કૃતકૃત્ય થયો છું. તું સર્વથા દર્શનીય છે એમ કહેવાનો આશય છે.

'ખરી પાપી બુદ્ધિ' એમાં 'ખરી' ક્રિયાપદ છે, ખરી = ખરી પડી = નષ્ટ થઈ ગઈ.

ગમ્ભીર તેમજ ગંભીર એ બેઉ શુદ્ધ સંસ્કૃત શબ્દો છે. નર્મદા = નર્મ (ગંમત) + દા (આપવું) = આનન્દ કરાવનાર.

---

# યલો ફીવર—પીળો તાવ.

(રા. એમ. એમ. પરીખ. બી. એ. આ૦ ડે૦ અમદાવાદ વિભાગ)

નામનું કારણ. જેવી રીતે કમળાથી પિડાતા દરદીની ચામડી પીળી પડી જાય છે, તેવીજ રીતે આ દરદથી પિડાતા દરદીની ચામડી પીળી પડે છે ને તે પરથી તેનુ નામ યલો ફીવર—પીળો તાવ–પડયું છે. આ તાવ ટુંક મુદત રહે છે, ચામડી પીળી પડવા ઉપરાંત આંતરડામા સખત દુખાવો થાય છે, તેમજ પિશાબ થોડા પ્રમાણમા થાય છે.

ક્યાં પ્રચલિત છે. આ રોગના દર્શન પહેલ વહેલાં વેસ્ટ ઇંડિઝમા થયાં હતાં. ત્યાર બાદ તે ઉત્તર તેમજ દક્ષિણ અમેરિકાના અમુક ટાપુઓના સમુદ્રમા, તેમજ આફ્રિકાના પશ્ચિમ કિનારે ફેલાતો માલમ પડયો હતો. તેની પુરતી શોધખોળ કર્યા બાદ એમ માલમ પડયુ છે, કે આ રોગ ખાસ કરીને ઉષ્ણ કટિબંધમા આવેલા દરિયાઈ સપાટીથી ૨૦૦૦ ફીટ સુધીની ઉંચાઈના દેશોમા પ્રચલિત છે. વળી તે દરિયા કિનારા પર આવેલા થાડી વસ્તીવાળા અંદરોમા પણ પ્રસરતો માલમ પડયો છે. ૨૦૦૦ ફીટથી વધારે ઉંચાઈના દેશોમાં તે રોગ ભાગ્યેજ ચાલતો જોવામા આવે છે. જમીન કરી ન્યાય તેની ટુંડીવાળા ભાગોમા તે રોગનું નામનિશાન પણ હોતું નથી. મે માસથી ઓગસ્ટ સુધીમા જ્યારે તાપ નખત પડતો હોય છે, ત્યારે તે દરદથી પિડાતા દરદીઓ આ રોગ છૂટકેલુ થઈ પડે છે.

આ રોગ સ્ત્રી તેમજ પુરુષને સરખીજ રીતે ગમે તે ઉમરે લાગુ જણાય છે. પણ એક વખત જે વ્યક્તિને આ રોગ લાગુ પડયો હોય છે, તે વ્યક્તિ ઉપર ફરીથી સામાન્ય રીતે તે હુમલો કરતો નથી.

સ્ટીગોમાયા મચ્છર. આ રોગ ચેપી છે અને તેનું ચેપ સ્ટીગોમાયા મચ્છરોના નામથી ઓળખાતા એક જાતના મચ્છરો મનુષ્યના શરીરમા દાખલ કરે છે. આ મચ્છરો ડાકીઆ તાવના મચ્છરો મી માફક ગંદા પાણીના ખાબોચીયા, ગોરી અથવા બાગમા ફરતા નથી; પણ તેઓ પવિત્ર પાણીને પસંદ કરતા હોવાથી મકાનની નજીકના ચોકમા પાણીના ખાડામા, પાણી ભરવાના પીપમા, વાસણોમા, જુની શીશીઓમાં, દૂધના ડબાઓમા, ફુલના કુંડામાં અથવા આવી જાતની સ્વચ્છ જગાઓમા ફરે છે.

ઉપર જણાવેલી જાતના મચ્છરો મનુષ્યને કરડે છે ત્યારબાદ પાંચેક દિવસે તે રોગના ચિન્હ માલમ પડે છે. શરૂઆતમાં માણસનું માથું દુઃખે છે અને તેને ઠંડી લાગવા માંડે છે. ત્યારબાદ જ્વરદર્શક પ્રત્યાઘાત થાય છે, અને બે ત્રણ દિવસમાં ૧૦૫ અને તેથી પણ વધુ ડિગ્રિ તાવ આવે છે. નાડી એક મિનિટમાં ૧૦૦ થી ૧૨૦ ધબકારા કરે છે. પરંતુ બીજી જાતના તાવની માફક ઉષ્ણતાના પ્રમાણ પર આધાર રાખતી નથી. જીભ પર મધ્યમાં ધોળી રૂવાટી જેવું જોવામાં આવે છે, ને કિનારીનો ભાગ લાલ ચોળ થઈ જાય છે. આ ઉપરાંત પિત્તની સાથે ઉલટીઓ થાય છે ને તે ઉલટીઓ ઘણે ભાગે કોફીના રંગની જોવામાં આવે છે શરીરના સાંધાઓ પણ દુઃખે છે. પિશાબ પણ થોડા પ્રમાણમાં થાય છે.

તે રોગથી થતાં દુઃખો.

ચોથે દિવસે તાવ તેમજ બીજાં દુઃખો શમી જાય છે. તે રોગમુક્તતાની નિશાની છે. તો પણ તદન આરામ થવાને લગભગ બે ત્રણ અઠવાડીઆં લાગે છે.

કેટલાક દરદીઓને તાવ ચાર દિવસ બાદ નરમ પડયા પછી પણ ઉથલો ખાય છે ને તે વખતે ઉપર જણાવેલા ચિન્હ તીવ્ર રૂપ ધારણ કરે છે. કોફીના રંગની ઉલટીને બદલે ધોળી ઉલટીઓ થવા માંડે છે. નાક, મો તેમજ દાંતોમાંથી લોહી વહે છે ને જીભ ઉપરની ધોળી રૂવાંટીનું રૂપાંતર થઈ ઘેરા તપખીરીઆ રંગવાળી થાય છે. હવે દરદી સન્નિપાતથી પિડાય છે ને છેવટે તેનો આત્મા પરલોકમાં વાસ કરવા ચાલ્યો જાય છે. આ પરિણામ કાં તો શરૂઆતમાંજ આવે છે અથવા તાવ નરમ પડયા પછી હૃદય બંધ પડવાથી, પુષ્કળ લોહી વહી જવાથી અથવા ઝેરને લઈને આવું પરિણામ આવે છે.

રોગની ચિકિત્સા.

આ રોગની ચિકિત્સા કરવામાં બહુ મુશ્કેલી પડતી નથી. શરૂઆતમાં મલેરીઆ અથવા બીજી જાતના તાવથી પિડાતા દરદીના ચિન્હ જેવાં તેનાં પણ ચિન્હ હોય છે. ત્યારબાદ ટાઢીઓ તાવ છે કે નહિ તેનો નિર્ણય કરવો જોઈએ ને પછી તે ખાતે જણાવવાનું કે તે અમુક દેશોમાંજ હોવાથી નવા સ્થળોમાં તંદુરસ્ત માણસોને લાગુ પડતો નથી, ને વળી બીજી ખાસ પરીક્ષા એ છે, કે તાવ પુષ્કળ હોય, પિશાબ બહુજ ઓછો જમા થતો હોય, ઈંડાની સફેદી જેવો પદાર્થ પુષ્કળ જતો હોય અને કાળી ઉલટી થતી હોય તો દરદી તે રોગથી પિડાય છે તેમ માનવા પુરતાં કારણ મળે છે.

ટાઢીઆ તાવમાં કિવનાઈન અકસીર છે, પણ-આ તાવમાં તેની તીવ્રતા ઓછી થયા બાદ તે ફક્ત પુષ્ટિ આપનાર થઈ પડે

ઉપચાર

છે ને વખતે આતરડાં સાફ રાખવા માટે જુલાબ યા તો એનીમા આપવી, અને દાકતરની સલાહ ણે જરૂર પડે ત્યારે પરમેગ્નેટ લાવે તેવી દવા અને ક્ષારવાળી દવાઓ પવી. તાવ નરમ પાડવા વાળ્ળીથી ઠંડુ પાણી રેડવું. ઉલટી બંધ કરવા ફ ચૂસવા આપવો અને મૂત્રાશયને પ્રદીપ્ત કરવા ગરમ પાણીનું યા તો ાળનું સ્નાન કરાવવું. ખોરાક તદન પ્રવાહી આપવો અને કોઈ કોઈ વખતે ૩ આપવો. કેટલાકનું માનવું એમ છે, કે દારૂ ને પાણીનું મિશ્રણ કરીને ાપવું. આ રોગ સારૂ ઘોડામાથી રસી તૈયાર કરવામા આવેલ છે. પરંતુ ! જંતુઓ પરથી તૈયાર કરેલી હોવાથી દરદ થતાના બે ત્રણ દિનસમાં આપવામા આવે તોજ ધાર્યા પ્રમાણે લાભદાયક નીવડે.

આ રોગનો ફેલાવો અટકાવવા મનુષ્ય જાતિએ મચ્છરદાની વાપરવી જોઈએ, કે જેથી તે મચ્છરો તેમના પર હુમલો ન

અટકાવના ઉપાય.

કરે. મચ્છરોનું નિકંદન કાઢવું. ઘરની અંદર ગંધક, ફોર્મેલીન, અથવા કપુર અને કારબોલિક એસિડનું મિશ્રણ બાળવું. આ ઉપાયો હવાના, પનામા, ડીઓ વગેરે દેશોમા ફતેહમંદ નીવડયા છે.

---

## કાચની બનાવટ.

( લેખક:-શા. અમૃતલાલ માધવલાલ શાસ્ત્રી સુરત. )

કાચ બનાવવાનો હુન્નર ચિત્તાકર્ષક ને ઘણો સુંદર છે. હિંદુસ્તાનમાં એ ઉદ્યોગનો પુનરુદ્ધાર થઈ શકે એમ છે. પ્રાચીન હિંદુસ્તાનનો કાચ અદ્વિતીય હોવાનું જણાવે છે, પણ હાલ તો જે કાચ અત્રે બનાવવામા આવે છે તે બીજી પ્રજાએ તૈયાર કરેલા કાચને મુકાબલે ઘણી નીચી સ્થિતિમા છે. આથી એ ઉદ્યોગની ખીલવણી કરી પૂર્વ ગૌરવ પ્રાપ્ત કરવાની આપણા દેશને જરૂર છે. જેમ બીજી કેટલીક કળાઓનુ જન્મસ્થાન ઇજિપ્ત છે તેમ કાચની શોધ તથા તેના ઉપયોગનો આરંભ પણ ઇજિપ્તમા થયાનુ ઈતિહાસ આધારપૂર્વક જણાવે છે. ખ્રિ૦ સ૦ પૂર્વે ૨૪ મા સૈકાથી ઓછા કાળનો હોય નહિ એવો એક સુંદર નમુનો હજી પણ હયાતી ભોગવે છે. વળી કબરો પર કાચમા

કોતરેલું દૃષ્ટિએ પડે છે તે ઈ. સ૦ પૂર્વે ૨૦ મા સૈકાનું છે. ઈ૦ સ૦ પૂર્વે બીજા શતકમાં ચીનમાં કાચ બનાવવાનો ઉદ્યોગ ચાલતો હોય એમ લાગે છે,' પણ ત્યાંની પ્રજાની પસંદગી કાચ કરતાં ચિનાઈ માટી તરફ વિશેષ હોવાથી કાચના ઉદ્યોગનો વિકાસ કરવા માટે તેમનું દુર્લક્ષ હતું. રોમન લોકોમાં એ ઉદ્યોગ ઘણી ઉંચી સ્થિતિએ પહોંચ્યો હતો. એનસાઇક્લોપિડિઆ બ્રિટેનિકામાં (art 'Glass' ને અંગે) કહ્યું છે કે "શ્રેષ્ઠતાનું તે એટલું બધું ઉંચું બિન્દુ હતું કે, કોઈ પણ તે સીમાને વટાવી આગળ જઈ શક્યું નથી, અથવા બરાબરી પણ કરી શક્યું નથી." તેઓ બારીઓ માટે તથા બીજી કેટલીક ઘરગથ્થુ ચીજોમાં કાચનો ઉપયોગ કરતા હતા. તેઓ ઘરને લગતું ચિત્રકામ સુશોભિત કરવાને કાચનો ઘણો વાપર કરતા હતા. વેનિસના લોકોએ 'વેનિશિયન' કાચના ચિત્રકામના સૌંદર્ય તથા રંગની ચમકથી પોતાનો વિજય સિદ્ધ કરી 'કાચ બનાવનારા' તરીકે સારૂં નામ મેળવ્યું છે. કેટલાક રાજકીય કારણોને લીધે આ ઉદ્યોગની ત્યાં અવદશા થઈ હતી, પણ ૧૯ મા સૈકામાં તેનો જીર્ણોદ્ધાર કરવામાં આવ્યો ને હાલ 'મેરિએટિ' કાચ જગજાહેર થએલો છે. ઇંગ્રેજી પ્રજાની બુદ્ધિના વલણ પ્રમાણે ઇંગ્રેજી કાચની બનાવટ કળાકૌશલ્યની દૃષ્ટિએ નથી પણ માત્ર ઔદ્યોગિક છે.

હવે કાચ કેવી રીતે બનાવવામાં આવે છે તે જોઈએ. સિલિસિક, બોરેસિક ને ફોસ્ફરિક એસિડ—બહુધા સિલિસિક ને બોરેસિક-ને પોટેશિયમ અથવા સોડિયમ જેવી ક્ષાર ધર્મવાળી હલકી ધાતુ સાથે મેળવે છે, પછી તેમાં કેલ્શિઅમ કે સીસાના ઓકસાઈડનો ઉમેરો કરે છે. આવી રીતે તૈયાર કરેલા મિશ્રણમાંથી કાચ બને છે. તેને ગરમી આપતા એ વસ્તુઓ ગળાઈ જઈ અનિયમિત આકારનો (Non-crystalline) પારદર્શક ગઠ્ઠો થાય છે. બેરિઅમ, સ્ટ્રોન્ટિઅમ, ને એલ્યુમિનિઅમના ઓકસાઈડ પણ એ બનાવટમાં વપરાય છે. ક્વાર્ટ્ઝ, રેતી, ચાક, આરસપહાણ, સોડા, પોટાશ, રેડ લેડ અને જે જાતનો કાચ બનાવવાનો હોય તેવા કાચના નકામા ટુકડામાંથી પણ આવશ્યક અવયવભૂત ગણાતી વસ્તુ મેળવી શકાય છે. લોઢું, મેંગેનીઝ, તાંબું, ક્રોમિઅમ, યુરેનિઅમ, કોબાલ્ટ ને સોનાના ઓકસાઈડમાંથી રંગ બનાવે છે.

પછી એ ચીજોની મેળવણી કરવામાં આવે છે, ને તેને ગાળવાના વાસણમાં ભરતાં પહેલાં તેને બહુ સંભાળ ગણીને એકઠા કરે છે. ત્યારપછી આવી રીતે તૈયાર કરેલા વાસણને ભઠ્ઠીમાં મૂકે છે ભઠ્ઠીમાં પણ ઘણા

ધારા-વધારા થતા આવ્યા છે. કેટલીક બટ્ટીમા વાસણ મકવાની જરૂર હોતી થી. કારણ કે વાસણને બદલે તેમા ટાંકી હોય છે. વાસણમા મૂકેલા દ્રવ્યો એકરસ થાય માટે અમુક હદ સુધી ગરમી આપે છે, એટલે એ ગરમ ગોળના જેવો ચીકણો ને ઘટ્ટ થય છે ત્યારપછી એક કારીગર એક લોઢાની દાંડીનો છેડો વાસણમા ઘાલે છે, અને વાસણમા તેને ગોળાકારમા ફેરવે છે, ને તે પર કાચનો લોચો લાગે છે તેને ઉંચકે છે. તેને ધામેથી ટંડો પડવા દે છે, ને ફરીથી તે ગોટાને વાસણમા ઘાલે છે, ને ફરીથી તેને ગોળ ચક્કરમા ફેરવી બીજો લોચો મેળવે છે. આ પ્રમાણે તેને જરૂર હોય ત્યા સુધી કર્યાં જાય છે. હવે જો તેને સપાટ કાચ બનાવવા હોય તો તેને લોઢાના સપાટ પતરા ઉપર રોલ ફેરવી સપાટ કરે છે. ફૂંક મારીને એ લોચાને જામ ફળના આકારનું રૂપ આપે છે તો તેમાથી બિમ્બાકાર બની શકે છે. શીશા જેવી પોલી વસ્તુ બનાવવાની તેની ઇચ્છા હોય તો તેને લાકડાના ઠીમચા પર નક્કર નળાકૃતિનુ રૂપ આપે છે, અને પછી તેની પોલી ગોળાકૃતિ બનાવે છે. એમ તે હાથચાલાકી વાપરી એક વસ્તુમાથી બીજી વસ્તુ ઝાપથી બનાવતો જાય છે. એ યુક્તિ ખરેખર જોવા લાયક હોય છે.

તાંબાના એક નાના ચક્કરને જોસબંધ ગતિ આપી એક કારીગર ચને તેની સામે હલકે હાથે ધરે છે, એટલે નકશી કામ થાય છે. આવી રીતે જેવા પ્રકારની લીટીઓ દોરવી હોય છે તે બધી કાચપર અંકાય છે. ઝુંબ અથવા શિરોઇના આકારના કાચના વાસણપર આપણે જે પહેલદાર ખાંચા પાડેલા જોઈએ છીએ તે ધાર કાપવાના પથ્થર વડે કાપેલા હોય છે. એટ લોઢાના ચક્કર વડે ઘસીને લીસુ કરવાનુ તથા આપ ચઢાવવાનું કામ થાય છે એ ચક્કરપર ઉંચે એક ટાંકી હોય છે, તેમા રેતી અને પાણી ભરેલા હોય છે તેમાથી એક નળી વાટે ફરતા ચક્કર ઉપર તે પડે છે. જો વાસણ પર ચિત્રનામ કરવું હોય તો તેના પર લાખ જેવો ચિકણો પદાર્થ ચોપડીને જે ચિત્ર કાઢવું હોય તેની રૂપરેખા દોરે છે. આથી ચિત્રની પ્રત્યેક લીટી વડે કાચની સપાટી ખુલ્લી દેખાય છે. હાઇડ્રોફ્લોરિક એસિડમાં આ કાચને મુકવાથી તેમા દોરાએલી લીટીના કાચમા ખાડા પડે છે, અને તેથી કાચ પર સંપૂર્ણ ચિત્ર અંકાય છે.[1]

---

1. ઇ મેજી વેબ પરથી.

# ગુજરાતી ભાષામાં વપરાતા કેટલાક અરબી ફારસી વગેરે શબ્દો.

[ લખનાર રા. અમીરમીયાં હમ્દુમિયાં ફારૂકી આ. ડે. અમદાવાદ. ].

( ગુ. શા. પત્ર પુસ્તક ૬-૭ પૃષ્ટ ૧૮૫ થી ચાલુ ).

યખ (ફા). જામીને પડતું પાણી ટાઢથી ઠરી જાય તે.

યજદેજર્દ (ફા.) ઇરાનનો બાદશાહ હતો. નવશેરવાનનો પૌત્ર.

યજદા (ફા). યજદા, ખુદા, ઈશ્વર

યતીમ (અ). જે બાળકની મા મરી જાય, અથવા બાપ મરી જાય કે બંને મરી જાય તે.

યતીમખાનું. ખાના (ફારસી.) યતીમોને રાખવાની જગા; અનાથાશ્રમ.

યમન (અ). અરબસ્તાનમાં એક પ્રાંત છે. યમીન=જમણી તરફ. એ પ્રાંત કાબાની જમણી તરફ છે માટે.

યરગાલેમ ( ઇયાતી-હિબ્રુ ) યુરસલમ. એશિઆઇ તુર્કસ્તાનમાં એક પ્રાંત છે.

યા (અ). હે. સંબોધનનો પ્રત્યય છે.

યા (ફા). અથવા, વા. અવ્યય છે.

યાકુત (અ). યાકુત. એક પ્રકારનું જવાહિર છે. લાલ, પીળા, વાદળી ને ધોળા રંગનું હોય છે. માણેક.

યાકુતી (અ). યાકુતી. એક પ્રકારની પૌષ્ટિક દવા છે.

યાદ (ફા).

યાદગીરી (ફા). યાદ રાખવાપણું. સ્મરણમાં રહેવા માટે કોઈ વસ્તુ આપવી તે.

યાદદાસ્ત (ફા). યાદદાસ્ત. દાસ્તન=રાખવું ઉપરથી; યાદ રાખવાપણું.

યાદી (ફા). સ્મરણ, વસ્તુઓની ટીપ.

યાને (અ). યઅની. મતલબ, મુરાદ, અર્થ.

યાર (ફા). મદદગાર, ઓળખીતો, મિત્ર.

યારબાજ (ફા). બાખ્તન=રમવું ઉપરથી. વ્યભિચારિણી સ્ત્રી.

યારબાજી (ફા). વ્યભિચારિણી સ્ત્રીના ચરિત્રો-કામો.

યારી (ફા). દોસ્તી

યાલ (તુર્કી) ડોક. ઘોડાની ડોક ઉપર જે વાળ હોય છે તે.

યાહૂ (ફા). યાહૂ કબુતરની એક જાત છે. જે "યાહૂ યાહૂ" શબ્દ બોલે છે. યા=હે. હૂ=પરમેશ્વર. હે ઈશ્વર.

યાહુદી (અ) યહૂદી. હજરત મૂસા પેગંબર સાહેબ ( અ. સ. ) ના અનુયાયી લોકો.

યુનાન (ફા). યૂનાન. ગ્રીસ,

યુનાની (ફા). યૂનાની. ગ્રીસ સાથે સંબંધ રાખનાર.

રકમ (અ). લખવું. રૂપીઆનો આંકડો

રગ (ફા). નસ.

રઝક (અ). રિઝ્ક ખોરાક, ખાવુ, રોજી.

રજબ (અ) રજબ. મુસલમાની ૭ મો મહીનો.

રજા (અ). રિઝા. રાજીપણું, છુટી.

રજાઈ (હિ). શિયાળામા રાત્રે ઓઢવાનું લુગડું.

રજાકજા (અ). રિઝા કઝા. અકસ્માત.

રજીલું (અ). રજીલ. કમજાત, ઓછું પાત્ર.

રજી (અ). રાજી થએલો.

રજીઆ બેગમ, બેગમ તુર્કી બેગમ ઉપરથી, રજીઆ બેગમ-રજીઆ બેગમ ગુલામ વંશમાં રાણી થઈ છે.

રજુ (અ). રૂજૂઅ. ફરવું, ધ્યાન દેવું.

રતલ (અ) રત્લ. શેર. જેમાં શેર માય એવો દારૂનો પ્યાલો.

રદ (અ). રદ્દ ન માનવું રદ્દ=ફેંકી દીધેલું ઉપરથી.

રદબદલ (અ). રદ્દો બદલ.

રદિઓ (અ). રદ ઉપરથી

રદી (અ). રદ કરવા જેવું.

રફત (અ). રબ્ત બંધવું, સંબંધ, માયા, પ્રીતિ, મિત્રતા

રફતે રફતે (ફા) રફતા, રફતા. ધીમે ધીમે, જતા જતા, રફતન=જવું ઉપરથી.

રફીક (અ) સગાથી. સાથે મુસાફરી કરનાર, મિત્ર, સ્નેહી.

રફુ (અ). રફૂ. ફાટેલા લુગડા વગેરેને એવી રીતે સીવવું કે કે ફાટેલું જણાય નહિ. તુણવું.

રફુગર (અ. ફા). રફૂગર. રફૂ કરનાર.

રફે દફે (અ). રફઅ. દફઅ, જતું રહેવું, દૂર કરવું.

રબ (અ). પરમેશ્વર. રબ્બ.

રહારી (ફા). રાહબારી. રસ્તામાં જે માણસ આપણો સામાન (

... થી ( અપૂર્ણ

# પુસ્તકોનો સ્વીકાર.

## (૧) હિંદુ ધર્મની પાઠમાળા.

અનુવાદક રા. ચુનીલાલ મુળજીભાઇ ત્રિપાઠી. વીરમગામ.

આ પુસ્તક તેના પ્રકાશક રા જીવણલાલ અમરશી તરફથી અવલોકન અર્થે અમને મળ્યુ છે મૂળ હિંદી ગ્રન્થનો આ અનુવાદ છે. હાલ ધાર્મિક શિક્ષણ આપવાનો રિવાજ બધ પડયો છે કથાકાર પુરાણીઓની કથા સાભળનાર શ્રોતાજન તેમજ કથા કહેનાર પુરાણીની સખ્યા પણ ઘટતી જાય છે. ધાર્મિક શિક્ષણ તેમજ ધર્મને લગતી અગત્યની બાબતોનુ જ્ઞાન આવશ્યક છે એ નિર્વિવાદ છે આ પુસ્તકમા વિષયોના અમુક વિભાગ પાડી ચર્ચા કરેલી છે તત્વજ્ઞાનના ગૂઢ વિષયો, સ્ત્રીકર્તવ્યો, ચાર આશ્રમો, જુદા જુદા સપ્રદાયો ૪૦ વિષયોનો અહેવાલ ઠીક આપ્યો છે ભાષા સાદી અને સમજાય તેવી વાપરી છે. કેટલાક વિષયો પ્રશ્ન તથા ઉત્તરની શૈલીથી ચર્ચ્યા છે. દૃષ્ટાંતો આપી દલીલનુ સમર્થન ઠીક કર્યું છે પુસ્તક હિંદુ ધર્મને લગતી ઘણી બાબતોની માહીતી આપનાર સાધન છે એમ કહી શકાય

## (૨) પ્લેટોકૃત ફ્રીડમ—

અનુવાદ કરનાર રા મણિશંકર રત્નજી ભટ્ટ કિંમત રૂ. ૧-૪-૦

આ પુસ્તક તત્વજ્ઞાનને લગતા ઉપયોગી અને અગત્યના વિષયોને લગતુ છે વિષય પ્રત્યેક વાચકને રૂચે તેવો નથી મૂળ અંગ્રેજીનો આ અનુવાદ છે રા મણિશંકર સાક્ષર તરીકે અને કવિ તરીકે જાણીતા છે ગુજરાતી સાહિત્ય બહોળ ક્યમિદિ આવુ પુસ્તક રા ભટ્ટને મોપે એના કરતા બીજી સુન્દર પસદગી કી હોઈ શકે? કેટલેક સ્થળે સવાદની ભાષા, જુસ્સાદાર માલમ પડે છે સખેદ કહેવું પડે છે કે આખા પુસ્તકમા વપરાએલી વાકયરચના ઘણે સ્થળે પ્રાશ્ચાત્ય શૈલીનુ અનુકરણ છે. આથી અનુવાદ જોઈએ તેવી સ્વાભાવિક શૈલીમા થયો નથી.

## (૩) ઇંગ્રેજ લોકનો ઇતિહાસ.

આ પુસ્તક સ્વ. નવલરામભાઈએ લખેલા છુટક છુટક લેખોનુ બનેલ છે. સ્વ નવલરામભાઈ વિવેચક તથા ગ્રન્થકાર તરીકે વિખ્યાત છે પુસ્તકની ભાષા સાદી અને વિદ્યાર્થીને અનુકૂળ થાય તેવી છે. પોતે શિક્ષક હતા તેથી ઇતિહાસનો ગ્રથ કેવા સ્વરૂપનો હોવો જોઈએ એ દૃષ્ટિબિન્દુથી આ પુસ્તક રચાયુ છે કેટલીક નકામી હકીકત છોડી દીધી છે અગત્યની

બાબતો સવિસ્તર ચર્ચી છે. ગુજરાતી શાળાઓમે—નહિ કે અંગ્રેજી શાળાઓમા પણ—આ પુસ્તક પાઠ્ય પુસ્તકની ગરજ પુરી પાડે તેવું છે. પુસ્તક અપૂર્ણ છે એટલીજ ન્યુનતા છે.

## (૪) વ્યુત્પત્તિજ્ઞાન પ્રકાશ.

કર્તા રા. પ્રેમચંદ કરમચંદ શાહ. મુ. કપડવંજ. કિંમત રૂ. ૧–૮–૦

આ પુસ્તક ગુજરાતી ભાષામાં વપરાતા શબ્દો અને શબ્દસમૂહના સ્પષ્ટીકરણ અર્થે રચાયુ છે. વ્યુત્પત્તિનો ખરો અર્થ લક્ષમા રાખી અમુક શબ્દ કેવી રીતે વ્યુત્પન્ન થયો તે શૈલી બહુ જુજ નજરે પડે છે. કેટલીક વ્યુત્પત્તિ માત્ર તાર્કિક છે. વિદ્વતાભરી ચર્ચાની દૃષ્ટિ દૂર રાખી ઉપયોગિતાની દૃષ્ટિએ પુસ્તક રચાયુ જણાય છે. પ્રાથમિકશાળાના વિદ્યાર્થીઓને ઉપયોગમા આવે એવી ઘણી બાબતો આમા આપી છે જ્ઞાન આપવાના સાધન તરીકે પુસ્તક એકંદર ઉપયોગી છે.

## (૫) વિદ્યાર્થી આરોગ્ય.

લેખક તથા પ્રકાશક—રા. મુકુંદ બાળાજી. અધ્યાપક, મેલ ટ્રેનિંગ કૉલેજ, વડોદરા. કિંમત ૦–૧૦–૦

વિદ્યાર્થી તેમજ શાળાનું આરોગ્ય ટ્રેનિંગ સસ્થાના અભ્યાસક્રમનો એક નવો વિષય છે. ગુજરાતી ભાષામા સ્વતંત્ર કે ભાષાંતરરૂપે આ વિષયને લગતા, પુસ્તકોની ખોટ છે, તેથી આ એક ઉપયોગી ઉમેરો કહી શકાય. ચર્ચાના વિષયો બધાજ લીધા છે, આરોગ્યને લગતી રચનાત્મક સ્વરૂપની બાબતો પ્રમાણમા ઓછી લીધી છે. દોષનિરૂપણની હકીકત વધારે છે. પ્રત્યેક સ્થળે વિષયને દાક્તરી સ્વરૂપનો બનાવી દીધો છે છાપવાની ભૂલો ઘણી રહી ગઈ છે. કેટલાક પારિભાષિક શબ્દો મૂળ સ્વરૂપમા વાપર્યા હોત તો સરળ પડત શાળાનું આરોગ્ય શાથી જળવાય, હવા, મકાન, પ્રકાશ, ડેસ્ક વ૦ કેવા જોઈએ તેને લગતી વ્યવહારૂ ચર્ચા પુરતી નથી કરી પુસ્તકની ભાષા સ્પષ્ટ અને સાદી છે. વિદ્યાર્થીને ઉપયોગી નીવડે એવુ પુસ્તક છે સચિત્ર હોત તો વધારે સારૂં થાત.

## (૬) ગુજરાતી પહેલી ચોપડી.

પ્રસિદ્ધ કરનાર—ધી લક્ષ્મી ઇલેકટ્રીક પ્રેસ કંપનિ લિમિટેડ વડોદરા;

કિંમત ૦—૨—૦

પુસ્તક શિક્ષણશાસ્ત્રીના નિયમોને અવલંબી રચાયું છે પહેલો અક્ષર તે પહેલો શીખવવો અને એને મળતો બીજો અક્ષર સાથેજ શીખવવો એ ક્રમે અક્ષરો ગોઠવ્યા છે. કેટલાક શબ્દો ચિત્ર વિનાના આપ્યા છે તેનું કારણ પ્રસ્તાવનામાં દર્શાવ્યું છે ચિત્ર ન આપી શકાય તો પદાર્થનું પ્રત્યક્ષ દર્શન પણ બાળક ન કરે ત્યાં સુધી અમુક ચીજનું નામ "તજ" કે 'આદુ' છે એ શી રીતે કહેવાનું? 'છ' માટે 'છગન' શબ્દ ચિત્રરૂપે આપ્યો છે તે પણ ખોટો છે. કોઈ પણ છોકરાનું ચિત્ર જોઈ તેનું નામ બાળક 'છગન' શી રીતે કહેશે? કેટલાક વાચનપાઠને મથાળે આપેલા શબ્દો પાઠમાં આવતા ન હોય તેવા છે, તેથી તે લગભગ નકામા છે માત્ર શબ્દ જ્ઞાન વધારવા યોજના હોય એમ લાગે છે કેટલાક શબ્દપ્રયોગ પ્રાન્તિક ઉચ્ચાર દર્શાવે છે. વાક્યો સહેલાં અને સમજાય તેવાં રચ્યાં છે

(વાગાપુર ઑફિસ)

---

## " હડકાયાં કુતરાં કરડવાથી થએલા દરદી માટેનું દવાખાનું "

### " કુનુર "

લેખક—ગ પોપટલાલ મોનજી યાજ્ઞિક. અડવાળ તા. ધંધુકા.

ઉત્તરમાં જેમ કસૌલીમાં છે તેમ દક્ષિણમાં કુનુરમાં પણ તેવુંજ દવાખાનું સરકારે કાઢેલું છે. મુંબઈ ઇલાકાના વતનીઓને કુનુરનું દવાખાનું વધારે નજીકમાં પડે છે. જેથી તે નજીકથી માહીતી મળે એવા હેતુથી આ લેખ લખવામાં આવ્યો છે

જે માણસો પોતાના ખર્ચે જઈ શકતા ન હોય તેમણે હડકાયું કુતરું કરડે કે તરતજ અગર એક બે દિવસમાં પોતાના ગામના મુખીનું કુતરું કરડયા બાબતનું સર્ટિફિકેટ લઈ અને તેની સાથે પોતાની ગરીબ સ્થિતિ હોવાથી સરકારી ખર્ચે કુનુર જવા બાબતનું બીજું એમ બે સર્ટિફિકેટ પોતાના

તાલુકાના મામલતદારની પાસે રજુ કરવા. તે પરથી મામલતદાર સાહેબ બે સર્ટિફીકેટ લખી આપે છે, જેમાંનું એક જે સ્ટેશનથી ગાડીએ બેસવાનું હોય તે સ્ટેશન માસ્તરને આપવાનું હોય છે, અને બીજું કુનુરમાં ડાક્તર સાહેબને આપવાનું હોય છે. સ્ટેશન માસ્તર તે સર્ટિફીકેટને આધારે મેટુપલાઇઅમ સ્ટેશન સુધીનો પાસ કાઢી આપે છે, અને દરદી એકલો જવા અશક્ત હોય તો સાથે સારવાર કરનાર એક માણસનો પણ પાસ આપવામાં આવે છે, અને રસ્તા ખાધાખર્ચ પણ આપવામાં આવે છે.

કુનુર નીલગીરીના પહાડોમાં સમુદ્રની સપાટીથી ૬૦૦૦ ફીટની ઉંચાઈપર આવેલું છે. અહીંની હવા માર્ચથી સપ્ટેમ્બર ૬૦° થી ૭૫° ને ઓક્ટોબરથી ફેબ્રુઆરિ સુધી ૪૦° થી ૬૦° ડિગ્રી પારો રહે છે.

કુનુર જવા માટે મેટુપલાઇઅમ સ્ટેશને ઉતરી ત્યાંથી નીલગીરીની રેલ્વેમાં બેસી કુનુર ઉતરવું. ત્યાંથી ૧ માઇલ પર પેસ્ટ્યૂર ઇન્સ્ટિટ્યુટ (દવાખાનું) છે.

દવાખાનામાં પહોંચ્યા બાદ કેસ નોંધાવવા પડે છે અને મામલતદાર સાહેબ તરફથી મળેલું સર્ટિફીકેટ રજુ કરવું પડે છે, અને દરદી માટે ખોરાકનાં વાસણો, કામળો તથા રહેવાની ઓરડી વગેરે મળે છે. અગર જેમને હોટેલ વીશી અગર ખાનગી ગોઠવણ કરવી હોય તો તે પ્રમાણે સગવડ થઈ શકે છે. મુસાફર માટે યોગ્ય મકાનો ભાડે મળી શકે છે. દવા કરાવવા બદલ કંઈ પણ ફી લેવામાં આવતી નથી પરંતુ કોઈ ગૃહસ્થ દવાખાનાને મદદ તરીકે કંઈ રકમ આપે તો તે લેવામાં આવે છે. કોઈ ગરીબ માણસને દવાખાનામાં મોકલતી વખતે કોઈ સદગૃહસ્થ માણસ તેને મદદ તરીકે ચૌદ દિવસના પૈસા સાથે આપવાની હરકત હોય તો પેસ્ટ્યૂર ઇન્સ્ટિટ્યુટના ડિરેક્ટર Director Pasteur Institute, Coonoor. ના નામે મોકલવા

કોઈ માણસ એવી સ્થિતિમાં મુકાય તો તેને આસપાસના ભણેલા માણસોએ કુનુર જવાની સલાહ આપવી. ત્યાં દરદીને ચૌદ દિવસ રહેવું પડે છે, અને તેટલી મુદતમાં આરામ થઈ જાય છે. નિરાશ્રિત માણસોને સરકારી ખર્ચે જવાની માહીતી કોઈ પણ સરકારી અમલદાર અગર સ્ટેશન માસ્તર પાસેથી મળી શકશે. આ જખમની દવા વૈદ્ય અગર બીજા ડાક્તરો પાસે કરાવવી તે સલાહ ભરેલું નથી. તો ભણેલા માણસોએ અભણ માણસે આવા પ્રસંગે કુનુર મોકલી તેમની જિંદગી બચાવવામાં સહાનુભૂતિ દર્શાવે એ આ લેખનો આશય છે.

---

# प्रभो अंतर्यामी'

( લેખકઃ-મિ. નીછાભાઈ ભાઇશંકર ભટ્ટ મહેતાજી હાંસાપુર નિશાળ. )

આ કાવ્ય નવી સાતમી ચોપડીના ત્રીજા પાઠમાં પ્રભુપ્રાર્થના વિષે દાખલ કરવામા આવેલુ છે. એની કૃતિ સ્વ કવીશ્વર દલપતરામના વિદ્વાન પુત્ર શ્રીયુત ન્હાનાલાલભાઈની છે. એમના કાવ્યોથી સાહિત્યપ્રેમી વાચકો અજાણ્યા નહિંજ હશે. એમની ઘણી ખરી કૃતિઓ કેવળ નવીન જ શૈલીપર વહી છે, ત્યારે આ કૃતિ એમના પૂજ્ય પિતાજીને પગલે સાદી, સરલ અને આનુપ્રાસિક શૈલીમા છે જોકે એકાદ બે સ્થળે કઈક ક્લિષ્ટતા જણાય છે ખરી, પણ તેથી ઉપર્યુક્ત એકદર વિચારને કઈ હાનિ પહોચે એમ નથી.

આ કાવ્ય પ્રાથમિક શાળાના ઉપલા અને તે વળી અતિમ વર્ગને ઘટે એવુ, ગીતા, ઉપનિષદ વગેરે ધાર્મિક સાહિત્યવચનોનુ અનુવાદરૂપે દોહન છે છતા ખૂબી એવી છે કે સર્વ ધર્મના વિદ્યાર્થીઓ માટે છે એ વાત લક્ષ બહાર ગઈ નથી.

હવે કયા ધાર્મિક સંસ્કૃત વચનો પ્રસ્તુત ગુજરાતી કાવ્યના કયા કયા શ્લોકને ( વા કડીઓને ) ચરણુવાર લાગુ પડે છે તે નીચે અનુક્રમે આપ્યા છે તે મેળવી જોયે સ્પષ્ટીકરણ થતા વિદ્યાર્થીઓને સમજાવવામા પણ સુગમ થઈ પડશે એવી આશા છે.

શ્લોક ૧ ચરણ ૧:—एको देवः सर्वभूतेषु गूढः सर्वव्यापी सर्व भूतान्तरात्मा ॥ उपनिषद्

અર્થઃ—સર્વ ભૂતોમા ગુપ્ત રહેતો, સર્વવ્યાપક, પ્રાણિમાત્રનો અંતર્યામી દેવ ( પ્રભુ ) એકજ છે.

जीवनं सर्वभूतेषु । गीता अ. ७ श्लो ०

અર્થ—બ્રહ્મ એ જીવમાત્રનુ જીવન છે. એના વડેજ જીવોની ઉપત્તિ અને પાનનપોષણ છે

દીનશરણા=ગરીબોનો આધાર કે આધારસ્થાન. આમા અને નીચે આવતા 'હિતકરણા' મા છેલ્લો આમર મરાઠી રૂઢિનો છે. જુના કવિઓમા પણ કોઈ કોઈ સ્થળે એ રૂઢિ જણાય છે જેમક, 'કોણ દાનવ કોણ દેવા રે' ( ધીરો કવિ )

–ચરણ ૨–૩–૪. આ ચરણોમા આવતા શબ્દો પૈકી કેટલાક ગીતામા, શ્રુતિમાં તથા અન્ય સ્થળે છુટા છુટા જણાય છે પણ ત્વમેવ માતા ૦ તથા માતા રામો ૦ આ બે શ્લોકોમા આબેહૂબ લગભગ બધાજ શબ્દો આવી જાય છે.

प्रभा જેવા બે ત્રણ શબ્દો વધારે છે. તે કવિઓને ઉમેરવા અઘરા નથી, પણ તે શબ્દો આવે એવા છુટક ટુકડાઓ ગીતામા છે. જેમકે, प्रभाऽस्मि शशिसूर्ययोः ( गी. अ. ७ श्लो. ८ ) અર્થાત્ હું જ ચંદ્ર સુરજની પ્રભા છુ, પ્રભુ એ સર્વ પદાર્થની પ્રભા–તેજ છે.

શ્લો. ૨. ચરણ ૧–૨. अनेकवक्त्रनयनमनेकाद्भुत दर्शनम्
॥ गी अ. ११ श्लो. १०

અર્થઃ—તારૂ રૂપ અનેક મુખ, અનેક નયન અને અનેક પ્રકારનાં અદ્ભુત દર્શન જેમા હોય એવું છે.

दृष्ट्वाऽद्भुतं रुपमुग्रंतवेदं लोकत्रयम्प्रव्यथितम्महात्मन् ॥
गी. अ. ११ श्लो. २०.

અર્થઃ—હે મહાત્મન્ તારૂં આ અદ્ભુત ઉગ્ર રૂપ જોઈ ને લોકત્રય–( સ્વર્ગ, મૃત્યુ ને પાતાળ ) આકૂળવ્યાકૂળ થઈ ગયુ.

पश्यामि त्वां दुर्निरीक्ष्यं समन्ताद्

दीप्तानलार्कद्युतिमप्रमेयम ॥ गी. अ. ११, श्लो. १७

અર્થઃ—હે પ્રભુ, તને–તારા સ્વરૂપને તો જોઈ નહિ શકાય–જોવામા મુશ્કેલ પડે એવુ, પ્રકાશિત અગ્નિ અને સૂર્યના જેવી–દ્યુતિ–તેજવાળું, અને વળી તે કોઈ સાથે તુલના ન થઈ શકે એવુ નીરખુ છુ.

शशिसूर्यनेत्रम् ॥ गी. अ. ११ श्लो १९, પૂર્વાર્ધમાં

અર્થઃ—તારૂ સ્વરૂપ શશિ અને સૂર્ય જેના નેત્ર છે એવું છે. મતલબ કે તારા નયનો સૂર્ય અને ચંદ્ર છે અથવા તેના જેવા છે.

બને ચરણો સાથે લઇ અર્થ કરવાનો છે. અર્થાત્ તુજ સ્વરૂપ સૌ અદ્ભુતોમાં અદ્ભુત, મહાજ્યોતિ જેવુ નીરખુ છું. તેમા તારા ઉભય નયનો

( અંત્ય સ્થળે અનેક—બહુ—તેમ પણ કહ્યા છે, પણ આપણે તો અહીં જે લાગુ પડે તેજ લેવાનું છે. )

ચરણ ૩-૪—द्यावापृथिव्योरिदमंतरं हि व्याप्तं त्वयै-
केन दिशश्च सर्वाः ॥ गी. अ. ११.

અર્થઃ—આકાશ અને પૃથ્વીમા તથા તેમની વચ્ચેના અંતરમાં તેમજ સર્વ દિશાઓમા તુંજ એક વ્યાપ્ત છે.

શ્લો. ૩ ચરણ ૧—त्वमादिदेवः पुरुषः पुराणः ॥
गी. अ. ११ श्लो ३८

અર્થઃ—તું આદિ દેવ ( અને ) પુરાણ પુરુષ છે. પુરાણ=પ્રાચીન, વૃદ્ધમા વૃદ્ધ.

ચરણ ૨—तवैश्वर्यं यत्तज्जगदुदयरक्षा प्रलयकृत् ॥ महिम्नः स्तोत्र.

અર્થઃ—તારૂં ઐશ્વર્ય એવું છે કે તે જગતની ઉત્પત્તિ-સૃજન રક્ષા-ધારણ અને પ્રલય-નાશ કરનાર છે.

ચરણ ૩—त्वमव्ययः शाश्वतधर्मगोप्ता ॥
गी. अ. ११ श्लो. १८.

અર્થઃ—તું સદા એકરૂપ હોઈ નિરંતર ધર્મનો ગોપ્તા-રક્ષક છે. પ્રસ્તુત કાવ્યના આચરણમાં ગોપ્તાને બદલે 'ગોપાલ' શબ્દનો પ્રયોગ થયો છે, તે કંઈક ક્લિષ્ટ છે. ગાય વગેરે પશુઓના રક્ષકના સંબંધમાંજ એનો પ્રયોગ સંસ્કૃત તેમજ ગુર્જર સાહિત્યમા તથા સાધારણ બોલીમા થયો છે ને થાય છે.

ચરણ ૪—मां हि पार्थ व्यपाश्रित्य येऽपि स्युः पापयोनयः।
स्त्रियो वैश्यास्तथा शूद्रास्तेऽपि यान्ति परां गतिम्॥
किम्पुनर्ब्राह्मणाः पुण्या भक्ता राजर्षयस्तथा ।
गी. अ. ९. श्लो ३२-३३

અર્થઃ—હે અર્જુન' જે કોઈ પાપયોનિઓ-પાપથી જેમા ઉત્પન્ન થયલાઓ-સ્ત્રીઓ, વૈશ્યો તથા શૂદ્રો મારો આશ્રય લે-મારે શરણે આવે તેઓ પણ મુક્તિ મેળવે છે, તો પછી પવિત્ર બ્રાહ્મણો, અને ભક્ત રાજર્ષિઓના સંબંધમા તો કહેવુંજ શું ! તેઓ તો મુક્તિ પામેજ.

**ચરણ ૩—मृत्योर्माऽमृतंगमय शतपथ ब्रा. १४-३-१-३०**

અર્થ—મૃત્યો:=મૃત્યુ (શોક) માંથી અમૃતમ્=અમૃત-મુક્તિ તરફ ગમ=ગતિ કરાવ-લઈ જા.

**ચરણ ૪—दर्शयात्मानमव्ययम् । गी. अ. ११ श्लो. ४**

અર્થ:—તારો અવ્યય આત્મા બતાવ

**तदेव मे दर्शय देव रूपम् । गी. अ. ११ श्लो. ४५**

અર્થ:—હે દેવ ! તેજ તારૂં રૂપ મને દેખાડ. પૂર્વોક્ત સ્વકલ્પિત વર્ણન 'તારૂં રૂપ' ! વાસ્તવિક સ્વરૂપ હજી હું જાણતો નથી અર્થાત્ હજી હું તું દીસો' નું પગરનો-ખરા આત્મજ્ઞાન-જ્યોતિ સિવાયનો છુ, તો હવે તું તારી જ્યોતિ પ્રગટાવ, તારા સ્વરૂપનુ ખરૂં દર્શન કરાવ.

**શ્લોક ૭ ચરણ ૧—जगद्दीपाकारं जलधिवलयं तेन कृतमि० ।**

**महिम्नः स्तोत्रम् श्लो. १५**

અર્થ:—દ્વીપાકારમ્ =બેટરૂપ, જલધિવલયમ્=સાગર જેનું વલય એટલે કડું છે, એવું (જગત્) તેણે આ જગત વીંટી વળેલા સાગરથી દ્વીપાકાર બનાવેલુ છે.

**ચરણ ૨—यथा नदीनां बहवोऽम्बुवेगाः**

**समुद्रमेवाभिमुखा द्रवन्ति ।**

**गी. अ. ११ श्लो. २८**

અર્થ—જેમ નદીઓના પાણી અતિ વેગે સમુદ્ર તરફ વહે છે.

**ચરણ ચારેને લાગુ—नृणामेको गम्यस्त्वमसि पयसामर्णव इव । महिम्नः स्तोत्रम्.**

અર્થ:—જેમ સકળ જળનું ગમન સ્થાન છેવટે સમુદ્ર છે, તેમ સર્વ મનુષ્યોનુ (હે શિવ) તુંજ ગમન સ્થાન છે

આ ભાવો પ્રમાણે આવણો ઉપાસક પોતાના જીવનની સર્વ ઝરણી-પોતાના સર્વ કાર્ય ઇશ્વર પ્રીત્યર્થ કરવા પ્રાર્થે છે.

છેલ્લા ચરણમા ધ્વનિ છે, પ્રભુ, દયા અને પુણ્યનો મહાસાગર છે તો પ્રાર્થનાકારની જીવન ઝરણી પણ દયા અને પુણ્યના કાર્યની વહેતી જોઈએ. કેમકે સમાન ધર્મીઓજ એકરૂપ થઈ શકે. સત્કર્મ કરતા કરતા જીવન વ્યતીત કરવુ, સુસ્ત થઇ પડી રહેવું નહિ, એ ભાવ છે.

શ્લોક ૮ સમગ્ર—कायेन वाचा मनसेन्द्रियैर्वा
बुद्ध्यात्मना वा प्रकृतेः स्वभावात् ।
करोमि यद्यत्सकलं परस्मै
नारायणायेति समर्पयामि ॥

## પ્રાસ્તાવિક શ્લોક.

કાયાવડે, વાણીવડે, મનવડે, ઇન્દ્રિયોવડે, બુદ્ધિવડે, આત્માવડે, પ્રકૃતિથી વા સ્વભાવથી જે જે કંઇ હું કરૂં તે સઘળું નારાયણને સમર્પું છું—સમર્પણ કરૂં છું.

ચરણું ૪—विहितमविहितं वा सर्वमेतत्क्षमस्व । ( ઉપરના જેવા એક શ્લોકનું ત્રીજું પદ છે. )

અર્થ—વિહિતમ્=શાસ્ત્રોક્ત-શુદ્ધ-શુભ, અવિહિતમ્=શાસ્ત્ર નિષિદ્ધ-નિન્દિત-અશુભ; સત્કર્મ કે દુષ્કર્મ કંઈ કરૂં તે સર્વની ક્ષમા કર.

ઉપર્યુક્ત પ્રમાણોથી સ્પષ્ટ થશે કે આપણે આ કાવ્ય શરૂઆતમાં દર્શાવ્યું હતું તેમ સંસ્કૃત ધાર્મિક સાહિત્યમાંથી ચુંટી કાઢેલ ઉત્તમ પ્રમાણોનો સીધો તેમ આડકતરો અનુવાદ છે. અને તે એવી સુન્દર શૈલી અને વૃત્તમાં ગુંથાયો છે કે તે ગુર્જર ભાષામાંની સર્વ પ્રભુપ્રાર્થનાઓમાં અગ્રસ્થાન ભોગવશે. આવીજ શૈલીપર આપણા સાક્ષર કવિઓ બીજાં કાવ્યો રચે તો કેવું સારૂં?

આ કાવ્ય કેવળ પ્રાર્થના વિષયક નથી. પ્રથમના પાંચ શ્લોકમાં ઈશ્વરની વિભૂતિ બતાવી છે, તેમ સ્વરૂપ વર્ણવ્યું છે. તેથી એ સ્તુતિપરક છે. પછીના ભાગમાં ઉપાસના છે. આત્મા અને કાયાના સમર્પણપૂર્વક પ્રભુમાં તલ્લીન-એકતાર-થવાની ભાવના કે પ્રયત્ન એ ઉપાસના છે. સત્કર્મરૂપી જીવન ગાળી વહેવારમાંની તથા સર્વ પ્રકારે થતાં અને થએલાં શુભ અશુભ કર્મોનું નિવેદન કરી ક્ષમાની દૃષ્ટિએ જોવાની યાચના એ પ્રાર્થના છે. છેવટના ભાગોનો મુદ્દો જોતાં આખું કાવ્ય ત્રણ વિભાગે વહેંચાયલું છતાં પ્રાર્થનાપરકજ ગણાય.

પ્રાર્થના અને સ્તુતિ એ શબ્દો પર્યાય હોય એમ વિદ્યાર્થીઓ ઘણીખરી વાર જવાબો આપે છે, પણ તે ખોટું છે. સ્તુતિ=ગુણકથન, વખાણ. પ્રાર્થના=માગણી અરજ, ઘણી ખરી કવિતાઓ સ્તુતિપૂર્વક પ્રાર્થના હોય છે. તેનાથી સ્તુતિ અને પ્રાર્થનાનો ભેદ સ્પષ્ટ બતાવવો જોઈએ. 'વાચનમાળાના ખુલાસા' માં ઘણું ખરું સ્પષ્ટીકરણ થઈ ગએલું છે, તેથી પ્રમાણોના અર્થ કરતી વેળા પિષ્ટપેષણ કર્યું નથી. જ્યાં કંઈ શંકા હતી ત્યાં તેમજ ખુલાસામાં રહી ગએલી કંઈ કંઈ બાબતોનોજ ઉલ્લેખ કર્યો છે.





# નોંધ.

મહારાજા પાંચમા જોર્જના પાટવી કુંવર તા. ૧૭ મી નવેમ્બર ૧૯૨૧ ને રોજ હિંદમાં પહેલવહેલા મુંબાઇ શહેરમાં પધારતા હોવાથી તે દિવસ તહેવાર રૂપે પાળવામાં આવ્યો હતો. નિશાળોમાં વિદ્યાર્થીનો મેળાવડો ભરી મિઠાઇ વહેંચવાની હતી. તદનુસાર આ સંસ્થામાં પણ એક મેળાવડો ભર્યો હતો. ઉ૦ ભા૦ ના એજ્યુકેશનલ ઈન્સ્પેક્ટર સાહેબ હાજર હતા. ઉત્તર વિભાગના જુદા જુદા જિલ્લાના કેટલાક ડેપ્યુટિ એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટરો, ટ્રેનિંગ સ્કૂલોના કેટલાક હેડ માસ્તરો, તેમજ આ કોલેજના સર્વ શિક્ષકો સમક્ષ કોલેજના પ્રિન્સિપલ સાહેબે ભાષણ આપ્યું હતું. આને લગતી હકીકત આવતા અંકમાં પ્રસિદ્ધ કરવામાં આવશે. ગુજરાતી તથા ઉર્દૂ પ્રેક્ટિસિંગ સ્કૂલ બન્નેના વિદ્યાર્થીઓને મિઠાઈ વહેંચવામાં આવી હતી, જેમાંના પહેલા થોડાકને મે. એ. ઇ. સાહેબે જાતે તે વહેંચી હતી. છેવટે રાજગીત ગાઈ મેળાવડો વિસર્જન થયો હતો.

---

## ચર્ચાપત્રોના ઉત્તરો.

### શાળાપત્ર અંક ૯ ના પૃષ્ઠ ૨૮૬ના ચર્ચાપત્ર નંબર-૨ જાનો ઉત્તર.

મહેરબાન ગુજરાત શાળાપત્રના એડિટર સાહેબ.

અમદાવાદ.

સલામ સાથે વિનંતી કે, ઇસ્ટ આફ્રિકામાં યુગન્ડા નામે પ્રોટેક્ટરેટ છે. ત્યાંનો એક સિક્કો મારી પાસે આવ્યો હતો તે સિક્કો વચમાંથી કાણો હતો. તેની એક બાજુએ "ઇસ્ટ આફ્રિકા, યુગન્ડા" ( East Africa Uuganda ) લખવામાં આવ્યું હતું, અને બીજીએ સિક્કાની કિંમત અને ઇ. સ. લખવામાં આવી હતી. એજ અરજ. તા ૧૮-૧૦-૨૧

લિ૦

આપનો આજ્ઞાંકિત સેવક,

ફકીરભાઈ અસ્માલભાઈ વહોરા.

મુન્સી. ઉર્દૂ સ્કૂલ માતર.

---

### પુસ્તક ૬-૭. ના ચર્ચાપત્ર નં. ૨ નો ઉત્તર.

કરોળીઓ રેશમના કીડાની માફક પોતાના મોઢામાંથી લાળ કાઢે છે, તે લાળને હવા લાગવાથી તે તરત સુકાઈ જાય છે

જ્યારે તેને જાળું બાંધવું હોય છે, ત્યારે તે ઉંચા સ્થળે ( વાડ, ઝાડની ડાળી વગેરે સ્થળે ) જઈ બેસે છે. પછી તે પોતાના મોઢામાંથી લાળ કાઢવી શરૂ કરે છે. તે લાળ હવામાં તરત સુકાઈ જાય છે, પછી તેને તે પોતાના આગલા પગ વડે જે બાજુ તાંતણો ફેંકવો હોય તે બાજુ ફેંકે છે. તે તાંતણો બહુજ બારીક ને હલકો હોવાથી હવામાં ઉંચે ઉડે છે, ને જેમ બને તેમ ઉંચે જવાનો પ્રયત્ન કરે છે. તેમ ઉડતા ઉડતા તે સામી વાડ ઉપર જાય છે, ( વચ્ચે અંતરાય આવે તો બીજે સ્થળે પણ જાય છે. ) આ તાર બહુ ચીકણો હોય છે, તે જે પદાર્થને વળગે છે તેને ગમે તેમ જોરથી

પવન ફૂંકાય છતા છોડતો નથી. તેથી સામેની વાડપર તે ચોટી જાય છે. ઉપર પ્રમાણે કરોળીઓ એક સ્થળેથી બીજે સ્થળે તાતણા ફેલાવે છે.

તા. ૧૯-૯-૨૧ લિ.

માસ્તર નાગરદાસ મગનલાલ મોદી.

આસિ૦ પાલણપુર તાલુકા સ્કૂલ.

નં. ૨—કરોળીઆ માખી અને બીજા નાના જંતુઓ ઉપર જીવે છે. તેને પાખ નહિ હોવાથી માખી, મચ્છર વગેરે બીજા નાના જંતુઓને તે હવામા પકડી શકતા નથી. તેથી કરીને તેઓ જાળ પાથરે છે. તે જાળ બે દિવાલ અગર બે ઝાડ વચ્ચે થોડા ઘણા પ્રમાણમા ત્રાસી નાખે છે. કરોળીઓ આ જાળ કેવી રીતે બનાવે છે તે જોઈએ. પ્રથમ એક તાતણો બહાર કાઢે છે કે જે હવાની અંદર ઝોલા ખાય છે. કરોળીઓ તે તાતણા ઉપર ચાલી તેને છેડે પહોચે છે. બાદ આગળ વધારે તાતણો કાઢી પ્રથમ કાઢેલા તાતણાની સપાટીની ઉંચાઈથી કંઈક નીચે ઉતરી તાતણા સાથે ચાલ્યો જાય છે આ પ્રમાણે ચાલતાં આખરે જે પદાર્થ નજીકમા આવે છે તેને તાતણો બાઝે છે. આ બાબતમા અવલોકન કરતા એમ માલમ પડે છે કે કરોળીઓ તેની જાળ સીધી આડી ( હૉરિઝૉન્ટલ ) પાથરતો નથી, પણ કંઈક અથવા વધારે ઓછા પ્રમાણમા ત્રાસી (વર્ટીકલ) પાથરે છે, અર્થાત્ ઉંચી જગાએથી નીચી જગાએ જાળ બાંધે છે.

(સહી) ભોગીલાલ એમ. ઉપાધ્યાય

આ૦ મા૦ ગ૦ ટ્રે૦ સ્કૂલ

ગોધરા.

---

શાળાપત્ર અંક ૬-૭ ના ચર્ચાપત્રના ઉત્તર.

( રફો, દેવશંકર જેઠાલાલ પંડયા બી. વ )

નં. ૨.

( ૩ ) "દ્વિદળ વનસ્પતિનું લાકડું ઉપરથી પોચુ અને અંદરની તરફ મજબુત હોય એ તો સામાન્ય નિયમ છે." આનો સિદ્ધાંત શકા કર-

નાર તરફથી રજુ કરાયો છે. ખરી રીતે કહીએ તો ઉપર જેને લેખક સામાન્ય તરીકે સ્વીકારે છે, તે સામાન્ય નિયમ છેજ નહિ. કોઈ પણ વનસ્પતિ એકદળ છે કે દ્વિદળ તે નક્કી કરવું હોય તો તેનાં મૂળથી તે ફૂલ સુધીનાં દરેકે દરેક અંગ તપાસવાં જોઈએ.

દ્વિદળ વનસ્પતિમા આટલા સામાન્ય ધર્મો હોવા જોઈએ. ( ૧ ). મૂળ સોટા જેવા લાંબાં વધેલા, અને એકમાંથી બીજું, બીજામાથી ત્રીજું એવી રીતે નીકળેલાં હોય. ( ૨ ) થડ—નીચેથી જાડું, ટોચે જતા પાતળું થએલું, તેમાથી ડાળીઓ નીકળેલી હોય. ( ૩ ) પાન—નાની નાની ડાળીઓમાથી દાંડી નીકળી એક અથવા ઘણી પત્તીઓવાળાં પાન હોય. પાન સાદાં ( વડ, પીપર જેવા ) કે સંયુક્ત ( કપાસના વર્ગના ) અથવા ખાંચાવાળા હોય. ( એરંડાના વર્ગના ); નસોની રચના અપમાંતર, પીંઠાકાર કે પંજાકારમાં હોય. ( ૪ ) ફૂલ—પાખડી કે પુંકેસર પાચ અથવા પાચનો ભાજ્ય હોય, વજ્રપત્ર અને પુષ્પમણિ એ બને ઢાંકણ હોય.

આ રીતે દરેક ભાગ તપાસ્યા પછીજ તે વનસ્પતિ એકદળી છે કે દ્વિદળ તે કહેવાય. ઉપર જે ચાર અંગોના ધર્મ ગણાવ્યા છે, તેમાના એકાદ અંગમાં કદાચ અપવાદ હોય પણ બીજા અંગોના ધર્મો દ્વિદળીને અનુસરતા હોય તો તેને દ્વિદળીજ કહેવી જોઇએ. (એકદળના ધર્મો જાણવા હોય તો જુવાર, બાજરી કે કેળનો છોડ લઈ પહેલેથી છેલ્લે સુધી નિરીક્ષણ કરી જવું. )

લાકડું પોચું કે કઠ્ઠણ હોવું, એ તેના નરની સંગીનતા ઉપર આધાર રાખે છે. થોર, અરીઠો, આકડો અને એરણકાંકડી એમનાં બીજાં અંગો તપાસતા તે દ્વિદળીજ છે એમ ચોકખું જણાઈ આવે છે. કેટલાક લુવ ખાઈ પપૈયાને એકદળ ગણે છે એ દેખીતું અસત્ય છે.

---

૩-૨—પરવાળાના/કીડાની ચામડી ઘણીજ પાતળી અને પારદર્શક હોય છે તેથી જ્યાંસુધી તે ચામડીની અંદર શરીરનાં બીજા પદાર્થો હોય છે, ત્યાંસુધી તે તેના જેવા રંગવાળા દેખાય છે, પણ જ્યારે મરણ પામે છે, ત્યારે ( ત્યાર પછી જતી ) તેના શરીરના અંદરના બધા ભાગ ખવાઈ જઈને એકનું ખોખું રહે છે ત્યારે તે નિર્જીવ ચામડી અને સૂક્ષ્મ હાડનો રંગ સફેદ દેખાય છે; સાપની કાંચળી જેમ સફેદ દેખાય છે તેમ.

ત્તાદલીઓ=નાનમાં આવેલી સખીઓ.

મગવેલણીઓ=મગના દાણા જેવી ભાતવાળો સાલ્લો જેને મંગીક કહે છે. તેમજ વેલણીઓ પણ વેલણના જેવી ભાતવાળો સાલ્લો જેને વેલણીક કહે છે.

પગડેલણીઓ=એ પગે પહેરવાનુ ચાદીનું ઘરેણુ છે જેને પગ ડેસણીયુ કહે છે.

તનમનીઓ=એ હાથે પહેરવાનું સોનાનું ઘરેણું છે જેને તનમનીક કહે છે.

અર્થ.

(૧) વર ભણીનો પક્ષ બોલે છે "અલી અગના લટકા મટકા કેમ કરે છે?" વહુ ભણીનો પક્ષ બોલે છે "હે લાલ! ( એકનું નામ દઈને ) એ ઉંચી આને શુ કરશો?"

વર ભણીનો પક્ષ બોલે છે "ક્યાંથી છે તો તેની કેડે કુચી ધાલીશુ"

(૨) બીજા નબરની છેલ્લી લીટીમા અધુરી લીટી પુરી કરવાથી અર્થ એમ છે મગવેલણીઓ પછી પગડેવણીઓ કોઈ લો રે તનમનીઓ.

વહુ ભણીનો પક્ષ બોલે છે "ઘરમા રાજાના જેવુ રાજ કરનારી હે સાસુજી! અમને નાનપણથીજ કુંવારા રાખ્યા!"

સાસુ ભણીનો પક્ષ ઢીંગલીને પહેરવાના લુગડા, ઘરેણા સબધી સામા વહુભણીના પક્ષને કહે છે "હે હરખાએલી સખીઓ મગીયાં ભાતનો, તથા વેલણ ભાતનો ( મગીક, અને વેલણીક ) સાલ્લો, પગે પહેરવાનુ ડેસણીક તનમનીક તડાકાબધ કોઈ લો."

ચર્ચાપત્ર ન. ૫ નો ઉત્તર.

( ૧ ) ઉપરની શંકાનો ખુલાસો ૧૯૧૩ ના ઓગસ્ટ મહીનાના શાળાપત્રમાં થએલો છે. તેમા જણાવેલુ છે કે અકબરના લગ્ન જોધપુરના રાજાની કુંવરી જોધબાઈ સાથે થયા હતા એમાં કાંઈ પણ પ્રમાણનો સદેહ નથી. કર્નલ ટોડ રાજસ્થાનના બીજા ગ્રંથમાં ૩૦ મે પૃષ્ઠે લખે છે કે અકબરના જોધબાઈ સાથે લગ્ન થવાથી બાદશાહી કુટુબ જોધપુરના કુટુંબ સાથે જોડાયું હતું.

( ૨ ) રૂલર્સ ઑફ ઇન્ડિઆ સીરીઝમા અકબરના જીવનચરિત્રમા ૧૮૫ મે પૃષ્ઠે લખ્યુ છે કે અકબરને ઘણીજ સ્ત્રીઓ હતી, તેમા આટલી પ્રમાણુ મનાય છે.

અકબરની પાંચમી સ્ત્રી જહાંગીરની મા અને જોધપુરની રાજકુંવરી જોધબાઈ હતી. એજ જીવનચરિત્રમા આગળ એટલે ૧૮૪ મા પૃષ્ઠમાં જણાવ્યું છે કે તે વખતના રજપુત રાજાઓમા સર્વથી જોરાવર જોધપુરના રાજા ઉદયસિંહ તરફથી અકબરે પોતાના છોકરા સલીમ માટે તેની કન્યા મેળવી.

પાઠક આવી ગએલા આટલા પુરાવાથી હજી શંકા રહેવા પામતી હોય તો નીચે જણાવેલા જુદા જુદા દાખલા ઉપરથી શકા દૂર થશે એવી આશા છે.

( ૧ ) તેણે જયપુર અને જોધપુરના રાજાને તાબે કર્યા અને બંને રાજાઓની રજપુત કુંવરીઓને પોતાની સ્ત્રી તરીકે સ્વીકારી, અને પોતાના દીકરાને પણ બીજી રજપુત કુંવરી પરણાવી. ( હિન્દુસ્તાનનો ઇતિહાસ વીર ગણ્યાચાર્યકૃત. )

( ૨ ) લોંગમેન્સની કમ્પનિ તરફથી બહાર પડેલા હિન્દુસ્તાનના ઇતિહાસમા ૭૮ મે પૃષ્ઠે ૨૬ મા પરિચ્છેદના કે ફકરામા જણાવ્યું છે કે ત્રીજો મુખ્ય રજપુત સરદાર જોધપુરનો કે મારવાડનો રાણો માલદેવ હતો. અકબર મારવાડના રાજાની પુત્રી જોધબાઈ સાથે પરણ્યો અને તે જહાંગીરની મા હતી.

( ૩ ) રૂલર્સ ઑફ ઇન્ડિઆ સીરિઝના ઇતિહાસના પૃષ્ઠ-૧૦૭ મે જણાવે છે કે અકબરની સ્ત્રીએ સીક્રીમા તે ફકીરના ( સેઇન્ટના ) ઘરમા એક પુત્રને જન્મ આપ્યો, અને તેનું નામ તે ફકીરના નામ ઉપરથી સલીમ પાડવામા આવ્યું હતું, છતા તે ઇતિહાસમા પાદશાહ જહાંગીરના નામથી જાણીતો થયો છે; તેની મા જોધપુરના રજપૂત રાજાની કુંવરી હતી.

( પૃષ્ઠ-૨૦૭ પરિચ્છેદ-૨ ).

( ૪ ) ડેવિડ સિંક્લેરના ઇતિહાસના ૭૭ મા પૃષ્ઠે જણાવેલું છે કે અકબરે જયપુર અને જોધપુરના રાજાની કુંવરી સાથે લગ્ન કર્યું હતું.

20th August 1921

Bhogilal M. Upadhyaya.
2nd Asst. Master,
Govt. Training School Godh…

નં-૫ નો ઉત્તર.

જોધબા એ મારવાડ ( જોધપુર ) ના રાજા માલદેવની પુત્રી હતી, અને તેની સાથે અકબરના લગ્ન થયાં હતા. આ સબંધમાં કર્નલ ટોડ લખે છે કે—

"જોધબાથી જહાંગીરનો જન્મ થયો હતો, જોધબાનો મકબરો આગ્રા પાસે સિકન્દ્રાબાદમાં છે"

જહાંગીરના લગ્ન જોધબાઈ સાથે થયા હતા, જોધબાઈ એ અંબરના રાજા માનસિંહની બેન અને જયપુરના રાજા બિહારીમલની પૌત્રી હતી

ઈ સ. ૧૯૧૪ મા પ્રસિદ્ધ થએલ આવૃત્તિ ( માર્સડન કૃત ઈતિહાસ )મા ચોખ્ખી રીતે જણાવ્યું છે કે—"સલીમ મોટો થયો ત્યારે તેને જોધપુરના રાજાની કુવરી જોધબાઈ સાથે પરણાવ્યો"

આ ઉપરથી સમજાશે કે જોધબાઈ એ જહાંગીર-સલીમની-સ્ત્રી હતી.

(ચદ્રશંકર મણિશંકર ભટ્ટ. સ્કો૦ ગ૦ ટ્રે૦ સ્કુલ ગોધરા)

અંક ૬ ૭ ના ચર્ચાપત્ર નં—૫ નો ઉત્તર.

અકબર પાદશાહ ઘણી રાણીઓ પરણ્યો હતો તે પૈકી ત્રીજી બેગમ રાજા ભગવાનદાસની બેન અને રાજા બિહારીમલની દીકરી હતી પાચમી બેગમ જોધબાઈ જોધપુરના રાજા માલદેવની કુવરી હતી આ જોધબાઈથી અકબરને જહાગીર નામે શાહજાદો થયો હતો જહાગીરને અકબરે જોધપુરના માલદેવના પૌત્રના કોઈ રાજાની કુવરી જોધબાઈ સાથે પરણાવ્યો હતો અને તેજ જોધબાઈથી જહાગીરને ખુશરૂ નામનો શાહજાદો થયો છે. વિઠ્ઠલભાઈ ધનજીભાઈ પટેલ કૃત ઈતિહાસના પાના ૧૦૧ મા લખેલું ખરૂં છે. અકબર સાથે જે જોધબાઈ પરણી હતી અને જહાગીર સાથે જે જોધબાઈ પરણી હતી તે જુદી જુદી છે પરતુ બન્ને એક રાજ્યમાંથી મળી હતી.

મારી ધારણા પ્રમાણે ઉપર લખ્યા મુજબ પ્રત્યુત્તર છે; તો જો યોગ્ય લાગે તો શાળાપત્રમા પ્રસિદ્ધ કરવા કૃપાવત થશો એવી મારી આશા છે તા ૧૭-૮-૨૧

ડાહ્યાભાઈ અંકોભાઈ પટેલ સ્કોલર—ત્રીજું વર્ષ મુ સાદાનાપુરા.

નં. ૫ નો ઉત્તર

સ્કો દેવશંકર જેઠાલાલ પંડ્યા.

જોધબા અકબરની સ્ત્રી કે સલીમની, જોધબા એક કે જુદી જુદી વગેરે બાબતનું વિવેચન જુના શાળાપત્રોમાં આવી ગયું છે ઇ સ ૧૫૪૩

ના શાળાપત્રમાં તત્રીજીએ આ શંકાના સમાધાન અર્થે લાંબુ વિવેચન પ્રમાણભૂત દલીલો સાથે કર્યું છે. તેથી અત્રે ફરી વિવરણ કરવાની જરૂર નથી. હું ધારૂં છું કે ૧૯૧૩ માં થએલું વિવેચન વાંચવાની શંકાકર્તા તસ્દી લેશે.

## ચર્ચાપત્ર નં. ૬ નો ઉત્તર.

કેટલીક સપુષ્પ વનસ્પતિને બે જાતનાં ફૂલ થાય છે. ખરાં ફૂલ અને ખોટાં ફૂલ. ખોટા ફૂલ ખરી પડી તેને ફળ થતાં નથી, પણ ખરાં ફૂલથી ફળ થાય છે. દરેક ફૂલને નળિકા હોય છે. નળિકાના અગ્ર ભાગમાં ફૂલ આવે છે, અને તે ફૂલ ખરી પડી ત્યાં ફળ થાય છે, માટે તે નળિકા ફળનું ડીંટું કહેવાય છે. નળિકાના અગ્ર ભાગમા ઝીણાં ઝીણાં બી હોય છે, તથા ત્યાં ફળ થાય છે, માટે તે ભાગને બીજાશય કહે છે.

## ચર્ચાપત્ર નં. ૭ ના સવાલ ૧ લાનો ઉત્તર.

ફૂલના રંગથી લોભાઈને તેમાં જતા દરેક જંતુઓ મધ ચૂસે છે. પતંગીઆ, મધમાખ, ભમરો, ગુસીયા (ઘુસીયા) એ જંતુઓ મધપુડો બનાવી તેમાં મધ ભરી શકે છે, અને તેનો ઉપયોગ પોતે તથા જનસમૂહ કરે છે. તે સિવાયના જંતુઓ મધપુડો બનાવી શકતાં નથી, ને તેનો લાભ પોતેજ લે છે.

સહી. ઇશ્વરલાલ હરિભાઈ પટેલ.

પો. આ. સરોડા.

૨. પાણી વગર કોઈ પણ જીવજંતુને ચાલતું નથી. એ વાત ખરી છે પણ કેટલાક જીવજંતુઓને પાણી ઘણુંજ ઓછું અસકે હવામાંની ભીનાશ જેટલુંજ જોઈએ છે, મજકુર ચર્ચામાં જણાવેલાં ઘણાં ખરા જંતુઓ તો પોતાની સુષુપ્તિ અવસ્થા ભોગવવાને લાકડામાં વસેલાં જણાય છે, કારણ કે આપણે જ્યારે તેમને બહાર કાઢીએ છીએ ત્યારે તેમાના ઘણા ખરા તો એવી ઉંઘમા પડેલા હોય છે કે તેમને હાલવા ચાલવાનું પણ ભાન હોતું નથી. બીજી જાતના જે જંતુઓ લાકડાં ખાઈને કાચાં કાચા કરી મુકે છે તેઓ ફક્ત હવામાંની ભીનાશમાત્ર જીવી શકે છે, એવાં લાકડાને વરસાદમા નાખીએ તો તે જંતુઓ મરી જાય છે. તેમને વિશેષ પાણીની જરૂરજ હોતી નથી.

(સહી) પુરુષોત્તમ લખાભાઈ પટેલ નિ. સુરત.

અંક ૬-૭ ના ચર્ચાપત્ર નં. ૭ નો નં. ૨ નો ઉત્તર.

(૨) પાણી વિના દરેક જીવજંતુને ચાલતુ નથી એ લોકમાન્યતા ખરી છે.

લાકડા કાપનારા ઘણુ [મહિએર, પેઠ] ઘણા દિવસ સુધી લાકડાની પોલમા રહે છે એ સત્ય છે. એને પાણીની જરૂર રહેતી નથી. તે પોતાના મોઢામાંથી પાણી કાઢી શકે છે એથી લાકડુ પોચુ થાય છે અને તેને તે કાપી નાખે છે [ ઉધઈ અને કરોળીઆની માફક. ]

સ્કોલર. ડાહ્યાભાઈ અંબેલાલભાઈ પટેલ ત્રીજુ વર્ષ. સાહાનાપુરા.

જુન-જુલાઇના ચર્ચાપત્ર નં ૭ ના નં. ૨ નો જવાબ

(૨) પાણી વિના દરેક જીવજતુને ન ચાલે તેવો નિયમ નથી ઘણા જીવજતુ તેના રહેઠાણ, ખોરાક, અને હવામાથી પાણી મેળવી જીવે છે જેમકે [૧] અનાજમા પડતા જીવ (૨) હવામા ઉડતા જીવ (૩) ધુળ, કચરા અને લાકડામા પડતા જીવ વગેરે તેમને પાણીની જરૂર નથી તેમાના કેટલાક હવામાથી, ખોરાકમાથી કે રહેઠાણના સજોગોમાથી કુદરતી બક્ષીસથી પાણી મેળવે છે

વળી કેટલેક ઠેકાણે રણપ્રદેશના ઉજ્જડ મુલકમા જયા હરણ ઘણા હોય છે ત્યા ઉનાળામા માણસોને પણ પાણી પીવા સહેલથી મળી શકતુ નથી. ત્યા હરણ, રોઝ વગેરે વનચર પશુઓ હવામાથી પાણી શોષી અમુક વખત જીવે છે તો અલ્પાયુ જીવજતુને નીભે તેમા નવાઈ નથી

સ્કોલર--મુળજી સગતાણુ પરમાર, સુઇગામવાળા

## જપ્ત થએલાં પુસ્તકો ચોપાનીઆ વગેરેની યાદી

મ એ૦ ઇ૦ સા૦ ના પત્ર નબર ૭૨૭૮ તા ૧૦-૮-૨૧ થી નીચેના ચોપાનીઆ, જાહેરાતો ઇ૦ સરકારે જપ્ત કરેલા જાહેર કરવામા આવે છે, તે જ્યા જડી આવે ત્યાં જપ્ત કરવાં

(અ) મુબઈ સરકારનો ઠરાવ નં-૪૮ તા. ૮-૪-૨૧

૧ ધી ઇન્ડીપેન્ડન્ટ હિદુસ્તાન વોલ્યુમ ૧ લુ. ( જાન્યુઆરિ ૧૯૨૧ અક ૫ મો )

(ચ) એજન ઠરાવ નં-૧૩૪ તા. ૧૮-૪-૨૧

૨. "જખ્મ-એ-મુસ્લીમ"—ઉર્દૂ કાવ્ય.
૩. "ભારત પુકાર" ( હિંદીમા છાપેલું )
૪. "જુલુમીઆ" ( „ „ )
૫. "મુસ્લીમોની જાણ માટે" ( અરબી લિપિમાં છાપેલું )

(क) તા. ૧૮-૪-૨૧ નો ઠરાવ નં૦ ૧૪૧

(૬) "વકીલવા" ( વકીલો ) " હિંદીમાં છાપેલું.
(૭) "અંગ્રેજવા" „
(૮) "પોલિસ મર્વિંમ" „
(૯) "દારોગવા" „
(૧૦) "દીનપુકાર"
(૧૧) "ઝમીનદારવા" દેવનાગરીમા લખેલું હિંદી કાવ્ય
(૧૨) "કોન્ગ્રેસ ભજન" ઉર્દૂમા છાપેલું
(૧૩) "પ્રેતીગ્યાન"
(૧૪) "મોતીહારીમા અધિકારનો ગેરઉપયોગ" (High handedness in Motihari ) હિંદીમાં છાપેલું
(૧૫) " ગેમી સુઆ " હિંદી.
(૧૬) 'લુટરવા' (૧૭) બિદેશીઆ. (૧૮) "ફીરંગીઆ" (Englishman) (૧૯) " સિપાઇહિ "

(ડ) તા. ૧૯-૮-૨૧ નો ઠરાવ નં૦ ૧૫૫.

(૨૦) ' શુકી-એ-ઇગ્રાઝ " અને સમરની લાગણીઓ-ઉર્દૂ કાવ્યો.
(૨૦ अ) ઇન્ડિઆ-સ્વરાજ્ય, ખુસ્રોદીન-અંક-૧-૩
(૨૧) 'ફ્રીગીન' અને "અગેફીંગ" ઠરાવ નં૦ ૩૪૪-તા ૧૯-૫-૨૧.
(૨૨) ફીરંગીઆ-હરિહર પ્રેમ બલીઆમા છાપેલું હિંદી ચોપાનીઉ. ( ઠરાવ નં૦ ૩૩૫. તા. ૧૮-૫-૨૧.
(૨૩) અસહયોગ જન્કર. ઠરાવ „
(૨૪) ગાધીજી નોહા શૌકતઅલી-હિંદીમા છાપેલું ઠરાવ „
(૨૫) ખુનેહરમેન. (૨૬) ધી ઇન્ડીપેન્ડન્ટ હિંદુસ્તાન ( અગ્રેજી માસિક વોલ્યુમ ૧ માર્ચ ફેબ્રુઆરિ ૧૯૨૧ નો અંક ૬.) ઠરાવ એજન

(૨૭) સચ્ચી રહનુમાઇ–(True guidance) ઉર્દૂમાં છાપેલું. તા. ૨૭–૫–૨૧ નો ઠરાવ નં–૩૯૫

(૨૮) "અસહયોગ" હિંદી તા. ૬–૬–૨૧ નો ઠરાવ નં–૪૫૨

(૨૯) "સ્વરાજ્યકે લીએ ભાઈ ઓમેં વિનય. હિંદી ઠરાવ „

(૩૦) " „ બનારસમાં છાપેલું (ઠરાવ એજન)

(૩૧) "ભારત ગીતામૃત" તેલુગુમાં છાપેલું (ઠરાવ એજન)

(૩૨) "દીશનેકિ સંદેશ" હિંદી, તા. ૭–૬–૨૧ નો ઠરાવ નં. ૪૬૨

(૩૩) "બંદે માતરમ્" સૂચના (Reminder) „ „

(૩૪) "આકાશ સરસ્વતી" (Muse of the Sky) „ „

(૩૫) પોલિસ ભાઇઓસે નમ્ર નિવેદન તા. ૧૧–૬–૨૧ નો ઠરાવ નં. ૪૮

(૩૬) "મહાત્મા ગાંધી" એ મથાળાવાળું ચોપાનીઉં (ઠરાવ એજન)

(૩૭) "નોકરના" ઠરાવ એજન

( ૨ )

મ એ. ઇ. સાહેબના પત્ર નંબર ૧૦૪૫૩ તા. ૨૦–૧૦–૨૧ થી નીચેનાં ચોપાનીઆ, જાહેરાત હિ૦ સરકારે જપ્ત કરેલા પ્રસિદ્ધ કરવામાં આવે છે. સરકારી ઠરાવ નં. ૫૮૨, તા. ૨૩–૬–૩૧

(૧) "પોલીટીકલ હોલીઓકા ગુલદસ્તા" (A bouquet of political Holi songs.) ઉર્દૂ ચોપાનીઉં.

(૨) "દર્દ–એ–ખીલાફત" (Sympathy with Khilafat) ઉર્દૂ ચોપાનીઉં.

(૩) "મિત્ર મનોગ" (Friend's Love) ગીત અને કાવ્યોનું હિંદી પુસ્તક

(૪) હિંદમાં બ્રિટિશ અમલ વિરૂદ્ધ ચાર તહોમતનામાં (charges) અમેરિકામાં છાપેલું અંગ્રેજી ચોપાનીઉં.

(૫) "તોગલુ–એ–ખીલાફત" ઉર્દૂ ચોપાનીઉં.

(૬) "પ્રજાસંઘ" League of Nations, અને પ્રજા ઉપર તેની અસર (and its effect on nations).

(૭) પોલીસવા—હિંદી—

મુંબઇ સરકારનો તા. ૮–૭–૨૧ નો ઠરાવ નં. ૬૯૯.

(૮) "બંદે માતરમ" (એ મથાળાનું ચોપાનીઉં.) રાગ પુરબી

તા. ૨-૪-૨૧ ને રોજ આપેલા મહમદઅલીના ભાષણ-વાળું, મલયલમ ભાષામાં છાપેલું ચોપાનીયું.

(૧૨) બુલબુલાને હુર્યત કે તીરાના ( Songs of the nightingales of liberty ) જુદા જુદા કવિઓના રાષ્ટ્રીય ગીતનો સંગ્રહ.

(૧૩) વિદેશીઆ ( ૧૪ ) તુર્ક-એ-મોલાત-ઉર્દુ ચોપડી. ( ૧૫ ) Western monkeys ( પશ્ચિમના વાનરો ) ઉર્દુમાં લખેલ. મુંબઇ સરકારનો તા. ૧૩-૭-૨૧ નો ઠરાવ નં—૭૪૫

(૧૬) બન્દેમાતરમ રાષ્ટ્રીય બત્તીશી.

(૧૭) જુલમ ધિક્કાર. (૧૮) બન્દેમાતરમ સુનીએ પિતાની. મુંબઈ સરકારનો તા. ૧૯-૭-૨૧ નો ઠરાવ નં-૭૬૨

(૧૮) વીર ભારત-હિંદી ચોપાનીયું.

(૧૯) ભારતીઓ કે ચેતવણી. „
મુબઈ સરકારનો ઠરાવ નં. ૭૮૯ તા. ૨૧-૭-૨૧.

(૨૦) ખુતબા-એ-મુબારક. તા. ૩૦-૪-૨૧ ને રોજ મલબારમાં મળેલી ઓલ ઇન્ડિઆ શીઆ કોન્ફરન્સના પ્રમુખનું ભાષણ. તા. ૮-૮-૨૧ નો હુકમ નં. ૯૩૭.

(૨૧) શીરગીઆ ( ફ્રીશમેન ) અને મહાત્મા ગાંધી ઔર ચરખા. હિંદી ચોપાનીઆં.

(૨૨) અસહયોગી વીર ભારત. (કાવ્યોનો સંગ્રહ) „
મુબઈ સરકારનો તા. ૨૯-૭૨૧ નો ઠરાવ નં-૮૨૭.

(૨૩) વન્દેમાતરમ-પંજાબ [ અમૃતસર ] જલીઆંવાલા બાગમેં હોનેવાલે અત્યાચાર ઔર જનરલ ડાયરકી નીચતા (હિંદી ચોપાનીયું.)

(૨૪) તીરંગે ગામ ( રાષ્ટ્રીય ગીતો ) ઉર્દુ ચોપાનીયું.

(૨૫) ગભાયલ-ઝપઝપે.

(૨૬) મનોહર કાવ્યામાં. [ ઉર્દુ ચોપાનીયું ]

(૨૭) આખા હિંદના ઢોમાના ધામક કેવા.

(૨૮) ચંદપુરેર દુર્ઘટન વિવરણ ( બંગાળીના છાપેલું કાગળીઉં )
મુંબઇ સરકારનો તા. ૩૦-૭-૨૧ નો ઠરાવ નં—૮૮૪.

(૨૯) તર્કે મોનાત-ઉર્દુ ચોપાનીયું.

## જાહેરખબર.

[૧]

મ. હિ. પી. આહનો તા. ૧૪-૯-૨૧ નો લાયબ્રેરિ નં—૯૦૮૧ ટી. છ. ભોપટકર બી. એ એસ. ટી સી. ડી. તરફથી છપાતું, વિદ્યાર્થી-ધી પ્યુપીલ-નામનું આઠવાડિક પત્ર-કે-૨૭ બુધવાર પેંડ પુના-શાળાઓના પુસ્તકાલય માટે મંજુર નથી.

[૨]

ઉ. વિ ના. મે. એ. ઇ સાહેબના હુકમ નં. ૧૦૦૨૫ તા. ૧૩-૧૦-૨૧ ઉપરથી તેઓ સાહેબે તા. ૩૦ મી સપ્ટેમ્બર સુધી પુરા થતા ત્રણ માસની, પ્રાથમિક, તથા માધ્યમિક શાળાઓ અને ટ્રેનિંગ કોલેજો માટે મંજુર કરેલી પુસ્તકોની યાદી સર્વની જાણ માટે પ્રસિદ્ધ કરવામા આવે છે.

| નંબર. | પુસ્તકનુ નામ | જે ભાષામા પુસ્તક લખાયેલુ હોય તેનુ નામ | શા માટે પુસ્તક મંજુર કરવામા આવ્યુ છે. | કિંમત. |
| --- | --- | --- | --- | --- |
| ૧ | ગુજરાત વર્નાક્યુલર સોસાયટિ, અમદાવાદ તરફથી છપાયેલુ "સુભદ્રા હરણ" | ગુજરાતી | ગ. હિરેમ્બરસાહેબે ટ્રેનિંગ સંસ્થાઓ માટે ટેક્સ્ટ બુક તરીકે અને ઉ. વિ. ના. મે. એ. ઈ. સાહેબે પ્રાથમિક અને માધ્યમિક શાળાઓ માટે લાયબ્રેરિના પુસ્તક તરીકે મંજુર કરેલુ | ૧-૦-૦ |
| ૨ | સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય અમદાવાદ વાળાની સુબોધક નીતિકથા. ૧ | „ | માધ્યમિક અને પ્રાથમિક સંસ્થાઓ માટે ઇનામ તથા લાયબ્રેરિના પુસ્તક તરીકે. | ૦-૬-૦ |

| | | | |
|---|---|---|---|
| ૩ | "આગળ ધસો," | ગુજરાતી | ,, ૧-૮-૦ (કપડાનું પુઠું) |
| | | | ૧-૦-૦ (કાગળનું પુઠું) |
| | ઉસ્માન બચલ ખુડખુડીઆ અને મહોબતસિંગજી એમ. રાણા કૃત. | | |
| ૪ | શાળોપયોગી નિબંધ સંગ્રહ | ,, | ,, ૧-૦-૦ |

(સહી) જે. એસ. કાદરી.
એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર
ઉ. વિ.

[૩]

( ઉ. વિ. ના. મે. એ. ઇ. સાહેબના હુકમ નં. ૧૦૫૧૬ તા. ૨૦-૧૦-૨૧ ઉપરથી )

હાઈ અને સ્પેસ્યલ સ્કૂલોમાં આપવાની સરકારી સ્કોલરશિપો.

ઉત્તર વિભાગ

આ ઉપરથી ખબર આપવામાં આવે છે કે ઉત્તર વિભાગના દરેક જિલ્લામાં સરકારી છ છ સ્કોલરશિપો આપવા સારૂ બુધવાર તા. ૨૫-જાન્યુઆરિ ૧૯૨૨ તથા તે પછીના દિવસોએ ૧૧ વાગે નીચે જણાવેલા મધ્યસ્થળોએ હરિફાઈની પરીક્ષા લેવામાં આવશે.

| | |
|---|---|
| ૧ અમદાવાદ | ૪ ભરૂચ |
| ૨ નડિઆદ ( ખેડા જિલ્લો ) | ૫ સુરત |
| ૩ ગોધરા [ પંચમહાલ ] | |

૨—છમાંની એક સ્કોલરશિપ માટે સામાન્ય રીતે બધા ઉમેદવારો સ્પર્ધા કરી શકશે. એનીઇઝરાયલ, કણબી, કણબી કરતાં વધારે પછાત વર્ગ કે જેના લોકો અંગ્રેજી કેળવણીમાં પાછળ છે તેમની સ્પર્ધા માટે એક સ્કોલરશિપ ખાસ મુલાવકી રાખવામાં આવી છે. ચાર સ્કોલરશિપો મુસલમાન ઉમેદવારો માટે રાખવામાં આવશે.

૩—એક કમિટી કે જેના પ્રેસિડન્ટ સરકારી હાઇસ્કૂલના હેડ માસ્તર થશે તેની મારફત દરેક મધ્યસ્થળે પરીક્ષા લેવામાં આવશે. પરીક્ષામાં દાખલ થવાની અરજીઓ ઠરાવેલા છાપેલા ફૉર્મ ઉપર કરવી, અને ઉમેદવારે જે જિલ્લાનો હોય તે જિલ્લાની પરીક્ષક કમિટિના પ્રેસિડન્ટને કરવી; તા. ૧૫ મી ડિસેમ્બર ૧૯૨૧ સુધી અરજીઓ અને દાખલ થવાની ફી કમિટિ લેશે, તે તારીખ પછી કોઈ પણ અરજી લેવામાં આવશે નહિ. અરજીના ઠરાવેલા ફૉર્મની નકલો પરીક્ષક કમિટિના પ્રમુખ પાસેથી મળશે.

૪—ઉમેદવારોની ઉમર, પરીક્ષાના વિષયો, સ્કૉલરશિપની રકમ અને મુદત, કેટલી ફી આપવાની છે તે, વગેરે બાબતની સઘળી વિશેષ હકીકત નિયમોમાંથી મળી શકશે.

૫—નિયમોની નકલો પરીક્ષક કમિટિના પ્રેસિડન્ટને અરજી કરવાથી મફત મળશે. ઉત્તર વિભાગની તમામ સરકારી અને મદદ મેળવનારી એંગ્લો વર્નાક્યુલર સ્કૂલોમાં જાહેરખબર ચોડવાના પાટીઆ ઉપર એ નિયમોની નકલો ચોડવામાં આવી છે

ઉ. વિ. એ. ઇ. ની ઑફિસ, અમદાવાદ.
તા. ૧૫ મી ઑક્ટોબર ૧૯૨૧.

(સહી) જે. એમ. કાદરી.
ઑ. ઈ. ઉ. વિભાગ.

## મિડલ સ્કુલ સ્કૉલરશિપો.

આથી ખબર આપવામાં આવે છે કે ઉત્તર વિભાગના દરેક જિલ્લામાં નવ સ્કૉલરશિપો આપવા શુક્રવાર તા. ૨૭ મી જાન્યુઆરિ ૧૯૨૨ તથા તે પછીના દિવસોએ ૧૧ વાગે નીચે લખેલા મધ્યસ્થળોએ હરિફાઈની પરીક્ષા લેવામાં આવશે

૧ અમદાવાદ
૨ નડિઆદ [ખેડા જિલ્લો]
૩ ગોધરા [પંચમહાલ]
૪ ભરૂચ
૫ સુરત

૨—નવમાંની બે સ્કૉલરશિપો માટે સામાન્ય રીતે બધા ઉમેદવાર હરિફાઈ કરશે. બેનીફ્રિરાબાદ, કણબી, કણબી કરતા પછાત વર્ગના લો જે અંગ્રેજી કેળવણીમાં પછાત છે તે લોકોની સ્પર્ધા માટે બે સ્કૉલરશિ

રાખવામા આવી છે ચાર સ્કોલરશિપો મુસલમાન માટે, અને તા. ૧૬ જુલાઈ ૧૯૧૨ ના કેળવણી ખાતાના સરકારી ઠરાવ ન. ૧૮૨૬ અને તા ૮-૧૦-૧૯૧૭ ના હુકમ નબર ૨૪૮૮ થી જારી રાખેલી રૂ ૫) ની એક સ્કોલરશિપ હલકા વર્ગો માટે રાખવામા આવશે.

૩—દરેક મધ્યસ્થળે પરીક્ષા એક કમિટિ મારફત લેવામા આવશે. તે કમિટિના પ્રમુખ સરકારી હાઈસ્કૂલના હેડમાસ્તર ગણાશે. પરીક્ષામા બેસવાની અરજીઓ ઠરાવેલા છાપેલા ફોર્મ ઉપર કરવી આ ફોર્મની નકલો પરીક્ષક કમિટિના પ્રમુખ પાસેથી મળી શકશે. ઉમેદવાર જે જિલ્લાનો હોય તે જિલ્લાની પરીક્ષક કમિટિના પ્રમુખને અરજીઓ મોકલવી તા ૧૫-૧૨-૨૧ સુધી અરજીઓ અને ફી કમિટિ સ્વીકારશે. તે તારીખ પછી કોઈ પણ અરજી સ્વીકારવામા આવશે નહિ.

૪—ઉમેદવારની ઉમર, સ્કોલરશિપની રકમ, અને મુદત, કેટલી ફી આપવાની છે તે વગેરે બાબતની સઘળી વિશેષ હકીકત નિયમોમા આપેલી છે નિયમોની નકલો પરીક્ષક કમિટિના પ્રમુખને અરજી કરવાથી મફત મળશે. ઉત્તર વિભાગની તમામ સરકારી તેમજ મદદ લેનારી મુખ્ય ગુજરાતી નિશાળોમા જાહેરખબર ચોઢવાના-પાટીઆ ઉપર પણ તે નમ્રો ચોઢવામા આવી છે.

ઉ બા • ના એ. ઈ. સાહેબની ઓફિસ | અમદાવાદ તા ૧૯-૧૦-૨૧ | સહી જે. એસ કાદરી એ ઈ ઉ વિભાગ

## હાઈ અને સ્પેશ્યલ સ્કૂલોમા આપવામા આવતી કાઝી શહાબુદ્દીન સ્કોલરશિપો.

આથી ખબર આપવામા આવે છે કે કાઝી શહાબુદ્દીન એન્ડાઉમેન્ટ ફંડમાથી અમદાવાદ અને ખેડા જિલ્લાની કોઈ પણ જાહેર સ્કૂલના મુસલમાન ઉમેદવારોને હાઈ અને સ્પેશ્યલ સ્કૂલોમા પચ પાચ રૂપીઆની બે સ્કોલરશિપો આપવા સારૂ તા ૨૫-૧-૧૯૨૨ ને વાર બુધને રોજ અને તે પછીના દિવસોએ ૧૧ વાગે હરિફાઈની પરીક્ષા અમદાવાદ અને નડિઆદ સરકારી હાઈસ્કૂલોના મકાનમા ચાલુ નિયમો મુજબ લેવામા આવશે.

અરજી તથા પરીક્ષામા બેસવાની ફી તા ૧૫-૧૨-૧૯૨૧ સુધી અમદાવાદ તથા નડિઆદ મધ્યસ્થળના પ્રેસિડન્ટ લેશે.

અમદાવાદ તા ૧૯-૧૦-૨૧ | સહી. જે. એસ કાદરી. એ ઈ. ઉ વિભાગ

## ચર્ચાપત્ર.

મહેરબાન ટ્રે. રા. ટ્રેનિંગ કાલેજના પ્રિન્સિપલ સાહેબ, અને ગુજરાત શાળાપત્રના તંત્રી અને પ્રકાશક સાહેબની હજુરમાં, મુઃ અમદાવાદ.

ઝીનાબમાં વઢવાણ સ્ટેટ તાબે કરબે ખોડુની દ. ગુ. નિશાળના મહેતાજી છોટાલાલ ભુદરદાસ શાહની સલામ સાથ નમ્ર અરજ કે,

નીચેના પ્રશ્ન શાળાપત્રના ચર્ચાપત્રમાં છપાવવા તથા તેના યોગ્ય ઉત્તર મળવા નમ્ર વિનંતી છે.

૧) સાતમી ચોપડી પાઠ ૪૦ (ચાળીસ.) સૂર્યોદય, કવિતા; લીટી છેલ્લી.

મિનિટમાં મેલ ઘણા કપાય.

જે લાખ ને છાસી હજાર જાય.

છઠ્ઠી ચોપડી પાઠ ૮૪. ગરમીની ગતિ. પૃષ્ઠ ૨૩૬ માં લખ્યું છે કે ઈથરના મોજાંનો વેગ પ્રત્યેક સેકન્ડમાં એક લાખ છાસી હજાર માઈલનો છે.

ગરમીનો વેગ અને પ્રકાશનો વેગ એકજ સરખો હશે?

જો સરખો હોય તો મિનિટમાં એક લાખ છાસી હજાર માઈલનો છે, કે સેકન્ડમાં એક લાખ છાસી હજારે માઈલનો છે તે જણાવવા મહેરબાની કરશોજી.

૨) છઠ્ઠી ચોપડી પાઠ ૮૨. ગુરુત્વાકર્ષણના પાઠમાં લખ્યું છે કે

" ગુરુત્વાકર્ષણ રજકણોના સપ્રમાણમાં વધે છે, ને અંતરના વર્ગના વ્યસ્ત પ્રમાણમાં ઘટે છે.

સાતમી ચોપડી પાઠ ૫૮. ભરતી ઓટ; પૃષ્ઠ ૧૮૧ લીટી છેલ્લીમાં લખ્યું છે કે ગુરુત્વાકર્ષણના નિયમ પ્રમાણે પૃથ્વી પર સૂર્યનું આકર્ષણ થાય છે તેના કરતા ચંદ્રનું આકર્ષણ વધારે થાય છે તો આ બાબત હિસાબ ગણી સાબીત કરવા નમ્ર અરજ છે.

દાખલા તરીકે,

રજકણોનું પ્રમાણમા પૃથ્વીથી સૂર્ય ૩૦૦૦૦૦ ત્રણ લાખ ગણો મોટો છે, ને પૃથ્વી ચંદ્રથી ૮૦ ગણી મોટી છે એટલે ચંદ્રથી સૂર્ય ૨૪૦૦૦૦૦૦ બે કરોડ ચાળીસ લાખ ગણો મોટો છે; એટલે ચંદ્ર કરતાં સૂર્યનું આકર્ષણ રજકણોના પ્રમાણમાં બે કરોડ ચાળીસ લાખ ગણું વધે ને ચંદ્રથી સૂર્ય ચારસે ગણો છેટે છે; માટે ગુરુત્વાકર્ષણ $૪૦૦^૨=૧૬૦૦૦૦$ ગણું સૂર્યનું આકર્ષણ ઘટે; માટે $\frac{૨૪૦૦૦૦૦૦}{૧૬૦૦૦૦}=૧૫૦$ ગણું આકર્ષણ સૂર્યનું ચંદ્ર કરતાં થાય છે તો ગુરુત્વાકર્ષણનો નિયમ ખોટો હોવો જોઈએ; તો આ બાબતનો યોગ્ય ખુલાસો મેળવવા સારૂ ચર્ચાપત્રમાં છપાવવા અરજ છે.

તા. ક. અંતરના વર્ગના વ્યસ્ત પ્રમાણને બદલે મારા ધાર્યા પ્રમાણે અંતરના ઘનના વ્યસ્ત પ્રમાણમાં ઘટે છે એમ હોવું જોઈએ તો આ બાબત સત્યાસત્યનું સંશોધન થવા અરજ છે,

છોટાલાલ ભૂધરદાસ શાહ.
ખોડુ. દ. ગુ. નિશાળના મહેતાજી.

[૨]

મહેરબાન ગુજરાત શાળાપત્રના તંત્રીજીની સેવામાં. મુ. અમદાવાદ.

જત આપે આપના ઈ. સ. ૧૯૨૧ ના સપ્ટેમ્બર માસના શાળાપત્રમાં ઉધોર છંદ સંબંધી લખેલા મ્હારા ચર્ચાપત્રને સ્થાન આપી મને ઉપકૃત કર્યો છે, પરંતુ એનો ખુલાસો સંતોષકારક જણાતો નથી.

गीतं वाद्यं नर्तनं च त्रयं संगीतमुच्यते । અર્થાત્ ગીત, વાદ્ય અને નૃત્ય એ ત્રણેનું સમુદાયવાચક નામ "સંગીત" કહેવાય છે. મારી સમજ પ્રમાણે ગીતસંજ્ઞા કાવ્યને માટે છે અને કાવ્યમા છંદબદ્ધ કાવ્યરચનાનો સમાવેશ છે; વાદ્યસંજ્ઞા સ્વરને માટે છે અને સ્વરમા રાગ-રાગણીના સ્વરૂપનો સમાવેશ છે, નૃત્યસંજ્ઞા તાલને માટે છે, અને તાલમા કાળમાત્રાનો સમાવેશ છે; છતા ભાઈશ્રી બાપાલાલ મારા ચર્ચાપત્રના જવાબમા લખે છે કેઃ—"પિંગળના નિયમોનુ બંધન કાવ્ય બનાવનાર કવિને જેટલું છે તેટલું ગાનારને નથી હોતું, બલ્કે જરા પણ નહિ." એ કેટલું બધું વિપરીત કહેવાય?

વળી એકતાલાની બાબતમાં પણ ચારમાત્રાનો એક તાલો પ્રો. મૌલાબક્ષજીની વાચનમાળાના નોટેશન [Notation] ભાગોમાં જોવાની ભલામણ કરે છે, પરંતુ એકતાલાને વિસ્તૃત અર્થમા લઈએ ત્યારે તો ગમે તેટલી માત્રાનાં સરખા ખંડ પાડીને દરેક ખંડમા એકએક તાલ યોજવાથી એક તાલો થઈ શકે છે. જેમ હાથીના પગલામા પ્રાણિમાત્રનાં પગલાનો સમાવેશ થઈ જાય તેમ સર્વ તાલનો સમાવેશ એકતાલામા થઈ શકે, તેથી કંઈ જુદા જુદા તાલને માટે નિર્માણ કરેલી માત્રાઓમા વધઘટ કરવાનો અધિકાર કોઈને પ્રાપ્ત થતો નથી; એટલે ઉધોર છંદ ચૌદ માત્રાનો હોવા છતાં સોળમાત્રા કરવાની છૂટ લેવામા તેમજ તેનાં તાલસ્થાન શાસ્ત્રકારોએ નિર્ણીત કરેલાં હોવા છતાં યથેચ્છ તાલસ્થાન યોજવામા ડહાપણ નથી પરંતુ સત્યને જ સત્યરૂપે સ્વીકારી લેવામાં સારમાહી મનુષ્યોની શોભા છે. बुद्धेषु किं बहुना ।

નડીઆદ
તા. ૨૮-૧૦-૧૯૨૧

લી. આપનો આજ્ઞાંકિત સેવક,
ફુલચંદ.

| ક્રમ | નામ | પાનું |
|---|---|---|
| ૮૦ | શકરચંદ ઉમેદચંદ શાહ | ૨૭ |
| ૮૧ | છગને ભગવાન પટેલ | ૨૭૧ |
| ૮૨ | જેશંકર વિશ્વનાથ પંડયા | ૨૭૧ |
| ૮૩ | મહીપતલાલ અંબારામ પટેલ | ૨૭૧ |
| ૮૪ | શિવશંકર જેશંકર ત્રવાડી | ૨૭૧ |
| ૮૫ | અમરસિંહ જીવાજી પરમાર | ૨૭૦ |
| ૮૬ | આશાભાઇ સોમાભાઇ પટેલ | ૨૭૦ |
| ૮૭ | હાથીભાઇ માવસીંગજી ગોવીંદાની | ૨૬૯ |
| ૮૮ | શંકરલાલ મોહનલાલ ત્રવાડી | ૨૬૯ |
| ૮૯ | હેમતસંગ નથુભાઇ ચાથેલા | ૨૬૯ |
| ૯૦ | નથુમીયા મહમદમીયા સૈયદ | ૨૬૭ |
| ૯૧ | પ્રાણજીવન ખુલાખીદાસ પારેખ | ૨૬૭ |
| ૯૨ | મફતલાલ મુળદેવ વ્યાસ | ૨૬૭ |
| ૯૩ | પરમાનંદ ચીમનલાલ પારેખ | ૨૬૬ |
| ૯૪ | કરૂણાશંકર મોહનલાલ ઉપાધ્યાય | ૨૬૬ |
| ૯૫ | રણછોડ છગનલાલ ઉપાધ્યાય | ૨૬૬ |
| ૯૬ | શીવાભાઇ ઇશ્વરભાઇ પટેલ | ૨૬૬ |
| ૯૭ | હરિશંકર મૂળજી પંડયા | ૨૬૬ |
| ૯૮ | વેલાભાઇ રેવનદાસ કડવા પાટીદાર | ૨૬૫ |
| ૯૯ | તલકચંદ કાળીદાસ શાહ | ૨૬૫ |
| ૧૦૦ | દલસુખરામ બહેચરદાસ કડીઆ | ૨૬૫ |
| ૧૦૧ | નર્મદાશંકર રવિશંકર ઉપાધ્યાય | ૨૬૫ |
| ૧૦૨ | નારણભાઇ કાશીભાઇ પટેલ | ૨૬૫ |
| ૧૦૩ | પુરશોત્તમ હરજીવન જોશી | ૨૬૪ |
| ૧૦૪ | ભખલદાસ પ્રુસાલદાસ મોદી | ૨૬૪ |
| ૧૦૫ | ડાહ્યાલાલ અમુલખ મહેતા | ૨૬૩ |
| ૧૦૬ | પુરણલાલ કનૈયાલાલ પ્રતાપગઢીઆ | ૨૬૩ |
| ૧૦૭ | ખહેચરભાઇ મથુરભાઇ પંડયા | ૨૬૩ |
| ૧૦૮ | બાલુભા ગગુભા સુડાસમા | ૨૬૩ |
| ૧૦૯ | મણિલાલ ગીરધરદાસ કડીઆ | ૨૬૩ |
| ૧૧૦ | વ્રજલાલ પુરશોતમ વ્યાસ | ૨૬૩ |
| ૧૧૧ | હરિલાલ દેવીદીન કાયસ્ત | ૨૬૩ |
| ૧૧૨ | *સૈયદ ગુલામ મોહીયુદીન અમનુલ્લા અલવી | ૨૬૨ |
| ૧૧૩ | ભીખાલાલ કાળીદાસ સુતાર | ૨૬૧ |
| ૧૧૪ | વિઠ્ઠલભાઇ હારભાઇ પટેલ | ૨૬૧ |
| ૧૧૫ | કેસુભાઇ રૂપસંગ સોલંકી | ૨૬૦ |
| ૧૧૬ | હાજીરાજ અભેરાજ પરમાર | ૨૬૦ |
| ૧૧૭ | નાથાલાલ મોતીરામ જોશી | ૨૬૦ |
| ૧૧૮ | રૂસ્તમમીયા જીવાગીયા મલેક | ૨૬૦ |
| ૧૧૯ | કેશવલાલ મોહનલાલ પટેલ | ૨૫૯ |
| ૧૨૦ | કેશવલાલ વેણીચંદ શાહ | ૨૫૯ |
| ૧૨૧ | ડાહ્યાભાઇ અંબાશંકર ઠાકોર | ૨૫૯ |
| ૧૨૨ | ડાહ્યાભાઇ વાઘજીભાઇ પટેલ | ૨૫૯ |
| ૧૨૩ | મોહનદાસ જીવદાસ પટેલ | ૨૫૯ |
| ૧૨૪ | સોમાલાલ રેવાચંદ ભાવસાર | ૨૫૮ |
| ૧૨૫ | *નાસીર હુસેન વીલાયત હુસેન શેખ | ૨૫૭ |
| ૧૨૬ | ફુલાભાઇ પુંજાભાઇ વ્યાસ | ૨૫૬ |
| ૧૨૭ | સારાભાઇ જીવાભાઇ પટેલ | ૨૫૬ |
| ૧૨૮ | કરસનદાસ રેવાભાઇ પટેલ | ૨૫૫ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૨૯ | દાનજી ડાલાભાઇ પટેલ | ૨૫૫ | ૧૫૪ | મગનલાલ જેસંગદાસ પટેલ | ૨૪૪ |
| ૧૩૦ | માનસીંગ દાજીભાઇ દાયમા | ૨૫૪ | ૧૫૫ | ડાહ્યાભાઇ ગોવિંદભાઇ પટેલ | ૨૪૩ |
| ૧૩૧ | સુલેમાન અલીભાઇ ખોખર | ૨૫૪ | ૧૫૬ | ચોપટલાલ મોહનલાલ શાહ | ૨૪૨ |
| ૧૩૨ | અબદુલ નાથુ મુલતાની | ૨૫૨ | ૧૫૭ | જોરાવરખા જાફરખાં પઠાણ | ૨૪૧ |
| ૧૩૩ | મગનજી લાખાજી પગી | ૨૫૨ | ૧૫૮ | રતનનંગ મોહનભાઇ વાઘેલા | ૨૪૧ |
| ૧૩૪ | મોહન સામત અંગરખીઆ | ૨૫૨ | ૧૫૯ | આનંદીલાલ ચુનીલાલ આચાર્ય | ૨૪૦ |
| ૧૩૫ | લક્ષ્મીશંકર અંબાલાલ પંડ્યા | ૨૫૨ | ૧૬૦ | ચંદુલાલ અમૃતલાલ શાહ | ૨૪૦ |
| ૧૩૬ | *અહમદઅલી અબાસઅલી રંગાદ | ૨૫૨ | ૧૬૧ | શોભાભાઇ બહેચરભાઇ પટેલ | ૨૪૦ |
| ૧૩૭ | *હુસેનમીયા ગોગામીયાં ચોહાણ | ૨૫૨ | ૧૬૨ | ચતુરદાસ પ્રાણદાસ પટેલ | ૨૩૮ |
| ૧૩૮ | અંબાલાલ હીરાભાઇ ગેમેંશીઆ | ૨૫૧ | ૧૬૩ | છગન દેવજીભાઇ ચાવડા | ૨૩૮ |
| ૧૩૯ | કચરાભાઇ ઉમરચંદ પટેલ | ૨૫૧ | ૧૬૪ | નંદલાલ જોઇતારામ પટેલ | ૨૩૮ |
| ૧૪૦ | *ફતેમહમદ લાલમહમદ શેખ | ૨૫૧ | ૧૬૫ | ભીખુ પશુજી બાથી | ૨૩૮ |
| ૧૪૧ | ડાહ્યાલાલ મોતીલાલ ઠક્કર | ૨૫૦ | ૧૬૬ | મગનલાલ અમથાલાલ મઝમુદાર | ૨૩૮ |
| ૧૪૨ | વિઠ્ઠલરામ અંબાશંકર ત્રિવેદી | ૨૫૦ | ૧૬૭ | અમરતલાલ ઉત્તમચંદ શાહ | ૨૩૭ |
| ૧૪૩ | ચમનલાલ છોટાલાલ શાહ | ૨૪૯ | ૧૬૮ | છગન ગયાભાઇ પટેલ | ૨૩૭ |
| ૧૪૪ | પ્રભાશંકર માણેકશંકર ત્રવાડી | ૨૪૯ | ૧૬૯ | *મહમદભાઇ રાજેભાઇ કોરેશી | ૨૩૫ |
| ૧૪૫ | વિઠ્ઠલદાસ શાળીગ્રામ ઘાંચી | ૨૪૯ | ૧૭૦ | અંબારામ પ્રભુરામ વ્યાસ | ૨૩૫ |
| ૧૪૬ | ઉત્તમભાઇ ભાઇજીભાઇ પટેલ | ૨૪૮ | ૧૭૧ | ચંદુલાલ છગનભાઇ શાહ | ૨૩૫ |
| ૧૪૭ | છોટાલાલ મંગળલાલ ત્રવાડી | ૨૪૮ | ૧૭૨ | અમીચંદ નથુભાઇ પટેલ | ૨૩૪ |
| ૧૪૮ | નાનાલાલ મોતીરામ રાવળ | ૨૪૮ | ૧૭૩ | પરસોત્તમ મોતીભાઇ પટેલ | ૨૩૪ |
| ૧૪૯ | બહેચર દાવલભાઇ પટેલ | ૨૪૮ | ૧૭૪ | માધવપરી પ્રભાતપરી અતીત | ૨૩૪ |
| ૧૫૦ | બાળકૃષ્ણ મુળજીભાઇ ત્રીવેદી | ૨૪૭ | ૧૭૫ | લલ્લુભાઇ મહાશંકર ભટ્ટ | ૨૩૪ |
| ૧૫૧ | હલચંદ હુકમચંદ દેસાઇ | ૨૪૭ | ૧૭૬ | મણિલાલ કલ્યાણજી જોશી | ૨૩૩ |
| ૧૫૨ | *અબદુર રહેમાન મહમદભાઇ શેખ | ૨૪૭ | ૧૭૭ | તખુભા મલુભા ઝાલા | ૨૩૨ |
| ૧૫૩ | ડાહ્યાજી બાપુજી પગી | ૨૪૫ | ૧૭૮ | ચમનલાલ દયારામ પંડ્યા | ૨૩૧ |

| | | |
|---|---|---|
| ૧૭૯ | શાંતીલાલ નીહમચાલ શેઠ | ૨૩૧ |
| ૧૮૦ | અબદુલમીયા ફતુમીયા શેખ | ૨૨૯ |
| ૧૮૧ | જીવુભા જગમાલજી પરમાર | ૨૨૮ |
| ૧૮૨ | જૈનુદ્દીન હૈદરઅલી સૈયદ | ૨૨૯ |
| ૧૮૩ | ખુશ્ચરભાઈ ગોવિંદજી પટેલ | ૨૨" |
| ૧૮૪ | મહમદમીયા ઉસમાનમીયાં મલેક | ૨૨૯ |
| ૧૮૫ | નાગભાઈ રાગસગજી વાઘેલા | ૨૨૮ |
| ૧૮૬ | માણેકચંદ ગુલાબચંદ ગાંધી | ૨૨૭ |
| ૧૮૭ | જટાશંકર રેવાશંકર વ્યાસ | ૨૨૫ |
| ૧૮૮ | જીણાભાઈ જેમસિંહ ગોહેલ | ૨૨૫ |
| ૧૮૯ | મણિલાલ નાથાલાલ રવાડી | ૨૨૩ |
| ૧૯૦ | રવચંદ છોટાલાલ શાહ | ૨૨૩ |
| ૧૯૧ | નાથાભાઈ રણછોડભાઈ પટેલ | ૨૨૧ |
| ૧૯૨ | વિઠ્ઠલદાસ કાળીદાસ શાહ | ૨૨૧ |
| ૧૯૩ | ગણેશજી રમાજી ઠાકરડા | ૨૨૦ |
| ૧૯૪ | અમૃતલાલ સોમેશ્વર પંડ્યા | ૨૨૦ |
| ૧૯૫ | મગનલાલ પુંજાદાસ શાહ | ૨૧૯ |
| ૧૯૬ | લાભશંકર મોહનલાલ દવે | ૨૧૮ |
| ૧૯૭ | નાથાલાલ મુળચંદભાઈ દેસાઈ | ૨૧૮ |
| ૧૯૮ | મફતલાલ ધનાભાઈ પટેલ | ૨૧૫ |
| ૧૯૯ | માણેકલાલ ગણપતરામ ત્રિવેદી | ૨૧૪ |
| ૨૦૦ | પીરભાઈ ભીમજી ઠક્કર | ૨૧૦ |
| ૨૦૧ | ચતુરભાઈ ધનાભાઈ પટેલ | ૨૦૦ |

(અપૂર્ણ)

*ઉર્દૂ.

## ચર્ચાપત્રનો ઉત્તર.

મિ છોટાલાલ ભુધરદાસની ૧ લી ચર્ચાના ઉત્તરમા જણાવવાનું કે "મિનિટ" શબ્દને બદલે 'સેકન્ડ' શબ્દ વાચવો તે સુધારો નવી સાતમી ચોપડીમા કરેલો છે

૨ બાકીના ચર્ચાપત્રનો ઉત્તર આવતાં વર્ષમા આપીશું.

શાળાપત્ર ઓફિસ.

# પુસ્તકનો સ્વીકાર.

## સંસ્કૃત પ્રવેશિકા, ભાગ ૧ લો.

### લેખક પં. મયાશંકર અંબાશંકર શર્મા.

આ પુસ્તકના લેખક સાન્તાક્રુઝ ગુરુકુળના મુખ્ય સંસ્કૃત અધ્યાપક છે. તેમનું પુસ્તક એક જુદીજ શૈલીથી રચાયું છે. સંસ્કૃત ભાષા હાલ બોલાતી નથી, તેના વ્યાકરણના નિયમો વિદ્યાર્થીવર્ગને અઘરા પણ પડે છે. સંસ્કૃત ભાષાના વ્યાકરણનું જ્ઞાન મેળવવું એ એક મુશ્કેલ કામ મનાય છે, આથી રા. શર્માએ વ્યાકરણને ગૌણપદ આપી માત્ર ભાષાજ્ઞાન વિશેષ આપી તે દ્વારા આડકતરી રીતે વ્યાકરણના રૂપો શીખવે છે. વાક્યોની પસંદગી ઉપયોગી તથા અનુકૂળ છે. સંધિનિયમોનો ઉપયોગ કાઢી નાખ્યો છે. કેટલેક સ્થળે છાપવાની ભૂલો છે પણ બહુ જૂજ છે. સામાસિક શબ્દો, અપરિચિત કે અરૂઢ પદોનો ઉપયોગ ન થયો હોત તો સરળતામાં વૃદ્ધિ થાત. પુસ્તક વિદ્યાર્થીને અનુકૂળ થાય તેવું છે. ( શાળાપત્ર ઓફિસ )

## ઇનામ પત્રક.

ભરૂચ જિલ્લો:—

| | |
|---|---|
| કીસનાડ તા. ભરૂચ | સદ્‌ગૃહસ્થો તરફથી રૂ. ૨૦-૧૨-૦ ઇનામના |
| " | હરિભાઇ ભાઇકાભાઇની } રૂ. ૩૦ આપી. વિધવા બાઇ મંછા. } સ્કૂલ જમાડી. |
| ત્રાકળ તા. વાગરા | મોદી ખીલાલ મુસાભાઇ રૂ. ૫ા મિઠાઇના. |
| ગજેરા તા. જમ્બુસર | શાહ નાથાભાઇ પુરશોત્તમ રૂ. ૩૭ા બધી સ્કૂલોમા લાડુ વહેંચ્યા. |
| " | ઝારોળાની બાઇ કુશળ રૂ. ૧૫૧ બધી સ્કૂલો જમાડી. |
| " | સદ્‌ગૃહસ્થો તરફથી રૂ. ૧૫૧ બધી સ્કૂલો જમાડી. |
| નેત્રાવી તા. વાગરા | અમીન છિતાભાઇ જેઠાભાઇ રૂ. ૨૫-૦-૦ સ્કૂલ જમાડી. |
| અંકલેશ્વર તા. સદર કન્યાશાળા | મે. ડિ. વિ. એજયુ. ઇન્સ્પે. સા. રૂ. ૩-૦-૦ પતાસાં વહેંચ્યાં. |
| હરવાસ તા. ભરૂચ | હરિભાઇ જવેરભાઇ પટેલ } રૂ. ૧૫-૧૨-૦ } લુગડાં [illegible] |

**સુરત જિલ્લો:—**

કુંતા — વૈદ્ કાશીભાઇ મોતીરામ રૂ. ૮-૦-૦ મિઠાઇ વહેંચી.

રાંદેર — મે. એ. ઇ. સા. જે. એસ. કાદરી રૂ. ૨ ૦ ૦ પતાસા.

ધાગલધરા તા. વલસાડ — પટેલ નીચ્છા રામા કોળી રૂ. ૨૫-૦-૦નું ઘડિયાળ એક.

દેઝમપરા — લુહાર નરોતમ દયાળ રૂ. ૧૫-૦-૦ ઘડિયાળ એક.

સઠવાવ — નસરવાનજી ફકીરજી રૂ. ૬-૦-૦ મિઠાઇ વહેંચી.

વેસુ તા. ચોર્યાસી — સોની કરસનદાસ ભીમજી રૂ. ૪-૦-૦ પતાસાં.

શેઠ. પેસ્તનજી ડોસાભાઈ મારફત રૂ. ૩૦-૦-૦ પુસ્તકો.

ઉમરા તા. ચોર્યાસી — સરંગ જીવાભાઈ દીલ્યા રૂ. ૬૦-૦-૦ લાપસીનું ભોજન.

ખોરભાઠા તા. ચોર્યાસી — રઘુનાથરાવ વિઠ્ઠલરાવ તલાટી તથા વલવભાઇ મીઠાભાઇ } રૂ. પેશાબખાનું બંધાવ્યું.

વલ્લવભાઇ મીઠાભાઇ સીવવાનો સંચો. રૂ. ૩૦)નો

**દેવગઢ બારીઆ સ્ટેટ:—**

ગોધંબા — રા. બ. સુભગસિંહજી મહારાજ, રા. રા. દિવાન સા. મોતીભાઇ લલ્લુભાઇ } રૂ. ૪પાઘોપડીઓ તથા કપડા.

પીપલોદ — રા. રા. હીનકરરાય અચરતલાલ સૈયદ રૂ. ૨-૦-૦ પતાસા.

રા. રા. મોતીલાલ લલ્લુભાઇ પારેખ એમ. એ. એસ. એલ. બી. } રૂ.૨૯-૧૫-૬ મિઠાઇ, પુસ્તકો વગેરે.

**રેવાકાંઠા એજન્સિ:—**

મેવલી — ઠાકોર સાહેબ સામતસિંહ જેમનજી રૂ. ૫-૪-૦ ટોપીઓ અને માસ્તરપાગ.

સંખેડા મેવાસ — પટેલ જેસંગ કાભાઈ તથા ગોપાળદાસ હરિલાલ દેસાઈ } રૂ. ૧૫ ૦ ૦ સ્કૂલ જમાડી.

નાની સાજ — પ્રભુદાસ નાગજી પટેલ — સ્કૂલ જમાડી.

**પાલણપુર એજન્સિ:—**

સઈગામ — પ્રે. સા. કુમારશ્રી ઓહભા વખતસિંહજી ગોહીલ સા. રૂ. ૫-૧-૩ મિઠાઈ

**મહીકાંઠા એજન્સિ:—**

સાહેબા. — ગાબડના શેઠ દ્વારકાદાસ ધરમચંદ રૂ. ૨૫-૦-૦ ઘડિયાળ એક.

(અપૂર્ણ.)

## જાહેરખબર.

### નવરોજજી પેસ્તનજી વકીલ સ્કોલરશિપ.

નીચે લખેલા સ્કોલરોને ઓગસ્ટ ૧૯૨૧ માં લેવાએલી એન. પી. વકીલ સ્કોલરશિપની હરીફાઈની પરીક્ષામા એન. પી. વકીલ સ્કોલરશિપ આપવામાં આવી છે.

| નં. | નામ | ઉમર | નિશાળનું નામ | સ્કોલરશિપની રકમ | ટીકા |
|---|---|---|---|---|---|
| | વર્ગ એ. | | | | |
| ૧. | હરબાળા એચ. મહેતા. | ૧૩ | | રૂ. ૪ | |
| | વર્ગ બી. | | | | |
| ૨. | ઇન્દુમતી સી. ગેર | ૧૪ | ગર્લ્સ હાઇસ્કુલ અમદાવાદ. | રૂ. ૫ | |
| | વર્ગ ક. | | | | |
| ૩. | ફ્રેની ગીમી | ૧૧ | | રૂ. | |
| | વર્ગ ૬. | | | | |

મો. ઉ. બાગના એ. ક્ર.
આ. ની ઓફિસ, અમદાવાદ.
૨૫-૮-૨૧.

(સહી) એ. એમ. નિવાનજી
એડયુ. ઇન્સ્પેક્ટર વતી.

---

## જાહેરખબર.

નીતિના પાઠો શીખવવા માટેની પરિક્ષા આ કોલેજમાં તા. ૨૫-૭-૨૧ ના રોજ લેવાઇ હતી અને તેમાં સૌથી સારા નંબરે સુભદ્રાબેન છોટાલાલ આવ્યા હતાં, જેથી તેમને રૂ. ૨૦નો સોનાનો ચાંદ તા. ૧૮-૧૦-૨૧ ના રોજ આપવામાં આવ્યો છે.

અમદાવાદ.
મહાલક્ષ્મી ટ્રેનીંગ કોલેજ
તા. ૨૨-૧૦-૨૧.

A. M. Shillidy.
લેડી સુપ્રીન્ટેન્ડન્ટ.

---

# જાહેરખબર.

અહીંની તાલુકા સ્કૂલના પહેલા સ્પેશીયલ માસ્તરે પોતાના ઘણા જુના વખતના અનુભવથી ઘણા સારા પ્રયાસથી નીચે પ્રમાણે ગુજરાતી ચોપડીઓ ની નોટો બહાર પાડી છે.

ગુજરાતી ૧ લું ધોરણ
,, ૨ જું ,,
,, ૩ જું ,,
,, ૪ થું ,,
,, ૫ મું ,,

આ નોટોનો ઘણા જુના અનભવી માણસને બતાવતા અભિપ્રાય સારો આપેલો છે, તો મહેરબાની કરી એક વખત સેમ્પલ મંગાવવા કૃપા કરશો. પસંદ નહિ પડે તો પૈસા પાછા આપવામા આવશે. તેમજ અહીંના હેડ-માસ્તર સાહેબે ગુજરાતી ચોથા, પાચમા, અને છઠ્ઠા તેમજ અંગ્રેજી ધોરણ પહેલા, બીજા અને ત્રીજાને માટે વ્યાકરણ ઘણું સારૂં બનાવેલું છે જેની કિંમત ૦-૧-૦ છે તો મંગાવવા કૃપા કરશો.

શાહ કેશવલાલ ફુલભાઈ,
લીંમડી.

---

## " બાળશિક્ષણસાહિત્ય. "

સ્કૂલો તથા લાયબ્રેરીમાં ટાંગવા લાયક જ્ઞાનદર્શક બોર્ડો.

| | | | |
|---|---|---|---|
| બોધવચનો ૧ લી ચોપડી | ૦-૪-૬ | જોડાક્ષરો ૧ લી ચોપડી | ૦-૪-૦ |
| ,, ૨ જી | ,, ૦-૪-૬ | ,, ૨ જી | ,, ૦-૩-૦ |
| ,, ૩ જી | ,, ૦-૪-૬ | ,, ૩ જી | ,, ૦-૪-૦ |
| આંકનું ખરૂં લેખન | ,, ૦-૩-૦ | ,, ૪ થી | ,, ૦-૩-૦ |

ધાર્મિક ચિત્રોની પઝલ બોકસીસ.

| | | | |
|---|---|---|---|
| પઝલ બોકસ નં. ૧ | ૦-૪-૦ | પઝલ બોકસ નં. ૪ | ૧-૦-૦ |
| ,, નં. ૨ | ૦-૬-૦ | ,, નં. ૫ | ૧-૮-૦ |
| ,, નં. ૩ | ૦-૮-૦ | ,, નં. ૬ | ૨-૧૨-૦ |

વધુ વીગત માટે નીચેને સરનામેથી અમારૂં કેટલોગ મંગાવી વાંચો.

જીવણલાલ શંકરલાલ શાહ. ઠે. કોલાખાડી રતનપોળ—વડોદરા.